

જાન્યુઆરી
૧૯૯૪

ઑક્તાવિયો પાઝ
જ્યૉર્જ દેલિમા
પૉલ એલ્યાર
અહમદ હમેશ
ઝાક પ્રીવર્ટ
સાંદીપનિ
સમરસેટ મૉમ
શરીફા વીજળીવાળા
બહાદુરભાઈ વાંક
રતિલાલ 'અનિલ'
યજ્ઞેશ દવે
અલગારી

41284

# કંકાવટી

જાન્યુઆરી ૧૯૯૪

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૩ : અંક ૪૦૯ : મૂલ્ય : ૪ રૂપિયા
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*

તંત્રી–મુદ્રક–પ્રકાશક
રતિલાલ સૂ. 'અનિલ'
માલિક : આર. આર. રૂપાવાળા
કંકાવટી, ૨૪, રીવર બેન્ક સોસાયટી,
ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી
સૂરત–૩૯૫ ૦૦૯. ફોન નં. ૮૫૬૪૧

*

પ્રકાશન સ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સૂરત–૩૯૫૦૦૯
મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ ૪

## રાત્રિગીત / ઑક્તાવિયો પાઝ

રાત શું છે ?
વિશાળ કાળી પાંખોનું આક્રમણ
એની ગોદમાં આખી સૃષ્ટિ કંપે છે
તમામ પ્રાણીઓ પોતાના વ્યક્તિત્વની સીમામાં
આબદ્ધ કંપે છે અને પોતાને ખોઈ નાખે છે.
અને પરાજિત ક્ષણોનાં તેજ પ્રવાહીમાં વહી જાય છે.

થંભેલી હવા, ખામોશ ડાળ
નીરવ, નીંદમાં જીવંત અનંત સરોવર
આકાશના મિલનના મધુર સ્વપ્નમાં ડૂબેલી ધરતી
માણસની નસોમાં વહેતું કાળું લોહી
તે બહાર છલકાય તેને રાત કહે છે.

અને આદમી, નીંદમાં ડૂબેલા આદમીનું બદલાતું પડખું
જ્યાંથી નવી સવાર આળસ મરડીને ઊઠે છે.

## જોન કાકા / જ્યૉર્જ દલિમા

જોન કાકા ઊખડેલા વૃક્ષની જેમ મૂરઝાઈ ગયા
જોન કાકા છેલ્લા શ્વાસ લે છે
જોન કાકા નાવ ચલાવતા હતા, હળ ચલાવતા હતા

ધરતીમાંથી લીલી વનસ્પતિની દોલત ઉગાડતા હતા
કૉફી, શેરડી, કપાસ!
જોન કાકાએ ધરતીમાંથી હીરા કાઢ્યા હતા
તાજાં રસીલાં મીઠાં ફળવાળા હીરા
જોન કાકાની દીકરી
મેમસાહેબનાં બાળકોને દૂધ પિવડાવતી હતી
ધીરે ધીરે એનું લોહી નિચોવાઈ ગયું
એ પણ સુકાઈ ગઈ
જોન કાકાની ચામડી હંટરના ઘાથી ખુલ્લી જ રહેતી!
જોન કાકાની તાકાત હમેશાં
હળ અને દાતરડાના હાથા પર જ રહેતી

ગોરાઓએ જોન કાકાની વહુને છીનવી લીધી હતી
બાળકોને પાળવાપોષવા માટે

જોન કાકાનું લોહી મેમસાહેબના
ઊંચા લોહીને મળતું આવતું હતું
જેમ કે ભૂરો ગોળ સફેદ દૂધમાં ઓગળી જાય
મેમસાહેબનાં બાળકો
જોન કાકાને ઘોડો બનાવતાં હતાં
જોન કાકાને એવી અનોખી વાર્તાઓ
આવડતી હતી કે લોકો સાંભળતાં સાંભળતાં રડી પડે

જોન કાકા છેલ્લા શ્વાસ ગણે છે
બહાર રાત કાકાની ચામડી જેવી જ કાળી છે
આકાશના બધા તારા અદૃશ્ય છે
ક્યાંક જોન કાકાએ જાદુ તો ન કર્યો હોય?
જોન કાકા જાદુ પણ જાણતા હતા.

## દુર્ભિક્ષ સંસ્કૃતિ / પોલ એલ્યાર

'હું ખાઈ રહ્યો છું,'
જેને દુર્ભિક્ષ સંસ્કાર આવ્યા હોય
એવું બાળક હમેશાં આ જ જવાબ આપે છે.
શું તું આવી રહ્યો છે?—જી, હું ખાઈ રહ્યો છું.
શું તું ઊંઘે છે?—જી, હું ખાઈ રહ્યો છું.

## માત્ર તારે માટે / અહમદ હમેશ

એક નદી એવી પણ વહે છે, જે માત્ર તને જ 'પવિત્ર' કહે છે, ત્યારે બીજું કોઈ નથી હોતું, માત્ર એક વૃક્ષ હોય છે, તે માત્ર તારે માટે જ ઊગે છે.

એક હવા એવી પણ વહે છે, જે માત્ર તારા શરીરમાંથી પસાર થાય છે, ત્યારે કોઈ નથી હોતું, બસ એક સ્પર્શ હોય છે, તે માત્ર તને જ અડકે છે.

એક માટી એવી પણ હોય છે, જે માત્ર તારો પ્રેમ વાવે છે, ત્યારે બીજું કોઈ નથી હોતું, બસ એક બીજ હોય છે, જે માત્ર તારે માટે જ અંકુરિત થાય છે.

એક એવો સૂર્યપ્રકાશ પણ ચમકે છે, જે માત્ર તારા હોઠ પર જ વિલસે છે, ત્યારે બીજું કોઈ નથી હોતું, બસ, એક દિવસ હોય છે, તે માત્ર તારે માટે જ ઊગે છે.

એક વસ્તી એવી પણ આબાદ થાય છે, જેમાં માત્ર તારી સુંદરતા જ વસે છે, ત્યારે બીજું કોઈ નથી હોતું, માત્ર એક મહેરબાન દ્વાર હોય છે, જે માત્ર તારે માટે જ ખૂલે છે.

એક નીંદ એવી પણ હોય છે, જે માત્ર તને જ ઊંઘાડે છે, ત્યારે બીજું કોઈ નથી હોતું, બસ; એક સ્વપ્ન હોય છે, તે માત્ર તને જ બહેલાવે છે.

એક સાદ એવો પણ આવે છે, તે માત્ર તને જ બોલાવે છે, તે માત્ર તારે માટે જ સ્વર્ગ રચે છે, ત્યારે બીજું કોઈ નથી હોતું, બસ એક શબ્દ હોય છે, તે માત્ર તારે માટે જ લખવામાં આવે છે.

એક ઉમ્મર એવી પણ આવે છે, જે માત્ર તારે માટે જ ગુજરે — પસાર થાય છે, ત્યારે બીજું કોઈ નથી હોતું, બસ; માત્ર, 'જીવન' હોય છે, તે માત્ર તને જ ભેટ ચડે છે. □

(પાકિસ્તાની રચના)

## જન્મ / ઝાક પીવર્ટ

પેટીમાં સફેદમાં સફેદ ચાદરો
પલંગ પર લાલ ચાદર
મામાં એક શિશુ
પ્રસવપીડામાં એક મા

પિતા પરસાળમાં
પરસાળ ઘરમાં
ઘર એક નગરમાં
નગર અંધકારમાં
મોત છુપાયેલું માની એક ચીસમાં
બાળક — નવી જિંદગીમાં.

## રસ્તો / સાંદીપનિ

મધરાતે એકલ નિસ્તેજ થાકેલો પડેલો માર્ગ જોતાં લાગેછે: આખા દિવસની વ્યસ્તતાએ આને બસ આ જ કમાણી કરી આપી? કોઈ એના પર એંઠા કાગળ ફેંકી ગયું છે, વાહનોમાંથી પડેલા તેલનાં નિશાન છે, ન ગમે એવી વાહનોનાં પૈડે કચડાયેલી પિસાયેલી ધૂળ છે... અત્યારે એની પાસે કેવળ ઘોંઘાટરહિતતાની રાહત સિવાય શું છે? આટઆટલાં ગમન-આગમન પછીયે તેની પાસે કોઈ સ્મરણ છે ખરું? કોઈ સિગારનું સળગતું ઠૂંઠું ફેંકી ગયું, કોઈએ પાનની પિચકારી વીંઝી, કોઈએ વળી પગ પણ થપકાર્યો હશે... નાનાં નાનાં પગલાંના પગરવ તો નહિ હોય એની પાસે, અને હશે તો ઘોંઘાટે અને સડસડાટ દોડચે જતાં પૈડાંઓએ એને કચડી નાખ્યા હશે... આ વિખ્યાત માર્ગે દિવસભર અતિવ્યસ્ત રહી દિવસને અંતે શી કમાણી કરી? કદાચ પોલીસે ટ્રાફિક રોકી કોઈ પછડાઈ પડેલા માણસની પીડાને અવગણીને તટસ્થભાવે, અસ્પૃશ્યભાવે એના પર કશુંક નજીકની દુકાનેથી મંગાવી તેના પર બેસી કાગળિયાં કર્યાં હશે... અને મન અભિસારિકાના પથે આંખ માંડે છે તો પગલાં, પદસ્પર્શનો કેફ ચડ્યો હોય એમ એ કેડી અલસ પડી છે... કાં એ દૂર સરી ગયેલા પગરવને કાન માંડીને એકચિત્તે સાંભળ્યા કરે છે, ગંતવ્યસ્થાન નિકટ આવતાં વધી ગયેલા અભિસારિકાના શ્વાસોચ્છ્વાસના બોલાશ જેવા મધુર ધ્વનિને એ સાંભળે છે...

એક સાદ એવો પણ આવે છે, તે માત્ર તને જ બોલાવે છે, તે માત્ર તારે માટે જ સ્વર્ગ રચે છે, ત્યારે બીજું કોઈ નથી હોતું, બસ એક શબ્દ હોય છે, તે માત્ર તારે માટે જ લખવામાં આવે છે.

એક ઉમ્મર એવી પણ આવે છે, જે માત્ર તારે માટે જ ગુજરે — પસાર થાય છે, ત્યારે બીજું કોઈ નથી હોતું, બસ; માત્ર, 'જીવન' હોય છે, તે માત્ર તને જ ભેટ ચડે છે. □

(પાકિસ્તાની રચના)

## જન્મ / ઝાક પીવર્ટ

પેટીમાં સફેદમાં સફેદ ચાદરો
પલંગ પર લાલ ચાદર
આમાં એક શિશુ
પ્રસવપીડામાં એક મા

પિતા પરસાળમાં
પરસાળ ઘરમાં
ઘર એક નગરમાં
નગર અંધકારમાં
મોત છુપાયેલું માની એક ચીસમાં
બાળક — નવી જિંદગીમાં.

કેટલાંક પગલાં એવાં હોય છે કે તે પોતાની સાથે કેડીને પણ લઈ જાય છે... તેના આગમને એ કેડી બીજી જ બની ગઈ હતી. તેને એ જતી વખતે પગલે પગલે ઉપાડતો જાય છે... પથરાયેલી લાલ જાજમ સંકેલાય તે તો સ્થૂળ આંખો જુએ છે, પણ નવી પથરાતી અને વિદાય સાથે સંકેલાયે જતી કેડીને તો વિદાયનાં પગલાંને જોઈ રહેલી આંખ જ જોઈ શકે છે... અને છતાં એક અદૃશ્ય ફોરમ તો એ કેડી પર રહી જ જાય છે અને તે જ તો વ્યાકુળ કરે છે. સુગંધી શ્વાસ-ઉચ્છ્વાસે હવાને નવો પ્રાણ આપ્યો છે તેને લઈ જવા માટે આવતો પવન પણ અળખામણો લાગે છે... આ પ્રાણમય ગંધને વિખેરી નાખવામાં તને તે કયો ક્રૂર આનંદ આવે છે? એમ પૂછવાનું મન થઈ જાય...

એવા જ કોઈ સુગંધી ઉચ્છ્વાસ છોડી કેડીએ થઈને ચાલ્યા ગયેલા નાયકને મળેલી, બારીએથી પાછી ફરે છે. એ અરીસા પાસે જાય છે અને પરિચિત ચહેરાને બદલે કોઈ બીજો જ ચહેરો જુએ છે! સખીને પૂછે છે:

**સખી, કહે તો—**
**હું પણ શું એની સાથે જ**
**પ્રવાસે ચાલી ગઈ છું?**
**આ દર્પણમાં તો**
**કોઈ જુદી જ સુમુખી દેખાય છે!**

ડૉ. હરિવલ્લભ ભાયાણી અનૂદિત આ મુક્તક કહે છે કે આવનાર હૃદય જ નહિ, ચહેરો પણ લઈ જાય છે! કેડીને તો પેલા વહાણે ચડવાના પાટિયાની જેમ ઉપાડી લઈ શકાતી નથી, તો ચાલ, હું જ એની સાથે એને ખબર ન પડે એ રીતે ચાલી જાઉં! અરે એવા સંકલ્પની જાગૃતિયે ક્યાં હોય છે? એણે અરીસામાં જોયું ત્યારે જ જાણ થઈ – હું તો એની સાથે જ ચાલી ગઈ છું – આ તો કોઈ બીજી સુમુખી છે!

ચમત્કારિક સ્પર્શો કેવું રૂપાન્તર કરી નાખે છે! જ્યાં જ્યાં સ્પર્શ થયો હોય ત્યાં ત્યાં બધું બદલાઈ જાય છે... પેલી કેડી પણ તેના આગમન પહેલાં હતી એવી ક્યાં છે! એના પદસ્પર્શે એનું પણ રૂપાન્તર થઈ ગયું છે અને જે ચહેરે હસ્તસ્પર્શ થયો એ પણ બદલાઈ ગયો... એ સ્પર્શ સાથે જ જાણે હતો એ ચહેરો ચાલ્યો ગયો...

અનુભૂતિનું શબ્દોમાં રૂપાન્તર એ કવિતા છે, તો આ રૂપાન્તર શું છે? એ માત્ર નાયિકાની જ કવિતા રહેતી નથી, તે ભાવકનીયે કવિતા બની જાય છે. ભાવક પણ પહેલાં જે હતો તે રહેતો નથી, કાવ્યસ્પર્શે એનું પણ રૂપાન્તર થતું જાય છે...? એ એક બીજી વાત બની લાગે છે.

પોતાનું એક અપરિચિત રૂપ પોતામાં જ સંતાઈને બેઠું હોય છે. નોકર રાખનારા એને હાંક મારવાની ઉદ્ધતાઈ કરે છે ખરા, પણ તે બહાર આવતું નથી, પણ કોઈ એવી વ્યક્તિ આવે છે, અસ્તિત્વને સ્પર્શે છે કે પેલું છુપાઈને બેઠેલું આપણું રૂપ આપોઆપ પ્રગટ થઈ જાય છે: 'અરે, હું આ પણ છું!' એવો આશ્ચર્યભાવ પ્રગટ કરવાની ક્ષણ તો ત્યારે નથી હોતી, પણ ટાણું ઊજવાઈ ગયા પછી પેલું સ્વરૂપ પાછું અંતરંગમાં ઓગળી જાય છે છતાં તેની આભા, તેની માદક ગંધ આછી આછી તો રહી જ જાય છે અને થાય છે: 'અરે, હું આ પણ છું? આને તો હું જાણતો જ નહોતો!' જીવનમાં એવો ચેતનસ્પર્શ, સંજીવનસ્પર્શ ન થાય ત્યાં સુધી આપણે પોતે પણ આપણા એક ગોપિત રૂપથી અજાણ્યા રહી જઈએ છીએ. જેના જીવનમાં એવો પારસમણિ સ્પર્શ છે તે ધન્ય છે, અને એ ધન્યતા જ એવી અંગત હોય છે કે પોતે પણ બીજા માટે પારસમણિ બન્યાની એને જાણ પણ હોતી નથી....



આભારઝલ્લો રસ્તો પડી રહ્યો છે, એને ઉપાડી શકાય એમ નથી. એ આમ જ પડી રહેશે અને ફરી એના પર ગમન-આગમન ચાલ્યા કરશે. એના પર પડનારી નજરને આવ-જાના ઘસરકા લાગ્યા કરશે, પેલી કેડી નજરને સ્થિરતા આપે છે એવી શક્તિ એનામાં નથી. અહીંથી જનારા કોઈ ને કોઈ સ્થૂળ ચીજ નહિ તો બોજિલ આશય લઈને જાય છે, એ સાર્વજનિક ચહેરાને હાથ છે, પણ એક સ્પર્શે કોઈનો ચહેરો લઈ જવાની ચમત્કારિક શક્તિ એનામાં નથી. ▣

૧૩–૧૦–'૮૮



## સાભાર સ્વીકાર

**હરિશ્ચંદ્ર ભટ્ટનાં કાવ્યો:** સં. ડૉ. પ્રવીણ દરજી: પ્ર. આદર્શ પ્રકાશન, ૨૯૯૮/૧ રાયખડ રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧, મૂલ્ય ૨૫ રૂપિયા.

**પુષ્પબિન્દુ:** વિચારકણિકાઓ: સં. પ્ર. પુષ્પા ગાંધી, ધીરેન ગાંધી, ૨, રામકૃષ્ણનગર, રાજકોટ – ૩૬૦ ૦૦૨, અમૂલ્ય.

## બપોરનું એ ખાણું !! મૂ. લે. સમરસેટ મોમ

અનુ. શરીફા વીજળીવાળા

ચાલુ નાટકે અચાનક તેની સાથે મારી આંખ અથડાઈ જતાં તેણે ઇશારો કર્યો. એટલે મધ્યાન્તર દરમિયાન હું તેની પાસે જઈને બેઠો. હું તેને છેલ્લે મળ્યો એ વાતને ઘણાં વર્ષો વીતી ગયાં હતાં. એટલે જો કોઈકે તેના નામનો ઉલ્લેખ કર્યો ન હોત તો હું ભાગ્યે જ તેને ઓળખી શક્યો હોત. એકદમ ઉલ્લાસભેર તે મારી સાથે વાતોએ વળગી.

"આપણે પહેલી વાર મળ્યાં એ વાતને ઘણાં વર્ષો થઈ ગયાં, નહિ? સમય કેટલી ઝડપે દોડે છે? ને વીતતા જતા સમય સાથે આપણે કંઈ નાનાં તો થવાનાં નથી. હું તમને પહેલી વાર મળી તે પ્રસંગ તમને યાદ છે ખરો? તમે મને બપોરના ખાણા માટે પૂછયું હતું."

'ભલા, એ તે કંઈ ભૂલી શકાય એવું હતું?!"

આજથી વીસ વર્ષ પહેલાં જ્યારે હું પેરિસમાં રહેતો હતો ત્યારની એ વાત હતી. લૅટિન કવાર્ટરમાં આવેલા એક નાનકડા ઍપાર્ટમેન્ટમાં હું રહેતો હતો. મારા ઍપાર્ટમેન્ટમાંથી કબ્રસ્તાન સામે જ દેખાતું હતું. માંડ માંડ બે છેડા ભેળા થાય એટલું ઓછું હું કમાતો હતો. આ સ્ત્રીએ મારું એક પુસ્તક વાંચ્યું હતું અને પછી મને એ પુસ્તક વિશે કાગળ લખ્યો હતો. અને હમણાં જ તેનો બીજો કાગળ આવ્યો. જેમાં લખ્યું હતું કે તે પેરિસમાંથી

પસાર થવાની હતી અને મારી સાથે વાતચીત કરવાની તેની ઇચ્છા હતી. પણ સમયની મારામારીને કારણે માત્ર આવતા ગુરુવારે જ મને મળી શકવા જેટલો અવકાશ તેની પાસે હતો. તે લક્ઝમબર્ગમાં સવાર ગાળવાની છે એવું તેણે લખ્યું હતું. અને તેણે પૂછ્યું હતું કે હું તેને બપોરનું હળવું ભોજન ફોયોટમાં આપીશ? આ ફોયોટ એવું રેસ્ટોરન્ટ હતું જ્યાં ફ્રાન્સના ધારાસભ્યો જમતા. અને ફોયોટમાં જવું એ મારા ખિસ્સાની પહોંચથી એટલી દૂરની વાત હતી કે મેં ત્યાં જવાનો કદી વિચાર પણ નો'તો કર્યો. પણ આ તો કોઈ મને મસ્કા મારતું હતું. વળી કોઈ પણ સ્ત્રીને ના પાડવા માટે હજી હું વધુ પડતો નાનો હતો. (જોકે મારે અહીં એ ઉમેરવું જોઈએ કે અમુક માણસો ઘરડા થાય તોય પોતાની વાતનો પ્રભાવ કોઈ સ્ત્રી પર પાડી શકવાનું ક્યાં શીખે છે?)

મારી પાસે એંશી ફ્રાન્ક (સોનાના) હતા. જેમાંથી મારે આખો મહિનો ખેંચવાનો હતો. આમ તો એક સામૂલી ભોજન પંદર ફ્રાન્કથી વધવું ન જોઈએ. જો આગામી બે અઠવાડિયાં માટે હું કોફી પીવાની છોડી દઉં તો હું બધું જ સરસ રીતે ગોઠવી શકું.

મારી પત્રમિત્રને મેં જવાબ લખી દીધો કે ગુરુવારે બપોરે સાડાબારે હું તેને ફોયોટમાં મળીશ. જોકે મારી અપેક્ષા જેટલી તે જુવાન ન હતી અને દેખાવે પણ આકર્ષક કરતાં ભપકાદાર વધુ હતી. હકીકતે તે ચાલીસેક વર્ષની હશે. (મોહક ઉંમર, પણ એવી નહિ જે પ્રથમ નજરે જ અચાનક તોફાની લાગણીઓ જગાવે.) તેને જોતાં જ મને લાગ્યું કે તેના દાંતની સંખ્યા હોવી જોઈએ તે કરતાં વધુ હતી. તેના દાંત સફેદ, મોટા અને એકસરખા હતા. તે વાતોડિયણ હતી. પણ હવે તે મારા વિશે બોલવાની હોય એવું લાગતાં હું એકદમ ધ્યાનથી સાંભળવા તૈયાર થયો.

વેઇટર જ્યારે મેનુકાર્ડ લાવ્યો ત્યારે ભાવ જોઈને હું ચમકી ગયો. કારણ મારી ધારણા કરતાં ભાવ ઘણા વધારે હતા. પણ

તે આવું બોલી એટલે મારી ભીતિ દૂર થઈ.

"હું બપોરે ક્યારેય કશું ખાતી નથી."

"અરે એવું તે કંઈ ચાલે!" એ એકદમ ઉદારતાથી કહ્યું.

"હું કદી પણ એકથી વધુ ચીજ ખાતી નથી. મને લાગે છે કે હવે, લોકો વધારે પડતું જ ખાય છે. હું કદાચ જરાક અમસ્તી માછલી ખાઈશ. જો કે મને નથી લાગતું કે તેમની પાસે એકાદ સૅમન (ગુલાબી રંગના માંસવાળી રૂપેરી માછલી) હોય."

સૅમન મળવા માટે જોકે આ સમય ઘણો વહેલો હતો. મેનુ-કાર્ડમાં પણ એનું નામ ન હતું. પણ તોય મેં વેઇટરને સૅમન છે કે નહિ તે અંગે પૂછ્યું. હા રે હા... હમણાં જ એક સુંદર સૅમન આવી હતી. તેઓને ત્યાં પણ મોસમની આ પહેલી સૅમન હતી. મેં મારી મહેમાન માટે તે મંગાવી. વેઇટરે આવીને પૂછ્યું કે માછલી રંધાઈ રહે તે સમયગાળામાં કશુંક પીવું હોય તો...

"ના," જવાબ આપતાં તે બોલી, "હું કદી પણ એક ચીજથી વધુ ખાતી નથી. હા, જો માછલીનાં આથેલાં ઈંડાં મળી જાય તો ચાલે. મને એ ખાવામાં કદી વાંધો નથી હોતો."

મારું હૈયું જરાક બેસતું લાગ્યું. હું જાણતો હતો કે મને આ વાનગી પોસાઈ શકે એમ નથી. પણ હું તેને એવું કહી પણ નો'તો શકતો. એટલે પછી મેં વેઇટરને માછલીનાં આથેલાં ઈંડાં લાવવા કહ્યું. મારા માટે મેં મેનુકાર્ડમાંની સૌથી સસ્તી વાનગી 'મટન ચૉપ' પસંદ કરી.

"મને લાગે છે કે માંસ ખાવામાં તમે ડહાપણ નથી કરતા," તેણે કહ્યું. "મને એ જ નથી સમજાતું કે માંસ જેવી પચવામાં ભારેખમ ચીજ ખાધા પછી કોઈ કામ કઈ રીતે કરી શકે? હું તો મારા પેટમાં જરૂર કરતાં જરા પણ વધુ ભરવામાં બિલકુલ નથી માનતી."

હવે પ્રશ્ન ઊભો થયો પીણા બાબતે.

"હું બપોરે કદી પણ કશું પીતી નથી." તે બોલી.

"હું પણ નથી પીતો." મેં જરાય સમય બગાડયા વગર ફટાક દઈને કહી દીધું.

"—સિવાય કે શેમ્પેઇન જેવું કશું મળે." હું જાણે કંઈ બોલ્યો જ ન હોઉં એમ તેણે પોતાની વાત ચાલુ રાખતાં કહ્યું. "આ ફ્રાન્સનો 'વ્હાઈટ વાઇન' એટલો તો હળવો હોય છે! પાચનક્રિયા માટે તો એ ખરેખર જ અદ્‌ભુત છે."

"તમે શું લેવાનું પસંદ કરશો ?" હજી પણ મહેમાનનવાજી નિભાવતાં મેં કહ્યું. પણ હવે મારા બોલવામાં લાગણીનો ઊભરો ન હતો.

તેણે તેના ધોળા ફૂલ દાંત ચમકાવી ખુશમિજાજ, મળતાવડું સ્મિત કર્યું.

"મારા ડૉક્ટરો મને શેમ્પેઈન સિવાય કશું પણ પીવાની છૂટ આપતા નથી."

મને લાગ્યું કે હું જરાક ઝાંખો પડી ગયો હતો. મેં અર્ધી બાટલી મંગાવી. મેં વાતવાતમાં જ કહી દીધું કે મારા ડૉક્ટરે તો મને શેમ્પેઈન પીવાની એકદમ કડક મનાઈ ફરમાવેલ છે.

"તો પછી તમે શું પીશો ?"

"પાણી."

તેણે સેમન માછલી ખાધી, બાફેલાં ઈંડાં પણ ખાધાં. તે મોજથી કળા ને સાહિત્ય ને સંગીત વગેરેની વાત કર્યે જતી હતી. પણ હું તો બિલ કેટલું આવશે તેની ચિંતામાં જ ઊંચોનીચો થતો હતો. જ્યારે મારું મટન ચોપ આવ્યું ત્યારે તો તેણે મને ગંભીર થઈને ધમકાવી જ નાખ્યો.

"હું જોઉં છું કે તમે બપોરે એકદમ ભારેખમ ભોજન લેવા ટેવાયેલા છો. તમે ચોક્કસપણે ભૂલ કરો છો. તમે કેમ મારી જેમ

એક જ વસ્તુ નથી ખાતા? મને ખાતરી છે કે એવું કરવાથી તમને ઘણું સારું લાગશે."

"હું તો માત્ર એક જ ચીજ ખાવાનો છું" વેઇટર ફરીથી મેનુકાર્ડ લઈને આવ્યો એટલે મેં કહ્યું.

તેણે એકદમ આનંદથી વેઇટર સામે હાથ હલાવ્યો "નહિ, નહિ, ભાઈ, હું તો બપોરે ક્યારેય કશું જ ખાતી નથી. માત્ર એકાદ કોળિયો ખાઈ લઉં. મને ક્યારેય એથી વધુ ખાવાની જરૂર પડતી નથી. અને એટલુંય વાતચીત કરતાં કરતાં ખાવું પડે એટલે ખાઈ લઉં છું. આમ તો આથી વધારે કંઈ જ ખાઈ શકવાની શક્યતા નથી. પણ જો તેમની પાસે સરસ અસ્પેરગસ (શતાવરી-માંથી બનતી વાનગી) હોય તો મને ખાવામાં વાંધો નથી. જો અસ્પેરગસ ખાધા વગર જ મારે પેરિસ છોડવું પડશે તો મને ખરેખર જ દુ:ખ થશે."

મારું હૈયું બેસી ગયું. મેં દુકાનોમાં આ ચીજ જોઈ હતી અને હું જાણતો હતો કે તેની કિંમત ભયાનક ઊંચી હતી. કેટલીયે વાર દુકાનમાં અસ્પેરગસ જોઈને જ મારા મોંમાં પાણી આવી જતું.

"મેડમ એ જાણવા માગે છે કે તમારી પાસે અસ્પેરગસ છે કે નહિ." મેં વેઇટરને કહ્યું.

પેલો ના પાડે એટલા માટે મેં મારાથી થઈ શકે તે બધી જ કોશિશ કરી જોઈ. પણ તેના પહોળા, પાદરી જેવા ચહેરા પર ખુશનુમા સ્મિત રેલાવતાં તેણે મને ધરપત આપી: "અમારે ત્યાં એટલાં મોટાં, ભવ્ય અને કૂણાં અસ્પેરગસ છે કે તમને એકદમ અદ્ભુત જ લાગશે."

"મને જરા પણ ભૂખ નથી" મારી મહેમાને નિસાસો નાખતાં કહ્યું. "પણ તમે આગ્રહ કરો છો તો પછી જરાક ખાવામાં મને વાંધો નથી."

મેં અસ્પેરગસ મંગાવ્યાં.

"તમે આમાંથી જરાય નહિ ખાઓ?"

"ના, હું ક્યારેય અસ્પેરગસ ખાતો નથી."

"હું જાણું છું કે ઘણા લોકોને આ ચીજ પસંદ નથી. હકીકત તો એ છે કે તમે લોકો માંસ ખાઈને તમારી સ્વાદેન્દ્રિયનું સત્યાનાશ વાળી દો છો."

અસ્પેરગસ તૈયાર થાય ત્યાં સુધી રાહ જોતાં અમે બેઠાં. હું ભયનો માર્યો થીજી ગયો હતો. બાકી રહેલા મહિના માટે મારી પાસે પૈસા વધશે કે નહિ એવી ચિંતા હવે ન હતી. પણ હવે તો મારી પાસેના પૈસા બિલ ભરવા માટે પૂરતા થઈ રહેશે કે નહિ તેની ચિંતા થતી હતી. જો દસેક ફ્રાન્ક ઓછા પડે અને મારે મારી મહેમાન પાસેથી ઉછીના લઈ તેનું ઋણ માથે ચડાવવાનો વખત આવે તો મને મરવા જેવું લાગે. હું એવું તો કરી જ ન શકું. મારી પાસે કેટલા પૈસા હતા તે હું બરાબર જાણતો હતો. એટલે મેં મારા મગજમાં એક યુક્તિ વિચારી રાખી કે જો મારી પાસેના પૈસા કરતાં બિલ મોટું આવશે તો હું મારા ખિસ્સામાં હાથ નાખી, નાટકીય ઢબે રાડ પાડીશ અને કહેવા લાગીશ કે કોઈ મારું ખિસ્સું કાપી ગયું. અલબત્ત જો મારી મહેમાન પાસે પણ બિલ ભરવા જેટલા પૈસા નહિ નીકળે તો હાલત કઢંગી થવાની. અને તો પછી એક જ રસ્તો બચે: મારે મારી ઘડિયાળ ત્યાં છોડવી પડે અને કહેવું પડે કે હું પછીથી આવીને પૈસા ચૂકવી જઈશ.

અને અસ્પેરગસનાં દર્શન થયાં. તે એકદમ જ મોટાં, રસાદાર અને ખાવા માટે લલચાવે તેવાં હતાં. પ્રાચીનકાળમાં પુણ્યશાળી યહૂદીઓએ ધરાવેલા ભોગથી જેહોવાના મોંમાં જેવું પાણી આવી જતું એવું જ પાણી પીગળેલા માખણની સુગંધથી મારા મોંમાં વછૂટયું. તે બેફિકરી બાઈને ડાચું ભરાઈ જાય તેવા મોટા કૂચા

મોઢામાં ઠૂંસતી ને ગળા નીચે ધકેલતી જોતાં જોતાં વિવેકનો માર્યો હું બાલકન્સમાં નાટકોની પરિસ્થિતિ વિશે ચર્ચા કરતો રહ્યો. આખરે તેણે ખાવાનું પૂરું કર્યું.

"કૉફી?" મેં પૂછ્યું.

"હં... પી કાઢીએ. માત્ર આઇસક્રીમ અને કૉફી." તેણે કહ્યું.

હવે મને જરાય પડી ન હતી. એટલે મેં મારા માટે કૉફી અને તેના માટે આઇસક્રીમ અને કૉફી મંગાવ્યાં.

"તમને ખબર છે? હું હંમેશા એક વાતમાં ખાસ માનું છું." આઇસક્રીમ ખાતાં તેણે કહ્યું. "દરેક માણસે બે કોળિયા જેટલી ભૂખ બાકી હોય ત્યારે ખાવાનું છોડી દેવું જોઈએ."

"તમને હજુ ભૂખ લાગી છે?" બેભાન થવાની અણી પર મેં પૂછ્યું.

"અરે, નહિ, મને જરાય ભૂખ નથી. મેં તો કહ્યું જ ને કે હું બપોરે તો ખાતી જ નથી. સવારે એક કપ કૉફી અને પછી સીધું રાતે ખાઉં. બપોરે તો આમેય ક્યારેય હું એકથી વધુ ચીજ ખાતી જ નથી. આ તો ખાસ તમને ધ્યાનમાં રાખીને હું કહું છું."

"હેં? એમ છે! ઠીક."

અને પછી એક ભયાનક ઘટના બની. અમે હજુ અમારી કૉફીની રાહ જોઈને બેઠાં હતાં ત્યારે જ બરાબર મુખ્ય વેઇટર એના છેતરામણા ચહેરા પર મસ્કા મારતું સ્મિત મઢીને આવ્યો. મોટાં મોટાં પીચથી છલોછલ ભરેલી એક ટોપલી લઈને તે આવ્યો હતો. કોઈ નિર્દોષ, નમણી કન્યાના ખુશીથી લાલ થઈ ગયેલા ચહેરાની ઝાંય જેવો પીચનો રંગ હતો. ઇટાલીના કોઈ ભૂમિદશ્યની સમૃદ્ધ છાલક તેમાંથી વરતાતી હતી. પણ આ તો પીચની મોસમ હતી જ નહિ. તો પછી અત્યારે પીચ આવ્યાં ક્યાંથી? હવે આની કિંમત શું હશે એ તો ઈશ્વરને જ ખબર. મને પણ ખબર પડી —

પણ જરાક મોડી. મારી મહેમાન સાથે વાતચીત કરતાં કરતાં અજાણ-પણે જ મેં એક પીચ લીધું.

"હવે જુઓ, તમે ઢગલોએક માંસ ખાઈને તમારું પેટ તો ભરી દીધું છે." — મારું એકનું એક બિચારું જરાક અમસ્તું મટન ચોપ!! — "અને હવે તમે વધુ ખાઈ ન શકો. પણ મેં તો માત્ર નાસ્તો જ કર્યો છે એટલે હું પીચની મજા માણી શકું."

બિલ આવ્યું અને જ્યારે મેં પૈસા ચૂકવ્યા ત્યારે ખબર પડી કે વેઇટરને બક્ષિસ આપવા જેટલા પૈસા બચ્યા ન હતા. વેઇટર માટે મૂકેલા ત્રણ ફ્રાન્ક સામે એકાદ ક્ષણ પૂરતી તેની આંખ સ્થિર થઈ અને હું જાણી ગયો કે તે મને ચિંગૂસ ધારતી હતી. પણ જ્યારે હું રેસ્ટોરન્ટની બહાર નીકળ્યો ત્યારે આખો મહિનો મારી સામે પડ્યો હતો અને મારા ખિસ્સામાં એક કાણી પાઈ પણ ન હતી.

"મારું અનુકરણ કરો. બપોરે કદી પણ એકથી વધુ ચીજ ન ખાવી." મારી સાથે હાથ મિલાવતાં તેણે કહ્યું.

"હું તેનાથી પણ વધુ કરી શકીશ. આજે રાતે હું ભોજન જ નહિ લઈ શકું," મેં ફટાક દઈને કહ્યું.

કૂદકો મારી ઘોડાગાડીમાં ચડતાં એકદમ મોજથી તે બોલી,

"રમૂજી! તમે ખરેખર સારી રમૂજ કરી શકો છો."

પણ આખરે મને સારો બદલો મળી ગયો. હું એક કિન્નાખોર માણસ હતો એવું હું નથી માનતો પણ જ્યારે અજર અમર ઈશ્વરે આ આખી ઘટનામાં ભાગ ભજવ્યો ત્યારે જે પરિણામ આવ્યું તે આત્મસંતોષ આપે તેવું હતું. આજે તેનું વજન એકવીસ સ્ટોન છે. (૧ સ્ટોન = ૧૪ રતલ) □

## ધક્કો / બહાદુરભાઈ જ. વાંક

સિટી બસની પ્રતીક્ષા કરતાં કરતાં વિવેકે રસ્તા ઉપર દૂર દૂર નજર દોડાવી. રસ્તા ઉપર દોડી રહેલાં વાહનોના ડીઝલ-પેટ્રોલ-ના ધુમાડામાં તેની આંખો ગિલોલમાંથી છૂટતા પહાણાની જેમ ફંગોળાઈ રહી હતી. બસ ન રોકતાં તેની બેચેનીનો પાર રહ્યો નહિ. ડેપોએ ફરજ ઉપર પહોંચવાનો સમય થતો આવતો હતો. ડેપોમાં કોણ જાણે કેટલી બસો ડીઝલ માટે તેની પ્રતીક્ષા કરતી ઊભી હશે ! ને અહીં પોતે સિટી બસની પ્રતીક્ષામાં... આમ તો રોજ સમયસર જ બસ આવતી હતી, પણ આજે કોણ જાણે... ને તેણે રિક્ષામાં બેસી ડેપોએ પહોંચવાનું વિચાર્યું. તે એકાદ રિક્ષાને ઊભી રાખવાની મથામણમાં હતો, ત્યાં જ પાછળથી કોઈએ તેના વાંસામાં ધબ્બો માર્યો. સફાળા ઝબકી જતાં તેણે પાછળ જોયું. અપ-ટુ-ડેટ પોશાકમાં સજ્જ એક વ્યક્તિ તેની સામે ઊભી હતી...

"તું વિવેક પંડ્યા જ ને ?" પેલી વ્યક્તિએ પૂછ્યું.

"હા... હા... હું જ... તમે કોણ ?" વિવેકે કંઈક આશ્ચર્ય અનુભવતાં પૂછ્યું.

પેલો હસી પડ્યો ને તેનો હાથ હાથમાં લેતાં બોલ્યો : "બસ, ભૂલી પણ ગયો ? જરા યાદ તો કર..."

વિવેક તેની સામે દ્વિધાભરી નજરે જોતાં બોલ્યો : "સોરી... મને કશું જ યાદ આવતું નથી... તમે જ કંઈક સ્પષ્ટતા કરો

તો... તમને ક્યાંક જોયા હોય તેવું તો લાગે જ છે..."

"હું પ્રકાશ... પ્રકાશ ઓઝા... તારી સાથે એક જ વર્ગમાં ફોર્થથી ઠેઠ મેટ્રિક સુધી ભણ્યો, તોય તું મને ભૂલી ગયો? યાદ આવે છે જેતપુર કસ્તૂરીબાઈ હાઈસ્કૂલ...?"

અચાનક યાદ આવી જતું હોય તેમ વિવેક તેના ચશ્માંના જાડા કાચમાંથી ધારી ધારીને જોતાં બોલી ઊઠ્યો : "અરે... પ્રકાશ તું... યાર તું તો કોઈ મોટા સાહેબ જેવો જ... હું તો તને ઓળખી પણ ન શક્યો. કેમ છે? ક્યાં છે તું?"

"હું એક એડવર્ટાઈઝિંગ કંપનીમાં મેનેજર છું. કામ સબબ ગઈ કાલે જ અહીં આવ્યો છું. તું આ શહેરમાં છે એની તો મને કશી ખબર જ નહિ. આજ વીસેક વર્ષ પછી આપણે પહેલી જ વખત મળી શક્યા... તું તો સાવ કેવો થઈ ગયો છે! સાવ આવું શરીર કેમ થઈ ગયું?"

વિવેક તેના પ્રશ્નને ઉડાવી દેતાં બોલ્યો : "યાર, તને તો સારી જેમ મળી ગઈ..." ને ચશ્માં ઉતારી કાચ સાફ કરતાં ઉમેર્યું : "હું તને મારા આ જાડા કાચનાં ચશ્માંમાંથી ઓળખી પણ ન શક્યો."

"હા, તારા ચશ્માંના કાચ જાડા થઈ ગયા છે... પણ તારી આંખો પણ... હાલ શું કરે છે?"

"હું તો અહીં એસ.ટી. ડેપોમાં રાઈટર તરીકે ફરજ બજાવું છું ને..." વિવેક આગળ બોલતાં અટકી ગયો.

"શું એસ.ટી.માં રાઈટર તરીકે જ ફરજ બજાવે છે? મને તો એમ હતું કે તું તો ક્યાંક મોટો ઓફિસર જ..." ને વિવેકના હાથ સામે નજર નાખતાં પ્રકાશ બોલ્યો : "આ તારી હથેળીઓ કાળી કેમ પડી ગઈ છે?"

વિવેકને બોલવું નહોતું, છતાં બોલી જવાયું : "બસમાં ડીઝલ પૂરતી વખતે ડીઝલ ટેંકનાં ઢાંકણાં ખોલી ખોલીને જ... શું

કરું ? ફરજ એની છે કે ... " ને તે પ્રકાશને પાસેની કેબિનમાં ચા પીવા ઢસડી ગયો.

વિવેકની હથેળીની બધી જ રેખાઓ કાળા રંગમાં દબાઈ જતી જોઈને પ્રકાશને તેની પરિસ્થિતિનો ખ્યાલ તો આવી જ ગયો. ચાનો ઘૂંટડો ગળે ઉતારતાં વ્યગ્ર સ્વરે તે બોલ્યો : "યાર, તારા જેવો એક વખતનો સ્કોલર વિદ્યાર્થી આવા ભંગાર ખાતામાં કઈ રીતે ભરાઈ પડ્યો તેનું મને આશ્ચર્ય થાય છે... "

વિવેક હસી પડ્યો : "મારી વાત જ જવા દે... મને તો આશ્ચર્ય થાય છે – તારા જેવો ઠોઠ વિદ્યાર્થી માતબર કંપનીનો મૅનેજર કઈ રીતે બની ગયો તેનું... "

"હા, તારી વાત સાચી છે. ભણવામાં તો હું સાવ ઢ જ હતો... આપણને તો કંઈ યાદ જ રહે નહિ ને... તારી જ નોટ-બુકોમાંથી થોડા થોડા ઉતારા કરીને જ... "

"હા, મને પણ થોડું થોડું યાદ છે. તારું અભ્યાસનું સૂત્ર હતું – ભણે એ બીજા... !"

પ્રકાશ હસી પડ્યો : "હા, એટલે જ તો ચોરીઓ કરી કરીને બી.એ. થઈ ગયો. હરામ બરાબર જો કોઈ દી ચોપડી હાથમાં પકડી હોય તો... "

વિવેક જરાક મજાકના ટોનમાં બોલ્યો : "મને તો યાર ચોરી કરતાં જ ન આવડ્યું... ને એટલે જ કદાચ જીવનમાં પણ પાછળ જ... આપણા બન્નેની વચ્ચે કેવો કૉન્ટ્રાસ્ટ છે !"

"હા, તું તો પહેલેથી જ સચ્ચાઈનો પૂજારી... વર્ગમાં પણ કોઈનું સહેજ પણ ખોટું ન ચલાવી લે... તારી અભ્યાસનિષ્ઠા જોઈને વર્ગમાં સાહેબ પણ તારા ઉપર કેવા ફિદા ફિદા હતા... આઠમા ધોરણમાં એક વખત સાહેબે વર્ગમાં આપણને સંસ્કૃતનાં રૂપો પૂછેલાં... આખા વર્ગમાં એકમાત્ર તું જ બધાં રૂપો કડકડાટ બોલી ગયેલો... "

વિવેક સ્મિત કરતાં બોલ્યો : "હા, પણ અત્યારે હવે મને એકેય રૂપ યાદ નથી !"

પ્રકાશ બોલ્યો : "મને યાદ છે ત્યાં સુધી તને મેટ્રિકમાં સિત્તેરથી પંચોતેર ટકા માર્કસ મળેલા... "

"મને મારા માર્કસ પણ યાદ છે ? હું તો મારા માર્કસ પણ હવે ભૂલી ગયો છું... "

"મિત્ર, માર્કસ તો ઠીક... પણ જીવનમાં તું ઘણું બધું ભૂલી ગયો હોય તેમ જ મને લાગ્યા કરે છે... "

"હા, તારી વાત સાચી છે. હવે મને જીવનમાં કશું જ યાદ રાખવા જેવું લાગતું નથી... "

"હા એટલે જ તો કદાચ તું મને પણ ભૂલી ગયો, ખરું ?"

"તને જ નહિ.. હું મને પણ ભૂલી ગયો છું. એથી વિશેષ શું કહું ?" ને સિટી બસની પ્રતીક્ષા કરતાં કરતાં તેણે ઘડિયાળમાં જોયું. તે વાતને હવે જરાય આગળ વધારવા માગતો નહોતો, ત્યાં જ પ્રકાશ બોલ્યો : "પહેલાં એક વાતનો જવાબ આપ – તું આટલો બધો દૂબળો કેમ પડી ગયો ?"

વિવેક તેની વાતને ઉડાડી દેતાં બોલ્યો : "સાલા, હું દૂબળો પડી ગયો છું, પણ તું તો જાડો થઈ ગયો છે ને ?"

"હા, બચપણમાં તો મારાથી પણ તારું શરીર કેવું પહેલવાન જેવું હતું...! તને યાદ છે ? વર્ગમાં પેલો દામલો દાદાગીરી કરીને બધાય વિદ્યાર્થીઓને દબડાવતો, ત્યારે તેં એકલા હાથે પેલા જેન કાવસની જેમ તેને કેવો ઢીબી નાખેલો !" ને પ્રકાશ ખડખડાટ હસી પડ્યો. તેનું હાસ્ય વિવેકને બ્લેડની ધાર જેમ સ્પર્શી ગયું.

જરા રહી વિવેક બોલ્યો : "બચપણમાં એવો પહેલવાન હતો, એટલે જ કદાચ મારાં કાંડાં ડીઝલ ટેંકનાં ઢાંકણાં ખોલવામાં અત્યારે બરાબર કામ આપે છે !"

પ્રકાશ તેની દ્વિધાને પામવા મથી રહ્યો હોય તેમ બોલ્યો :

"મને એ જ સમજાતું નથી કે તું જીવનથી આટલો બધો હારી કેમ ગયો છે ? બચપણમાં આખો દિવસ સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ, ટાગોર અને અરવિંદનાં પુસ્તકો જ વાંચ્યા કરતો, એ બધું ક્યાં ગયું? તારી મહત્ત્વાકાંક્ષા પણ એક મહાપુરુષ બનવાની હતી... યાદ છે તને? વર્ગમાં સાહેબે આપણને 'મારી મહત્ત્વાકાંક્ષા' નિબંધ લખવાનું કહેલું. ને તેં સ્વામી વિવેકાનંદ જેવી જ વ્યક્તિ બનવાની મહત્ત્વાકાંક્ષા વ્યક્ત કરતો નિબંધ લખેલો... મને હજુ પણ બરાબર યાદ છે – તારો એ નિબંધ વર્ગમાં સાહેબે બધાને વાંચી સંભળાવેલો."

વિવેક વાતને સમેટી લેવા માગતો હોય તેમ બોલ્યો : "મને એવું કશું જ યાદ નથી."

પ્રકાશ વાતને આગળ વધારતાં બોલ્યો : "વિવેક, આ સરકારી નોકરીના રોટલાનો જ પ્રભાવ છે... મને તો એય યાદ છે – બચપણમાં યોગસાધના, ધ્યાન-પૂજાપાઠમાં તું તારો સવારનો સમય ગાળતો હોવાથી તારી બાને કોઈએ ઠસાવી દીધેલું કે તમારો વિવેક તો સાધુ થઈ જવાનો છે, ને તારી બા તો તારી ચિંતામાં ને ચિંતામાં ..."

"હા, કદાચ એટલે મારાં બા વહેલાં ચાલ્યાં ગયાં..." વિવેક ભારે હૈયે બોલ્યો.

"તારાં બા ક્યારે ગુજરી ગયાં?"

"દસેક વર્ષ થયાં..." ને વિવેકની નજર સિટી બસ ઉપર પડી... તે પ્રકાશને સાંજે ઘરે આવવાનું કહી બસ પકડવા જતો હતો, ત્યાં જ બસ ચાલી ગઈ... તે કંઈક હતાશ થતાં બોલ્યો : "જીવનમાં પણ મારું આમ જ થયું છે... "

પ્રકાશ બોલ્યો : "કંઈ વાંધો નહિ, બસ તો અર્ધા–પોણા કલાકે મળ્યા જ કરે છે ને... આપણે વળી ક્યારે મળીશું?"

"હા, બસ તો મળશે... " ને વિવેકે ન છૂટકે અર્ધા–પોણા

કલાક મોડા આવવાનો બાજુમાંથી ડેપોએ ફોન કરી દીધો. પછી પાછા બંને કેબિને આવી બહાર બાંકડા ઉપર બેઠા. પ્રકાશે આગ્રહ કરીને ચા–ગાંઠિયા મંગાવ્યા. વિવેક ચા પીતાં બોલ્યો : "મને ગાંઠિયા નહિ ફાવે. તું તારે નાસ્તો કરી લે…"

"યાર, તને હવે શું ફાવે છે એ જ કંઈ મને સમજાતું નથી… ઘરેય તું સરખી રીતે જમતો હશે કે કેમ એય મને પ્રશ્ન થાય છે."

વિવેકે કશો જ જવાબ આપ્યો નહિ, પણ થોડી વાર પછી બોલ્યો : "તું આવ્યો છે, એટલે આમ તો મારે રજા જ લઈ લેવી જોઈએ. પણ સ્ટાફ શોર્ટેજના કારણે રજા પણ મળી શકે તેમ નથી…"

"ના, તારે રજા લેવાની કોઈ જરૂર નથી. આપણે મળી ગયા એ ઘણું છે. પણ વિવેક, એક વાત મને ખટકે છે – બીજું તો કંઈ નહિ, પણ તું ધારત તો બીજા કોઈ પણ સારા ખાતામાં ઓછામાં ઓછું સારી નોકરી તો મેળવી શક્યો હોત…"

વિવેક વ્યથિત સ્વરે બોલ્યો : "હવે એ ભૂતકાળની વાતને જવા દે ને… નિયતિ કરે એવું કોઈ ન કરે…"

"યાર, તારી પરિસ્થિતિ જોઈને મને ખરેખર ખૂબ દુઃખ થાય છે. તું આટલો બધો વહેલો કેમ ભાંગી પડ્યો, એ અંગે તો કંઈક કહે…"

"પણ એ બધું કહેવાનો હવે શો અર્થ છે?"

"એક જમાનામાં તું મારો જિગરી હતો. ઓછામાં ઓછું તારા વિશે કંઈક જાણવાનો મને અધિકાર છે જ… તું મારો આ અધિકાર પણ છીનવી લેવા માગે છે?"

"ના, એવું નથી. મારા વિશે વધારે કંઈ પણ કહીને હું તને દુઃખ પહોંચાડવા માગતો નથી…"

"દુઃખ તો મને તો જ થશે, જો તું મને તારા વિશે કંઈ

નહિ કહે... બાકી હજુ પણ હું તને તું ધારે એ રીતે મદદ કરી શકું તેમ છું."

વિવેક હસી પડચો : "તને તો ખબર છે ને બચપણમાં હું કેટલો સ્વમાની હતો ! બચપણમાં મેં તને મારી કોઇ તકલીફ કળાવા દીધેલી નહિ."

"હું એ બધું સારી રીતે જાણું છું. એટલે જ તો તને આગ્રહ કરીને પૂછું છું. તું તો મારે મન હજુ પણ બીજો વિવેકાનંદ જ છે !"

વિવેકને હસવું આવી ગયું : "સાલા, તું રામકૃષ્ણ થઈ શકચો. નહિ તો હું ક્યાંથી વિવેકાનંદ થઈ શકું ?" ને તેણે બહોળું કુટુંબ, પિતાજીની નિવૃત્તિ અને ઘરની કંગાળ આર્થિક પરિસ્થિતિ વિશે સઘળી હકીકત કહી સંભળાવી, ને બોલ્યો : "મારે તો કૉલેજમાં આગળ અભ્યાસ કરવો હતો, ને મારા આ જક્કી વલણને કારણે પિતાજીએ મને ઘરમાંથી જ ધક્કો મારતાં સ્પષ્ટ શબ્દોમાં સંભળાવી દીધેલું – તને અમારા કોઈની પડી નથી, એટલે હવે તું તારું કરી ખા... હું નાસીપાસ થઈ ગયેલો. પછી કોઈકની વગથી આ ખાતામાં જ જોતરાઈ ગયો. બસ, પછી તો બીજી નોકરી મેળવવાનો મેં ક્યારેય પણ વિચાર જ ન કર્યો. મૅટ્રિકની માર્ક-શીટને પણ સળગાવી નાખી. એવું જ મારા લગ્નનું થયું. મારી અનિચ્છા છતાં બધાએ આગ્રહ કરીને જ... "

કૂવાના તળમાં ટોટા ફૂટે ને તળિયાનો બધોય કાંપ–કાદવ ઉપર આવી જાય તેમ પ્રકાશનું ચિત્ત ડહોળાઈ ગયું. થોડી વાર તે કશું જ બોલી શકચો નહિ.

વિવેક આગળ બોલ્યો : "બહોળા કુટુંબના નિભાવ માટે અત્યારે પણ પગારમાંથી પિતાજીને ચાલીસ ટકા રકમ મોકલવી પડે છે. સાઇડમાં કંઈક કામ કરવા વિચારું છું. પણ થાય છે — હવે મારાથી કશું જ થઈ શકે તેમ નથી... બસ, આમ જ

જિંદગી... "

અચાનક પ્રકાશ બોલ્યો : "આજે સાંજે તારા ઘરે ભાભીના હાથનો રોટલો ખાવાની મારી ઇચ્છા છે. એ તો તને સરખી રીતે સાચવે છે ને ?"

"હા, ચોક્કસ. તું ઘરે આવ... પણ... " ને આગળ બોલતાં તેની જીભ ઊપડી શકી નહિ.

"પણ શું ?" પ્રકાશે વિહ્વળતાથી પૂછ્યું.

"મારાં વાઇફ તો થોડાં વર્ષો પહેલાં ડિલિવરીમાં ગુજરી ગયાં... અત્યારે ત્રણે બાળકોને મારે જ સાચવવાં પડે છે... "

"હેં ! તારાં વાઇફ પણ ગુજરી ગયાં ?" ને ભારે આંચકો અનુભવતાં પ્રકાશ સૂનમૂન બની ગયો. કંઈક સ્વસ્થ થવાનો પ્રયત્ન કરતાં તેણે પૂછ્યું : "તો તેં બીજાં લગ્ન કેમ ન કર્યાં ?"

"બીજાં લગ્ન ?" ને ફેફસાંમાં પંપ મારીને હવાને બહાર ધકેલતો હોય તેમ વિવેક બોલ્યો : "બીજાં લગ્ન તો હવે આ નોકરી સાથે જ કરી લીધાં છે... " ને તેણે પ્રકાશ સામે જોયું. પ્રકાશના બંને હોઠ ઉપર જાણે લકવો બેસી ગયો હતો.

"મારે મોડું થાય છે... તું સાંજે ઘરે ચોક્કસ આવ... મારા હાથથી રસોઈ કરી તને જમાડીશ... " ને હસતાં હસતાં તેણે ઉમેર્યું : "અભ્યાસની જેમ રસોઈમાં પણ મારી માસ્ટરી છે !"

પ્રકાશને એના મોંનું થૂંક પણ ઝેર થઈ ગયું હોય તેમ લાગ્યું. અચાનક બેગમાંથી કૅમેરા કાઢતાં બોલ્યો : "વિવેક, તને રસોઈ કરતો હું નહિ જોઈ શકું. એટલે કદાચ આજે ન પણ આવું. પણ યાદગીરી રૂપે તારો એકાદ ફોટો ખેંચવા ઇચ્છા છે."

"મારા ફોટાને તું શું કરીશ ?" ને કંઈક હસી મજાકના ટોનમાં ઉમેર્યું : "શું તારે મારા ફોટાને કોઈ જાહેરાતમાં મૂકવો છે ?"

ને પ્રકાશના હાથ ઉપર કોઈએ ઘણ ફટકાર્યો હોય તેમ,

કૅમેરા તેના હાથમાંથી નીચે સરી પડ્યો, ને નીચેથી કૅમેરા હાથમાં લે એ પહેલાં જ સિટી બસ આવતાં, વિવેક બસ પકડવા દોડતાં બોલ્યો : "પ્રકાશ, સાંજે ઘેર ચોક્કસ આવ..."

બસ ઊભી રહેતાં જ, ગિરદીમાં માણસોને હડસેલતો વિવેક આગળ વધવા મથામણ કરવા લાગ્યો. અચાનક પાછળથી કોઈકનો ધક્કો લાગતો હોય તેમ તે ઝડપથી બસમાં તો ચડી ગયો. પણ કોઈકના હાથના ઝાટકાથી તેનો જર્જરિત ઝભ્ભો ઉતરડાઈ ગયો. પગમાંની એક સ્લીપરની પટ્ટી નીકળી ગઈ. ગિરદીમાં તેના વાળ પણ સાવ વીંખાઈ ગયા હતા.

પ્રકાશે બહાર ઊભા રહી તેની સામે દૃષ્ટિ કરી — વિવેક સાવ નંખાઈ ગયેલી મુદ્રામાં એક હાથમાં સ્લીપર અને બીજા હાથમાં બસનો પાઇપ પકડી, સાવ સંકોડાઈને ઊભો રહી ગયો હતો. જાણે એક બીજા જ વિવેકાનંદનું સ્ટેચ્યૂ ! ! □

### પલાયન

ટોકિયોના નગરશેઠ કીશોએ બુદ્ધ પૂર્ણિમાએ પોતાના ઘરે ઉત્સવ યોજ્યો હતો તેમાં ઝેન માસ્તર દોનઝેનને નિમંત્ર્યા હતા. છત પર બધા ચન્દ્રોદય થવાની પ્રતીક્ષા કરતા હતા ત્યાં એકાએક ધરતી કંપ થયો. બધા નીચે ભાગ્યા. કીશોએ દોનઝેનને હાક મારીને કહ્યું, 'તમે નીચે રસ્તા પર આવો.' પણ ગુરુ તો હતા ત્યાં જ રહ્યા. ભૂકંપ હળવો હતો, તે પસાર થઈ ગયા બધા ફરી ઉપર આવ્યા. કીશોએ દોનઝેનને પૂછ્યું, 'તમે કેમ ભાગ્યા નહિ ?'

'ભાગ્યો તો હતો જ. ફરક એટલો કે તમે બહાર ભાગ્યા, હું ભીતરની દિશામાં ભાગ્યો.' દોનઝેને ઉત્તર આપ્યો.

# હૃદયવીણાને વિદ્રોહ કે આરત ઝંઝેડે છે?

રતિલાલ 'અનિલ'

દિલને જો તાર તુમને છેડા થા,
ઉન્હીં તારોં પે ગા રહા હૂં મૈં.

ફરીદ જાવેદ

પૃથ્વી પર અવતરનાર માણસને જેમ પોતાનાં માબાપ પસંદ કરવાની સ્વતંત્રતા નથી, કુળ-ગોત્ર પસંદ કરવાની સ્વતંત્રતા નથી, તેમ એણે શું ભણવું એની પસંદગી પણ હવે એની પાસે રહી છે ખરી? એક સમય હતો જ્યારે જનમનારો કામ કરતો થાય એટલે ઘરમાં જે કામ ચાલતું હોય, એનું જ હવામાન હોય, માબાપ શું કરે છે એનું પહેલાં તો કૌતુક હોય, તે પછી ધ્યાન જાય અને બહુ તો પાંચ સાત ચોપડી ભણીને બાપીકા ઘરેલુ ધંધામાં જોડાઈ જાય. વિકેન્દ્રિત, ઘરેલુ ધંધા સારા પ્રમાણમાં હતા ત્યારે મોટે ભાગે સામાન્ય વર્ગમાં એવું બનતું, પણ હવે ઘરેલુ કામધંધા ધીરે ધીરે સમેટાતા જાય છે, અને શિક્ષણની પસંદગી પણ કઈ લાઇનમાં કમાઉ કારકિર્દી છે એ જોઈને કરવામાં આવે છે. પોતાની રુચિ વાણિજ્ય કે વકીલાતમાં, ડૉકટરી કે ઇજનેરી લાઇનમાં ન હોય તોયે તેવી શાખામાં પ્રવેશ મળે એ માટે સાહસો જ, દુઃસાહસો પણ થાય છે. આજે માણસ માટે 'પસંદગી' અને 'સ્વતંત્રતા' જેવું કંઈ રહ્યું છે ખરું? ગઈ કાલના માણસ પાસે પસંદગી અને સ્વતંત્રતા હતાં, તે આજે છે ખરાં? પેઢીઉતાર, બાપીકા ધંધામાં આમ જોઈએ તો પસંદગી ન હતી, પણ જે હેત અને પ્રેમ માબાપ તરફથી એને મળે

છે અને આખા જગતમાં તેઓ જ સૌથી નજીકનાં અને પોતાનાં લાગે છે ત્યારે ઘરમાં પોતાનાં જ માણસો આખો દિવસ જે કામ કરતાં હોય, એનું જ હવામાન વાતાવરણ હોય. ઘરમાં, ઘરના માણસો શું કરે છે, કેવી રીતે કામ કરે છે એના અનાયાસ સંસ્કાર પણ આપોઆપ પડે. કોઈ વાર પોતે એવું કરી શકે કે નહિ, એવો ઉમળકો પણ જાગે, અથવા માબાપ પણ એ કરી શકે એવું કામ ક્યારેક સોંપે. એ રીતે એ પોતાના બાપીકા ધંધામાં જોડાઈ જાય. ત્યારે પોતાની પસંદગી, પોતાની રુચિનું કામ કરવાનો પ્રશ્ન જ ઊઠતો નહોતો. પિતાએ જે સાખ પોતાના કામ અંગેની યોગ્યતા અને પ્રામાણિકતાની ઊભી કરી હોય એનો વારસો પણ એને મળે છે. **એક જ ઝરણાનું પાણી અસ્ખલિત વહે છે, એમાં સતત તાજું પાણી ઉમેરાતું જાય છે ત્યારે શું એને પસંદગી અને સ્વતંત્રતા જેવા પ્રશ્નો થાય છે ખરા?** પોતે, પોતામાં ભળવું એ તો એક સાહજિકતા છે, અને એ સાહજિકતા પેલા ઝરણાને સતત વહેતું અને જીવંત રાખે છે. આજે ઘરેલું, કૌટુમ્બિક, પારંપરિક, વિકેન્દ્રિત ધંધા તૂટતા જાય છે અને ઝરણાની ધારા અને લય, કલકલ નાદ ખંડિત થઈને તૂટતા જાય છે. અગાઉ ભણતર ઓછું હતું, 'આપણે કંઈ વાણિયા નથી, આપણી કંઈ પેઢી નથી, નામું ભણીને બહુ તો તું મહેતાજી થશે, તેના કરતાં ઘરના કામમાં પડ, કોઈની ગુલામી તો કરવાની નહિ.' એવું ગઈ પેઢીનું માનસ હતું. આજે 'મેં તો સોનીના ધંધામાં જીવતર કાઢ્યું. તું હવે જેમાં 'કારકિર્દી' જેવું હોય તેવી લાઇન લે,' એવું માનસ વડીલોનું થઈ ગયું છે. હવે રહેલી પસંદગી અને વિષય પસંદ કરવાની કહેવાતી સ્વતંત્રતા પણ ક્યાં છે? પોતાનાં રસ અને રુચિ શેમાં છે એની શોધ, આત્મશોધ પણ હવે કિશોરો અને યુવાનો કરે છે ખરા? બસ, જેમાં કંઈ કારકિર્દી જેવું લાગે, કમાણી જેવું લાગે ભણતરની એવી લાઇન લેવામાં આવે છે – એટલે પસંદગી અને સ્વતંત્રતા

કેવળ કહેવાતી 'કારકિર્દી' રહી છે. વાસ્તવમાં તો 'ગામ રીત તે ગાલ્લા રીત' જેવી વાત હોય છે. ઘરે ખેતી છે, પણ જરૂર પડશે તો ખેતમજૂર રાખી લેશે, હું કંઈ એમાં જોડાવાનો નથી, એમાં કમાણી હોય તોયે કારકિર્દી શું? આ પ્રશ્ન થઈ ગયો છે. જાણે બધા કારકિર્દી અને કમાણી પાછળ દોડે છે. પસંદગી અને સ્વતંત્રતા એ શબ્દો જાણે કેવળ શબ્દકોશમાં રહી ગયા લાગે છે.

કબીરે કઈ કારકિર્દી પસંદ કરી? ઘરમાં સાળ અને તેના પર વણવાનું ચાલતું હતું. એમના વાલીઓએ એમને ભણાવ્યા હોય એવું-યે લાગતું નથી, અખો તો સોની હતો, સંભવ છે કે પેઢી દર પેઢીથી ઘરમાં સોનીનું જ કામ ચાલતું હોય અને એમાં જોડાઈ ગયા હોય. એમને કોઈ લાઇન, કોઈ કારકિર્દી પસંદ કરવાની નહોતી, પણ આજે આપણે કબીર અને અખાને કેમ સંભારીએ છીએ? સારી કારકિર્દી ધરાવતી પેઢીઓ ફડચામાં ગઈ કે ડૂબી ગઈ. દાનેશરી કુટુંબનીયે પરંપરા ટકી રહી હોય એવુંય એક નિયમ રૂપે હવે જોવા મળતું નથી. નહિતર જે પિતાએ ગામને પીવાનું, ઘરકામ માટેનું પાણી મળી રહે એ માટે બંધાવેલી વાવ પર, પૈસેટકે તૂટી ગયેલો દીકરો પાણી ભરનારા પાસે લાગો ઉઘરાવવા માટે બેસે ખરો? પણ ન તો કબીરના દીકરા કમાલે પિતાની કમાણીનો લાભ લીધો, ન તો પિતાની કીર્તિ-કમાણીનો, સામાજિક પ્રતિષ્ઠાનો વારસો લીધો, બહુ તો એય વણકર બન્યો હશે અને સામાન્ય માણસ રૂપે જીવી ગયો હશે. [અખાની કીર્તિનો વંશ પણ ચાલ્યો દેખાતો નથી. અખો નિર્વંશ તો નહિ જ હોય! કબીર કે અખાને કવિતા કરવાની કોઈ દેખીતી જરૂર હતી? એમને માટે એ જિવાઈનો આધાર બનવાની હતી? વાસ્તવમાં તો એમની વાણી વિદ્રોહી છે। શક્ય છે કે એ કારણે એમને એમના જિવાઈના ધંધામાં મુસ્કેલી પડી હોય। તો, જિવાઈ માટે જે કંઈ કરવું પડે તે કરવું. આજે તો ઘણા શિક્ષિત બેકારો કહે છે કે તમે કામ આપો ને, નોકરી

આપોને, જીવી શકાય એવી કમાણીનો કોઈ આધાર આપોને, મારી કામની પસંદગી શું પૂછો છો? એમ કહેશે. બાપીકા, ઘરેલુ ધંધામાં પડનારો ગઈકાલનો યુવાન જેમ કારકિર્દી ઝંખતો નહોતો તેમ ગમે તે કામ મળે તે લઈ લેવા જેટલો લાચાર અને પરતંત્ર પણ નહોતો. કબીર કે અખાને જિવાઈ માટે કઈ લાઇન લેવી, કારકિર્દી બને એવી કોઈ સર્વિસ, નોકરી કે ઊંચો કહેવાતો સ્વતંત્ર ધંધો પસંદ કરવાની સ્વતંત્રતા ભલે નહિ હોય, પણ નામ ધરાવતી કેટલીય પેઢી અસ્ત થઈ ગઈ છે, આગલી જહોજલાલીની માત્ર દુઃખદ સ્મૃતિ જ રહી હશે, પણ કબીર અને અખો પોતાની પસંદગીનું, પોતાને કરવા જેવું એવું કામ કરી ગયા કે આજે આપણે એમને સંભારીએ છીએ. સામાન્ય જીવન જીવતા લોકોમાંથી એ બંને કવિરૂપે પ્રગટ થાય છે ત્યારે જેને પેલા ભદ્ર પુરુષો 'બાંગડ બોલી' કહે છે એવી શબ્દાવલિ પણ એમની વાણીમાં આવી જાય છે અને તે ભાષાનો રૂઢિપ્રયોગ બનવાની ક્ષમતા પણ ધરાવે છે. શિષ્ટ, પ્રશિષ્ટ ભાષામાં શિષ્ટ, પ્રશિષ્ટ ધારા પરંપરાએ લખાયેલી કવિતા પુસ્તકોમાં છે, તે પ્રશિષ્ટ હોવાને કારણે શાળા-કૉલેજમાં ભણાવવામાં આવે છે, પણ શિક્ષિતોમાંયે એ કવિતાના કોઈ સંસ્કાર દેખાય છે ખરા? સંતવાણીમાંયે પરંપરા તો છે તે છતાં વૈવિધ્ય પણ છે. એ સંતો ઉચ્ચ, પ્રશિષ્ટ, કુટુંબો, કોમોમાંથી આવ્યા હતા એવુંયે નહોતું. એ કોઈ એકેડેમિક લાઇન પણ નહોતી, પણ પોતાની પસંદગી હતી, સ્વતંત્રતા હતી. સામાન્ય ગણાતા લોકોમાંથી, સામાન્ય ગણાતા ધંધા વ્યવસાયમાંથી જ્યારે કોઈ લેખક કે કવિ આવે છે ત્યારે પોતીકો ઉમેરો સાહિત્યમાં કરે છે, તે ક્રાન્તિ કરવાનો કોઈ આશય વિના જ પોતાની જ ભાષા અને પોતાની જ આગવી અભિવ્યક્તિ લઈને આવે છે. તેમનું સામાન્ય અર્પણ પણ સ્વતંત્ર રૂપે અલગ તરી આવે છે. હવે દલિત લેખકો અને કવિઓ પણ સાહિત્યમાં આવ્યા છે. કબીરે કે અખાએ જે પોતીકું, કેવળ પોતીકુ અર્પણ કર્યું છે એવા અર્પણની

શક્યતા એમની પાસેથી રહે છે. સર્જનને નવા જ જીવતા, હૃદયસ્પર્શી શબ્દો અને અનુભૂતિઓ મળશે એવી સહેજે અપેક્ષા રહે છે. પણ મરાઠીમાં તો નહિ, પણ ગુજરાતીમાં તો લગભગ એકસૂરીલી એક ધારા બની જતી હોય એવી આછી આછી શંકા જાય છે. કબીરનો અને અખાનો જે વિદ્રોહ હતો તે કોઈ આંદોલનની નીપજ નહોતો, જીવન વિશેના બદલાયેલા ભાવ, સ્વાભિમાન અને અન્યાયની એક લહેર, એક મોજું ઊઠયું તેની પરંપરામાં જોડાઈ ગયેલાં એ મોજાં નહોતાં. સ્વયંસ્ફુરણાથી પોતે જે જોયું, જેની અનુભૂતિ થઈ તે કશી જ શંકા કે ભય વિના કે કોઈ સાહિત્યિક ધારાના વિશેષ બનવાની લાલચ વિના લખ્યું. દલિત લેખકો, કવિઓએ તો આ પ્રશ્ન ગંભીરતાથી વિચારવા જેવો છે. તેઓ ગુજરાતી સાહિત્યને ઘણું નવું અને વળી જીવંત આપી શકે, પણ પોતાને જે લાગ્યું તે કહ્યા વિના રહી શક્યા નહિ, બોલવાનું અનિવાર્ય બની ગયું એટલે બોલ્યા, લખ્યા વિના રહી શક્યા નહિ એટલે કારકિર્દી કે જોખમોની પરવા કર્યા વિના કહેવું એટલે કહેવું અને કહેવું છે એટલે કહીશ જ એવી અનિવાર્યતામાંથી જ પ્રગટશે તે દિવસ ગુજરાતી સાહિત્ય માટે રૂડો અને જીવન્ત હશે.

પ્રશ્ન તો હૃદયવીણાના તારોને કોઈ ઉત્કટ ઇચ્છા, તીવ્ર આર્તે કોઈએ છેડયા છે ખરા? બોલવા બગડવા, ઝાંસા કરવા કે ખીજ કરવાના પ્રસંગો સામાન્ય માણસના જીવનમાં પારાવાર આવે છે અને એ સહજભાવે તે પ્રગટ કરતો પણ રહે છે. તે પોતાના ધંધાને કે પોતાના માલિક વિશે ફરિયાદના શબ્દો બોલતો હોય એવી 'ટેવ' પડી ગઈ હોય, એ સંમત નથી થતો છતાં તેને જ જીવનભર સ્વીકારે છે, તે વિદ્રોહી જીવનવીર થઈ શકતો નથી. એટલે આધુનિક કહેવાતા સાહિત્યમાં જે કંઈ પરંપરા કે રૂઢિ કે ફૅશન બની જાય છે, એવું દલિત સાહિત્યમાં પણ બનવાનું હોય તો એમાં કોઈ કબીર કે કોઈ અખો આપણને નવા સ્વરૂપે મળશે ખરા? કોઈ

છંછેડી ગયેલા, આગ લગાડી ગયેલા પ્રશ્ને તમને શબ્દરૂપે આકુળ-વ્યાકુળ કરી દીધા છે? કોઈએ તમારી હૃદયવીણાના તારને ઝંકૃત કરે એવી અંગુલિના આઘાત આપ્યા છે? કહેવાને માટે રહી ન શકાય એવી અવશ સ્થિતિ અનુભવો છો? શું પ્રેમમાં કે શું ભક્તિમાં કે શું વિદ્રોહમાં જે અનુભૂતિ હૃદયના તારને છેડે છે, ઝંઝેડે છે એ જ કવિ ગાય છે, ફરી ફરીને ગાય છે, જુદા જુદા શબ્દોમાં, જુદા જુદા લયોમાં, પણ કાંસાના ઘૂઘરા ઘડો કે કાંસાની થાળી ઘડો કે કાંસાનો ઘંટ ઘડો – એમાંથી ધ્વનિ કાંસાની ધાતુનો જ નીકળવાનો. કોઈ પ્રેમપાત્ર હૃદયવીણાના તારને છેડે છે કે ઝંઝેડે છે, મીરાં જેવી આરત જ હૃદયવીણાને બોલતી કરે છે, તેમ કોઈ અન્યાયની, માણસની મૂઢતાની કે અંધ, ઘરેડિયા સામાજિક રૂઢિ અને અન્યાય પણ હૃદયવીણાના તારને ઝંઝેડી જાય છે ત્યારે સર્જક બસ એ જ સામગ્રી પર ગાય છે, ગાતો રહે છે, લેખક લખતો રહે છે. કબીર કે અખાને અસહ્ય લાગ્યું તે નિર્ભયતાથી, નિંદાના, આરોપના ભયની કલ્પના કે પરવા કર્યા વિના કહ્યું અને મીરાંની તીવ્ર આરતે 'સાધુ સંગ બેઠ બૈઠ લોકલાજ ખોઈ' એવું સ્વમુખે ગવડાવ્યું. કોઈ પ્રશ્ન તમારી હૃદયવીણાને છેડે છે? અરે આગળ વધી કહું છું કે ઝંઝેડે છે? તો તમે ગાવાના. પણ તાર પર આંગળી ફેરવવાની ફાવટ છે એટલે તમે પરંપરિત સામાન્ય બનેલું સ્વરંજન અને યોજેલું લોકરંજન આપી તો શકો, અને ચતુર અને શાણા હશો તો કદાચ કહેવાતી 'કારકિર્દી' પણ ઊભી કરી શકશો. પ્રયત્ને મહેલ પણ ઊભા કરી શકાય છે, પણ ઓલિયાના મજાર પર કે સતીની દેરી પર લોકો સ્વેચ્છાએ જાય છે અને પ્રયાણને 'યાત્રા' અનુભવે છે એવું નહિ બને. □

# અદનો આદમી મેં ભાળ્યો / યજ્ઞેશ દવે

કૉમનમૅન કોણ હશે? કોને કહેવાય? તેને મેં જોયો હશે? મને તો મારા સહિત બધા અસામાન્ય લાગ્યા છે, કમ સે કમ હું પોતે તો ખરો જ. છતાં સામાન્ય માણસ કેવો હોય, શું વિચારતો, પહેરતો, ઓઢતો, વાંચતો, ખાતો હોય તે અંગે એક કુતૂહલ રહ્યું જ છે. તેમાંથી લઘુતમ સાધારણ અવયવ તારવવાની ગણતરી અને હું પોતે ક્યાં છું તેનો ક્યાસ અંદાજ પણ બંધાય. આવા જ એક નર્યા માણસનો ટેસદાર બેફિકર માણસનો સત-સંગ થયો.

અમદાવાદથી બદલી થવાથી સામાન રાજકોટ લાવવાનો હતો. સામાન પૅક કરતા હતા ત્યારે જ કેટકેટલા સ્મૃતિતાર્કા ઊખળતા હતા. સરસ બગીચાવાળું પોતાનું ઘર છોડવાનું ગમતું ન હતું, ઊખડેલા ઊપડેલા રહેવાતું હતું. ભર્યાભર્યા ઘરની છેલ્લી રાત ભેંકાર ભીંતો વચ્ચે પસાર થઈ. સવારે રાજકોટથી કે અમદાવાદથી જ્યાં કાંઈ મેળ પડે ત્યાંથી મેટાડોરનું નક્કી કરવાનું હતું.

કન્યાની બે-ત્રણ જગ્યાએ વાત ચાલતી હોય તેમ વાત ચાલતી હતી. સ્કૂટર પર દોડાદોડ, ગૅસનું કનેક્શન પાછું આપવું, છેલ્લે છેલ્લે જમવા જવું, એસ.ટી.ડી. બૂથ પર રાજકોટ–અમદાવાદનાં ચક્કર ઘુમાવવાં, કોથળાઓને સીંદરીથી સીવવા, એવી ધમાલમાં તો વાત કરી રાખી'તી તે રાજકોટના ટ્રાન્સપોર્ટવાળા ભાઈ મેટાડોર લઈને ખાબક્યા. સમન્સ લાવ્યા હોય તેમ અગિયાર વાગ્યે આવીને કહે, 'એકાદ વાગ્યે નીકળવાનું છે.'

એક દિવસ રોકાવાનું થશે તેમ ધારી ઘણાં કામો આટોપવાનાં હતાં. સામાન પણ થોડોઘણો બાંધવાનો હતો. ગમે તેમ કરી બધું મેનેજ કર્યું. જયંત જોશીને ત્યાં જમવા જવાનો સમય ન બગડે માટે કોથળીમાં પૂરી શાક લઈ આવી લુસલુસ જમ્યાં. બપોરના તાપમાં બેચાર છોકરાને બોલાવી લાવ્યો તો તેમણે સામાન ઉપર ચડાવ્યો.

મારી સાથે જે મેટાડોરવાળા ભાઈ આવ્યા હતા તે તો આસ-પાસ હોટલમાં ક્યાંક ખાઈ આવી સામે સોસાયટીની દીવાલ પાસે આસોપાલવના છાંયે મેટાડોર રાખી સૂતા હતા. છોકરાઓએ સામાન ચડાવ્યો ખરો, પણ ગોઠવવાને બદલે ખડકી દીધો. આ માળો ન સામાનને હાથ દે, ન સૂચના આપે; બસ ઘાસની લોનમાં ચંપાના ઝાડ નીચે ઊભો ઊભો નારાજ થઈ જોયા કરે. અંતે બધો સામાન ચડાવ્યો ને છોકરાઓ તો પાંચ પચ્ચીસ લઈ રફુચક્કર થઈ ગયા.

હવે તેણે બબડતાં બબડતાં બાજી હાથ પર લીધી. હચમચ ડામચિયા જેવો સખળડખળ સામાન ઠીકઠીક ગોઠવ્યો, તાણીને દોરડાથી જકડમાં લીધો. કમોસમી વરસાદનો ભય નોરતામાંય હતો, તેથી તાડપત્રી ઊખળેલી કસકસાવીને તેના બાવડાના જોરથી બાંધી દોરડું એક ઝાટકે ફંગોળી આમથી તેમ નાખી બરોબર બધું બાંધી દીધું. મને કહે, 'બે'નને જવા દો બસમાં. બાઈ માણાં ભેગાં નો જોઈ.' પત્ની બસમાં ગઈ અને યોગેશ જોશીને હાથ ફટકાવતો અમદાવાદને અલવિદા કરતા પાછળ ગાંધીનગર બાયપાસ તરફ નીકળ્યા.

મનમાં લગભગ એક દાયકો અમદાવાદ ભરી ભરીને પડ્યું હતું. આંખમાં ગઈ કાલનો ઉજાગરો. શરીરમાં થાક, આવતી કાલે સામાન ગોઠવવાનો કંટાળો, બધું એકસામટું પડેલું હતું. ખિન્ન અવ-સાદથી હૃદય ભરાઈ ગયું હતું. તે મેં તેની સાથે વાતો માંડી. ચા પીધા વગર નીકળ્યા'તા એટલે મેં ચાનું પૂછ્યું તો કહે 'ગમે યાં ઊભી

કરી દેશું.' હાઇ-વે પર ગાડી ચલાવતાં એક હાથે સ્ટિયરિંગ પકડ સાથે બાકસ પકડી બીજા હાથે દીવાસળી કાઢી ખરર ઘસી હોઠના ખૂણે દાબેલી બીડી સળગાવી દમદાર કસ લેતાં લેતાં મારી સાથે વાતો માંડી. વાતવાતમાં મેં સહજ રીતે નામ પૂછ્યું. તો ક્ષોભ સંકોચથી કહે, 'હામીદ—મુસલમાન છીએ.'

કોઈ છાની વાત ખુલ્લી થઈ ગઈ હોય તેમ તેણે કહ્યું. કેમ જાણે મુસલમાન હોવું તે તેનો ગુનો ન હોય! થોડાં વરસો પહેલાં એકરસ થઈ જીવતા સમાજમાં કેવા તડિયા તિરાડો પડવા લાગેલી તે દેખાણી. જોકે તેની સાથે પાંચ કલાક કરેલી મજેદાર વાતોમાં આપણે એક જ વારસાના વારસદાર છીએ તે વાતની સતત પ્રતીતિ થઈ. મને લાગે છે કે મારા કરતાં સ્થાનિક વારસો ઇતિહાસ અને હિંદુત્વનો તે સાચો અને સારો વારસદાર હતો.

પિતા જૂનાગઢની નોકરીએ નવાબના અંગત રસાલામાં. નાટક-ચેટક પણ સારી રીતે કરી જાણે. નવાબે માત્ર મનોરંજન માટે નાટક મંડળીમાં રહેવાનું કહ્યું, પણ ન માન્યા અને ગોંડલ આવી વસ્યા. એ વખતના સૌરાષ્ટ્રના પૅરિસ પ્રજાવત્સલ ભગવતસિંહજીના ગોંડલમાં. ગાડી ચલાવતો ચલાવતો બીડીના કશ લેતો સામેની ટ્રકને તારવતો, કોઈ ટ્રકના ડ્રાઇવરને હાથ હલાવી બિરાદરીની સલામ ઝીલતો ઝીલતો વાત કરતો જાય.

ગઢ જૂનો ગિરનાર – જૂનાગઢના રા'રાજવંશની જાણે વહી ઉખેળતો જાય — રા'ખેંગાર, રા'માંડલિક, રા'નવઘણ, રા'વંશ પછી આવેલા બાબીઓના વંશોની વાત કહેતો જાય. શેઠ સગાળશાના ચેલૈયાના હાલરડાની વાત કરતાં કહે, 'કયે છે કે શેઠ સગાળશા દાનવીર કર્ણનો અવતાર હતા.' મહાભારતનાં પાત્રોથી અજાણ નહિ.

પોતાનાં પરાક્રમની કથા કહેતો જાય. બાળપણથી જ અડબંગ બારકસ વંઠેલ. બાપે ભણતો ઉઠાડી ઓળખીતા મિત્રની ચાની હોટલે નોકરીએ રખાવ્યો. ચડ્ડી પહેરેલી એ ટેણીની ટણી એટલી કે કોઈનો

તોરીલો હુકમ ન સહન થાય. માલિકનેય જેટલું માન અપાતું હોય તેટલું મળે. માલિકેય દોસ્તનો દીકરો છે તે દાવે બધું નભાવે. બહારથી ઝઘડો હોટલે લઈ આવે તો ક્યારેક બંથંબથીએ આવી જાય. જાણી જોઈને ચાનાં કપ-રકાબી 'ભફ' કરતાં હેઠાં મૂકે ને ફોડે. પગાર કરતાં કપ-રકાબી ફૂટવાનો ખર્ચો વધી ગયો એટલે નોકરીથી પાણીચું મળ્યું.

ટ્રક-હડતાળ હતી તેથી રસ્તો સરિયામ હતો તેથી ગાડી પાણીના રેલાની જેમ સરકતી હતી. રસ્તામાં ચા માટે ગાડી રોકે તો અડધી જ પીએ. ચાના પૈસા કાઢવાનો વિવેક ચૂકે નહિ. બગોદરા કાઠિયાવાડી ઢાબામાં ગરમ ગરમ તમતમતું શાક ને રોટલી ખાય ટેસમાં. ગાડી ઉપાડતા પહેલાં કપડાનો હાથ મારી દે. ભીના કાગળથી આગળનો કાચ તો ચોખ્ખો ચણાક કરી નાખ્યો. વ્યસન તો માત્ર બીડીનું. છાંટોપાણીનું નામ નહિ. ઘોરાજી ઉર્સમાં છ કવ્વાલીવાળી રંગીન બાઈઓના નાચમુજરા જોયા છે ખરા. પણ આમ બહાર ક્યાંય જવાનું નહિ. બીબી વફાદાર તો પોતેય વફાદાર. બીડીનું વ્યસન બે-બે વાર છોડયું છે. પણ માવછોયાં બચોળિયાં જેમ વળગી પડે તેમ ફરી વળગી પડયું છે.

અણસમજુ ઉંમરે પરણાવી દીધો એટલે ઊભરો શાંત. ગોંડલમાં મજૂરીએથી શરૂઆત કરી. માર્કેટિંગ યાર્ડમાં માલિક સારાંઘ ઉંની સાથે અમેરિકન પી.એલ. ફોર્ટી'ના હલકા ઘઉં ભેળવવાનો ધંધો કરે. ઘઉંના કોથળા કલવી ભેળવી પછી તોળવાના. આ વાત કરતાં કરતાં તેણે અમેરિકાના તે હલકા ઘઉંને એક સરસ નર્મભરી ઉપમા આપી. તિરસ્કારમાં કહે, 'ઈ સકલાની (ચકલાની) જીભ જેવા સુકલ ઘઉં.' જેમણે ચકલીની નાની ચપટી જીભ જોઈ હશે તેને તેના ઉપરથી આ ઉપમાનો ખ્યાલ આવશે.

એક સામાન્ય કાઠિયાવાડી પાસે ભાષાની જે જણસ છે, તે તો તેની મિનિટે મિનિટની વાતમાં દેખાતું હતું. લીંબડી પાસે કોઈ

પેટ્રોલ પંપ પાસે રોશની જોઈ મને નવાઈ લાગી કે દિવાળી આઘી છે ને અત્યારથી આ રોશની? તો કહે, 'હજી પોર સુધી તો ઝોલાં ખાતા'તા (ધંધો ચાલતો ન હતો) ઓણ સાલ ધંધો જાઈમો છે. તયેં આ ઝાકમઝોળ અને છાકમછોળ છે.'

રસ્તામાં એકાદ ફિલ્મની સ્ટોરી કીધી. ધર્મેન્દ્રને ધમાગાપા, જિતેન્દ્રને જિતુભાઈ એવી રીતે કહી પોતાના સ્વજન હોય તેમ વાત કરે.

ચોટીલા ચા-નાસ્તા કરી ગાડીમાં ગોઠવાઉં તો અંદર સુગંધી સુગંધી અગરબત્તી પેટાવી હતી. શોધવા જાઉં તો ભગવાનનો એક ફોટો ન મળે. મેં કહ્યું, 'કેમ કોઈ ફોટો નથી રાખતા?' તો કહે, 'અમારા જ ભાગ્યું' કહી એક ભૂંડાબોલી ગાળ દીધી... 'આંયા પગ ચડાવીને બેસે.' મશીન કવર તરફ આંગળી ચીંધી કહે, 'આંયા આંયા એમના ટાંટિયા અડતા હોય. આ તો રોજી કહેવાય, રોજી છે તો આપણે છંયે બરોબર ને સાયેબ? આંયા ક્યાં ભગવાનને રાખું? મેં નક્કી કર્યું. ભગવાન જોયેં જ નંઈ.'

તેની સાથેની વાતોમાં ને વાતોમાં વહાલથી વશેકું મારું રાજકોટ ક્યારે આવી ગયું તે ખબરેય ન પડી. દૂર આકાશગંગાના ટમટમતા તારા જેવા રાજકોટના દીવા ટમટમવા લાગ્યા. નવા ઘરે આવી તેણે સામાન ઉપર મુકાવ્યો. નીકળતી વખતે હાથમાં બક્ષિસના પૈસા આપ્યા તો આનાકાની કરે. દીકરીના નામ પર પૈસા ગજવામાં મૂકયા ત્યારે સંકોચ સાથે લીધા. આર.કે. લક્ષ્મણના એ કોમનમેનને મેં નજરોનજર જોયો. પૂતળા મહોરાના આ જગતમાં એક ચોખ્ખો ચહેરો જોવાનું કેવું સુખદ છે! □

## માણસનું સુખ / અલગારી

'હેં...હેં... મારા વિશે તો હું શું કહું?' છગનભાઈ કારભારીએ લગનમાં કોને કોને શું શું આપવું, કોને સુતરાઉ સાડી, કોને અમ્મર, કોને ૧૧ રૂપિયા, કોને ૧૦૧ રૂપિયા, બધું શેઠને લખાવી યાદી પૂરી કરી પછી લગનલાલ સામે જોયું તો છગનલાલે શરમાઈને કહ્યુ.

પોતાને વિશે કહેવા અને બોલવાનું પણ એક 'સુખ' હોય છે તે છગનલાલ નહિ જાણતા હોય? વાસ્તવમાં હું કહું છું ને પંદર વર્ષના છોકરાના હાથમાં દાળનું કમંડળ સોંપાય, બરફનો થાળ નહિ, એવું એમણે એ છોકરાના હાથમાંથી થાળ લઈને એના હાથમાં કમંડળ પકડાવતા કહેલું જ ! તમે પંગતે ફરી વળ્યા તે તો સારું જ કર્યું પણ મારે પણ ફરવું જ જોઈએ એમ કહીને એ પંગત-રાઉન્ડ મારવા ગયેલા ! હૉસ્પિટલના ડૉક્ટરના રાઉન્ડ જેટલો જ એ રાઉન્ડ મોભાદાર અને દમામદાર હતો ! એમની સાથે એક અને પાછળ ત્રણ જણ કારભારીની સૂચના સાંભળવા ચાલતા હતા. 'મેં કરેલી વ્યવસ્થા બરાબર છે ને? મેં સાડા પાંચને બદલે પાંચે જ પંગત બેસાડવા કર્યું તે સારું જ કર્યું ને? શિયાળાના દિવસે સૂરજ વહેલો આથમે. માગશરિયાં લગ્ન એ કંઈ ચૈતર-વૈશાખના લગ્ન થોડાં છે...' એમ કહેતી વખતે એમના ચહેરે સંતોષ અને ગૌરવની ગરિમા છવાઈ જતી. પણ લગ્નની લહાણીની ટીપ લખાઈ ગયા પછી શેઠે કારભારી સામે જોયું તો 'હેં...હેં...મારા વિશે હું શું કહું?' એમ શરમાઈને

કેમ બોલ્યા?

'જમણથી માંડીને વરઘોડા સુધીની બધી જ ગોઠવણ મેં કરી છે તે મારે જોવું તો પડે જ ને, પૂછવું તો પડે જ ને' – એમ કડક સાદે બોલનારા આમ શરમાઈ કેમ ગયા હશે?

પોતાને વિશે બોલવાનું પણ એક સુખ હોય છે! મેં આમ કર્યું, મેં તેમ કર્યું કહેતી વખતે માણસને જે સુખ મળે છે તેની તોલે દુનિયાનું બીજું કોઈ સુખ આવી શકે નહિ!

'આ સાડી મેં મારી છેલ્લી બર્થ-ડેના અવસરે, શહેરના પેલા જાણીતા સ્ટોરમાં મારી સખી વનિતા સાથે પસંદ કરેલી. ભાવતાલ પૂછેલા જ નહિ, પસંદ પડી ને ખરીદી લીધી... પછી તો એ સૌએ વખાણી, 'એમને' પણ બહુ ગમેલી ને એ વાતને છ મહિના થઈ ગયા પછી આજે તમે પણ એ સાડીને વખાણો છો...'

એ કહેનારી રમણી એ જ સાડી પહેરે અને સુખ અનુભવે એ કરતાં પોતે ખરીદેલી સાડી વિશે બોલતાં વિશેષ સુખ અનુભવે છે.

'મેં તો ભાવતાલ કર્યા વિના કહી એ કિંમત ચૂકવી દીધેલી, પણ આ સાડી જોયા પછી પેલી અંજનાને ઓછું આવ્યું, તે પણ ગઈ એ સ્ટોરમાં ને સાડી ખરીદી લાવી, પણ મારા કરતાં પચાસ રૂપિયા વધારે ચૂકવીને!' આમ કહેતી વખતે પણ એક છાનું સુખ એણે અનુભવ્યું હશે, અને પોતે છાનું અનુભવેલું સુખ માત્ર પોતાની જ સંપત્તિ બની રહે છે.!

લેબર યુનિયનના નેતાઓ કરતાં કેટલાક સાક્ષરો બહુ સુખી સંતોષી જણાય છે, એનું કારણ એ હોય છે કે યુનિયનના નેતાઓ જાહેર મંચ પર અને ખાનગીમાં હમેશાં બીજાઓ વિશે અને ખાસ તો માલિકો વિશે બોલે છે, અને તે બોલતી વખતે એમના ચહેરે સ્પષ્ટપણે વેદના જોઈ શકાય છે. એમના અવાજમાં પણ તીવ્ર દર્દ હોય છે... બીજા યુનિયનના નેતાઓ વિશે બોલે છે ત્યારે પણ દુઃખની રેખા તેમના ચહેરે તરવરે છે. ક્યારેક જ પોતાને વિશે, પોતાના

કોમરેડ વિશે બોલે છે ત્યારે આ દુઃખી માણસ આટલો બધો સુખી પણ હોઈ શકે છે એ જોતાં પરમ આશ્ચર્ય થાય છે. એમ લાગે છે કે સુખ અનુભવવા ઇચ્છનારે પોતાને વિશે જ બોલવું... ધર્મસંકટ જ આવી પડે તો પોતીકાં વિશે બોલવું પણ તેમાં 'હું' 'મેં', 'મને', 'મારે', 'મારું', 'અમારું' એવા શબ્દોનો વધારેમાં વધારે પ્રયોગ કરવો. સુખ એ અંગત પ્રાપ્તિ છે, અને અંગત ધોરણે જ તે વધારેમાં વધારે પ્રાપ્ત થાય છે.

દલિતો, પીડતોનાં કાવ્યો લખતા એક કવિને એવૉર્ડ મળ્યો તે સ્વીકારતી વખતે, મને આ કાવ્ય ક્યારે સ્ફુર્યું, મેં ક્યારે કેવી કેવી અવસ્થામાં વિચારી વિચારીને ટેબલ પર પડેલા મૅગેઝીનની કોરી બાજુએ એકેક પંક્તિવાર લખ્યું એની કથની કહી ત્યારે એ એટલા બધા સુખી લાગ્યા કે એમને એવૉર્ડ આપીને નહિ, પણ આ કવિતા એમણે કેવી રીતે લખી, પહેલાં પત્નીને સંભળાવી, પછી ખાસ મિત્રને ત્યાં સંભળાવવા ગયા, તે ન મળતાં નિરાશ થયા, પણ રસ્તે બીજા મિત્ર મળી ગયા તેમને હોટલમાં લઈ જઈને થોડી સંભળાવી, પણ તે અપૂરતું લાગતાં એમને ઘેર લઈ આવી, ચા-પાણી-નાસ્તો કરાવતાં પૂરી સંભળાવી અને મિત્રે કંઈ દાદ આપી ! આ કવિતા તો તને એવૉર્ડ ન અપાવે તો હું કવિતા સાંભળવાનું છોડી દઉં – એવી શરત મારેલી... એ તમામ આત્મવૃત્તાંત કહેવા માટે એમની અનેક સભાઓ યોજવી જોઈએ ! પોતાને વિશે બોલવાનું સુખ અનેરું અને અનન્ય હોય છે એ સન્માન સમારંભો, માનપત્ર સમારંભો, જયન્તી ઉત્સવોમાં બોલનારા વક્તાઓનાં ઉદાહરણ બતાવે છે. પેલા યુનિયનના નેતાઓ કરતાં એમનાં શરીર ખાસ્સાં ભરાઉદાર હોય છે, એમના ચહેરે પ્રસન્નતાનું તેજ અને વાણીમાં અદ્દ્ભુત મીઠાશ હોય છે ! કારણ કે યુનિયનના નેતાઓ બીજાઓ વિશે બોલે છે જ્યારે આ સુખી વક્તાઓ બીજાને નિમિત્તે પણ પોતાને વિશે જ બોલે છે ! 'એ મને પ્રથમ વાર ક્યારે મળ્યા, એમની કૃતિ પ્રથમ વાર મેં

ક્યાં અને ક્યારે વાંચી, ત્યારે મેં મારી પ્રસન્નતા કોની સમક્ષ પ્રગટ કરેલી અને કર્તાનું ઉજ્જ્વળ ભાવિ મેં કેવું ભાખેલું' – એમ કહીને, 'મને સંતોષ છે કે મારા એ શબ્દો પછીના સમયે સાચા પાડ્યા અને અહીં ભેગા થયેલા સૌજનો મારી ભવિષ્યવાણીને સમર્થન આપે છે!'

આવું કહેતો વક્તા કેવો સુખી, કેવો પ્રસન્ન દેખાય છે! તે એંસી વર્ષનો હોય તોયે નવજુવાન લાગે છે! નહિ, તે નવજવાન જ હોય છે!

ગુણદર્શી માણસ હમેશાં તંદુરસ્ત રહે છે, અને જે પોતાના ગુણો જુએ, તેનું જ ચિંતન-મનન અને વર્ણન કરે છે તેના જેવો સુખી આ સંસારમાં બીજો કોણ હોય!

ગુણદર્શી થવાનો સારામાં સારો અને છતાં સહેલામાં સહેલો માર્ગ પોતાના ગુણ જોવાનો છે. બીજાના ગુણ વર્ણવવાનો આપદ્‌ધર્મ બજાવવો જ પડે ત્યારે સ્વના સંદર્ભે, પોતાના ગુણો અને શક્તિ વિશેષ પ્રગટ થાય એમ જ બીજા વિશે બોલવું!

આમ પણ બીજાના ગુણ જોવા અને શોધવામાં ઘણી મુશ્કેલી પડે છે, થાકી જવાય છે, પણ પોતાના ગુણો શોધવાના હોતા નથી, તે સાવ મોંવગા હોય છે એથી પોતાનું ગુણચિંતન એક ગમતી રમત જેવું ઉત્સાહભર્યું બની રહે છે. પોતામાં ગુણ હોય એટલે સ્વસંદર્ભે કે અન્ય સંદર્ભે પોતા વિશે બોલતાં આપોઆપ બીજાના અનુષંગી, બોલવામાં મદદ કરે, પોતાના ગુણચિંતનને જાહેર માટે સહ્ય બનાવે એવા સહચારી ગુણો આપોઆપ કલ્પનામાં આવી જ જાય!

પ્રામાણિક માણસો એક વક્તવ્યમાં અનેક વાર 'હું કહું છું કે–', 'મારે કહેવું જોઈએ કે–', 'મારે ભારપૂર્વક જણાવવું જોઈએ કે–', 'હું ફરી ફરીને કહીશ કે–', 'એક વાર નહિ, હું દસ વાર કહીશ–' કહેનારા વક્તા કેવા તેજસ્વી અને પ્રખર લાગે છે! એ તેજ ઓજસ

અને સૂર્ય જેવી પ્રખરતા 'હું'ની સંડોવણી – સામેલગીરીથી આવે છે. એવા વક્તામાં જે જોમ, જુસ્સો અને સાહસ દેખાય છે તે પોતાને મહત્ત્વ આપ્યાથી, 'હું'ને કેન્દ્રમાં રાખ્યાથી આવેલાં હોય છે. એવા વક્તા સાહસ કર્યાનું વધારાનું સુખ પણ અનુભવે છે.

બીજાના અવગુણ વિશે બોલવા જેવી આફત બીજી કોઈ હોઈ શકે નહિ, ક્યારેક સાહસ કરવું જ હોય તો પોતાના અવગુણ વિશે — અલબત્ત, ક્યારેક જ હોં ! — બોલવું, એથી પણ એક જાતનું મહત્તાનું, મહત્તમ સુખ મળે છે...'યાદ રાખજો, મારા જેવો ભૂંડો બીજો શોધ્યોય ન જડે !' એવું બુલંદ સાદે, પ્રતીતિજન્ય નિશ્ચય અને નિષ્ઠાથી કહેનાર કેવો સાહસિક લાગે છે ! પોતે કેવો અનન્ય — મારા જેવો કોઈ નહિ — છે એમ કહે છે ત્યારે એ કેટલો પ્રખર લાગે છે !

પોતાને વિશે બોલવામાં અનેરું સુખ અને સાહસ હોય છે... કંઈ નહિ તો એ સુખની શરૂઆત ઘરના માણસો સમક્ષ કરી શકાય... કારણ કે ઘરના માણસો તમને 'સુખી' જોવા જ ચાહે છે ! ▫

## હું / કુમાર પાશી

હું સમંદર જેટલું હસવા માગું છું
અને બુંદ જેટલું રડવા
ઈશ્વર, હું તારા જેટલું જ જીવવા માગું છું
નિત્ય નવાં સ્વપ્નાં સાથે
પોતાના સાથે
ઈશ્વર, હું પયગમ્બર નથી !

# આવું ને આવું ક્યાં સુધી? / શરીફા વીજળીવાળા

રેઢિયાળ વિવેચનની આપણે ત્યાં જરાય ખોટ નથી. લખનારા તો લખવાનો ધરમ સમજીને લખ્યે જાય પણ સંપાદકો આવું બધું છાપ્યે જાય એ કયો ધરમ? કેટલીયે વાર મોંમાથા વગરનાં વિવેચન વાંચી બાજુ પર મૂકી દીધાં છે. આડેધડ અર્થઘટનો થયાં હોય ત્યારે પણ મૌન પાળ્યું છે. પણ નવે. '૯૩ના 'શબ્દસૃષ્ટિ'માં 'અભ્યાસ-સંશોધન'ના મથાળા હેઠળ જે લેખ છપાયો છે એ વાંચીને 'હવે તો હદ થાય છે' માનીને ન જ રહેવાયું એટલે આ નાની નોંધ.

જયંત ખત્રીની જાણીતી વાર્તા 'લોહીનું ટીપું' વિશે અહીં જે સંશોધનલેખ લખાયો છે તે બધા જ ખણખોદિયા જીવોએ જરાક ધ્યાનથી વાંચવા જેવો છે. આમેય વાર્તા વિશે એકાદ લેખ ઠબકારવો એમાં કઈ ધાડ મારવાની? વાર્તા એટલે શું?-ની જરી-પુરાણી એકાદ-બે વાતો લખવાની, ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં વાર્તાકારના સ્થાન વિશે એનાં એ જ ખોટાં વાક્યો લખવાનાં. ને પછી એ વાર્તાનું કથાવસ્તુ. વચ્ચે વચ્ચે જરાક પાત્રનિરૂપણ ને સન્નિધીકરણ ને પીઠઝબકાર જેવી બે-ત્રણ રૂપાળી પરિભાષાઓ ધાંસી દેવાની એટલે એયને લેખ તૈયાર ને પછી તો છાપનારાઓ તો કદાચ આંખ મીંચીને જ બેઠા છે...

આખા લેખની વાત કરવા બેસીએ તો બહુ લાં...બું થાય એમ છે. એટલે અહીં એકાદ-બે વાત જ નોંધીએ.

"સર્જક કોઈ પણ રસસ્થાનને આવશ્યક કરતાં અધિક માત્રામાં

કે અધિક આલંકારિક રીતિમાં ખીલવે તો કથનકેન્દ્ર વધતુંઓછું અળપાઈ જવાનો ભય રહે. અને આવશ્યકતા કરતાં અલ્પમાત્રામાં કે હીન-આલેખનથી નિરૂપે તો કથનકેન્દ્ર તીવ્રપણે ઊપસે નહિ"

આ હીન-આલેખન એટલે શું?–એવો પ્રશ્ન ન કરીએ પણ 'કથનકેન્દ્ર' એટલે શું? એવો પ્રશ્ન તો થાય જ. અંગ્રેજીમાં જેને 'point of view' કહે છે તેને જ કથાસાહિત્યના સંદર્ભે આપણે કથનકેન્દ્ર કહીએ છીએ. કથનકેન્દ્ર સંજ્ઞા કથાસાહિત્યના સંદર્ભે શુદ્ધ પારિભાષિક અર્થમાં જ પ્રયોજાય છે અને તેનો સંબંધ વાર્તા કહેવાની રીતિ – કથનરીતિ સાથે છે. અને તેનો આ સંશોધક વારંવાર જે અર્થમાં પ્રયોજે છે તેવો અર્થ થતો નથી. (સંપાદકશ્રી આ સંજ્ઞા પારિભાષિક અર્થમાં વપરાય છે એવું લખી ચૂકયા છે ને તોય આ લોલમલોલ ચાલી ગયું!!).

હવે જરા નીચેનાં વાકયો જુઓ:

"લોહીનું ટીપું'નું કથનકેન્દ્ર બેચરની બેકાબૂવૃત્તિ છે...વૃત્તિ-વિચાર-વર્તનના આટાપાટામાં સમગ્ર માનવજાત સરખી છે. એ દૃષ્ટિએ બેચર માનવજાતનો પ્રતિનિધિ છે. અને એમ હોવાથી વાર્તા પહેલેથી જ શાશ્વતીમાં શ્વસવા માંડે છે!"

આવા શબ્દોથી લેખ કેવો રૂડો લાગે!

વળી આગળ લખે છે:

"બેચરની મનઃસ્થિતિનો તાદૃશ ખ્યાલ આપતી ઘટના બેચરનું હલીમા સામે ઝુકાવું – એ છે. એ વાર્તાનું કથનકેન્દ્ર છે."

સંજ્ઞાઓની અધૂરી સમજને કારણે આખો લેખ અર્થહીન બની રહે છે.

થોડાંક બીજાં વિધાનો પણ જોઈ લઈએ:

"પૂર્ણતાના એક ખ્યાલરૂપે જોઈએ તો, આ વાર્તાને આદિ, મધ્ય ને અંત છે, ત્રણે માટે ત્રણ ઘટનાઓ છે, ત્રણે ઘટનાને

અનુરૂપ પાત્રચિત્રણ છે, ત્રણે ઘટનાને અનુરૂપ પરિવેશ છે, સંવાદ છે, કથાભાષા છે..."

આવું આવું કહીને સંશોધક વિગતે વિશ્લેષણ કરે છે. પણ એ ચાર તીરની નિશાનીઓ આડીઅવળી મારી દેવાથી સંશોધનલેખ ન બની જાય એવું કેમ આપણા અભ્યાસીઓ નહિ સમજતા હોય? આ વિશ્લેષણ પછી સંશોધક એક સરસ તારણ પર આવ્યા છે:

"આમ, આદિ-અંતની બંને ઘટનાઓ મુખ્ય – મધ્ય ઘટનાને સ્ફુટ કરીને વિલીન થઈ જાય છે. ઘટના-તિરોધાનની આ એક ધ્યાનપાત્ર પ્રયુક્તિ ગણી શકાય."

સમજવું અઘરું પડે એવું છે આ વિધાન. જયંત ખત્રી તો ગુજરાતી ઘટનાપ્રધાન વાર્તાનું શિખર છે. આ વાર્તામાં ઉત્તરાર્ધની ઘટનાનો ભાર નિર્વાહ્ય નથી બનાવી શક્યા ખત્રી ને આ સંશોધકને એમાં ઘટના-તિરોધાન દેખાયું છે!

વાસનાનું જાગવું ને પછી શમી જવું એ વાર્તાના કેન્દ્રમાં રહેલી ઘટના છે. આ માટે પ્રકૃતિને ઉદ્દીપક વિભાવ તરીકે વાપરતા ખત્રી કુશળ કલાકાર લાગે. પ્રકૃતિની પડછે વજનદાર ઘટનાને પણ તેઓ નિર્વાહ્ય બનાવી શક્યા છે. એની સરખામણીએ વાર્તાના ઉત્તરાર્ધે આવતી ઘટના માત્ર ચમત્કૃતિ નિપજાવવા લાવ્યા હોય એવી કૃતક ભાસે છે. આ ઘટના વાર્તાના સત્ત્વને તો હણે જ છે, સાથે પ્રતીતિકરતાના પ્રશ્નો પણ ઊભા કરે છે. જેણે હલીમાનું વર્ણન વાંચ્યું છે તે તેની નિર્દોષતા, ગભરુપણાને સંદેહી શકશે. આવી ગભરુ છોકરી, રાતના અંધારામાં આવી પરિસ્થિતિમાં આવી પડે ત્યારે બે-ત્રણ જણા વચ્ચે એક માણસની કપાયેલી આંગળી જોઈ શકે એ કેટલી હદે શક્ય છે? – એવો પ્રશ્ન થાય. ઉત્તરાર્ધની ઘટનાની અનિવાર્યતા લેખક સિદ્ધ કરી શક્યા નથી.

આ વાર્તાની વિગતે વાત કરવાનો મારો ઉપક્રમ નથી. પણ આ લેખ જેને પણ સાહિત્યપદાર્થ સાથે નિસ્બત છે તે બધાએ

વાંચવો જોઈએ. ક્યાં સુધી આપણે આવું છાપ્યે જઈશું? અભ્યાસ-ક્રમનાં પુસ્તકોના પસંદગીથી માંડીને લેખ છાપવા સુધીમાં આપણો બધા સંબંધો જ સાચવીશું તો બિચારા સાહિત્યનું શું? આ તો જરાક ચિંતા થઈ એટલે. બાકી તો ચાલે જ છે ને... □

## મધરાતે ગઝલ!

રાજકોટ ધર્મેન્દ્રસિંહ કૉલેજની ટપાલ-ઑફિસને પગથિયે અમે બેઠા હતા. શાયરીનો દોર ચાલતો હતો. ત્યાં જરા દૂરથી અવાજ આવ્યો. કોઈ જોરથી બોલતું હતું ને સડક પર લાઠી પછાડતું હતું. અમે નજર કરી. ઘાયલ કહે, 'પોલીસ છે, ગભરાતો લાગે છે.' પછી બૂમ પાડી: 'એય દોસ્ત, હાલ્યો આવ. નિર્દોષ પ્રાણીઓ બેઠા છે.' પોલીસ આવ્યો. પોસ્ટ ઑફિસનું તાળું ખેંચી જોયું. ઘાયલ કહે, 'એલા, અમે ઘરનું તાળુંય ભાળ્યું નથી, ત્યાં આ બહારનું તાળું ખેંચી અમારી આબરૂ કાં લે?' પોલીસ કહે, 'ભાઈ, રાતના બે વાગી ગયા, હવે તો ઊઠો!' અમને તો એમ કે હજી મધરાત થઈ નથી. ઘાયલે અધૂરી રહેલી ગઝલના બે-ત્રણ શે'ર પૂરા કર્યા અને અમે ઊઠ્યા. ત્યાં પોલીસ કહે, 'ભાઈ, બેચાર ગઝલ સંભળાવોને!' આ મા'જાય ગઝલનો પ્યાસી નીકળ્યો!

—અને ઘાયલે શું મસ્તીથી, પૂરા દિલથી એને ગઝલો સંભળાવી છે! હજારો લોકોને ડોલાવતો શાયર એક અદના પોલીસ માટે, મોડી રાતે ગઝલ રેલાવતો હતો! મને મારી ઊગતી જુવાની વખતે રાણપુરના સ્ટેશન માર્ગે ગીતો ગાતા જતા મેઘાણી યાદ આવ્યા. એક છોકરાનો ઝુરાપો દૂર કરવા ત્યારે મેઘ વરસ્યો હતો.

('હવાબારી'માં) —મકરન્દ દવે

# સમાચાર

— જામીનગીરી ગોટાળા અંગે કેન્દ્ર સરકારે રચેલી સંયુક્ત સંસદીય સમિતિએ તેનો સર્વાનુમતે આપેલો અહેવાલ સરકારને સુપરદ થઈ ગયો છે. જાનકીરામન સમિતિના અહેવાલો સરકારને આજ પહેલાં જ મળી ગયેલા છે. સરકાર એ અહેવાલોની ભલામણોનો અમલ કરવાનાં પગલાં વિચારી રહી છે.

— ઈસુના વીતેલા વર્ષ ૧૯૯૩ અંગે કેન્દ્રના વ્યાપારપ્રધાન શ્રી પ્રણવ મુકરજીએ કહ્યું છે કે, નાણાકીય વર્ષના છેલ્લા સાત માસમાં ભારતનો નિકાસ વ્યાપાર સંતોષજનક રીતે વધ્યો છે અને ૧૯૯૩–૧૯૯૪ ના વર્ષ માટે ૨૨ અબજ ડૉલરનો નિકાસ લક્ષ્યાંક સિદ્ધ કરી શકાશે.

— ઉત્તરપ્રદેશ અને રાજસ્થાનની નવી રચાયેલી સરકારોએ ધારાસભામાં વિશ્વાસનો મત પ્રાપ્ત કર્યો હતો.

— સંયુક્ત સંસદીય સમિતિના અહેવાલ પર ચર્ચા કરવા માટે સંસદની શિયાળુ બેઠક વધુ બે દિવસ લંબાવવામાં આવી હતી.

— પાકિસ્તાન કાશ્મીર અને પંજાબના આંતકવાદીઓને તાલીમ, શસ્ત્રો અને નાણું આપે છે એ વાત ભારત સરકાર ભારપૂર્વક, પુરાવા સહિત વિશ્વને જણાવતી રહી છે, હવે તેણે ભારતમાં ત્રાસવાદને ભડકાવવા આત્મઘાતી ટુકડી તૈયાર કરવા પાક કબજા હેઠળના કાશ્મીરમાં તાલીમ શિબિર ખોલ્યાનું જાણવા મળે છે.

— દૂરદર્શને ઈસુના નવા વર્ષે તેની મેટ્રો ચેનલમાં નવા સુધારા કર્યા છે, નવા કાર્યક્રમોમાં 'ટિન રૉક' અંગ્રેજી શ્રેણીમાં 'ફેમિલી પ્રાઇડ' અને 'વિશ્વસંગીત એવૉર્ડ'નો સમાવેશ થાય છે.

# કંકાવટી

ફેબ્રુઆરી ૧૯૯૪

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૩ : અંક ૪૧૦ : મૂલ્ય : ૪ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*

તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ સૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

કંકાવટી, ૨૪, રીવર બેન્ક સોસાયટી,

ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી

સૂરત–૩૯૫ ૦૦૯. ફોન નં. ૮૫૬૪૧

*

પ્રકાશન સ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી, સૂરત–૩૯૫ ૦૦૯

મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ

## કવિતાનો કાંકરીચાળો / જયન્ત પાઠક

કાંકરી તો કાંકરી છું હું ભલે
લ્હેર તો જાઉં જગાડીને જલે !

કોરી મને છો કાંકરી લીધી ગણી
ફોડી ગાગર મેં ભીંજાવી ઓઢણી !

શુષ્ક આજે કાંકરી ખંડેરની
એકદા હું સુંદરીસ્તનની અણી !

કાઢી મૂકો છો કાંકરી મુજને ગણી
હું અસલમાં માટી ધારક બીજની.

કાંકરી શો શબ્દ મેં ફેંક્યો લઈ
અદ્દલ ગયો ઘટ ફોડી – ને કવિતા થઈ !

## તેઓ કહે છે / જયન્ત પાઠક

તેઓ કહે છે :
તારી સાથે અહીંનું કશું આવવાનું નથી.
ખરી વાત છે —
જેમાં હું ઊગી ગયો છું તે આ વૃક્ષો
વહી રહ્યો છું તે આ નદીઓ
ઊંચકાયો છું તે પહાડો
પથરાયો છું તે મેદાનો
લ્હેરાયો છું તે ખેતરો
ઘેરાયો છું તે ઘરબાર
ગૂંથાયો છું તે સંસાર
મારી સાથે આમાંનું કશું આવવાનું નથી
એટલે કે
મારાથી જવાવાનું નથી.

## અરીસાની ફ્રેમમાં / સંસ્કૃતિરાણી દેસાઈ

અરીસામાં મોઢું જોઈ વાળ ઠીકઠાક કરીને ગઈ
કે મારું મોઢું અરીસામાં જ રહી ગયું !
એ જ રીતે એ જ પોઝિશનમાં ઊભી રહી
ને શરીર અને માથાને બરાબર મેળવ્યું,
છતાંય
માથું અરીસામાં જ રહ્યું
ને બહાર નીકળી પડી હું
માથા વગરના શરીરને લઈને.
રસ્તે ચાલતાં બધા જ લોકોને માથાં ન હતાં !
ચર્ચગેટ અને ફાઉન્ટન પર ચાલી રહ્યાં હતાં ફક્ત ધડ !
બધે હતી આની જ ચર્ચા —
મિત્રને ત્યાં ગઈ,
અરીસામાં ચોંટેલા તેના માથાને જોવા
ત્યાં તો ચોંટી ગયું એનું માથું
મારા શરીર પર !
સવારે, મોંઘા ભાવે, વેચાતાં હતાં
અરીસાની ફ્રેમમાં
માથાં.

# સીતાકાન્ત મહાપાત્ર / શિરીષ પંચાલ

ઊડિયા ભાષાના જ નહિ પણ ભારતીય ભાષાઓના એક મહત્ત્વના કવિ તરીકે સીતાકાન્ત મહાપાત્રનું નામ દઈ શકાય. તેમની ચેતના એકી સાથે પાશ્ચાત્ય સાહિત્ય, ભારતીય સાહિત્ય, લોકસાહિત્યને આવરી લે એ પ્રકારની છે. ૧૯૩૭માં જન્મેલા આ કવિની કવિતા સાતમા દાયકાથી જાણીતી થવા માંડી અને પછી તો ઊડિયા ભાષાના સૌથી જાણીતા આધુનિક કવિ તરીકે પ્રખ્યાત થયા અને ઊડિયામાંથી તેમની કવિતાના અનુવાદ સૌથી વધુ થયા. માત્ર ભારતીય ભાષાઓમાં જ નહિ, પણ યુરોપની ભાષાઓમાં પણ એ કવિતા અનૂદિત થતી રહી. એક ભારતીય કવિ તરીકે તેઓ યુરોપના કવિથી પોતાની જાતને જુદી ગણાવે છે. ટી. એસ. એલિયટ જેવાની કવિતાથી તો આખા વિશ્વની કવિતા પ્રભાવિત થઈ હતી પરંતુ એલિયટ અને પાઉન્ડ જેવા કવિઓ ખૂબ જ સભાનતાપૂર્વક પુરાણકલ્પનોનો ઉપયોગ કરતા હતા. પશ્ચિમનો માનવી ટેક્નોલૉજીના પ્રભાવ હેઠળ પોતાના ભૂતકાળને ભૂલીને જ બેઠો છે, એને અવારનવાર આ ભૂતકાળ સામે લાવીને મૂકવો પડે છે. એ રીતે જોઈએ તો નર્યા વર્તમાનથી પ્રભાવિત થતો હોઈ એને વિસ્મૃતિ થઈ છે. પણ ભારતીય પ્રજાનું ચિત્ર જુદું છે. અહીં આગળ વર્તમાન હમેશાં ભૂતકાળથી પ્રભાવિત થતો રહ્યો છે એટલે કાળની અખંડ સંવેદના ભારતીય ચેતનામાં ટકી રહેલી છે. આ પરિસ્થિતિનો લાભ ભારતીય કવિ લઈ શકે. સીતાકાન્ત મહાપાત્રની કવિતા વિશિષ્ટ રીતે પુરાણ-

કથાઓના નાયકોની આસપાસ ઘૂમરાતી નથી. એમની કવિતામાં નાયક તરીકે કૃષ્ણ, દુર્યોધન, અર્જુન નહિ આવે. એ કવિતામાં તો સાવ સામાન્ય માનવી સ્થાન પામશે. પણ એ સામાન્ય માનવીને જોઈને પુરાણકથાઓનાં પાત્રો કવિને યાદ આવે છે. આપણો નાયક બહારના પ્રકાશમાથી થિયેટરના અંધકારમાં ભરાઈને ચિત્ર જુએ છે. ક્યાંક કોઈ ભયથી દાઝીને મેટિની શો જોવા જઈ ચડયો છે, પણ એને જોઈને કવિને સરોવરમાં સંતાઈ ગયેલો દુર્યોધન યાદ આવે છે. સંપત્તિ વડે, ઐશ્વર્ય વડે અને અભિમાન વડે પોતાનો પ્રભાવ પાડવા માગતી શ્રીમંત સ્ત્રી મહાનગરમાંથી કારમાં બેસીને પસાર થાય છે એટલે કવિને કુબ્જા યાદ આવે છે; શહેરમાં ભરચક ટ્રાફિકની વચ્ચે રસ્તો ઓળંગવા ઊભા રહેલા સામાન્ય માનવીને જોઈને નરકમાં લોહીથી ઊભરાતી નદી આગળ ઊભો રહેલો મહાભારતનો દુર્યોધન યાદ આવે છે. આ રીતે કાવ્યોમાં ચિરપરિચિત જગત, તુચ્છ વિગતો, દૃશ્યોથી ભરેલું જગત આલેખવામાં આવે છે. પણ સાથે સાથે એની પડછે ભૂતકાળને, એના મહાપ્રતાપી પાત્રોને ખડાં કરી દે છે અને કવિ પોતાની સામગ્રીની તુચ્છતાનાં પરિમાણ બદલી નાખે છે.

ચારપાંચ વર્ષ પર લખાયેલી એક બળૂકી રચના 'સૂર્યદેવ' છે. અંધકારનો વિનાશ કરનાર દિવાકરને કવિ વેધક પ્રશ્ન પૂછે છે:

'તેં કદી અંધકાર જોયો છે હે પ્રભુ દિવાકર?'

સૂર્ય કલ્પી પણ ન શકે કે કોઈ આવો પ્રશ્ન પૂછી બેસશે? પ્રશ્ન પૂછનાર વૃક્ષ હોઈ શકે, અર્ધી સુકાઈ ગયેલી શાખા હોઈ શકે, માનવી પણ હોઈ શકે. પૂછનારને તો ખબર છે કે સૂર્યને જોઈને જ અંધકાર ભાગી જાય છે, એનો સામનો તો કરવામાં આવતો જ નથી, પણ અંધકારનું જ્ઞાન, એની ઓળખ સૂર્યે કરવી જ જોઈએ.

'અંધકારને ઓળખ્યા વિના
મારા જેવા અંધકારના જીવને
ઓળખશો કેવી રીતે?
મેં તો જિંદગી આખી અંધકારના ઘૂંટ ભરીને
વિતાવી દીધી અને
આ ગાઢ અંધકારમાં જ બાકીની જિંદગી વીતી રહી છે.'

પણ સૂર્ય કેવો છે? આખી દુનિયાને પોષણ આપનાર સૂર્ય કેટલો બધો એકલવાયો છે! કોઈ કરતાં કોઈ એની પાસે જવાની હિંમત કરતું નથી. કદાચ આવા કારમા એકલવાયાપણાથી ગભરાઈ જઈને તેણે વૃક્ષની સુકાયેલી ડાળીને કહ્યું :

'આવતી રહે, આવતી રહે.'
'એ સાચું કે
તમે આ તુચ્છ, અર્ધમૃત લતાને,
હાથ ઊંચો કરીને, 'આવ, આવ' કહીને બોલાવી.
મને ખબર નથી કેવા એકાંતથી, શૂન્યથી ત્રસ્ત થઈને
મને પોકારી હશે
એવી જ સ્નેહસિક્ત નિર્મલ વાંસળીની ધૂન સાંભળીને
ઉદ્ભ્રાન્ત ગોપીઓ પડતી આખડતી દોડી રહી છે
એમ જ લાગ્યું કે સ્વર્ગ હવે ઢૂંકડું છે.
સમજાયું નહિ
આ તૃષ્ણા મારી કે તમારી?'

પણ વગર વિચાર્યે વૃક્ષની આ ડાળી કંઈ સૂર્ય પાસે જઈ ન પહોંચે. સૂર્ય પાસે જવાનું પરિણામ તો ભયાનક જ આવવાનું.

'પણ જાણે મારા કાનમાં કોઈ ફૂંક મારી ગયું.
ના જઈશ, ના જઈશ.
તારે માટે તો અંધકાર જ સારો
જ્યાં હૂંફાળી માટીની કાળી સોડમાં
આત્મીયતા અને સંધાનના સ્વરો છે.

દૂર દૂરના દિવાકર દેવ બોલાવશે
થપથપાવીને પોતાની પાસે ખેંચશે
અને બાળી નાખીને અદૃશ્ય થઈ જશે.'

એ તો મૂંઝાઈ ગઈ. એને તો નથી પોતાનાં લીલાં પર્ણોનાં ગોપિત સમજાતાં, નથી સૂર્યની રૌદ્ર જ્વાળા સમજાતી.

'માત્ર આટલું જાણું છું.
ડૂસકાં ભરતાં ભરતાં
અશ્રુપૂર્ણ નેત્રે
તમારા સુધી પહોંચી શકાતું નથી
તમારા શાશ્વત હુતાશનથી
શૂન્યમાં વિહરનારાં વાદળોનું ઝુંડ બની
અનંત સાગર ઘૂમરાય છે આકાશમાં
આવું હોય ત્યાં આ તુચ્છ અંધકારના જીવની આંખોમાં .
આવતાં બે આંસુની કોને હોય તમા ?'

આ રચનામાં જોઈ શકાય છે કે કવિ અલ્પ અને ભૂમાનો સમન્વય કરવા જાય છે. દિવાકરની ન જોયેલી બાજુ કાવ્ય આપણને દેખાડે છે અને આદર્શને સમૃદ્ધ બનાવવા માટે કથનાત્મકતા, નાટ્યાત્મકતાનો ઉપયોગ કરી લે છે. આને કારણે જે સાહજિકતા સિદ્ધ થાય છે તે કાવ્યના સૌન્દર્યમાં વધારો કરે છે.

'પંખી તું શું જાણે?'માં ધરતી પરના વૃક્ષને કૂંપળ કેવી રીતે ફૂટે છે એની વાત કરવામાં આવી છે.

સૂર્યથી દૂર દૂર ગાઢ અંધકારમાં આંધળાની જેમ
નીચે ને નીચે
અજ્ઞાત પાતાળની દિશામાં કાળી માટી ધકેલતાં સદા આગળ
ને આગળ...
કેટલાં પાણી સુકાય છે, કેટલી માટી સુકાય છે અને ત્યારે
પ્રગટે છે એક કૂંપળ.

તું શું જાણે, તું શું જાણે પંખી? મારા દુઃખની કથા
મારા ભાગ્યનો રહસ્યમય વ્યવહાર.
કારણ કે પંખી તો આકાશગામી, સૂર્યચંદ્રતારાનક્ષત્રોની
દુનિયામાં સદા રમનારું. એની પાંખો તો દૂર દૂર
ઊડવાનો પડકાર હંમેશાં ઝીલી લે.'

કવિ આ કૂંપળને નિમિત્તે વાત કરે છે. સામાન્ય માનવીના અંધકારમય જીવનની, તેના પુરુષાર્થની.

આ કવિ પણ પોતાની રચનાઓમાં પ્રતીકાત્મકતાનો ઉપયોગ કરે છે. સમુદ્રવિષયક કેટલીક રચનાઓમાં એકલવાયાપણાનું, યાતનાનું નિરૂપણ છે. જીવનનાં પરંપરાગત અનુષ્ઠાનો નિષ્ફળ ગયાં છે. સમુદ્ર આખરે વિનાશનો પર્યાય બની જાય છે પરંતુ બીજી બાજુ સમુદ્ર જીવનનો સ્રોત છે; એમાંથી જ આપણને તેજ, ગરિમા, સત્ત્વ પ્રાપ્ત થાય છે.

આ કવિનો નાયક સ્વર્ગલિપિ ઉકેલી શકતો નથી. એટલે એક રચનામાં કહે છે:

'મને નથી ખબર
કે દેવદેવીઓ કઈ અજાણી ભાષામાં
અંદરોઅંદર વાતો કરે છે.
ગોપનીય ગૂઢ રહસ્ય, જીવન અને મૃત્યુ, સવાર અને સાંજ.
અને ઋષિમુનિઓ પોતાના અગ્રર આત્માને
ઉપદેશ આપે છે તે કઈ વ્યગ્ર લિપિમાં આપે છે તેની પણ
ખબર નથી.
જે નિર્લિપ્ત સ્વર વડે ચાતક મેઘને પોકારે છે
તારાનક્ષત્રો ઝાકળબિંદુઓને બોલાવે છે
આત્મા રક્તમાંસથી ભરેલા શરીરને બોલાવે છે...'

કાવ્યનો નાયક આ બધી જ ભાષાને રહસ્યમય ગણાવે છે. એના શબ્દમાં, એની ભાષામાં તો અનંતકાળની ઇચ્છાઓ, વેદનાના

કોલાહલ ભળેલા છે. એની ભાષા તો સાત પેઢીથી સચવાઈ રહેલી દાદીમાની પાનપેટી છે; એની ભાષામાં પૂર્વજોનાં રુદન છે. એની ભાષા તો સૂર્યથી તપેલી આ ધરતીમાં પોતાની જાતને રોપીને દેવલોકોના અજ્ઞાત વૈકુંઠ તરફ અનંત કાળથી ફેલાયેલો મૂંગાબહેરા શિશુનો હાથ છે.

'દીપ્તિ ઓ દીપ્તિ' (૧૯૬૩), 'અષ્ટપદી' (૧૯૬૭), 'શબ્દર આકાશ' (૧૯૭૧), 'સમુદ્ર' (૧૯૭૭), 'ચિત્રનદી' (૧૯૭૯), 'કુબ્જાગીત અને અન્ય રચનાઓ'ના આ કવિ ઇતિહાસના પણ અભ્યાસી છે. એમણે લગભગ સાત-આઠ પુસ્તકો આદિવાસી સંસ્કૃતિ વિશે લખ્યાં છે. પોતાની ભાષાના એક મહાન કવિની સ્મૃતિમાં અપાયેલા 'સરલા દાસ' એવૉર્ડના સ્વીકાર વખતે એમણે કહ્યું હતું :

'કવિતા આપણી વેદનાનો રંગ, આપણાં આંસુનો સ્વર, વેદનાનું શિલ્પ અને સુખનું નકશીકામ શોધવા મથે છે. અનંત પ્રતીક્ષાઓ અને વેદના, આશા-નિરાશા, સ્વપ્ન અને સ્મૃતિઓ વિના જીવન અને કવિતામાં છે પણ શું? કવિની ચારે બાજુ તો માનવજગત છે; રોજ જોવા મળતો ધૂળ અને ધુમાડા છે; જીવનનો નિત્ય વ્યવહાર છે; અનંત અને સદા વૃદ્ધિ પામ્યે જતી માનવયાત્રા છે; આજે માનવીનો અવાજ ક્યારેક ચાંદની જેવો શીતળ અને શાતાદાયક છે: ક્યારેક પાણીદાર તલવારની જેમ તીણો અને તીખો છે. આ માનવજીવન સ્વર્ગ અને નરકના, પ્રેમ અને ધિક્કારના, ઇચ્છાઓ અને બલિદાનોના વિચિત્ર સમન્વય જેવું છે. આ બધાને ઓળખવા વધારે ને વધારે ઉત્કટતા કેળવવી પડે, તાદાત્મ્ય સાધવું પડે અને એમને સમજવા એનાથી દૂર ખસી જતાં આવડવું જોઈએ ટૂંકમાં એણે યોગી અને ભોગી બંને બનવું પડે. તો જ જીવનની ભવ્યતાનો કોઈક અંશ પામી શકે.'

સીતાકાન્ત મહાપાત્રને દુનિયાભરની કથાવાર્તાઓનો ખપ છે. પુરાણકથાઓ હંમેશાં કશુંક ને કશુંક સત્ય કહી જ સંભળાવતી

હોય છે. પંદરમી સદીના યુરોપની એક કથા તેઓ ટાંકે છે: "ધર્મ-ગ્રંથોનો અભ્યાસ કરતા, ધ્યાન ધરતા કેટલાક સાધુઓના મઠમાં એક નાસ્તિક યુવાન આવી ચડ્યો. તેણે પૂછ્યું: 'તમે આની આ જગાએ બેસી રહીને કંટાળી નથી ગયા?' એટલે મઠાધિપતિએ કહ્યું, 'પુત્ર, પેલા વૃક્ષ પર એક નાનકડું સોનેરી પંખી દેખાય છે?' યુવાને એ જોયું અને ચકિત થઈ ગયો. પંખી તો એક ડાળથી બીજી ડાળ પર, એક વૃક્ષથી બીજા વૃક્ષ પર કૂદતું રહ્યું. યુવાન તો એની પાછળ પાછળ નીકળી પડ્યો. ખાસ્સા એવા સમયે પાછો આવ્યો. નવા મઠાધિપતિ હતા. એમણે કહ્યું: 'પુત્ર તેં પંખીનાં પીંછાં જોવામાં જ ચાળીસ વરસ વિતાવી દીધાં.' દર્પણમાં યુવાને જોયું તો વાળ ધોળા થઈ ગયા હતા, કેટલાક દાંત પડી ગયા હતા. જો પંખી જોવામાં આટલાં બધાં વરસ વીતી જતાં હોય તો જગતને પામવા કે જાતને ઓળખવા કેટલો સમય જોઈએ?"

સીતાકાન્ત મહાપાત્ર પણ જગતને પામી પોતાને સમજવા જિંદગી વિતાવી દેવા તૈયાર કવિઓમાંના એક છે. એ અવારનવાર પ્રાચીન, મધ્યકાલીન કવિઓ પાસે જઈ ચડે છે; એમાંથી પોષણ પામીને પોતાની રચનાઓને નિરંતર સમૃદ્ધ કરતા રહે છે. □

## સાભાર સ્વીકાર

**તમારા પ્રતાપે બધાં ઓળખે છે:** ગઝલકાર શૂન્યનો એકાંત પરિચય: રૂસ્વા મઝલૂમી, મૂલ્ય પંદર રૂપિયા.

**આઈના ફરોશ:** ઉર્દૂ ગઝલ સંગ્રહ, કવિ સંધ્યા રંગીન, મૂલ્ય એકવીસ રૂપિયા.

પ્ર. બન્નેના: હરેશ તથાગત, ધમ્મપદ M/૭૨૬, ગુજરાત હાઉસિંગ બોર્ડ, દૂધસાગર માર્ગ, રાજકોટ-૩.

## ઔરંગઝેબનો એક અનોખો પત્ર / મેઘનાદ ભટ્ટ

(મુલ્લા સાહેબને પત્ર)

પિતા અને ભાઈઓ સાથે ખૂનખાર સંગ્રામો ખેલી ૧૬૫૮માં ઔરંગઝેબ ભારતસમ્રાટ તરીકે તખ્તનશીન થયો. લગભગ ૫૦ વર્ષ સુધી ગુમાન, ગૌરવ અને કુશાગ્રતાથી એ રાજ્યાસને બિરાજ્યો. ઔરંગઝેબની ધર્માંધતા, ઘાતકીપણું, અંગત જીવનની શિસ્ત – કુરાનની નકલ કરી જીવનનિર્વાહ કરવાની શિસ્ત – વિશેની ઘણી વાતો આજે તો કિંવદન્તી બની ગઈ છે. ઔરંગઝેબ માટે એમ પણ કહેવાયું છે કે કોઈ પર વિશ્વાસ ન મૂકી શકે એવો એનો સ્વભાવ હતો. સેનાપતિ, મંત્રી, સૂબા વગેરે સર્વ અધિકારી વગર ચાલે તો નહિ. પણ વિશ્વાસને અભાવે એને સેનાપતિ કરે અને ત્રને તેના પર જાસૂસી કરનાર ઉપસેનાપતિ કરે; આમ દરેક વિભાગમાં એક-બીજાના પ્રતિપક્ષીઓની જોડીઓ ગોઠવે. પરિણામે કોઈ પણ પૂર્ણ વિશ્વાસથી અને હિંમતથી કામ કરી શકે જ નહિ. બધાંયે કામોમાં ઢીલ અને એકબીજાની ભૂલ જોવાની લત વધે.

આ ઔરંગઝેબી અવિશ્વાસ ઔરંગઝેબના એક ઐતિહાસિક પત્રમાં આબાદ ઝિલાયો છે. વિશ્વના મહત્ત્વના પત્રોમાં આ પત્ર સંગ્રહાયો છે. સમ્રાટ તરીકેની એની સફળતા એના પ્રારંભના શિક્ષણને આભારી નહોતી એનો પુરાવો, એના કિશોરાવસ્થાના શિક્ષક મુલ્લા સાહેબને લખેલ, આ પત્રમાંથી મળે છે. એના શિક્ષકે કદાચ એની પાસે કોઈક પ્રકારની (હોદ્દાની) ગુરુદક્ષિણાની અપેક્ષા

રાખી હશે. આ છે ઔરંગઝેબનો પ્રત્યુત્તર.

"મારી પાસે તમારી શી અપેક્ષા છે, ડૉકટર સાહેબ? તમને મારી કોર્ટના ઉમરાવ બનાવું એવી તમારી ન્યાયબુદ્ધિ તમને પ્રેરણા આપે છે? તમે ખરેખર મને યોગ્ય પ્રકારનું શિક્ષણ આપ્યું હોત તો તમે અવશ્ય એવી અપેક્ષાને પાત્ર ઠરત કારણ હું અવશ્ય સ્વીકારું છું કે યોગ્ય તાલીમ અને શિક્ષણ પામેલ બાળક એના પિતા જેટલો જ એના ગુરુનો ઋણી છે.

પણ, કયાં છે એ તાલીમનાં એંધાણો? પ્રથમ તો તમે મને એમ શીખવ્યું કે સમગ્ર ફિરંગિસ્તાન (વિલાયત) તો હું જાણતોય નથી એવો એક ટાપુમાત્ર છે જેનો સૌથી મોટો રાજા પોર્ટુગલનો રાજા, ત્યાર પછી હોલેન્ડનો રાજા, ત્યાર પછી ઇંગ્લેન્ડનો રાજા અને ફ્રાન્સ અને અન્દુસિયાના રાજા તો માત્ર નાનકડા રાજાઓ જ હતા અને હિંદુસ્તાનના રાજાઓ તો આ બધા કરતાં કયાય મોટા રાજાઓ હતા. અને ભારતના રાજાઓ તો મહાન સમ્રાટો, વિજેતાઓ અને વિશ્વવિજયી રાજાઓ હતા અને પર્શિયા, ઉઝબેક, કશગાર, ટાર્ટરી, કેથે, પેરૂ, ચીન, માચીનાના રાજાઓ હિંદુસ્તાનના રાજાઓના નામ માત્રથી થરથર કાંપતા હતા. શું અદ્ભુત છે તમારું ભૂગોળનું જ્ઞાન! તમારે મને આ બધાં જ રાજ્યો, તેમની સીમાઓ, તેમની શક્તિ, તેમનું યુદ્ધકૌશલ, તેમના રીતરિવાજો, તેમના ધર્મો, તેમની સરકારો, તેમનાં હિતો અને એ સર્વેના યોગ્ય ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં ચડતી-પડતી તેમ જ એવાં કયા અકસ્માતો, ભૂલ યા ક્રાંતિને કારણે યા પ્રસંગ યા પરિસ્થિતિને કારણે એ મહારાજ્યો સ્થપાવાં અને ટકયાં તેનો ઇતિહાસ શીખવવો જોઈતો હતો.

તમે તો મને મારા જ વંશના મહાન પૂર્વજોનોય પૂરો ઇતિહાસ — જેમણે આ મહાન સામ્રાજ્યની સ્થાપના કરી — કે એમના ભાતીગળ જીવનની વિગતોથીય વાકેફ નથી કર્યો. મારા આ પૂર્વજોએ એમના મહાન વિજયો પ્રાપ્ત કરવા કયા માર્ગ અપનાવ્યા

એય નથી સમજાવ્યું.

તમારે મને અરબી ભાષા વાંચતાં અને લખતાં શીખવવી હતી. જેના સંપૂર્ણ જ્ઞાન માટે દસ કે બાર વર્ષ લાગે તેની પાછળ આટલો બધો સમય બગાડવા માટે મારે તમારો આભાર માનવો? કેમ જાણે સમ્રાટના પુત્રને તેના પાડોશી રાજ્યની ભાષા શીખવાને બદલે કોઈ વ્યાકરણશાસ્ત્રી કે કાયદાવિશારદ થવું અનિવાર્ય હોય! જે માણસને રાજ્યના કેટકેટલા સંકુલ પ્રશ્નો માટે કીમતી સમય ફાળવવો એ કેટલું તો આવશ્યક હોય છે? આમે આ બધા અઘરા શબ્દો અને તેની અટપટી કસરતો કેટલી તો કંટાળાજનક હોય છે?

શું તમને એટલી પણ કલ્પના નથી કે યોગ્ય રીતે કેળવાયેલું શૈશવ અને તેની સુખી સ્મૃતિ, હજારો જાતના પાઠ્યક્રમોના વિકલ્પે, એક એવી સંજીવની છે કે જે માણસને જીવનભર મહાન કાર્યો માટે પ્રેરણા આપ્યા કરે? કાયદા, પ્રાર્થના અને વિજ્ઞાન શું આપણી માતૃભાષામાં, અરબી કરતાં, વધુ સારી રીતે ન શીખી શકાય? તમે મારા પિતા શાહજહાંને કહ્યું હતું કે તમે મને ફિલસૂફી શીખવશો. હા, એ સાચું છે કે તમે મને વર્ષો સુધી આવા હવાઈ પ્રશ્નો શીખવ્યા કર્યા છે જેનાથી મનને સંતોષ મળતો નથી અને માનવ-સમાજને એ લેશમાત્ર ઉપયોગી નથી. એ બધાં ઠાલાં વિચારવિનિમય અને સ્વપ્નિલ કલ્પના માત્ર હતાં. એ બધું તો યાદ રાખવું ખૂબ અઘરું અને ભૂલી જવું ખૂબ સરળ છે.

હજીય મને યાદ છે કે તમે કાંઈ કેટલાંય વર્ષો સુધી મને આમ ફિલસૂફીનું જ્ઞાન આપી એક એવી અઘરી, યાદ ન રહી શકે એવા શબ્દો અને વિચારોની ભુલભુલામણી દુનિયામાં અટવાવી દીધો. જ્યાં ભલભલા કુશાગ્ર માણસો ખોવાઈ જાય અને તમારા જેવા દંભી માણસોના અજ્ઞાનને, માત્ર તમે જ સમજી શકો એવા, પોકળ જ્ઞાનની દુનિયામાં છુપાવી શકો.

જો તમે મને એવી ફિલસૂફી શીખવી હોત જેનાથી મારો

વૈજ્ઞાનિક અભિગમ કેળવાયો હોત, જે મગજને તર્કાતીત દીક્ષા મેળવવા પ્રેરે, જે નિયતિની ભવાટવીમાંથી આત્માને ઉન્નતિના માર્ગે લઈ જતાં કેળવે, જેને કારણે સમભાવી સ્વભાવ કેળવી શકાય અને જે સુખમાં છકી ન જાય અને દુઃખમાં હિંમત ન હારે; જો તમે મને માનવીનું અસ્તિત્વ શું છે, વસ્તુની હયાતીના વૈજ્ઞાનિક સિદ્ધાંતો અને વિશ્વની મહાનતા તેમ જ વિશ્વની ગતિવિધિના મૂળભૂત નિયમો શીખવ્યા હોત તો સિકંદરે એરિસ્ટૉટલનો જેટલો ઋણસ્વીકાર કર્યો હતો તેટલો જ હું તમારો ઋણસ્વીકાર કરત. અને સિકંદરે એના ગુરુનું જે સન્માન કર્યું હોય તેનાથી વિશેષ હું તમારું સન્માન કરત. તમારી ઠાલી ખુશામતોને બદલે તમારે મને સમ્રાટની એની પ્રજા તરફ અને પ્રજાની એના સમ્રાટ તરફની ફરજોનું ભાન-જ્ઞાન કરાવવું જરૂરી નહોતું? તમને એય કલ્પના નહોતી કે એક દિવસ મારે મારા ભાઈઓ સાથે જીવન અને રાજ્ય માટે સંગ્રામ માંડવો પડશે?

તમે મને કોઈ શહેરનો ઘેરો કેમ કરવો, લશ્કરની કેમ યોજના કરવી એવું બધું શીખવવાની કેમ ક્યારેય ખેવના ન કરી? આ બધા માટે હું તમારો નહિ પણ અન્યોનો આભારી છું. જ્યાંથી તમે આવ્યા છો એ ગામમાં પાછા ફરો અને કોઈને એ જણાવવા પણ ન દો કે તમે કોણ છો અને તમારું શું થયું છે."

—પત્રની છેવટની પંક્તિમાં જે આદેશ છે તે પ્રમાણે ગુરુ કાળની ભુલભુલામણી ભવાટવીમાં ખોવાઈ ગયા કે એમનું શું થયું તેનો ઇતિહાસ જાણવા મળતો નથી. ઇતિહાસે માત્ર વિસ્મૃતિની ખાઈમાં ખોવાઈ ગયેલા શિક્ષકને લખાયેલ ઐતિહાસિક પત્ર સાચવી રાખ્યો છે.

□

## રવીન્દ્ર પારિતોષિક અર્થાત્ સાહિત્યના સમાજ-શાસ્ત્રનું એક વાર્તા-અવાર્તા રૂપી મનોયત્ન* / ૧

વિમળાબહેન ટેબલ આગળની ખુરશી પર બેસવાને બદલે ઊભાં રહ્યાં છે. ટેબલ પણ ખાસ્સું મોટું અને પુસ્તકોનો ઢગલોય ખાસ્સો. એમને જરા ઓળખવા જેવાં છે. અત્યારે જાણે કશાક વિચારમાં લીન લાગે, કશીક નિરાશા ઘેરી વળેલી લાગે પણ એ તો લગરીક. નિરાશ થાય, હામ ગુમાવે એવાં એ નથી. ધારે તો ભીંતને ફાડી-ફોડી પોતાનો રસ્તો કરી લે એવાં જબરાં. આવી રીતે રસ્તો કરતાં હોય અને ત્યાં તમે સાક્ષી બનો તો તમેય દંગ રહી જાઓ. સામે ખતરાનું બોર્ડ હોય અને છતાં ધસી જાય એવા બંકા બહાદુરોની આ દુનિયામાં ક્યાં ખોટ છે. પરંતુ ખતરાનું બોર્ડ મૂકવાનું કોઈ ભૂલી ગયું હોય અને ખતરો પારખીને પણ આ સન્નારી, ના ના વીરાંગના કહો વીરાંગના, ધસી જાય અને ઊની આંચ વિના પાછાં આવી જાય એવાં વિમળાબહેનનું આખું નામ વિમળાબહેન રાંદેરિયા. ઉંમર વર્ષ પિસ્તાળીસ, સાત મહિના અને ચોક્કસ કહેવું હોય તો આજની તારીખે ઉપર સત્તાવીસ દિવસ. સમાજસેવાનો જીવ. સાચે-સાચ્ચી સેવા કરનારાં. પૈસાની ક્યારેય તૂટ પડી ન હતી. શું શું નહોતું મેળવ્યું આ પૈસાથી? તોપણ આ જીવને અત્યારે કરાર કેમ નથી? તેમના જીવનમાં એક બીજા આનંદની ઘટના પણ બની

---

* જેમને કૃતિમાં નહિ પણ કૃતિના અંતે મુકાતા નામમાં રસ હોય છે તે સૌને આ યત્ન અર્પણ.

છે. ૧૯૯૦ના વર્ષનું રવીન્દ્ર પારિતોષિક તેમને મળ્યું છે. આખા ગુજરાતમાં આ પારિતોષિકની બોલબાલા બહુ ભારે. સાહિત્યસર્જકોને એની ભારે લાલચ. આસક્તિ યોગ અને અનાસક્તિ યોગમાં રાચનારાઓને પણ એની લાલચ. પણ તેમની આંખોમાં આનંદ કેમ નથી? રાતના સાડા દસ વાગ્યા છે. આવતી કાલે સવારે દસ વાગ્યે પારિતોષિકનો અર્પણવિધિ છે. તો આમતેમ શું જોયા કરે છે? પ્રાસંગિક પ્રવચન તૈયાર નથી? ના, એ તો તૈયાર છે. એમને કંટાળો આવતો લાગે છે. વારે વારે ઘડિયાળ સામે જુએ છે. જેને માટે ઇનામ મળ્યું છે એ પુસ્તકને હાથમાં રમાડે છે, પાનાં ઉથલાવે છે. પૂઠા પર છપાયેલી તસવીર જુએ છે, એની નીચે લખેલું પોતાનું નામ વાંચે છે — 'વિમળા રાંદેરિયા'. આસ્ફાલ્ટ પરની સડક ઉપર ચાલતાં ચાલતાં અચાનક શૂળ વાગી જાય એમ તેમને પોતાનું નામ ખૂંચી ગયું. અત્યારે કોઈ તેમની પાસે નથી; તેમના પતિ બહારગામ છે; એકનો એક દીકરો પિલાણીમાં ભણે છે. બારીનો પડદો ફરફર થાય છે, શરીરને સુખ થાય એવો પવન વાય છે પણ આ બહેનને જંપ નથી. કશુંક ખોટકાયું છે. વીરાંગના વિમળાબહેન કેમ આવાં થઈ ગયાં છે?

તેમની હાલતનો ખ્યાલ બરાબર આવે એટલા માટે તેમનાથી ચાર પાંચ કિલોમીટરના અંતરે રહેતા ગૌરાંગ શાહના દરબારમાં જવું પડશે. ધીમેથી – બહુ ધીમેથી. અત્યારે તેઓ પણ અસ્વસ્થ છે. તેમની અસ્વસ્થતામાં ભાગ પડાવી શકે એવી કેતકી તેમની સામે બેઠી છે. વાતો કરવાના મૂડમાં કોઈ નથી. કેતકી એટલે ગૌરાંગ શાહની પત્ની. ઉંમર પાંત્રીસ. નામ કેતકી પણ કાંટાળી જીભ નથી. હા, થોડી આખાબોલી ખરી. પણ બીજાના કામમાં માથું ન મારે. ગૌરાંગને ખાડો ન દેખાતો હોય તો એ બતાવે પણ પછી અટકી જાય. જાણી કરીને ખાડામાં પડવા માગતો હોય તો પડ ત્યારે, એની સાથે તે પણ પડે, ઘવાઈશું તો બંને ઘવાઈશું. પણ વિમળાબહેન

સાથે શી નિસબત તેમને ? કેમ નહિ, વિમળાબહેનને મળનાર રવીન્દ્ર પારિતોષિકનો સાચો હકદાર તો ગૌરાંગ શાહ. તો શું વિમળાબહેન દોડમાં આગળ નીકળી ગયેલાં ? પોતાની લાગવગનો ઉપયોગ કરીને ગૌરાંગ શાહને પાછળ પાડી દીધેલો ? ગૌરાંગ શાહ ચડિયાતો સર્જક અને વિમળાબહેન ઊતરતી કક્ષાનાં એવું ને ! ના. આ એક રહસ્ય-નાટક છે. એના પરથી પડદો ધીમેથી ઉપાડીએ. પાંચેક વરસ જૂના ભૂતકાળમાં જઈએ. થોડી નિરાંતે વાત જોઈશું તો જ પરિસ્થિતિનો ખ્યાલ બરાબર આવશે. તો ૧૯૮૫ની એક સાંજ યાદ કરીએ. એ સાંજે વિમળાબહેન અને ગૌરાંગના જીવનમાં કશુંક મહત્ત્વપૂર્ણ બની ગયું હતું.

*

ઘડિયાળમાં જોતાં જોતાં ગૌરાંગ શાહ બબડયો – અરે કમ-બખ્ત, હજુ તો સાત જ વાગ્યા છે. કોણ જાણે આઠ ક્યારે વાગશે ? એમ તો અત્યાર સુધી રાહ જોવાના અનેક પ્રસંગો ગૌરાંગ શાહના જીવનમાં આવ્યા હતા. કેતકીએ ઓછી રાહ જોવડાવેલી ? લગ્ન પહેલાં કે પછી – કેતકી મોડી જ પડે. પણ ત્યારે કંઈ આવો કંટાળો આવતો ન હતો. પણ અત્યારે તો હદ થઈ ગઈ. પસાર કરવાનો હતો માત્ર કલાક. બ્રશ કરો, દાઢી કરો, નાહીધોઈને બહાર આવો એટલામાં તો કલાક વીતી જાય. કાલુપુરથી કાલુપુરની સરક્યુલર બસમાં બેસી રહો તોય કલાક તરત વીતી જાય અને છતાં રૂટ અધૂરો રહે. ગૌરાંગને લાગ્યું કે સમય થીજી ગયો છે; કોઈએ સમયપંખીની પાંખો કાપી લીધી છે. તે ઊભો થયો. ઓરડામાં આંટા મારી જોયા. ચાલ ત્યારે ચા પીઉં, એમ વિચારી કેતકીને બૂમ પાડી. પણ ત્યાં સુધી ? છાપું ઉથલાવ્યું. તેલઘીશાકભાજીના ભાવતાલ વાંચ્યા, ટચૂકડી જાહેરાતો વાંચી, પણ ખાસ રસ ન પડયો એટલે બાજુ પર મૂકયું. ટી.વી. ચાલુ કરી જોયું પણ તરત બંધ કરી દેવું પડ્યું. કેતકીને ફરી બૂમ પાડી. આવું છું, વઘાર થાય છે. ગૌરાંગને વઘારનો છમકારો

સંભળાયો, હિંગના વઘારની ગંધ આવી. હા. ચાલો, કપરકાબી ખખડયાં. પ્લૅટફૉર્મ પર મુકાયાં. હવે ચા ઊકળતી હશે. બાજુમાં શાક થતું હશે. ઊકળતી ચાની ગંધ લેવા કેતકી નીચે ઝૂકી હશે. એક વાર આવી રીતે ઝૂકેલી કેતકીની ગ્રીવાને તે ચૂમી બેઠો હતો ત્યારે કેતકીના નાકનું ટેરવું જરા દાઝી ગયું હતું. કેતકીના હાથની ચા પીવા તે બીજો જનમ લેવા પણ અધીરો હતો. તે ચામાં કશું નાખતી ન હતી, માત્ર એલચીનો પાસ જ બેસાડતી. એની ચા આગળ બીજી બધી તો ફિક્કી. હા...શ. આ આવી. 'શાક વઘારતી હતી, તમારાથી નીચે ન અવાય?'

ગૌરાંગ કેતકીને જોઈ રહ્યો. લેમન યલો કલરની સાડીમાં તેની કાયા દીપતી હતી. ઉમરનાં પાંચછ વરસ હોઠના હાસ્યમાં અને આંખોના તેજમાં ક્યાંય સંતાઈ ગયાં હતાં. સવા પાંચ ફૂટની ઊંચાઈના પ્રમાણમાં વજન ઓછું હતું એટલે વધુ નમણી લાગતી હતી. તેમાં પાછી આજે બે સેર ગૂંથી હતી. આવા ભરાવદાર વાળ કપાવી નાખવા તૈયાર થયેલી કેતકીને ગૌરાંગે વારી હતી. 'જ્યારે જુવાની આથમવા આવે ત્યારે વાળ કપાવી જુવાન દેખાવાના ચાળા કરજે, અત્યારે નહિ.' ગૌરાંગ એકીટશે જોઈ રહ્યો હતો એટલે હસતાં હસતા પૂછ્યું: 'કેમ, પહેલી વખત જુઓ છો?' ચાની ટ્રે લઈને ગૌરાંગ જોડે પલંગમાં બેઠી. ગૌરાંગ પર તેના હાસ્યની અસર ન થઈ. તેણે ફરી ઘડિયાળ સામે જોયું. આઠ વાગ્યા ન હતા. 'કેતકી, તને લાગે છે કે એ આવશે?'

'એ બહેનને તો હું દીઠે ઓળખતી નથી. મને કેવી રીતે ખબર પડે? નાય આવે. આ બધા મોટા માણસોનું ભૂલું પૂછવું.'

'ના... ના. એ આવશે. સહેજે લાંબો કાગળ લખેલો. એનો ફોન આવ્યો ત્યારે તેં જ તો ઉપાડેલો! એ બધું નક્કી કરીને બેઠો છે. તું ચિંતા ન કર. બધું બરાબર ગોઠવાઈ જશે.'

ચા પીતાં પીતાં કેતકી બોલી: 'હું તો કશી ચિંતા કરતી જ

નથી. પૈસા તો જેટલા આવે એટલા વપરાય. ચિંતા તો ક્યારનો તું કર્યા કરે છે. આખા ઘરને માથે લઈને બેઠો છે. બિચારા છોકરાઓને પણ પાડોશીને ઘેર મોકલી દીધા. મને તો આ કાવતરામાં જરાય રસ નથી.'

ગૌરાંગે જરા કરડી આંખ કરી. કાવતરું શબ્દ સાંભળીને આવેલો ગુસ્સો એલચીના પાસે અને કેતકીના નિર્દોષ, હસમુખા ચહેરાએ ઓગાળી દીધો.

'આ કાવતરું નહિ તો બીજું શું? તને શા માટે ભળતા નામે વાર્તા લખવાનું મન થયું! તારા જ નામે ન ચાલત? આટલા નિબંધ લખ્યા, નાટક લખ્યાં, તો લોકો તારી વાર્તાને ન વખાણત?'

'કેતકી, તું સમજતી કેમ નથી? મેં આજ સુધી વાર્તા ન લખી એટલે આ પ્રશ્ન ઊભો થયો ને! વાર્તાઓ મારા નામે છપાતી હોત તો લોકો ગૌરાંગ શાહની વાર્તા છે એમ માનીને વાંચત. એમને વાર્તામાં રસ નથી હોતો, કોણ લખે છે એમાં રસ હોય છે.'

'અરે મૂરખ પંડિત! તું બજારમાં સાબુ લેવા જાય ત્યારે જાણીતી કંપનીનો લાવે છે કે સાવ અજાણી કંપનીનો?'

કોઈએ સડાક કરતાં તમાચો ચોડી દીધો હોય એમ ગૌરાંગ ચમક્યો. કેતકી સામે કરડી આંખે જોયું. 'બેવકૂફ, તું સાબુ, પેસ્ટ જેવી તકલાદી વસ્તુઓ સાથે સાહિત્યને સરખાવે છે! એ ચીજ-વસ્તુઓ કહેવાય. એમનું ઉત્પાદન થાય અને આ સાહિત્ય કહેવાય, એમનું સર્જન થાય – સર્જન.'

'સર્જન હોય કે ઉત્પાદન, નિયમ બંનેને સરખો લાગુ પડે છે. તું વિમળાબહેનની રાહ જો, હું રસોઈમાંથી પરવારું.' કેતકી ચાના ખાલી પ્યાલા લઈને નીચે ગઈ, પણ ગૌરાંગના મર્મસ્થાને ઘા કરીને ગઈ. એની પાછળ જવાનો અને સમજાવવાનો વિચાર આવ્યો પણ અત્યારે નાહક ચિડાઈ જવાશે એટલે બેસી રહ્યો. કેતકી ઉપર ગુસ્સે થયો પણ શું તેની વાત ખોટી હતી? બીજાની વાત જવા દો, તે

નામ પાછળ ગાંડો ન હતો?

બહાર નજર કરી. અંધારું પથરાયે જતું હતું. સ્વિચ બંધ કરી દીધી. પણ નીચેથી આવતો પ્રકાશ એ અંધકારના રૂપને પ્રગટ થવા દેતો ન હતો. પણ પેલા વાગ્યા કરતાં અજવાળા કરતાં આ આછો ઉજાસ સારો હતો. ઘીનો દીવો સળગાવ્યો હોય તો — તે ઓરડાને જોવા લાગ્યો. સાવ ખાલીખમ ઓરડો. ભીંતોમાં કબાટ કરાવવા ગોખલા છે પણ મેળ પડતો નથી. બાકી તો ટી.વી. ઉપરાંત આખી સ્ટીરિયોસિસ્ટમ ગોઠવી શકાય. નીચે મોટું ટી.વી. છે તો અહીં નાનું પણ ચાલે. પણ એ બધું ક્યારે? કેટકેટલી મહેનત કરું છું પણ વળતર ક્યાં છે? સુકેતુ અને ચિત્રા મોટાં થઈ રહ્યાં છે. એમનો વધતો જતો ખર્ચ કેવી રીતે કાઢવો? ફરી તેની નજર ગોખલા પર પડી. એક હારમાં મારાં પુસ્તકો ગોઠવી શકાય. બીજાં ચારેક આવતાં જશે તોય વાંધો નહિ આવે. અચાનક ગૌરાંગને ખ્યાલ આવ્યો કે એ તો બીજાને નામે લખી રહ્યો છું એટલે એ તો અભરાઈ પર ચડી જશે. અભરાઈ ઉપર ચડાવી દેવા લખ્યા કરવાનું! હું જ લખું અને કોઈ જાણે નહિ. પણ મેં જ તો આ ત્રાગડો રચ્યો ન હતો? તેને બરાબર યાદ આવ્યું.

બે વરસ પર તે બાગના બાંકડા પર બેસીને કેતકી સાથે અલકમલકની વાતો કરતો હતો — સુકેતુ-ચિત્રાની, રાજકારણ અર્થકારણની, આડોશપાડોશની વાતોમાં બંને ઘૂમી રહ્યાં હતાં. વચ્ચે વચ્ચે કેતકીની આંખોમાં ખોવાઈ જવાનું કે તેનો હાથ હાથમાં લઈ બેસી રહેવાનું પણ સુખ હતું. અચાનક પાછલા બાંકડા પરથી તેને કોઈ દંપતીનો અવાજ આવ્યો. બંને વાતો કરતાં હતાં ધીમેથી પણ પુરુષનો ગુસ્સાથી ઊભરાતો અવાજ કશી આમન્યા રાખવા તૈયાર ન હતો. અચાનક મોટા થઈ ગયેલા અવાજમાં કડોરતા, કર્કશતા ઉમેરાયાં અને છતાં એ અવાજે ગૌરાંગના હૃદયમાં અનુકંપા જગાવી. 'કમજાત-વાઘરણ, લગન પહેલાં હું કેટલો બધો સારો હતો!

બધા મને ભગત ભગત કહીને બોલાવતા હતા. પણ તેં મને બનાવી દીધો રાક્ષસ!' બંને ઊભાં થઈને ચાલ્યાં ગયાં. ગૌરાંગ કેતકી સામે જોતાં જોતાં અટકી ગયો, વાતો માંડી વાળી. કેતકીએ બહુ પ્રયત્ન કર્યા પણ ગૌરાંગ ત્યાં હોવા છતાં ત્યાં ન હતો. અવારનવાર તેનું મન ભગતમાંથી રાક્ષસમાં અને રાક્ષસમાંથી ભગતમાં જઈ ચડતું હતું. ઘેર ગયા પછી કેતકી તો બધું ભૂલી ગઈ પણ ગૌરાંગનું મન એમાં ને એમાં પરોવાયેલું રહ્યું. ત્રીજે દિવસે તેણે કેતકીના ખોળામાં એક વાર્તા મૂકી દીધી. તેને પોતાને જો નવાઈ લાગી હોય તો કેતકીની વાત શી કરવી? તેણે એ વાર્તા પ્રગટ કરવા ખૂબ આગ્રહ કર્યો પણ ગૌરાંગને કશુંક વારતું હતું, કદાચ એ વાર્તા સાવ સામાન્ય હોય અને લોકો ગૌરાંગ શાહના લેબલને કારણે તેને અસામાન્ય બનાવી દે તો! કેટલી બધી તકલાદી રચનાઓ લેખકના નામે તરી જતી નથી! એટલે ગૌરાંગે નક્કી કર્યું કે આ રચના મારા નામે પ્રગટ નહિ કરું. વાર્તામાં જો સત્ત્વ હશે તો ગમે તે નામ હશે તોય પરખાશે. એટલે તેણે સરોજના ઉપનામથી મહેશ મિસ્ત્રીને મોકલી આપી. મહેશ તેનો નિકટનો મિત્ર. બીજાઓ આગળ તે ખુલ્લો ન થાય પણ ગૌરાંગની આગળ તો નર્યો પારદર્શી. મહેશે વાંચીને કહ્યું, વાર્તા તારા નામે પ્રગટ કર, તને શોભાવશે. પણ ગૌરાંગે ન મહેશની વાત માની, ન કેતકીની માની, ન પોતાના હૃદયના ખૂણામાં બેઠેલા ગૌરાંગની માની. પછી તો એક વાર્તા, બીજી વાર્તા, ત્રીજી વાર્તા પ્રગટ થઈ. કોઈએ નોંધ સુધ્ધાં લીધી નહિ. મહેશને પણ આઘાત લાગ્યો. મિત્રો સાથે ગપસપ થાય તોય સરોજની વાત ન નીકળે. અંદરખાનેથી તે ડરવા લાગ્યો. ભાંગી પડવાની અણી પર જઈ પહોંચ્યો. તેને થયું કે મહેશે વાર્તાઓ મૂલવવામાં અતિશયોક્તિ કરી હશે. પણ પાછું થયું, લોકો તો ચીંથરા જેવી કૃતિને પણ કેવી ફટવી મારતા હોય છે – કેટલી ઝડપથી એનો પ્રચાર થતો હોય છે! તેમના અનુવાદ પણ કેટલી ઝડપથી થાય છે! અને મારી

આ વાર્તાઓ કોઈને ઉલ્લેખ કરવા જેવી નથી લાગતી ! શું કામ મેં આ ધંધો માંડ્યો ! ભલે લોકો મારા નામને વાંચત... હવે તો સરોજને મારી નાખીશ અને મારા જ નામે લખીશ. આવા અનેક સંકલ્પ છતાં એ કશું કરી ન શક્યો. બીજાં સામયિકોમાં પણ વાર્તા પ્રગટ કરવાની વ્યવસ્થા મહેશે જ ઉપાડી લીધેલી એટલે વ્યવહાર સાચવવાના કશા પ્રશ્ન તેને નડ્યા નહિ. કાંઈ કરતાં કોઈને વહેમ ન ગયો. ગૌરાંગના નિકટમાં નિકટ મિત્રોને પણ ખબર ન પડી કે ગૌરાંગ અને સરોજ એક છે.

એવામાં ક્યાંકથી આ વિમળાબહેન રાંદેરિયા ફૂટી નીકળ્યાં. ગર્ભશ્રીમંત અને છતાં આછકલાઈ નહિ, ભભકો નહિ; નિષ્ઠાપૂર્વક સમાજસેવા કર્યા કરે. પણ એક અવગુણ ભારે. કીર્તિલાલસાનો પાર નહિ. કીર્તિ મળતી હતી પણ તેમને જે પ્રકારની જોઈતી હતી તેવી મળતી ન હતી. ક્યારેક કોઈએ એમને કહેલું કે તમે આટલી બધી સમાજસેવા કરો છો તો એના વિશે લખો ને ! અરે થોડી તાલીમ લેશો તો વાર્તા લખતાંય આવડી જશે. પણ વિમળાબહેન ન લખી શક્યાં તે ન જ લખી શક્યાં. તેઓ પોતાની આવડતને ઓળખતાં હતાં તો બિનઆવડતનેય ઓળખતાં હતાં. કીર્તિ તો કશાક અસામાન્ય ક્ષેત્રમાંથી મળવી જોઈએ. ચિત્રકાર, સંગીતકાર, નૃત્યકારને કેવી કીર્તિ મળે છે ! એવું કશું તો પોતાને મળતું જ નથી એનો ડંખ તેઓ હમેશ અનુભવતાં હતાં. મહેશ મિસ્રીને તેઓ સારી રીતે ઓળખતાં હતાં. વિમળાબહેન તેની આગળ પેટછૂટી વાત કરી શકતાં હતાં અને ગૌરાંગ પૈસાના અભાવની વાતો કરતો હતો. વિમળાબહેન અને ગૌરાંગના અભાવોની આપલે થઈ શકે કે નહિ તેનો અચાનક વિચાર મહેશને આવ્યો. વિમળાબહેનને પૂછતાં પહેલાં ગૌરાંગને પૂછી જોયું. વિમળાબહેનને સાહિત્યકાર કરતાં સંગીતકાર અને નૃત્યકાર તરીકેની કીર્તિ વધુ ગમતી હતી. પણ મહેશે અડધી જ મિનિટમાં તેમને ધરતી પર લાવી દીધાં. માત્ર સાહિત્ય-

જગતમાં ભૂતિયા લેખકો સંભવે, બીજી કોઈ કળામાં એ શક્ય જ નથી. ગૌરાંગને શરૂઆતમાં તો આખી યોજના જોખમી લાગી. પણ પછી થયું કે આમાં કશું ગુમાવવાનું નથી. તે સરોજના ઉપનામથી લખે કે વિમળાબહેન રાંદેરિયાના નામે લખે: કયો ફેર પડી જવાનો હતો? એટલે હા-ના કરતાં કરતાં વિમળાબહેનને મળવાનું નક્કી કર્યું.

અત્યારે ગૌરાંગ એ વિમળાબહેનની રાહ જોઈને બેઠો હતો. ઘડિયાળ સામે જોયું. હવે માત્ર દસ મિનિટની વાર હતી. કેતકી પરવારી ગઈ હશે. તેણે કેતકીને કહી રાખેલું, 'ભલે એમની સાથે વાતો ન થાય. તું માત્ર સાંભળજે. એમના હાવભાવ જોજે. પછી ઇશારો કરજે. કોફી અને બિસ્કિટ આપજે એટલે તારો સમય નહિ જાય.' હવે તો નીચે જવું જ પડશે એટલે નીચે ઊતર્યો. કેતકી પ્લૅટફૉર્મ સાફ કરતી હતી. તે બેઠકખંડમાં બેસી કેતકી સાથે આડી-અવળી વાતો કરવા લાગ્યો, ત્યાં જ આઠ ઉપર એક મિનિટે ઘંટડી રણકી અને ગૌરાંગ છલંગ લગાવતોક બારણે પહોંચી ગયો.

ગૌરાંગ હજુ તેમને આવકારે તે પહેલાં જ વિમળાબહેન બોલવા લાગ્યાં. 'જેટલી નિયમિત અમદાવાદની બસ તેટલી નિયમિત હું. મને જોઈને પણ તમે ઘડિયાળ મેળવી શકો. અંદર તો આવું ને!'

'હા-હા, આવો ને!'

'કેતકી, આ વિમળાબહેન આવી ગયાં.'

'આવો આવો, બસ એક જ મિનિટ.'

'કહેવું પડે ભાઈ!' આમતેમ નજર કરતાં તે બોલ્યાં, 'મને તો તમારું ઘર બહુ ગમી ગયું. તમારે અને કેતકીબહેન વચ્ચે સંવાદ ચાલ્યા જ કરે. અમારાં તો ઘર ભૂતિયાં. કોણ કયા ઓરડામાં હશે એની ખબર જ ન પડે.' તે સોફામાં બેઠાં. તે બોલતાં હતાં ત્યારે ગૌરાંગને એવો ખ્યાલ ન આવ્યો કે તેઓ પોતાના પૈસાનું પ્રદર્શન કરી રહ્યાં છે. તેણે જરા ધ્યાનથી જોયું તો એવો કશો ઠસ્સો કરીને વિમળાબહેન આવ્યાં નથી. ઊંચી કાયા ઊજળો વાન. ગરદન પણ

ખાસ્સી લાંબી. નહિ કશો મેકપ, નહિ નખરાં. વાળ પણ કપાવ્યા વિનાના. લમણા આગળથી ધોળા થવા આવેલા વાળને ઢાંકવાના કશા પ્રયત્નો તેમણે કર્યા ન હતા.

કેતકી કૉફી અને બિસ્કિટ લઈને આવી. 'અરે ભાઈ, પતિપત્નીએ તો મને ફટાફટ વિદાય કરવાનો ત્રાગડો રચ્યો લાગે છે. પણ એમ જલદીથી પીછો નહિ છૂટે.'

'કોઈ કોઈને છોડે એમ ક્યાં છે? આ તો તમે ઊભાં ઊભાં આવ્યાં હો અને કશું લેવા ન રોકાઓ એ કેમ ચાલે?' આમતેમ આડીઅવળી વાતો કરીને વિમળાબહેન મૂળ વાત પર આવ્યાં. 'મને મહેશભાઈએ વાત કરી છે. તેમની પાસેથી જ મને સાત આઠ વાર્તાની નકલો પણ મળી છે. બેએક વાર્તાઓ તો આ પહેલાં પણ વાંચી હતી. પણ તમે આ વાર્તાઓ તમારા નામે કેમ પ્રગટ કરી નહિ?'

ગૌરાંગે તરત ઉત્તર ન આપ્યો. તેણે કેતકી સામે જોયું : 'કેતકી, તારે કૉફી નથી પીવી?'

'ના ભાઈ, કૉફી પીશ તો મને પેટમાં દુખશે.' તેણે એક જ ક્ષણમાં કેતકીની આંખોના ભાવ વાંચી લીધા. પેટછૂટી વાત કરવાનો સંકેત મળી ગયો. ગૌરાંગે પોતાની વાત નિરાંતે સમજાવી.

વિમળાબહેને ઝીણી આંખે પૂછ્યું : 'કોઈએ નોંધ લીધી?'

ગૌરાંગ જરા હતાશ થઈને બોલ્યો : 'ના, કોઈ કરતાં કોઈએ નહિ. મિત્રોએ નહિ, સગાંઓએ નહિ.'

'ગૌરાંગભાઈ, માફ કરજો. તમારા મિત્રોને વાર્તામાં રસ નહિ હોય. માત્ર તમારામાં રસ હશે. અથવા આ વાર્તાઓમાં જ કશો દમ નહિ હોય.'

ગૌરાંગ જરા અસ્વસ્થ થયો. રુઝાવા આવેલો ઘા જરા ખણાઈ ગયો. 'મારા મિત્રો વિશે શું કહું? અને મારી વાર્તાઓ વિશે શું બોલું? મહેશને પૂછી જુઓ.' ગૌરાંગને વહેમ પડ્યો કે વિમળાબહેન કોઈ ખેલ ખેલી રહ્યાં છે.

'ના-ના. હું તો અમસ્તું કહું છું. મને મહેશભાઈએ ભારપૂર્વક કહ્યું છે એટલે તો આવી છું. ચાલો, સીધી વાત કરીએ. આજથી આ વાર્તાઓ મારી. તમે જે વાર્તાઓ હવે લખો તે પણ મારી. બદલામાં દર વરસે પચાસ હજાર.'

કેતકી અને ગૌરાંગ તો આ આંકડો સાંભળીને જ દંગ રહી ગયાં. 'પણ... પણ વિમળાબહેન... જાણી કરીને આ ખોટનો ધંધો કરવા શું કામ તૈયાર થયાં છો ? પચાસ હજાર એ કંઈ નાની રકમ છે ! ગુજરાતીના શ્રેષ્ઠ લોકપ્રિય નવલકથાકારને પણ એક નવલકથા-માંથી એટલા બધા નથી મળતા ! આનાથી ચોથા ભાગના પૈસાથી તમને બહુ વાર્તાઓ મળી શકે.' ગૌરાંગને લાગ્યું, સાહિત્યજગતની અર્થવ્યવસ્થા વિમળાબહેનની સમજમાં આવી નથી લાગતી.

'જુઓ. તમારે બીજી કશી ચિંતા નહિ કરવાની. મને પચાસ હજાર રૂપિયાની કિંમત બરાબર સમજાય છે. દસ હજારમાં વાર્તા તો મળે પણ ગૌરાંગ શાહની વાર્તાઓ ન મળે. તમે વાર્તા આપો અને હું પૈસા. નિબંધો-નાટકો ગૌરાંગ શાહનાં. વાર્તા-નવલકથા વિમળા રાંદરિયાની. કેમ કેતકીબહેન, મારી દરખાસ્ત ખોટી લાગે છે ?'

'ગૌરાંગને અને તમને વાંધો ન હોય તો મને શો વાંધો હોય ? પણ કોણ જાણે કેમ, મને આવી યોજનાઓ બહુ વિચિત્ર લાગે છે. પરિણામ સારાં ન પણ આવે.' કેતકી આટલું બધું સ્પષ્ટ બોલવા માગતી ન હતી છતાં તેનાથી બોલાઈ ગયું.

'જાઓ, જાઓ, આવું શું બોલો છો ? આમાં તમને ક્યાં નુકસાન જવાનું છે ?' વિમળાબહેન સહેજ છોભીલાં પડી ગયાં.

'એનો સ્વભાવ જરા શંકાશીલ છે ને !' ગૌરાંગે નાખુશ થઈને કેતકી સામે જોયું. ગ્રીન સિગ્નલ આપ્યા પછી આવી વાત કરવાનો શો અર્થ ? 'પણ વિમળાબહેન, વરસે દહાડે આઠ દસ વાર્તાઓ લખાય. તેના પચાસ હજાર ચૂકવીને તમે શું કરવા માગો છો ? કોણ એને વાંચશે ?'

'ગૌરાંગભાઈ, તમે માત્ર લખી જાણો. દુનિયાને ઓળખતા નથી. પણ એ વાત પછી કરીશું. પહેલાં મારી વાત કરું. મારે કીર્તિ જોઈએ છે — બહુ બધી. પેટલાં બધાંય એટલી. સમાજસેવા કરું છું, મને ગમે છે. પણ તમને જે કીર્તિ મળે તે અમને ન મળે. અમારી પાછળ તો બધા ઠેકડી જ ઉડાવ્યા કરે છે.'

'હા, તમારી વાત સાચી. પણ તમને કોઈ વાંચે તો ને! તમને ઉશેટીને ફેંકી દેશે.'

ગૌરાંગ વધુ બોલવા માગતો હતો પણ બોલી ન શક્યો. તેની આંખો આગળ પચાસ હજાર દેખાતા હતા. વિમળાબહેન જો મૂરખ બનવા માગતાં હોય તો ભલે!

'ના ગૌરાંગભાઈ, મને કોઈ ફેંકશે નહિ. તમને વાર્તા સર્જતાં આવડી પણ વાચકો સર્જતાં ન આવડચા. આ જમાનો વાચકો

પડયો. 'આ વાર્તાઓના અનુવાદ, આ... આની ટી.વી. સિરિયલ! વિમળાબહેન, તમે દિવાસ્વપ્ન જુઓ છો. ભલે જુઓ. પૈસા તમારા છે.'

વિમળાબહેન ખૂબ જ આત્મવિશ્વાસથી બોલ્યાં, 'હા, મારા પૈસા છે. જોઈશું. હમણાં તો વીસહજાર લાવી છું.' વિમળાબહેને પર્સમાંથી પૈસા આપ્યા અને ગૌરાંગ બીજી જ દુનિયામાં ચાલ્યો ગયો. વાર્તા લઈને વિમળાબહેને વિદાય લીધી. ગૌરાંગ ટિપોય પર પડેલા વીસ હજારને જોતો રહ્યો. વરસોથી લખલખ કરેલું, અત્યાર સુધી માંડ દસેક હજાર મળેલા. હવે એકસામટા પચાસ હજાર મળશે. કેતકી બોલી: 'મને તમારા જેવું ચાંપલું ચાંપલું બોલતાં નથી આવડતું પણ તમને આ સોદો મોંઘો પડશે.'

'મને કે વિમળાબહેનને! તું આમાંથી એકે પૈસો વાપરીશ નહિ. મહિનામાં તે પૈસા પાછા લેવા આવશે. માર શરત!'

'તું હારી જઈશ ગૌરાંગ... આ બહેને દુનિયા જોઈ છે. એનું પાણી માપી લીધું છે. સોદો એમને તો મોંઘો નહિ પડે. કારણ કે એમને ખબર છે કે રૂપિયાના બદલામાં શું ખરીદ્યું છે. તને ખબર નથી કે તેં શું વેચ્યું છે.'

ગૌરાંગ કશું બોલી ન શકયો. કેતકી સાચી પડે એવી કોઈ શકયતા ન હતી.

*

જોઈ લીધી એ સાંજ? દુનિયામાં માણસો કેવી કેવી લેવડદેવડ કરતા હોય છે! જ્યારે આવું બધું જાણીએ ત્યારે લાગે કે સાલું, આપણે તો સાવ બાઘા. પૈસા ન હતા ત્યારેય ગૌરાંગ શાહને ઊંઘ આવતી ન હતી અને કબાટમાં વીસ હજાર પડયા છે ત્યારેય ઊંઘ નથી. વિમળાબહેન પૈસા લેવા ન જ આવ્યાં. હવે એને ચટપટી થવા માંડી કે વિમળાબહેનના નામે જ્યારે પહેલી વાર્તા પ્રગટ થશે ત્યારે લોકો કેવા પ્રત્યાઘાત આપે છે! કોણ વાંચવા નવરું છે? એમના

ઓળખીતા વાંચશે. પણ ગૌરાંગ બહુ અધીરો બની ગયો હતો.– ખાવાપીવામાં ધ્યાન ન આપે એ તો સમજાય, પણ કેતકીને રાતે ઉત્કટ બનીને ચુંબન–આલિંગન આપે તોપણ પેલી સોંપી દીધેલી વાર્તા બંનેની વચ્ચે જગ્યા કરીને પેસી જતી હતી. આંખોમાં મસ્તીને બદલે વિષાદ છવાઈ જતો હતો. કેતકીને કશો ખ્યાલ ન આવે એ રીતે વર્તતો હતો. પણ સુકેતુ અને ચિત્રા સાથે ઉડાઉ વર્તાવ કરતો હતો. કેતકી ક્યારેક એના મનની વાત જાણવા માગે તો છેવટે કહી નાખે, 'તને મેં કેટલી વાર કહ્યું છે કે હું જ્યારે કશું વિચારતો હોઉં ત્યારે – વાર્તા, નાટક મનમાં હોય ત્યારે ગંભીર જ હોઉં છું.' કેતકી સમજી જાય, વાત આગળ લંબાવતી નહિ. એમ કરતાં ત્રણ મહિને ગૌરાંગની પ્રતીક્ષાનો અંત આવ્યો.

જોગાનુજોગ કેતકીએ તે દિવસે વેઢમીની તૈયારી કરી હતી. પૂરણ પર ભભરાવવા એલચી–જાયફળ વાટતી હતી. તેણે બેંકમાંથી રજા લીધી હતી, ચિત્રાની વરસગાંઠ પણ હતી. ટપાલ ફેંદતો હતો ત્યાં મહેશ જેનું સંપાદન કરતો હતો તે 'કલ્યાણ'નો અંક આવ્યો અને એમાં તેની વાર્તા 'વૃશ્ચિક અને પારિજાત' પ્રગટ થઈ હતી. વિમળાબહેન રાંદેરિયાનું નામ વાંચીને પેલા વીંછીએ જોરથી ચટકો ભરી લીધો. અંક પછાડીને આયના સામે ઊભો રહી ગયો. 'ગૌરાંગ શાહ ઉર્ફે સરોજ ઉર્ફે વિમળા રાંદેરિયા'. આંખો કરડી બની ગઈ. કેતકીની નજરે પડી જાય એ પહેલાં પાછો ખુરશી પર બેસી ગયો. ફરી 'કલ્યાણ'નો અંક લીધો. વિમળા રાંદેરિયાનુ નામ વાંચ્યું. વાર્તા શરૂ થાય એ પહેલાં સંપાદકીય નોંધ હતી.

'અત્યાર સુધી સરોજ ઉપનામથી લખતી વ્યક્તિ કોણ છે તેની જિજ્ઞાસા કરતા અનેક પત્રો અમને મળ્યા હતા પણ લેખિકાની સંમતિ વિના નામ જાહેર કરી શક્યા ન હતા. પણ હવે નામ પ્રગટ કરીએ છીએ. વિમળાબહેન રાંદેરિયા સમાજસેવિકા તરીકે ઘણાં વર્ષોથી કામ કરે છે. સમાજસેવા દરમિયાન થતા રહેતા અનુભવો

તેમની કાચી મૂડી છે.' આ વાંચીને ગૌરાંગનો ગુસ્સો ઓર વધી ગયો. મહેશ પણ થોડી બનાવટ કરી ગયો. વાતને થોડી ચગાવી. પણ પ્રશ્ન થયો : મૂળ વાંક કોનો ? તેણે શા માટે આવી શરત સ્વીકારી ? ગૌરાંગે વાર્તા વાંચવા માંડી. વાર્તા વાંચ્યાના આનંદમાં વેડમીની સોડમ, ચિત્રાની વરસગાંઠ ઉમેરાયાં. ડાઈનિંગ ટેબલ પર બોલી ઊઠ્યો : 'તો હવે વાપરવા માંડો પેલા વીસ હજાર.' કેતકી કશુંક બોલવા જતી હતી પણ ગૌરાંગનો ઉત્સાહ જોઈ તે કશું ન બોલી. પછી તે પણ ઉત્સાહમાં આવી ગઈ. અને એમ એ આઠ દિવસમાં તો વીસ હજારમાંથી માંડ ચાળીસ પચાસ રૂપિયા વધ્યા. ઘરમાં બધાં ખુશખુશાલ. નાનકડો ટી.વી. સેટ આવ્યો, સ્ટીરિયો સિસ્ટમનું રેકોર્ડર આવ્યું, મોંઘાં પુસ્તકો આવ્યાં, કેતકીની સાડી આવી, ચિત્રા માટે ટોય રેલવે આવી, કેમેરા આવ્યો. કેતકી પણ દુઃખ ભૂલી ગઈ. બધા સંગીતમાં ખોવાઈ ગયાં. નવાનકોર રેકોર્ડર પર દસેક દિવસ પછી સુગમ સંગીત સાંભળતાં ગૌરાંગ શાહ નિરાંતે છાપું ઉથલાવતા હતા ત્યાં તેમની નજર સ્થાનિક સમાચાર પર પડી. એમાં વિમળાબહેન ગંદેરિયાનું નામ હતું. ગૌરાંગ શાહનાં દિલોદિમાગને આઘાત લાગે એવા સમાચાર હતા. 'ગુજરાતનાં સુપ્રસિદ્ધ વાર્તાકાર અને સમાજસેવિકા વિમળાબહેન ગંદેરિયા આ રવિવારે સવારે સાહિત્ય સંસ્થાના ઉપક્રમે 'મારી સર્જનપ્રક્રિયા' ઉપર વ્યાખ્યાન આપશે.'

સમાચાર વાંચીને ગૌરાંગ તો જે ચિડાયો. 'કેતકી – અરે કેતકી!'

'પપ્પા, બૂમો ન પાડો. તમારા દેખતાં જ એ નાહવા ગઈ છે.' સુકેતુ બોલી ઊઠ્યો. તેના હોમવર્કમાં ખલેલ પડતી હતી. એટલે ગૌરાંગ ઊભો થઈને બાથરૂમનો દરવાજો ખટખટાવવા લાગ્યો. નળમાંથી વહેતા પાણીનો અવાજ હવે આવતો ન હતો એટલે તે નાહી રહી હશે, શરીર લૂછતી હશે. 'કેમ શું છે ?'

'કેટલી વાર ?'

'બસ પાંચ મિનિટ.'

ગૌરાંગ જરાય ધીરજ રાખી શકે એમ ન હતો, ડાયરીમાંથી વિમળાબહેનનો ફોન નંબર શોધી કાઢ્યો. બાઈની હિંમતને કહેવું પડે. બાથરૂમનો દરવાજો ખૂલ્યાનો અવાજ આવ્યો એટલે તે કેતકી પાસે પહોંચી ગયો.

'અરે – આ વિમળાબહેન – એની હિંમત તો જો! એ ભાષણ આપવા જશે.'

'જાય — એ તો સામાજિક કાર્યકર છે ને!'

'પણ વિષય કયો છે ખબર છે? મારી સર્જનપ્રક્રિયા. તે પણ પેલી સાહિત્ય સંસ્થાના ઉપક્રમે. છોકરાં જણવાની પ્રક્રિયા સિવાય બીજી કઈ સર્જનપ્રક્રિયા તે જાણે છે?'

'બસ ગૌરાંગ, શું ગમે તેમ બકે છે?'

'તો શું? આજ સુધી સરોજના નામે વાર્તા લખતો રહ્યો, કોઈએ તપાસ કરી કે આ કોણ છે? અને આ વિમળાબહેનના નામે એક વાર્તા આવી અને બાઈસાહેબને ભાષણ આપવાનું આમંત્રણ મળ્યું.'

કેતકી મોં ફેરવીને આયનામાં ચાંલ્લો કરવા લાગી. ગૌરાંગના પ્રતિબિંબ સામે જોયું, આંખોની વેદના પ્રગટ થતી હતી. બીજો કોઈ દિવસ હોત તો સદ્યસ્નાતા કેતકીને ચુંબન કર્યું હોત પણ અત્યારે એ મૂડ ન હતો. ત્યાં કેતકી બોલી: 'જો ગૌરાંગ, બાળકને એક વાર દત્તક આપી દે એટલે માબાપનો કોઈ અધિકાર ન રહે.'

'પણ કેતકી, આ બહેન કઈ સર્જનપ્રક્રિયાની વાત કરશે? આ રક્તદાન કે કુટુંબનિયોજન ઉપર ભાષણ આપવાનું નથી.'

'કાર્યક્રમ ક્યારે?'

'આજે સાંજે.'

'ધીરજ રાખ. બપોર પછી એ આવી ચડશે. પાંચ દસ લેતાંય આવશે.'

અને કેતકીની વાત સાચી પડી. હજુ તો એ જમવાની તૈયારી

કરતાં હતાં અને વિમળાબહેન આવી ચડયાં. ટેબલ પર ગોઠવેલી થાળીઓ જોઈને તરત બોલી ઊઠયાં : 'લો ત્યારે, હું બરાબર સમયસર આવી ગઈ છું.' અને એ તો ગૌરાંગના આશ્ચર્ય વચ્ચે હાથ ધોઈને ગોઠવાઈ ગયાં. 'અરે વાહ ! ભીંડાની કઢી ને રોટલા ! હવે બીજું કંઈ ન જોઈએ. તમને તકલીફ પણ નહિ પડે કેતકીબહેન... આમેય મારો ખોરાક બહુ નથી. અરે ગૌરાંગભાઈ, બેસોને – રોટલા છે, ઘી છે, ગોળ છે, મરચું છે.' સુકેતુ ચિત્રાને તેમણે આવતાંવેંત રમકડાં અને ચૉકલેટો ધરી દીધેલાં એટલે એમને અત્યારે રોટલા અને કઢીમાં રસ ન હતો.

જમતાં જમતાં જ વિમળાબહેને વાત કાઢી... 'અરે, તમે આજના છાપામાં વાંચ્યું ને કે મારે આજે સાંજે 'મારી સર્જન-પ્રક્રિયા' વિશે બોલવા જવાનું છે ?'

'હા – પેલી સાહિત્ય સંસ્થાને આશ્રયે ને !'

'હા એ જ. અમારી બેચાર સંસ્થાઓની લાયબ્રેરીઓ માટે એમનાં પ્રકાશનો અમારે જોઈતાં હતાં. હું મારી બહેનપણીને લઈને ત્યાં પહોંચી ગઈ. ખાસ્સી ખરીદી કરી. પાછા વળતાં એમના મંત્રીને અમારે લિફ્ટ આપવી પડી. રસ્તામાં બહેનપણીને લાગી ભૂખ. એટલે 'સાંધ્ય દીપિકા'માં જઈ ચડયાં.'

ગૌરાંગને એ જગ્યાની ખબર હતી. બહાર જે વાનગી ચાર રૂપિયામાં મળે એ ત્યાં વીસ રૂપિયે મળે.

'ખાતાં ખાતાં વાતો નીકળી. એ મંત્રીએ મને વ્યાખ્યાન માટે આમંત્રણ આપ્યું અને મેં સ્વીકારી લીધું. પણ વાર્તાઓ તમારી, એ વિશે જાણો તમે, એટલે આવી તમારી પાસે અને હા – બીજા પંદર હજાર પણ લાવી છું.'

ગૌરાંગ વિમળાબહેનને સામાન્ય, નિષ્ઠાવાન કાર્યકર માનતો હતો પણ આ નીકળી પહોંચેલી માયા. જમ્યા પછી વાર્તાઓ કેવી રીતે લખાઈ તેની વાતો કર્યે રાખી. વિમળાબહેને એકેએક શબ્દ

મનમાં ઉતારી લીધો. જતાં જતાં કેતકીને અને ગૌરાંગને પણ વ્યાખ્યાન સાંભળવાનું આમંત્રણ આપતાં ગયાં.

*

તો વાત આ રીતે આગળ વધી. ગૌરાંગ તો સાવ કાચો હતો. આ પાકી પહોંચેલી દુનિયામાં — વાઘ વરુ શિયાળવાંથી ઊભરાતી દુનિયામાં—હરણાંના તો શિકાર થતા જ રહે. ગૌરાંગ કરતાં કેતકી વધુ ડાહી પુરવાર થઈ. વિમળાબહેનની વાત સાચી નીકળી. ગૌરાંગને વાર્તાનું સર્જન આવડતું હતું. પણ વાર્તાના વાચકોનું સર્જન આવડતું ન હતું. વિમળાબહેને એક નહિ, બે નહિ, દસબાર પ્રવચનો આપ્યાં. રોટરી કલબ, લાયન્સ કલબ તો એમનાં પિયર. એક વાર સુરતની ટ્રિપ પણ મારી આવ્યાં. ગૌરાંગ અને કેતકી જોતાં જ રહ્યાં. વિમળા-બહેનનું નામ ગાજવા લાગ્યું. એક બે છાપાંમાં તેમણે ઇન્ટરવ્યૂ પણ આપ્યા. મહેશના સામયિક ‘કલ્યાણ’માં વિમળાબહેનની વાર્તાઓ વિશે પત્રચર્ચાઓ આવવા લાગી. ગૌરાંગને મહેશે ખાતરી આપી કે આમાંનો એકે પત્ર બનાવટી ન હતો. પણ ઓળખીતાપાળખીતાઓ પાસે પત્રો લખાવવાની આવડત તેમનામાં હતી એનો નકાર કરી ન શક્યો. ગૌરાંગે ત્યાર પછી બીજી પાંચ છ વાર્તા લખી હતી, એ બધી તેમના ઇતિહાસો સમેત વિમળાબહેન પાસે પહોંચી ગઈ. પણ છેલ્લી એક વાર્તા વાચીને ગૌરાંગ ચોંકી ઊઠયો. શું હતું એ વાર્તામાં ?

ગૌરાંગને લાગ્યું કે વિમળાબહેને તેની ભારે મજાક ઉડાવી છે. તે પોતાની આંખો પર વિશ્વાસ મૂકી શકતો ન હતો. કેતકી કપડાંની ગડીઓ વાળતી હતી, તે એની સામે બેસી ગયો અને બોલવા માંડયો : ‘કેતકી, જો તો ખરી... વિમળાબહેન તો દુશ્મનની ગરજ સારે એવાં નીકળ્યાં. મારી વાર્તામાં છૂટાછેડા લઈ રહેલાં દંપતીની વાત હતી. આવા કિસ્સામાં પરસ્પર આક્ષેપો તો થાય જ.’

‘હા. હા. એ વાર્તા તો મેં વાંચેલી. પણ થયું શું ?’

‘થાય શું ? વિમળાબહેને નામ બદલી નાખ્યાં. દંપતીનું નામ

છે ગૌરાંગ શાહ અને કેતકી શાહ. રહે છે નારણપુરામાં. તેમનાં સંતાનોનાં નામ પણ સુકેતુ–ચિત્રા. આ વાર્તામાં હું તારા ચારિત્ર્ય પર આક્ષેપો કરું છું એવા ઉલ્લેખો પણ છે.'

કેતકી ઘડીભર તેની સામે જોઈ રહી. વિમળાબહેન પ્રત્યે એ આંખોમાં હાડોહાડ તિરસ્કાર વાંચી શકાતો હતો. પણ કેતકી તરત હસી પડી. 'તું શું કામ ઊંચોનીચો થાય છે? તું છૂટાછેડા લેતો નથી અને હું આપતી નથી. આ સામયિક અમદાવાદમાં કેટલા વાંચતા હશે? અને આપણને ઓળખનારા કેટલા?'

'અરે એમ કંઈ હસી કઢાય?'

'તો તું શું કરીશ?'

'કંઈક તો કરવું જ પડશે ને! હાથ જોડીને બેસી ઓછું રહેવાય?'

બીજે ત્રીજે દિવસે વિમળાબહેન આવી ચડયાં અને ખુરશીમાં બેસતાં જ બોલી ઊઠયાં, 'કેતકી, ગામમાં તો તમે લોકો છૂટાછેડા લેવાનાં છો એવી વાતો થાય છે.'

સામાન્ય રીતે ઘણી બધી વાતો પર હસી કાઢનારી કેતકી પણ વિમળાબહેનની ધૃષ્ટતાથી સ્તબ્ધ થઈ ગઈ.

'વિમળાબહેન, તમે તો દાઝયા પર ડામ દો છો.' ગૌરાંગે પોતાના અવાજમાં જેટલી ચીડ આણી શકાય તેટલી આણી.

'વિમળાબહેન, તમે તો દાઝયા પર ડામ દો છો.'

'હોય કંઈ? હા, તમને અને કેતકીને દુઃખ થાય એવું પગલું મારાથી ભરાઈ ગયું છે એની ના નહિ.'

'પણ શા માટે?'

'વ્યૂહરચનાના એક ભાગ રૂપે.'

'શાની વ્યૂહરચના... અમારી બદનક્ષી થાય એને તમે વ્યૂહ-રચના કહો છો?'

'કેતકી, જરા ટાઢી પડ. શરબતના ત્રણ ગ્લાસ પહેલાં લઈ

આવ. પછી આપણે વાત કરીએ.'

કેતકી શરબત લઈ આવી ત્યારે વિમળાબહેને વાત માંડી છે.

'હવે તમે મારી વાત સમજવાનો પ્રયત્ન કરો. કોઈ વાર્તાકાર માત્ર વાર્તા લખીને બેસી રહે તે હવે ન ચાલે. એ જમાનો જતો રહ્યો. એવા માણસોનો હવે પ્રભાવ નહિ પડે. એ વાર્તાકાર વિશે ચર્ચાઓ થવી જોઈએ. ઊહાપોહ થતો રહેવો જોઈએ. તમે જ તો મને કહેલું કે ડી. એચ. લૉરેન્સની 'સન્સ એન્ડ લવર્સ' નવલકથા અદ્‌ભુત હતી પણ એ જાણીતો થયો 'લેડી ચેટરલીઝ લવર'થી. એ એની વ્યૂહરચના નહિ હોય એની તમને કોઈ ખાતરી છે?'

'પણ વિમળાબહેન!...' ગૌરાંગ વચ્ચે બોલવા ગયો.

'તમે મારી વાત પહેલાં પૂરેપૂરી સાંભળી લો. મારે પણ વાર્તાકાર તરીકે પ્રસિદ્ધિ મેળવવી હોય તો સનસનાટી મચાવવી જોઈએ. લોકોને તો એમાં રસ છે. તમારે બીજું કશું કરવાનું નથી. તમારે એક વકીલ મારફતે મારા ઉપર બદનક્ષીનો દાવો કેમ નહિ માંડવો તેની નોટિસ આપવાની. મારો એક ઓળખીતો વકીલ છે એ બધું ફોડી લેશે. દસેક લાખની રકમ મૂકજો ને! છાપાંવાળાઓને તમારે બોલાવવાના, ત્યાંય ઓળખીતા છે. સમાચાર સારી રીતે આવશે. જેઓ વિમળાબહેનનું નામ નહિ જાણતા હોય તેઓ પણ વિમળાબહેન, વિમળાબહેન કરતા થઈ જશે...'

'તમને કશું ન થાય અને અહીં અમારો ઘડોલાડવો થઈ જાય.' કેતકી પહેલી વાર ગુસ્સે થઈ.

'હા...હા. તમને પ્રસિદ્ધિ મળે અને અમારી બદનામી થાય...'

'અરે એવું નથી. હું જાહેરમાં તમારી માફી માગીશ. તમેય જોતાં રહેજો. આ ઘટના પછી નિબંધકાર તરીકે તમારા ભાવ ઊંચકાય છે કે નહિ?'

'એટલે? ભાવ ઊંચકાશે એટલે શું? હું કોઈ કંપનીનો શેર છું કે મારા ભાવ વધે અને ગગડે?'

'તમે તો દરેક વાતને ગંભીર લઈ લો છો... આવું બધું તો ચાલ્યા કરે... હવે જે થઈ ગયું તે થઈ ગયું... તમે નોટિસ મોકલો, બાકીનું હું સંભાળી લઈશ.'

*

આખરે વિમળાબહેનની જીત થઈ. નોટિસ મળ્યા પછી વિમળાબહેને બધો દોર છાપાવાળાઓને આપી દીધો. તેમને તો સનસનાટીમાં રસ હતો. એટલે ત્રણેની તસવીરો છાપાંમાં આવી. મુલાકાતો લેવાઈ. એક અઠવાડિકે તો આ નિમિત્તે 'સાહિત્યમાં તથ્ય અને સત્ય' વિશે ચર્ચા યોજી. વિમળાબહેને તો પોતાનો બચાવ તૈયાર જ રાખેલો. 'હું તો સમાજસેવા કરવા આમતેમ રખડતી હોઉં છું. કોઈએ ગૌરાંગ અને કેતકીનાં વખાણ કર્યાં. મારા મનમાં એ નામ જડાઈ ગયાં. પછી તો એ નામ વાર્તામાં પણ આવી ગયાં. મારો આશય એમને દુ:ખી કરવાનો હતો જ નહિ.' ઘણા બધાએ આ વાત માની લીધી. ગૌરાંગના નિબંધસંગ્રહની સોએક નકલ ખપી ગઈ અને આ બાજુ જે ગુજરાત આઠ દસ મહિના ઉપર વિમળાબહેન રાંદેરિયાને — ઉર્ફે સરોજને ઓળખતું ન હતું તે ગુજરાત તેમને ઉત્તમ વાર્તાકાર તરીકે ઓળખતું થઈ ગયું. રેડિયો પર મુલાકાતો, છાપાંમાં — અઠવાડિકોમાં મુલાકાતો, તેમની વાર્તાના આસ્વાદો, અનુવાદો આવવા લાગ્યા. ગૌરાંગની અને તેમની મુલાકાતના બરાબર એક વર્ષે ગૌરાંગના ટેબલ પર વિમળાબહેનનો વાર્તાસંગ્રહ આવી ગયો. અને ગૌરાંગને વધારે આઘાત તો એના મિત્રોએ આપ્યો. એ બધા એવું પૂછતા હતા કે આ વાર્તાસંગ્રહ વિશે ગૌરાંગે જાહેરમાં લખવું જોઈએ. ફરીફરીને ગૌરાંગ ના પાડતો રહ્યો એટલે ગૌરાંગના એક નિકટના મિત્રે તો આક્ષેપ કર્યો: 'બોલ ગૌરાંગ, તું કબૂલીશ નહિ પણ તને વિમળાબહેનની અદેખાઈ આવે છે.' સાંભળીને તેને આઘાત લાગ્યો, ગુસ્સો આવ્યો, ચીડ ચડી અને એ સાંજ પછી? પેલા મિત્રના આક્ષેપને યાદ કરી કરીને વારંવાર વ્યથા અનુભવતા ગૌરાંગની

આંખો આગળ વિમળાબહેનનો સંગ્રહ જ દેખાવા માંડ્યો. આમતેમ પડખાં બદલતો ગૌરાંગ બોલ્યા વિના નહિ રહે એની ખાતરી કેતકીને હતી. થોડી વારે તે બોલ્યો: 'કેતકી...'

'હંઅ...'

'રમેશની વાત સાવ ખોટી નથી. મને વિમળાબહેનની ઈર્ષા ખરેખર આવે છે. આ બધી વાર્તાઓ મારી છે, મેં લખેલી છે. મારી સંવેદનામાંથી ઘડાઈ છે અને હવે એનો યશ કોને મળે છે? મહેશેતો બરાબરનો ફસાવી દીધો. હું દસ વરસમાં જેટલો જાણીતો ન થયો એનાથી વધારે જાણીતી આ બાઈ વરસ દોઢ વરસમાં થઈ ગઈ.

'વાર્તાઓથી જાણીતાં થયાં કે એ મારેના પ્રયત્નોથી?'

ગૌરાંગ કશો ઉત્તર આપ્યા વિના પડી રહ્યો. કેતકીએ એને બોલાવવાનો પ્રયત્ન કર્યો પણ તે બોલ્યો નહિ. કેતકી ઊંઘી ગઈ છે તેની ખાતરી કરીને તે ઊભો થયો અને થોડી વાર ઝરૂખામાં આકાશને તાકતો રહ્યો. પવન ન હતો એને કારણે અને પોતાના મનને કારણે તે ત્યાં વધુ ટકી ન શક્યો. અંદર આવીને ટેબલલેમ્પ સળગાવીને બેઠો. સરોજના નામે લખેલી વાર્તાઓની ફાઈલ કાઢી. પેલો સંગ્રહ પણ સામે રાખ્યો. પછી કેતકીથી સંતાડી રાખેલી બીજી ફાઈલ કાઢી અને એમાં વિમળાબહેન રાંદેરિયાની વાર્તાઓની થયેલી પ્રશસ્તિઓ સાચવી રાખી હતી. એ બધું વાંચતી વખતે તે વિમળાબહેનના નામને બદલે પોતાનું જ નામ વાંચતો હતો. આટ-આટલી પ્રશંસા અને છતાં તે પોતે દૂરનો દૂર... ગુસ્સામાં તેણે ફાઈલ દૂર હડસેલી દીધી. અચાનક પીઠે થયેલા હૂંફાળા સ્પર્શથી તે ચોંક્યો. કેતકીએ તેને આમ પકડી પાડ્યો એટલે તે જરા ભોંઠો પડી ગયો. દૂર હડસેલેલી ફાઈલ જોવા લાગી, તેને તો તરત ખ્યાલ આવી ગયો. બીજી ખુરશી ખેંચીને તે તેની જોડે બેસી ગઈ. 'આટલી મોડી રાતે આ બધું શું માંડ્યું છે?'

'કંઈ નહિ. તારાથીય છુપાવીને મારી વાર્તાની પ્રશસ્તિઓ એકઠી કરેલી. આજે એ જોવાનું મન થયું.'

ગૌરાંગના માથામાં આંગળીઓ પરોવતાં કેતકીએ કહ્યું : 'ગૌરાંગ, જે આપણું નથી તેનું આટલું બધું મમત્વ શાનું?'

'આ... આ... તું બોલે છે કેતકી? આ બધી વાર્તાઓ મેં લખી. સૌથી પહેલાં તેં સાંભળી. આજે તેમની આટલી બધી બોલબાલા. આ બધા લોકો કોની પ્રશંસા કરે છે? વિમળા રાંદેરિયાની? અને એ બાઈમાં છે શું? એ લોકો પ્રશંસા મારી કરે છે. મારી, ગૌરાંગ શાહની.'

'એ બાઈમાં જે છે તે તારામા નથી. દર વરસે ફેંકી દેવા માટે પચાસ હજાર રૂપિયા નથી. એમનામાં પોતાની ઇમેજ ઊભી કરવાની આવડત છે. છાપાં-સામાયિકોને તે સાચવી શકે છે. તારામાં આવી કશી આવડતનો તો છાંટોય નથી. મેં આમાં પડવાની તને ના પાડેલી, તેં મારું કેમ ન માન્યું?'

'પણ હવે જાહેર કરી દઉં તો!'

ગૌરાંગ સામે ઘડીભર તો કેતકી જોઈ જ રહી. તેની આંખોમાં હવે કીર્તિની સળવળતી ભૂખ સ્પષ્ટ શબ્દોમાં વંચાતી હતી. 'તને નીતિમત્તાનો કોઈ પ્રશ્ન નડે કે નહિ? માન કે આ વાર્તાઓ ઉપર કોઈનું ધ્યાન જ ન ગયું હોત તો! વિમળાબહેને તારા જેવી જ નીતિ અપનાવી હોત તો?'

'તું શું કહેવા માગે છે?'

'હું શું કહેવા માગું છું તે તું ન સમજે એવો ભોટ છે? ખરેખર એવો ભોટ હોત તો તો તારી સાથે લગ્ન ન કર્યું હોત. પણ ના, તું એવો ભોટ નથી. તું જાણે છે પણ કબૂલ કરવા માગતો નથી. તને એમ હતું કે આમેય આ વાર્તાઓ ઘરમાં પડી રહે કે છપાઈને કોઈ સામયિકમાં પડી રહે તેથી કયો ફેર પડી જવાનો છે? એના કરતાં પચાસ હજાર મળતા હોય તો શું ખોટા? અને

તેય દર વરસે? પણ વિમળાબહેનનું માપ કાઢવામાં તું પાછો પડ્યો. જો તને એમની આ શક્તિઓનો ખ્યાલ હોત તો તેં આ વાર્તાઓ ન આપી હોત... પણ હવે છોડ. વિમળાબહેને પોતાનો બોલ પાળ્યો છે. તું માત્ર લખતો રહે, કોણ લખે છે—કોના નામે લખે છે એ બધી ચિંતાઓમાંથી મુક્ત થઈ જા.'

'તું તો કૃષ્ણનો પાઠ ભજવી રહી છે!'

'ભલે કૃષ્ણ તો કૃષ્ણ... હવે સૂઈ જઈએ. રાતના ત્રણ વાગ્યા છે. પણ ગૌરાંગ, એક પ્રશ્ન: તને ક્યારેય કવિતા લખવાનું મન નથી થયું?' ગૌરાંગે કશો ઉત્તર ન આપ્યો.

બીજે દિવસે સવારે વિમળાબહેને કેતકીએ પૂછેલો પ્રશ્ન કર્યો ત્યારે તેને નવાઈ લાગી.

'આ પ્રશ્ન ગઈ કાલે રાતે ત્રણ વાગ્યે કેતકીએ કરેલો. વર્ષોથી મારી જાતને પ્રશ્ન પૂછતો રહેલો. કેતકી, ચાલ ત્યારે મારી કવિતા સાંભળ.'

'કવિતા? તેં ક્યારે લખી?' કેતકીને ખૂબ જ નવાઈ લાગી.

'આજે સવારે. હજુ તો ઓરની ગંધ પણ વીંટળાયેલી છે:

'હા, આજે પણ એ જ કાળાં જલભર વાદળ દેખાય છે.
અને પેલી બકપંક્તિ પણ ઊડતી દેખાય છે.
વાતાવરણમાં એ જ કદંબપુષ્પની સુગંધ.
હવે તો ક્યારેક જ જોવા મળતા નાગચંપાની લીલી ગંધ
પણ ભળેલી છે.
પણ આ બધું જોઈને, શ્વસીને યાદ આવતા
સંસ્કૃત કવિને કે રવીન્દ્રનાથને ધરબી દઉં છું.
કશાય સાહચર્યો આનંદદાયી ન રહે એવી ક્ષણો આવી ચડી
છે હવે તો
બધું હોવા છતાં કશું જ નથી રહેતું, કશું જ નથી રહેતું.
રહી જાય છે વાસ્તવિકતા—નઘરોળ વાસ્તવિકતા...
ખૂંખાર પ્રાણીની લપકારા મારતી જીભ જેવી

તગતગતી, વૈશાગ્નિથી તસતસતી આંખો જેવી આ વાસ્તવિક્તા-
એ તો નિર્લજ્જની જેમ
સુરંગો ચાંપી દે છે મારા બધા જ રોમેન્ટિક અંશોમાં.
અને જન્મજન્માંતરોથી ચાલી આવેલી
પ્રકૃતિ માટેની વાસનાના ઊડી જાય છે ફુરચેફુરચા.
પછી નથી કહી શકતો પેલા વર્ડ્ઝવર્થની જેમ
કે મેઘધનુષ જોઈને મારું હૃદય નાચી ઊઠે છે
નથી કહી શકતો કાલિદાસના પેલા દુષ્યન્તની જેમ
કે રમ્ય નિહાળીને પણ વિષાદ જાગે છે
ત્યારે પ્રકૃતિના અનર્ગળ વૈભવને અર્થહીન બનાવી દે
કોઈ કામ્યા નારીના ઉત્કટ આલિંગનને મુગ્ધાં દુ:સહ્ય બનાવી દે
એવી કશીક ભૂતાવળ પીછો કરવા માંડે છે.
ચીખતીપીંખતીભીંસતી ભૂતાવળ.
આ ભૂતાવળને દૂર કરવા શું કરું હે મારા દર્પણ?
બાંધું કોઈ તાવીજ?
મરચાંની મૂઠી માથા ઉપરથી ઉતારી દેવતામાં ફંગોળું?
પાઠ કરું હનુમાનચાલીસાનો?
આ હજાર ફણાળીને જોઈને
મીંચાઈ જવા માગતી, સ્વપ્નોમાં ખોવાઈ જવા માગતી
મારી આ આંખોને વારું છું.
ઉજાગરાથી જાસૂદની પાંખડી બની ગયેલી આ આંખોને
કહેતું છે:
જુઓ જુઓ મારી પૂતળીઓ, અમૃતશલાકાઓનો સ્પર્શ કરતી
મારી પૂતળીઓ.
'ના, હું તમને નથી દેખાડવાનો
રાધાના કનકકલશ જેવા સ્તનમંડળમાં પ્રતિબિંબાતો કૃષ્ણ
કામણગારો

કૃષ્ણ ક્યાં છે?
જશોદાના નેત્રે?
રાધાના પયોધરે?
મારા કે તમારા હૈયે?
ક્યાં છે જશોદા? ક્યાં છે રાધા?
ક્યાં છે? સામે તો કશું નથી.
છે માત્ર વાસ્તવિકતા.
માછલીના સડેલા ભીંગડા જેવી વાસ્તવિકતા.
કેટકેટલા પ્રજીવો બહાર આવે છે એમાંથી?
એ પ્રજીવો ક્યારેક પહેરે છે પીતાંબર
ક્યારેક સજ્જ હોય છે શેરવાની-ઇજારમાં
ક્યારેક નર્તે છે ચુસ્ત ફ્રેડેડ જીન્સમાં
પાનો ચઢે છે આ વાસ્તવિકતાને જોઈને
મુકાબલો કરું તો શાનાથી?
નથી સુદર્શન, નથી ગાંડીવ.
હારેલો જોદ્ધો.
પ્રતિષ્ઠાહીન, અસહાય, કુલાંગાર અને નિર્માલ્ય
અને મારી સામે આ ભૂંડી હજાર ફણાળી વાસ્તવિકતા.'

કવિતા સાંભળીને થોડી વાર તો કેતકી અને વિમળાબહેન ચૂપ રહ્યાં. થોડીવારે કેતકી બોલી: 'અદ્ભુત કવિતા.'

'અરે કેતકી, આ તો સાવ સામાન્ય કવિતા છે, સાવ ફાલતુ. પણ વિમળાબહેન, તમે કેમ પ્રશ્ન કર્યો?'

'એક સંપાદકે કવિતા મંગાવી છે. આવી વાર્તાઓ લખનાર કવિતા લખે જ નહિ એ વાત માનવા સંપાદક તૈયાર નથી એટલે તમારી પાસે કવિતા લેવા આવી છું.'

'હા... હા. તમારા નામે તો જે છપાય તે ઉત્તમ.

'હા...હા. તમારા નામે તો, જે છપાય તે ઉત્તમ જ કહેવાય.'

'તમે કડવાશથી કેમ બોલો છો ?'

'એમ ? તો મોકલી જુઓ આ કવિતા કોઈ ભળતા નામે. મોકલી જુઓ શશિકાન્ત સોપારીવાલાના નામે, કચરાટોપલીમાં જાય છે કે નહિ ?'

'બોલો, મારવી છે શરત ?'

'હા. કેટલાની શરત ?'

*

અને વિમળાબહેન શરત મારી બેઠાં. કવિતા મોકલીને રાહ જોતાં રહ્યાં. બે મહિના, ત્રણ મહિના, છેવટે છ મહિને એ કવિતા વિમળાબહેન રાંદેરિયાના નામે પ્રગટ થઈ. કવિતાની સાથે એક સંપાદકીય નોંધ મૂકવામાં આવી હતી : 'અહીં પ્રગટ કરેલી કવિતા ગુજરાતના એક પ્રતિષ્ઠિત સામયિકને મોકલી હતી પણ કવિ તરીકે અજાણ્યું નામ હતું એટલે કચરાટોપલીમાં ગઈ. નામમહિમા કેટલો મોટો છે એનો ખ્યાલ આવશે.'

ગૌરાંગને એ સંપાદક સાવ બાઘો લાગ્યો. પંદરેક દિવસ પછી વિમળાબહેનનો ફોન આવ્યો. તેમના પર એ કવિતા બદલ અભિનંદનોની ઝડીઓ વરસી હતી. 'સારી વાત છે' એમ કહીને ગૌરાંગે ફોન મૂકી દીધો. સાવ ફાલતુ કવિતાનાં મોફાટ વખાણ કરનારા મૂરખાઓનું જ અહીં તો રાજ છે.

પણ જેમ જેમ ગૌરાંગ અકળાતો જતો હતો તેમ તેમ વિમળાબહેન ખુશ થતાં ચાલ્યાં. ચારે બાજુ તેમનું નામ ગાજતું હતું. તેમની સમીક્ષાઓ પ્રશસ્તિઓથી છલકાતી રહેતી હતી. બીજે વરસે નવો સંગ્રહ પણ આવી ગયો. વિમળાબહેનને તો સમાજસેવિકાના રોલ કરતાં વાર્તાકારનો રોલ વધુ ફાવી ગયો. પણ કીર્તિની ક્ષિતિજો તો વિસ્તરતી રહેવી જોઈએ. હજુ તો કીર્તિ મળી જ કયાં હતી ? એનો ભાર કયાં અનુભવ્યો હતો ? એ ભાર અનુભવતાં તેઓ હવે બેઠાં રહ્યાં. વરસે દોઢ વરસે સંગ્રહો પ્રગટ થતા રહ્યા; નાનાંમોટાં ઇનામો મળતાં રહ્યાં અને છેલ્લે રવીન્દ્ર પારિતોષિક પણ જાહેર થયું.

ગૌરાંગ અને કેતકી સૂનમૂન બેઠાં હતાં. પાંચ વરસ પહેલાં થઈ ગયેલી ભૂલને વાગોળતાં વાગોળતાં. બીજે દિવસે જે પારિતોષિક અપાવાનું હતું તેમાં પ્રાસંગિક પ્રવચન કરવા ગૌરાંગને પણ જવાનું હતું. મન ઉપર કેટલો સંયમ રાખવાનો! જરાય આડું અવળું બોલાવું ન જોઈએ, લાગણીમાં તણાવાનું નહિ. વિમળાબહેનમાં પોતાની જાતને વાંચવાની નહિ. કેતકી ગૌરાંગની આંખો વાંચી શકતી હતી. ગૌરાંગ જાણે કહેતો હતો, સાહિત્યકાર તરીકે કીર્તિ નથી મળી એમ નહિ પણ વિમળાબહેનને જેવી મળી તેવી નહિ. બંને જણ રાતના મોડે સુધી બેસી રહ્યાં હતાં; ભાગ્યે જ કશું બોલ્યાંચાલ્યાં હતાં.

જેવું એકાંત ગૌરાંગ અને કેતકીને વીંટળાયેલું હતું તેવું એકાંત વિમળાબહેનને પણ વીંટળાયેલું હતું. જોકે રાતના સાડાદસ-અગિયાર સુધી તો કોઈએ તેમને એકલાં પડવા જ દીધાં ન હતાં. ફોન પર ફોન, શુભેચ્છાઓ પર શુભેચ્છાઓ, ઢગલેઢગલા પુષ્પગુચ્છો વાતાવરણને તરબતર કરતા રહ્યા. છેલ્લો ફોન તેમના પતિનો આવ્યો હતો. તેઓ પોતાના વ્યવસાય માટે મુંબઈથી મદ્રાસ જઈ રહ્યા હતા, જો આ સમારંભમાં હાજરી આપે તો મદ્રાસનો કાર્યક્રમ માંડી વાળવો પડે. અને જો એ માંડી વાળે તો પાંચ સાત લાખની ખોટ જાય. વિમળા-બહેને પોતે જ કહેલું, ના, ના, એવો ખોટનો ધંધો તો કરવો જ નથી. ધંધો પહેલાં અને પછી બીજું બધું. એ ફોન મૂકી દીધા પછી તેઓ સૂનમૂન થઈ ગયાં. શા માટે? સણકો ક્યાં નાખ્યો? ઘડીભર તો શું કરવું, શું ન કરવું એની સમજ ન પડી. આવો પ્રસંગ જીવનમાં ક્યાં વારંવાર આવતો હોય છે? મને પારિતોષિક મળે અને મારા પતિ જ એમાં હાજરી ન આપે? પાંચ સાત લાખ તો ગમે ત્યારે કમાઈ લેવાય. ફોન કરીને આ લાગણી જણાવવાનું મન થયું અને છતાં કશું કેમ બોલી ન શક્યાં? હોઠ પર શબ્દો આવ્યા તો પછી કોણે અંદર ધકેલી દીધા? ચહેરા પર સ્મિત ફરકે એ પહેલાં જ વિલાઈ જવા કેમ દીધું? દીવા કરવા રૂ લીધું, દિવેટ કરી, ઘી પૂર્યું,

નાયક બીજી રીતે તો હંમેશા ગરીબ જ બની રહે છે. પત્નીના મૃત્યુ પ્રસંગે નાયિકાનું સાચું રૂપ એ અનુભવે છે. પોતાના અસ્તિત્વમાં વ્યાપી વળેલાં સ્નેહ, પ્રેમ અને ઉદારતાનાં સ્મરણોથી સાચા રૂપનું મૂલ્ય ઊઘડતું આવે છે.

'રૂપ કદરૂપું હશે પણ પ્રેમ કદરૂપો નથી' એવી વેણીભાઈ પુરોહિતની ઉક્તિને ચરિતાર્થ કરતી પ્રસ્તુત વાર્તા પ્રેમ અને રૂપનો સાચો મર્મ ન પામી શકેલા નાયકના મનોવલણને સ્પષ્ટ આકાર આપે છે. નાયક પત્નીના રૂપને જીવનપર્યન્ત તરસે છે પણ સમગ્રને અંતે તેને જો પ્રાપ્ત થતી હોય તો તે સાચી સમજ છે. કલાપી કહે છે તેમ 'સુંદરતા પામતા પહેલાં સુંદર બનવું પડે.' પત્નીમાં રૂપનો અભાવ જોતો આ નાયક દેખાવે સુંદર છે, પરંતુ તેના વિચારોમાં વ્યક્ત થતી કુરૂપતા વિરોધી પરિમાણ ઊભું કરીને હરીન્દ્ર દવે કહે છે તેમ: 'કોઈનો પ્રેમ કયારેય ઓછો નથી હોતો, માત્ર આપણી અપેક્ષાઓ જ વધુ હોય છે' એ સત્ય ઠેરવે છે. પત્નીના આંતર-સૌંદર્યના પરવા કર્યા વિના બાહ્ય સૌંદર્યની પ્રતીતિ ઝંખતો નાયક પોતાની પુત્રીઓ સાથે નાયિકાના સૌંદર્યને પિછાણે છે ત્યારે તો ઘણું મોડું થઈ ચૂકયું છે! દુઃખમાં પણ હસતી રહેલી અને પતિના આનંદની સતત ખેવના કરનારી પત્ની નાયકના 'રૂપ' વિશેના બદલાયેલા ખ્યાલોને સાંભળવા સજીવ સ્વરૂપે હાજર કયાં છે! જોકે પતિના મુખેથી મૃત્યુના દિવસે જ પત્નીના લાવણ્યનો સ્વીકાર જ પત્ની માટે સાચી શ્રદ્ધાંજલિ નથી બની જતી?

નવલિકામાં મુકાયેલી ત્રણ ઉક્તિઓ જ કથાને ઉઘાડી આપે છે. રૂપના આદિમ આકર્ષણ પ્રત્યેની માન્યતા ત્યાં તૂટી પડે છે. અને ગુણની પ્રભાવકતા સ્થપાય છે. એ ઉક્તિઓને જોઈએ.

(૧) નાયક: 'સાડી સરસ છે, પણ કોઈ રૂપાળી સ્રીને શોભે એવી છે!'

(૨) મૃત્યુવેળાએ પત્નીની અંતિમ ઉક્તિ : 'હું તમને રૂપ ન આપી શકી.'

(૩) પુત્રીની ઉક્તિ : 'મમ્મી કેટલી સુંદર લાગે છે, નહિ ?'

આ ત્રણેમાં નાયકની ઉક્તિ સમગ્ર જીવનમાં પથરાયેલા સૌંદર્યના અભાવને સૂચિત કરી દે છે, તો જેનામાં સ્ત્રીસહજ ઈર્ષાનો અભાવ છે એવી નાયિકાની ઉક્તિ તેની ઉજળી વ્યક્તિતા પ્રગટાવી આપે છે અને પુત્રીની ઉક્તિ તો સમગ્ર વાર્તામાં એક પરિવર્તન સિદ્ધ કરી નાયકના ચિત્તની દિશા બદલી નાખવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

મૃત્યુના ઉદાસીન – ગમગીનીભર્યા વાતાવરણમાં જન્મેલા વિચારબિંદુમાંથી આ વાર્તાનું સ્વરૂપ ઘડાયું છે ત્યારે પ્રથમ સ્તરે આવા વિચારનો ઉદ્ભવ અસંગત લાગે પણ દુઃખદ પ્રસંગે મનની ચૈતસિક ગતિવિધિ લેખે ઊઘડતા અતીતમાંથી આ નિરાળું સત્ય જન્મી રહે છે. જગતના વાસ્તવ સાથે આ સત્યનું અનેરું મૂલ્ય છે.

નાયક આરંભથી જ પત્નીના અનેક ઉપકાર તળે દબાયેલો છે તે છતાં નાયિકામાં એ ઉપકાર કર્યાનો અહંભાવ ક્યાંયે સ્ફુરિત થયો નથી. નાયકના રૂપના અભરખા પૂર્ણ કરવા નાયિકા પતિને દરેક છૂટ આપે છે. પતિને કુરૂપતા ડંખે છે, પીડે છે એ વાત નાયિકા જાણે છે તેથી જ જીવનની અંતિમ ક્ષણોમાં 'હું રૂપ ન આપી શકી'નો વસવસો ભાવકને સ્પર્શી જાય છે. પતિ પાછળ જાતને ખર્ચી નાખનારી બહુરત્ના પત્નીની કોઈ પણ પુરુષને ઈર્ષા આવે એવું આલેખન અહીં થયું છે.

માનવજીવનની સંકલના જ એવી ઘટ્ટ છે કે જેમાં સર્વાધિક સુખ હોવા છતાંયે કોઈ અગોચર ખૂણે કોઈ ને કોઈ અસંતોષ કણસતો રહે છે. ગૌરવર્ણ અને ઊજળો વાન (રંગ) એવા રૂપાળા ચહેરાઓ પ્રત્યેનું માત્ર માનવને જ નહિ, પણ દેવો અને દેવતુલ્ય ઋષિઓને આકર્ષણ રહ્યું છે. રૂપની મુગ્ધતાને, ભ્રામક ખ્યાલોને કારણે જ વિશ્વમાં રંગભેદનીતિનાં વિષવૃક્ષો ફૂલ્યાંફાલ્યાં હશે. તે છતાં પણ

સત્ય તો એ છે કે સૌંદર્ય સામેના પદાર્થમાં નથી. સૌંદર્ય તો છે અનુભવ લેનારની આંખોમાં. આ સત્ય સમજાવવાનો ઠાકોરે કરેલો યથાઘટિત પ્રયત્ન સૌંદર્યશાસ્ત્રના વિદ્વાનોએ ચર્ચેલી વ્યાખ્યાને પ્રમાણવાનો છે. આજદિને પણ માનવની સૌંદર્ય પામવાની ઘેલછા છૂટી છે ખરી? કહો કે સૌંદર્યને તોલવાનો માપદંડ બદલાયો છે ખરો? ન જાને.... □

* ફૂલ ઝરે ગુલમહોર : (નવલિકાઓ) ગુલાબદાસ બ્રોકર. '૨૫' નવલિકા પૃષ્ઠ : ૨૩૪

---

## વાચકોને, સંસ્થાઓને—



---

# કંકાવટી

માર્ચ ૧૯૯૪

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૩ : અંક ૪૧૦ : મૂલ્ય : ૪ રૂપિયા
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*

તંત્રી–મુદ્રક–પ્રકાશક
રતિલાલ મૂ. 'અનિલ'
માલિક : આર. આર. રૂપાવાળા
કંકાવટી, ૨૪, રીવર બેન્ક સોસાયટી,
ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી
સૂરત–૩૯૫ ૦૦૯. ફોન નં. ૮૫૬૪૧

*

પ્રકાશન સ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી, સૂરત–૩૯૫ ૦૦૯

મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ ૪

## જંગલોનું ગીત / મૅન્યુઅલ ચન્દેરા

આ હવાઓમાં કંપતાં જંગલ છે
ઝૂમે છે, હાથ હલાવે છે
આ છેડેથી પેલા છેડા સુધી
આજે જંગલ કંઈ કહેવા માગે છે

અને એ ચીસો પાડે છે, ડૂસકાં ભરે છે, માથાં ધુણાવે
જાણે કોઈ દુઃખાન્ત નાટકની કોઈ અભિનેત્રી!
પ્રત્યેક વિદ્રોહી શાખામાં એ જ વ્યાકુળતા છે
પ્રત્યેકમાં એ જ છુપાયેલો ભય
અથવા, તેઓ કદાચ કોઈ ચીજ માગે છે
કઈ છે એ ચીજ?

આ જંગલોમાં પણ ચેતના છે? તેઓ શું માગે છે
શું તેઓ પાણી માગે છે;
કિન્તુ હમણાં જ તો પાણીની રેલ આવી હતી
તમામ જંગલોને એણે હચમચાવી મૂક્યાં હતાં
સેંકડો વૃક્ષો ઉખેડી નાખ્યાં હતાં, નિર્ભયતાથી

શું તેઓ યુગોજૂના કચરાને ભસ્મ કરવાને માટે
પવિત્ર આગની માગણી કરે છે
અથવા કશું જ માગતાં નથી
કેવળ બોલવા માગે છે
અને બોલી નથી શકતાં!

શું એમણે પોતાની સુકુમાર જડોના કાનોથી
ધરતીનાં પડમાં છુપાયેલો કોઈ ભેદ જાણી લીધો છે?
જંગલો હવાઓમાં કંપે છે, ઝૂમે છે, તડપે છે
જંગલો કોઈ સન્નેપાતગ્રસ્ત જનતાની ભીડ જેવાં છે!

માત્ર નાના સુકુમાર વાંસોની એક
નાનકડી કુંજ અલગ ઊભી
ધીમે ધીમે ઝૂમે છે
જાણે આ લોકવ્યાપી ગાંડપણ પર હસે છે. □

## બે ગીત : તુવર : વાલોળ / ભગીરથ બ્રહ્મભટ્ટ

૧

તુવરકન્યા સૈકાઓથી ઊભી ઊભી તપ આદરતી
કાયા ઉપર પીળી પીળી
જ્યોતું ડોલે, ફૂલડાં ફોરે
રૂંવેરૂંવેથી રાધા વેગે
ઊડે ઊડે વાયુ કોરે
ભીતર ફૂટ્યા ટાણે-દાણે કવચ કાળાં મીરાં ધરતી !
લય લગનનાં દોડી આવે
કાયામાં કરતાલ વગાડે
પાન પાન પર ઘૂઘર બાંધી
કો અદીઠા નાચ નચાડે !
ઝાકળ જેવા જનમારામાં દ્વારકાની લાવે ભરતી !

૨

ઊંચી થઈને વાલોળ કરતી વય વધ્યાના ખાંખાંખોળા
ધવલફૂલના દીવડે લખતી
લયની લિપિ 'આવો આવો'
કૂંપળ કલમે એ કોતરતી
કોને વીંટું મારો લ્હાવો?
ઊંડે ઊંડે બખિયા લેતા મનનગરનાં સોયું-દોરા
પાન પાનનાં તોરણ ઉપર
છુટ્ટાં લટકે મંગલ ગાણાં
સાંભળો! ભીતર ફૂટ્યાં
ટાણાં-દાણા?
સજીધજીને વેલબીલડી શોધે સઘળે શિવજી ભોળા

## હજી / કિસન સોસા

હજી
આ શહેરની
શિયાળુ ભાગોળે
ખરડાયેલી પિંડીએ કળતી
ટોળેબંધ ઊભી તરસતી
રોજીની તલાશ....

હજી
આ શહેરની
અમુક સડક પરથી પસાર થતાં
પડખેની ગલીમાંથી
હવાની પાંખે ચડી ઘેરી વળે
ઘ્રાણેન્દ્રિયને
જૂના શહેરની સુવાસ...

ભલે
કાળાં માથાં ઊંચકયે જતા
અણિયાળા પાષાણ
રક્તમાં ગઠ્ઠા બની ઝમતો જતો સિમેન્ટ

પેઢીઓનાં ઘરોને જનોઈવઢ પ્રહારે
વિચ્છેદી દેતો ધારદાર એલાઇનમેન્ટ....
બિલ્ડરી જજમેન્ટ!

જીવતા માણસની ઉતરડાતી ખાલ જેમ
ચિરાઈ રહ્યો શેષ
જૂના શહેરનો ચહેરો.

આમ છતાં
આ બેઈમાની...અમાનવીયતા...ના
જીવલેણ 'ઝિબ્રા ક્રોસિંગ' ઓળંગતા
આ સ્વાર્થપરક અભીપ્સાના કુટિલ

કીડિયારાને રણ
ક્યાંક, કોઈક ખૂણે હજી
ભેળા થાય ભીના ભાવે
સાચા, સહૃદય જણ —
અંજલિ અર્પવા
સદ્ય દિવંગત કવિઓને....

# સાગરપાર સ્થળાંતર કરી ગયેલા સ્વપ્નને

/ કિસન સોસા

સર્યાં સમયનાં સ્વપ્ન લઈને
એ એમ આવે સૂની નજરમાં
કે જેમ આવે લગન અચાનક
ઉદાસ એવા ગરીબ ઘરમાં

ફરી મેં મહેસૂસ કીધો મુજને
બધી વિફળતાઓ યાદ આવી
ફરી થયો મ્લાન હું મનોમન
ફરીથી બાઝ્યો ડૂમો ડગરમાં

વિખેરી તડકો જૂના મુલકનો
વસી ગયા છો બરફના દેશે
સદન એ કેવું, છે કેવી બારી
અવરજવર કેવી રહગુજરમાં

પ્રસંગ, ઘટના હજી સ્મરતું
હજી નગર યાદ તુજને કરતું
ઢળે છે સાંજો, ઊગે ન કિન્તુ
ઉજાસનું મુખ કોઈ ઘરમાં

શે'ર / રતિલાલ અનિલ

ઝાંઝવાં આમતેમ રખડે છે,
કોઈ રહેઠાણ હોય તો સારું
—મનહર મોદી

આમ તો રેતીના સમસ્ત પટ પર ઝાંઝવાં આ છેડેથી તે પેલે છેડે સુધી હોય છે – 'જે અહીં છે તે જ ત્યાંય છે' એમ ઈશ્વર વિશે કહેવાયું છે તે રેતીના આ કિનારેથી તે કિનારા સુધી જે વ્યાપ્ત છે તેને વિશે પણ કહી શકાય. આ સરખામણી ઘણાને અરુચિકર લાગશે, પણ જેણે આ દશ્ય જગતને મિથ્યા, માયાલોક કહ્યું, તેણેય બીજું શું કહ્યું છે? આમ તો રેતીનો આખો પટ આ ભરબપોરે ઝાંઝવાંનું રહેઠાણ લાગે છે, પણ એ તો અજંપાથી અહીંથી તે ઠેઠ પણે સુધી દોડે છે, રખડે છે. સાગર એ શું મોજાંનું રહેઠાણ છે? છે તો એ સાગરમાં જ, એની બહાર એનું અસ્તિત્વ જ નથી, છતાં એમની રઘવાઈ દોટથી સાગર એ મોજાંનું રહેઠાણ જ છે એમ તો પુરવાર નથી થતું. સાગરની બહાર મોજાંની ગતિ નથી તો શું જીવન પણ છે ખરું? રઘવાઈ દોટ – એ જ શું જીવન છે? એની ગતિને તો ધ્વનિયે છે, કિનારે તો પછડાટની હાંફ પણ છે, એટલું જીવનનું સૂચન તો છે, પણ આ ઝાંઝવાંની ગતિને તો સાદ કે ધ્વનિયે નથી. પ્રકાશને ગતિ તો હોય પણ ધ્વનિ હોતો નથી. પ્રકાશ મૂગો મૂગો આવે છે અને એમ જ વિલાય પણ છે અને પ્રકાશમાં રઘવાયાં દોડચે જતાં ઝાંઝવાં મૂગાં છે અને મૂંગાં

મૂંગાં જ વિદાય થવાનાં. પ્રકાશ છે એટલે ઝાંઝવાં પણ છે – રણનું આ કેવું કઠોર સત્ય છે! રણને પ્રકાશની શી જરૂર! એ ઝાંઝવાંમાં જીવે છે એ માટે કે ઝાંઝવાં એમાં જીવે એ માટે? કંગાલો પાસે અધ્યાત્મનો પ્રકાશ લઈ જનારા જાણે છે ખરા કે રણમાં પ્રકાશનું આગમન ઝાંઝવાં માટે હોય છે? જ્યાં સાવ સામાન્ય જમીન છે ત્યાં કંઈ પ્રકાશનો અર્થ છે, પણ જ્યાં ધરતી જ નથી, નરી રેતી છે, ત્યાં પ્રકાશ જશે તો શું ઉત્પન્ન થશે? તો એમને શું અંધકારમાં રહેવા દેવા? રણની રાત્રિ જ ટાઢી કંઈ અમીભરી હોય છે, આખો દિવસ રઘવાયાં રખડેલાં ઝાંઝવાં પોઢી ગયાં છે. પેલો સૂરજ આવે તે સાથે એ તરત નહિ જાગે! આખા દિવસના રઝળપાટનો થાક એને સફાળાં ઊઠવા નહિ દે! સૂરજ એને ધીરે ધીરે ઉગ્ર થઈને ઉઠાડશે અને ઊઠશે તેવાં રઘવાઈ દોટ મૂકશે.

અજંપો હોય ત્યારે પ્રકાશથી પણ આંખ બળે છે, આંખ આડો હાથ થઈ જાય છે અને રણમાં તો સૂર્યનો પ્રકાશ અળખામણોય થઈ જાય છે.... 'એ જ્ઞાન મને ગમતું નથી' એ કહેનારી સુદામાની પત્ની કદાચ જ્ઞાનને ઝાંઝવાં રૂપે જુએ છે...દરિદ્રતાની રેતી પર પડેલો સૂર્યપ્રકાશ આવકાર પામતો નથી... અહીં ઇન્દ્રધનુષ્ય પણ 'લોહીના રંગ સાત' એવો અર્થ લઈ આવતું હોય... રણમાં સૂર્ય પ્રતિષ્ઠિત થઈ શકતો નથી, દરિદ્રતામાં જ્ઞાન પ્રતિષ્ઠિત થઈ શકતું નથી... એમ લાગે છે કે જ્ઞાન અને સૂર્ય આ ધરતીને દ્વારવિહોણી માને છે એટલે એ બધે પહોંચી જતાં હશે... પણ સપાટ ધરતી પર પણ દ્વાર હોય છે અને વિવેકી ત્યાં થોભી જાય છે. જ્ઞાન અને સૂર્ય પહોંચે એ પહેલાં ત્યાં માટીએ અને જીવને, ભલે તેની પ્રાથમિક સ્થિતિમાં, પહોંચી જવું જોઈએ. અમે જ મૂળભૂત આધાર છીએ એમ સ્વીકારવામાં સૂર્ય અને જ્ઞાન સાચાં હશે – માનવી માટે તો સનાતન સાપેક્ષ બની જાય એવો એના પર શાપ છે... એ શાપને સમજતા નથી તે સનાતન પણ સાપેક્ષ શાપ માણસ માટે

બની જાય છે...રણ માટે સૂર્ય જ ઝાંઝવાં બની જાય છે, દરિદ્રતા માટે બ્રહ્મજ્ઞાન જ ભ્રમ બની જાય છે. પ્રકાશને રણમાં વાવી શકાતો નથી એ ઉપર ઉપર જ રઘવાયો રઘવાયો રખડયા કરે છે, **ઝાંઝવાં નહિ પ્રકાશ રૂપાંતરે રખડયા કરે છે...** રણ અંધકારમાં જ શાંતિ અનુભવે છે. અંધકાર પણ રણમાં વાવી શકાતો નથી, એ પણ ઉપર જ ઠરે છે, પણ કોઈ ભ્રમ ઉત્પન્ન કરવામાં નિષ્ફળ જાય છે, કદાચ એની એવી ઇચ્છા – અપેક્ષા જ નથી; અપેક્ષાઓ પ્રકાશ અને જ્ઞાનને હોય છે... જ્ઞાન નવી પીડા આપનારું અને અજ્ઞાન સાંત્વન બની જાય એવી વિચિત્ર માણસની પરિસ્થિતિ છે. એટલે જ તો બપોરટાણે આવેલા જિજ્ઞાસુને બુદ્ધ પ્રથમ પૂછે છે: તેં આહાર કર્યો છે? ભિક્ષુઓને કહે છે કે ભિક્ષાન્ન હોય તે આને આપો અને વળી જિજ્ઞાસુને કહે છે કે જમ્યા પછી આરામ કર, તે પછી આપણે વાત કરીશું! અનંત અખંડ સમયને નામ અને વિશેષણો આપી એના ખંડ પાડી દેવાયા છે અખંડ સત્યના, સનાતન સત્ય ને માનવીનું સ્થિતિ, પરિસ્થિતિજન્ય સત્ય, એમ ભાગલા પાડી નાખે છે... પાણીમાં લકીર ખેંચો તે રહેતી નથી, પણ લકીર પાડનારો તો એ લકીર જ જુએ છે. પાણીમાં ખાડો પડતો નથી, પણ માણસ જાણે છે કે મેં કયાંથી ખાલી ડોલ ભરી છે.

ઝાંઝવાંને જમીન આપો, એ દેખાશે નહિ, છતાં હશે ખરાં! એણે અદૃશ્ય રૂપો ધારણ કર્યાં હશે. 'દેખવું નહિ અને દાઝવુંયે નહિ' એવું ભ્રામક સુખ માણસે મેળવ્યું છતાં એ જમીન પર ઝાંઝવાં અનેક રીતે અનુભવવાનો. 'ભૂખ કરતાં ભાલા સારા' એવું સાંત્વન અહીં પામતો હશે! ઝાંઝવાંને રહેઠાણ નથી સર્જ્યું એવું નરી નજરે તો લાગે છે. પણ જમીનમાં બધું રોપી શકાય છે, કૌવચનો છોડ તો રોપવોયે નથી પડતો. તો પછી ઝાંઝવાંયે રોપવાનાં ન હોય. માણસને અપેક્ષિત તો એને રોપવું વાવવું પડે છે, પણ નીંદામણ તો આપમેળે ઊગે. પણ નીંદામણ શું અને પાક શું?

પાક વિશે પણ ચર્ચા ચાલ્યા કરે છે. નદામણનો ક્યાંક ખોરાક બને છે અને ખોરાકમાંયે કેટલોક નિષિદ્ધ ઠરે છે અને પથ્ય સામેય અપવાસ આવે છે. આ ભૂમિનાં ઝાંઝવાં છે અને કદાચ ઠરેલાં, ઠામ પાડવાના પ્રયત્નો ચાલે છે એ ઝાંઝવાં છે...

ઝાંઝવાંને પેલા રણમાં તો રઝળપાટ મળ્યો છે પણ આ ભૂમિ પર વસેલા સંસારમાં રૂપાન્તરે ક્યાંક ક્યાંક રહેઠાણ મળેલું છે, ત્યાંય એને કોઈ કોઈ ઠેસ પહોંચાડવા, હડસેલવા આવે છે ખરા, પણ ખુદ તેમને જ ઠેસ પહોંચાડવા ને હડસેલી મૂકવા જેટલું વ્યવહારજગત સંપીલું છે.

કવિએ તો દાઢમાંથી વ્યંગ કર્યો 'ક્યાંક રહેઠાણ હોય તો સારું.' જે નથી છતા જે દેખાય છે તે રણનાં ઝાંઝવાં અને જે છે છતા દેખાતાં નથી એ ઝાંઝવાં. માણસની સામે આ સનાતન પડકાર છે, એ ઝીલે છે તે જુએ છે, બતાવે છે, પણ વ્યસ્ત માણસને એ જોવાની ક્યાં ફુરસદ પણ છે? વાસ્તવમાં એને જે બતાવાય છે તે તો એણે કોઈ ને કોઈ સ્વરૂપે અનુભવ્યું હોય છે, અને છતાં...

□

## સાભાર સ્વીકાર

રાત ચાલી ગઈ : ગઝલસંગ્રહ : અમીન આઝાદ : પ્ર. અનીસ ટી. અમીન, મનજી મેન્શન, ત્રીજે માળે, પદમશી વાડી, માઉન્ટ રોડ, મઝગાંવ, મુંબઈ–૧૦, મૂલ્ય ૨૫ રૂપિયા. કંકાવટી કાર્યાલયેથી મળી શકશે.

## લૉટરી / મૂ. લે. : શર્લી જેક્સન

અનુ. : શરીફા વીજળીવાળા

૨૭મી જૂનની સવારે આકાશ ચોખ્ખું હતું. ચમકતો સૂર્ય-પ્રકાશ રેલાઈ રહ્યો હતો અને વાતાવરણમાં વસંતની તાજી, હૂંફાળી તાજગી વરતાતી હતી. છોડવાઓ ફૂલોથી લચી પડતા હતા અને લીલુંછમ્મ ઘાસ પથરાયેલું હતું. દસેક વાગ્યાની આસપાસ ગામના લોકો બૅન્ક અને પોસ્ટ ઑફિસની વચ્ચે આવેલા ચોરસ મેદાનમાં એકઠાં થવા માંડ્યા. કેટલાક કસબાઓમાં તો વસ્તી એટલી વધારે હતી કે લૉટરી પૂરી કરવામાં બે દિવસ લાગી જતા. એટલે ૨૬મી જૂનથી જ લૉટરી શરૂ કરી દેવી પડતી. પણ આ ગામમાં તો લગભગ ત્રણસોએક માણસની વસ્તી જ હતી, એટલે આખી લૉટરી બે કલાક કરતાં પણ ઓછા સમયમાં પૂરી થઈ જતી. એટલે સવારમાં દસેક વાગ્યે શરૂ કરે તોપણ એટલા સમયમાં પૂરી થઈ શકતી કે લોકો બપોરે ખાવા ઘરે જઈ શકતા.

સ્વાભાવિક રીતે જ બાળકો સૌથી પહેલા ભેગા થયા. નિશાળોમાં હમણાં જ ઉનાળાની રજાઓ પડી હતી એટલે મોટા ભાગના છોકરા હજુ રજાની મજા માણી શકતાં ન હતાં. તેઓ એકઠાં શાંતિથી થયાં હતાં. પણ થોડીક વારમાં જ કાન ફાડી નાખે એવો ઘોંઘાટ કરતા રમવા લાગ્યા. એમની વાતો હજુ પણ એમના વર્ગખંડ, શિક્ષકો, પુસ્તકો અને એમને મળેલા ઠપકાની આસપાસ જ ફરતી હતી. બૉબી માર્ટિને તેનું ખિસ્સું ઠાંસી ઠાંસીને પથરાઓથી

ભર્યું એટલે તેને અનુસરીને બાકીનાં બધાં છોકરાંઓએ પણ એકદમ સુંવાળા ને ગોળ પથરાઓ શોધી શોધીને ખિસ્સાં ભરવા માંડયાં. બૉબી, હેરી જોન્સ અને ડિકી ડેલાક્રોઇક્સ – જેને ગામવાળા 'ડેલાક્રોઈ' કહીને બોલાવતા – ત્રણેએ ભેગા મળી મેદાનના એક ખૂણામાં પથ્થરોનો મોટો ઢગલો કર્યો હતો. બીજા છોકરા એ ઢગલા પર છાપો ન મારે એટલે તેઓ ઢગલાનું રક્ષણ કરતાં હતાં. છોકરીઓ અંદરોઅંદર વાતો કરતી અને ઊંચી થઈ છોકરાઓ તરફ જોઈ લેતી એક બાજુ ઊભી હતી. સાવ નાના બાળકો કાં તો ધૂળમાં આળોટતા હતા અથવા તેમનાં મોટાં ભાઈબહેનના હાથે વળગેલા હતા.

થોડીક વારમાં જ પોતાના બાળકોને શોધતા, ખેતી, વરસાદ, ટ્રેક્ટર અને મહેસૂલ વગેરેની વાતો કરતા પુરુષો એકઠા થવા લાગ્યા. ખૂણામાં પડેલા પથ્થરોના ઢગલાથી દૂર જઈને તેઓ ઊભા રહ્યા. તેઓ એકદમ હળવેથી મજાક કરતા હતા અને ખડખડાટ હસવાને બદલે જરાક અમસ્તા મલકતા હતા. પુરુષો આવી ગયા પછી તરત જ ઘરમાં પહેરવાનાં ઝાંખાં કપડાં અને સ્વેટર પહેરી એમની સ્ત્રીઓ પણ આવી પહોંચી. એકબીજાને 'કેમ છો, કેમ નહિ' કરી, ઘડીક તારીમારી કરી તરત જ બધી તેમના પતિ પાસે પહોંચી ગઈ. જેવી સ્ત્રીઓ તેમના પતિ પાસે પહોંચી કે તરત જ બાળકોના નામની બૂમો પડવી શરૂ થઈ ગઈ. ચારપાંચ વાર બોલાવ્યાં ત્યારે માંડ બાળકો આવ્યાં. બૉબી માર્ટિન એની માના હાથમાંથી સરકી જઈ હસતો હસતો પાછો પથરાના ઢગલા તરફ દોડી ગયો. એના બાપે જોરથી બરાડો પાડ્યો એટલે તરત જ પાછો આવી બૉબી એના બાપ અને મોટાભાઈની વચ્ચે ગોઠવાઈ ગયો.

જે રીતે મેદાની નૃત્યો, કિશોર કલબ કે કોઈ ઉત્સવ મિ. સમર્સ સંભાળતા તે જ રીતે લૉટરી પણ તેઓ જ સંભાળતા. એમની પાસે આવાં રચનાત્મક કાર્યો માટે સમર્પિત કરવા સમય અને

શક્તિ બંને હતાં. તેઓ ગોળ મોઢાવાળા, આનંદી માણસ હતા. એમને કોલસાનો ધંધો હતો. એમને બાળકો ન હતાં અને એમની પત્ની કર્કશા હતી એટલે લોકો મિ. સમર્સ માટે દુઃખની લાગણી અનુભવતા. હાથમાં લાકડાની કાળી પેટી લઈને જ્યારે તેઓ મેદાનમાં આવી પહોંચ્યા ત્યારે ગામના લોકોમાં હળવો ગણગણાટ ફરી વળ્યો. એમણે હાથ ઊંચો કરીને કહ્યું, "ગ્રામજનો સાંભળો. આજે જરાક મોડું થયું છે." પોસ્ટમાસ્તર મિ. ગ્રાવેસ, ત્રણ પાયાવાળું સ્ટૂલ લઈ એમને અનુસર્યા અને મેદાનની વચ્ચે એમણે સ્ટૂલ મૂક્યું. મિ. સમર્સે કાળી પેટી એ સ્ટૂલ પર મૂકી. ગામના લોકો સ્ટૂલથી અંતર જાળવીને ઊભા હતા. અને જ્યારે મિ. સમર્સે કહ્યું કે "તમારામાંથી કોઈ મને મદદ કરશે?" ત્યારે લોકો આગળ આવતા અચકાતા હતા. મિ. સમર્સ પેટીમાંના કાગળોને બરાબર હલાવે ત્યારે પેટીને સ્ટૂલ પર સ્થિર પકડી રાખવા માટે મિ. માર્ટિન અને એમનો મોટો દીકરો બાક્સ્ટર આગળ આવ્યા તે પહેલાં લોકો આગળ આવતાં અચકાતા હતા.

લૉટરી માટેની મૂળ સામગ્રી તો વર્ષો પહેલાં ખોવાઈ ચૂકી હતી. અને આ સ્ટૂલ પર પડેલી કાળી પેટી, ગામનો સૌથી વૃદ્ધ માણસ વૉર્નર જન્મ્યો એ પહેલાંની વપરાતી હતી. મિ. સમર્સે કેટલીયે વાર ગામના લોકોને નવી પેટી બનાવવા કહ્યું હતું. પણ કાળી પેટીથી — જેટલી સચવાતી હોય તેટલી — સચવાતી આવતી પરંપરા તોડવા માટે ગામમાં કોઈ તૈયાર ન હતું. તેમના દ્વારા બનાવેલી પેટી — જે અત્યારની પેટી પહેલાં વપરાતી હતી —ના થોડાક ટુકડા અત્યારની પેટી બનાવવામાં વપરાયા હતા એવી એક કિંવદંતી હતી. દર વર્ષે લૉટરી પતે પછી મિ. સમર્સ નવી પેટી બનાવવાની વાત કાઢતા પણ દર વર્ષે કંઈ પણ નક્કી કર્યા વગર જ વાત પડતી મુકાતી. વીતતાં વર્ષો સાથે કાળી પેટી ઝાંખી પડતી જતી હતી. હવે તો એ આખેઆખી કાળી પણ રહી ન હતી.

એની એક બાજુ રંગની પોપડીઓ એવી રીતે ઊખડી ગઈ હતી કે લાકડાનો મૂળ રંગ દેખાતો હતો. અમુક જગાએ રંગ ઝાંખો પડી ગયો હતો તો અમુક જગાએ ધબ્બા પડ્યા હતા.

મિ. માર્ટિન અને એમના મોટા દીકરા બાક્સ્ટરે જ્યાં સુધી મિ. સમર્સે હાથથી કાગળોને બરાબર હલાવ્યા ત્યાં સુધી સ્ટૂલ પર પેટીને બરાબર ચપસીને પકડી રાખી હતી. આમેય કેટલીયે વિધિઓ ભુલાઈ ચૂકી હતી અથવા કાઢી નાખવામાં આવી હતી. એટલે પેઢી દર પેઢીથી વપરાતી લાકડાની ચીપના રિવાજની જગ્યાએ કાગળની કાપલીઓ દાખલ કરવામાં મિ. સમર્સ સફળ થયા હતા. લાકડાની ચીપ બાબતે મિ. સમર્સની દલીલ હતી કે, જ્યારે ગામની વસ્તી બહુ ઓછી હતી ત્યારે ચીપ બરાબર હતી. પણ હવે જ્યારે ગામની વસ્તી ત્રણસોથી પણ વધુ છે અને હજુ વધવાની શક્યતા છે ત્યારે આ કાળી પેટીમાં સહેલાઈથી સમાઈ શકે તેવું કાંઈક વાપરવું જરૂરી બની ગયું હતું. લૉટરીની આગલી રાતે મિ. સમર્સ અને મિ. ગ્રાવેસ કાગળની કાપલીઓ બનાવતા અને પેટીમાં મૂકતા. પછી આ પેટીને મિ. સમર્સની કોલસાની કંપનીની તિજોરીમાં લઈ જવામાં આવતી. બીજી સવારે મિ. સમર્સ પેટીને મેદાનમાં લઈ જવા તૈયાર થાય ત્યાં સુધી પેટી તાળામાં જ રહેતી. આ એક દિવસને બાદ કરતાં વર્ષનો બાકીનો સમય પેટી ક્યારેક એક જગ્યાએ તો ક્યારેક બીજી જગ્યાએ એમ ગમે ત્યાં પડી રહેતી. એકાદ વર્ષ મિ. ગ્રાવેસના કોઠારમાં પડી રહેતી તો બીજા વર્ષે પોસ્ટ ઑફિસના છાપરા તળે પડી રહેતી અને ક્યારેક માર્ટિનની કરિયાણાની દુકાનના એકાદ ઘોડા પર પડી રહેતી.

મિ. સમર્સે 'લૉટરીનો આરંભ થાય છે' એવી જાહેરાત કરી તે પહેલાં મેદાનમાં જબરો કોલાહલ મચેલો હતો. દરેક કુટુંબના વડા, કુટુંબના એકમના વડા, કુટુંબના દરેક સભ્ય વગેરેની યાદી બનાવવાની હતી. મિ. સમર્સની લૉટરી ચલાવનાર અધિકારી

તરીકે પોસ્ટ માસ્તર દ્વારા સોગંદવિધિ કરાવવામાં આવી. કેટલાક લોકોને યાદ હતું કે એક સમય હતો જ્યારે લૉટરીના અધિકારી અમુક પ્રકારનું પઠન કરતો. દર વર્ષે અધિકારી સંગીત વગર જ ગીતને ગમે તેમ ગગડાવી જતો. કેટલાક લોકો માનતા હતા કે પઠન કરતી વખતે અથવા ગાતી વખતે અધિકારી એમ જ ઊભો રહેતો. જ્યારે બીજા કેટલાક લોકનું માનવું હતું કે અધિકારીએ લોકો વચ્ચે ચાલતાં ચાલતાં પઠન કરવું પડતું. જોકે ઘણાં બધાં વર્ષોથી આ આખી વિધિ પડતી મૂકવામાં આવી હતી. એક સમય હતો જ્યારે પેટીમાંથી લૉટરી ખેંચવા આવનાર દરેક વ્યક્તિને લૉટરી અધિકારી સલામ મારતો જતો. પણ સમય સાથે એ રિવાજ પણ બદલાઈ ગયો. હવે તો પેટી પાસે આવતી દરેક વ્યક્તિ સાથે અધિકારી વાત કરે એટલું જ જરૂરી મનાતું. અને આ બધી બાબતોમાં મિ. સમર્સ એકદમ યોગ્ય માણસ હતા. દૂધ જેવો સફેદ બુશકોટ અને ભૂરું જીન્સ પહેરી, કાળી પેટી પર બેદરકારીથી હાથ ટેકવીને ઊભેલા મિ. સમર્સ જ્યારે મિ. ગ્રાવેસ અને મિ. માર્ટિન સાથે વણથંભ્યા વાતો કર્યે જતા હતા ત્યારે એકદમ પ્રભાવશાળી લાગતા હતા.

આખરે મિ. સમર્સ વાતો કરતા અટક્યા અને ભેગા થયેલા ગામલોકો તરફ ફર્યા. એ સમયે જ મિસિસ હચિસન એકદમ ઉતાવળે મેદાન તરફના રસ્તેથી આવ્યાં. તેમનું સ્વેટર તેમના ખભા પર લટકતું હતું. ટોળાની પાછળના ભાગમાં જગ્યા હતી ત્યાં સરકી જઈ તેણે પાસે ઊભેલ મિસિસ ડેલાક્રોઇક્સને કહ્યું," હું તો સાવ જ ભૂલી ગઈ હતી કે આજે કયો દિવસ હતો." અને તેઓ બંને હળવેકથી હસી પડી. મિસિસ હચિસન વળી આગળ બોલ્યાં, "હું તો માનતી હતી કે મારો ઘરવાળો બહાર લાકડાં ગોઠવી રહ્યો'તો. એ તો પછી મેં બારીમાંથી બહાર ડોકિયું કરીને જોયું તો છોકરાઓ ચાલ્યા ગયા હતા અને પછી મને યાદ આવ્યું કે આજે તો ૨૭મી તારીખ હતી. એટલે પછી હું દોડતી દોડતી આવી." તેણે પોતાના હાથ કોટ પર લૂછ્યા. મિસિસ ડેલાક્રોઇક્સે કહ્યું, "વાંધો નહિ,

તોય તું સમયસર જ પહોંચી છે. એ લોકો બધા હજુ વાતો જ કરે છે."

મિસિસ હચિસને ડોક લાંબી કરીને ટોળાની આરપાર નજર નાખી તો એના પતિને તથા બાળકોને એકદમ આગળ ઊભેલા જોયા. તેણે મિસિસ ડેલાક્રૉઇકસના બાવડા પર વિદાય લેવા માટે ટપલી મારી અને પછી ટોળામાંથી પોતાનો રસ્તો કરવા માંડી. તેને જવા માટે અલગ પડીને લોકો રસ્તો કરી આપતા હતા. બે-ત્રણ જણ માત્ર ટોળાને જ સંભળાય એવા અવાજે બોલ્યા પણ ખરા, "લે હચિસન, આ તારી ઘરવાળી આવી ગઈ." અને "બિલ, આખરે તારી ઘરવાળી પહોંચી શકી ખરી!" મિસિસ હચિસન તેના પતિ પાસે પહોંચી ગયાં એટલે રાહ જોઈને ઊભેલા મિ. સમર્સ આનંદપૂર્વક બોલી ઉઠ્યા, "ટેસી, મને લાગ્યું કે આ વખતે અમારે તારા વગર જ ચલાવવું પડશે." મિસિસ હચિસન હસીને બોલ્યાં, "તમે એવું તો નહિ જ ઇચ્છતા હો કે હું મારું કામકાજ અધૂરું છોડીને આવતી રહું? કે પછી તમે એવું ઇચ્છો છો?" મિસિસ હચિસનના પસાર થઈ ગયા પછી પાછી પોતાની મૂળ જગ્યા લેતા ટોળામાં એક હળવું હાસ્ય ફેલાઈ ગયું.

"ચાલો, મને લાગે છે કે હવે આપણે શરૂ કરી જ દેવું જોઈએ." મિ. સમર્સે સૌમ્યતાથી કહ્યું, "આ પૂરું કરી દઈએ તો પછી આપણે સૌ પોતપોતાના કામ પર પાછા જઈ શકીએ. એવું કોઈ છે જે અહીં હાજર ન હોય?"

"ડનબર" કેટલાક લોકો બોલી ઉઠ્યા. "ડનબર, ડનબર..."

મિ. સમર્સે પોતાની યાદી પર નજર નાખી. "ક્લાઇડ ડનબર. બરાબર છે. એણે પગ ભાંગ્યો છે બરાબર ને? બોલો, એના બદલામાં કોણ ખેંચશે?"

"મને લાગે છે હું જ ખેંચીશ" એક સ્ત્રીએ કહ્યું અને મિ. સમર્સ એ સ્ત્રી તરફ ફરીને બોલ્યા, "પત્ની, પતિના બદલામાં ખેંચે

એ તો જાણે બરાબર છે. પણ જેની, તારે એકાદ મોટી છોકરી નથી જે તારા બદલે આ કરી શકે?"

જોકે મિ. સમર્સ અને ગામના બધા જ લોકો આ પ્રશ્નનો જવાબ બરાબર જાણતા હતા. પણ લૉટરીના અધિકારી હોવાના નાતે આવા ઔપચારિક પ્રશ્નો પૂછવા પડતા. મિસિસ ડનબર જવાબ આપે ત્યાં સુધી જરાક રસ લેતા મિ. સમર્સ ઊભા રહ્યા.

"હોરેસ હજી સોળ વર્ષનો નથી થયો." દુઃખી અવાજે મિસિસ ડનબરે કહ્યું. "એટલે મને લાગે છે કે આ વર્ષે મારા પતિને બદલે મારે જ ખેંચવું પડશે."

"બરાબર છે." હાથમાં પકડેલી યાદી પર નોંધ કરતાં મિ. સમર્સે કહ્યું અને પછી પૂછ્યું, "વૉટસનનો છોકરો આ વર્ષે ખેંચવાનો છે?"

એક ઊંચા છોકરાએ ટોળામાંથી હાથ ઊંચો કરીને કહ્યું, "હું અહીં છું. હું મારી અને મારી મા એમ બંને વતી ખેંચવાનો છું." તે ગભરાટથી આંખો પટપટાવતો હતો. અને ટોળામાં, 'જેક ડાહ્યો છોકરો છે', 'તારી માને આખરે એના બદલે ખેંચનાર માણસ મળ્યો એ જોઈ ખુશી થઈ...' જેવા અનેક અવાજો ઊઠવાને કારણે તેણે માથું નમાવી દીધું.

"હં... બરાબર છે." મિ. સમર્સે કહ્યું. "હું ધારું છું કે બધા જ હાજર છે. વૃદ્ધ વૉર્નર આવી શક્યા છે?"

"અહીં છું." એક અવાજ આવ્યો. અને મિ. સમર્સે ડોકું હલાવ્યું.

જેવું મિ. સમર્સે ગળું ખંખારીને યાદી તરફ જોયું કે અચાનક જ આખા ટોળા ઉપર ચુપકીદી તૂટી પડી. "બધા તૈયાર છે?" તેમણે પૂછ્યું. "હવે હું નામ વાંચીશ. કુટુંબના મુખ્ય પુરુષોએ અહીં આવી પેટીમાંથી એક કાપલી લેવાની છે. દરેકનો વારો ન આવી જાય ત્યાં સુધી એ કાપલી સામે જોયા વગર હાથમાં રાખી

મૂકવાની. બધું બરાબર સમજાયું ?"

લોકો આ બધું એટલી બધી વાર કરી ચૂક્યા હતા કે આ બધી સૂચનાઓ તેઓ અડધીપડધી જ સાંભળતા હતા. એમાંના મોટા ભાગના પોતાના હોઠને ચૂસતા ચુપચાપ ઊભા હતા. તેઓ આસપાસ પણ જોતા ન હતા. પછી મિ. સમર્સે એક હાથ ઊંચો કરીને કહ્યું, "આદમ્સ." એક માણસ ટોળામાંથી બહાર આવી આગળ આવ્યો. "કેમ છો સ્ટીવ?" મિ. સમર્સે પૂછ્યું. તેના જવાબમાં મિ. આદમે કહ્યું, "મજામાં છું, જો, તમે કેમ છો?" તેઓએ એકબીજા સામે ફિક્કું, ગભરાટિયું સ્મિત કર્યું. પછી આદમે કાળી પેટીમાં હાથ નાખ્યો અને એક વાળેલ કાપલી બહાર કાઢી. પાછા વળી, જલદી જલદી ટોળામાં પોતાની જગ્યા પર જતી વખતે તેમણે કાપલીને કચકચાવીને ખૂણેથી પકડી હતી. પોતાના હાથ તરફ નજર નાખ્યા વગર પોતાના કુટુંબથી જરાક દૂર જઈને તે ઊભા રહ્યા.

"એલન" મિ. સમર્સે કહ્યું.. "ઍન્ડ્રૂઝ... બેન્થામ."

"એવું લાગે છે જાણે બે લૉટરી વચ્ચે સમયનો ગાળો જરાકેય ન હતો." મિસિસ ડેલાક્રોઇક્સે પાછલી હરોળમાં ઊભેલાં મિસિસ. ગ્રાવેસને કહ્યું. "એવું લાગે છે જાણે હજી ગયા અઠવાડિયે જ છેલ્લી લૉટરી પૂરી થઈ હતી."

"તમારી વાત સાવ સાચી છે. સમય બહુ ઝડપે પસાર થાય છે." મિસિસ ગ્રાવેસે કહ્યું.

"ક્લાર્ક... ડેલાક્રોઇક્સ."

"આ જાય તે મારો ધરવાળો છે." મિસિસ ડેલાક્રોઇક્સ બોલી ઊઠ્યાં. એનો પતિ જ્યારે આગળ ગયો ત્યારે તે શ્વાસ થંભાવીને ઊભી હતી.

"ડનબર" મિ. સમર્સે કહ્યું એટલે મિસિસ ડનબર સ્વસ્થતાથી પેટી તરફ ગયાં. સ્ત્રીઓમાંથી એકાદ–બે બોલી ઊઠી, "જા તું તારે

જેની." બીજીએ કહ્યું, "આ પેલી ચાલી."

"અમારો વારો તારી પાછળ જ છે," મિસિસ ગ્રાવેસે કહ્યું. પેટીની બાજુ પરથી બહાર આવી મિ. ગ્રાવેસે મિ. સમર્સને ગંભીરતાથી અભિવાદન કર્યું અને પેટીમાંથી કાગળની એક કાપલી પસંદ કરી. હવે ટોળામાંના જેટલા પુરુષો પોતાના હાથમાં કાગળની વાળેલી કાપલી પકડીને ઊભા હતા, તેમને આ નાનકડી કાપલી વધુ ને વધુ અસ્વસ્થ કરતી જતી હતી. મિસિસ ડનબર, તેના બે દીકરા સાથે ઊભાં હતાં. તેમણે તેમના હાથમાં કાગળની કાપલી પકડી હતી.

"હર્બર્ટ... હચિસન."

"બિલ, ઊભો થા, જા" મિસિસ હચિસને કહ્યું એ સાથે જ પાસે ઊભેલા લોકો હસી પડ્યા. "જોન્સ."

મિ. આદમે એમની બાજુમાં ઊભેલા વૃદ્ધ વૉર્નરને કહ્યું, "લોકો એવી વાતો કરે છે કે ઉત્તર તરફના ગામડામાં લોકો લૉટરીનો રિવાજ ફગાવી દેવાનું વિચારે છે."

વૃદ્ધ વૉર્નરે ક્રોધમાં ફૂંફાડો નાખતાં કહ્યું, "મૂરખના સરદારો છે. એમની વાતો શું સાંભળવાની? એમને તો કશુંય સારું નથી લાગતું. હવે તમને બીજી વાત એ સાંભળવા મળશે કે એ લોકોને તો પાછા ગુફામાં જઈને રહેવાની ઇચ્છા થશે, કામ નહિ કરવું હોય. એ રીતે જીવવું થોડોક વખત જ ગમે. એવી એક કહેવત હતી કે, 'જૂનમાં લૉટરી ને પાકથી ભરાય કોટરી!' પહેલી વાત તો એ કે આપણે બધાં ચિકવીડ અને ઓકનાં ફળ બાફીને ખાતા હતા ત્યારે પણ લૉટરી તો હતી જ." વળી પાછા ક્રોધિત અવાજે ઉમેર્યું, "આ જુવાનિયા જો સમર્સને બધા સાથે મશ્કરી કરતો જોઈને એવું તો ખરાબ લાગે છે ને..."

"કેટલાંક સ્થળોએ લોકો હવે લૉટરીની પ્રથા છોડી ચૂક્યા છે." મિસિસ આદમે કહ્યું.

"જો છોડી દેશો તો મુશ્કેલીઓનો પાર નહિ રહે. આ

મૂરખાઓની જમાત." વૃદ્ધ વૉર્નરે ભારપૂર્વક કહ્યું.

"માર્ટિન" અને બૉબી માર્ટિન તેના પિતાને આગળ જતા જોઈ રહ્યો.

"ઓવરડિક... પર્સી"

"હું ઇચ્છું કે આ લોકો ઉતાવળ કરે" મિસિસ ડનબરે તેના મોટા દીકરાને કહ્યું, "હું ઇચ્છું છુ કે આ લોકો જલદી પાર લાવે."

"એ લોકો લગભગ પૂરું કરવા પર જ છે." એના દીકરાએ કહ્યું.

"તું દોડીને તારા બાપને કહેવા તૈયાર રહેજે." મિસિસ ડનબરે કહ્યું.

મિ. સમર્સે પોતાનું નામ પોકાર્યું અને પછી ચોકસાઈથી આગળ આવી પેટીમાંથી એક કાપલી પસંદ કરી. પછી તેમણે કહ્યું, વૉર્નર."

"સિત્તોતેર વર્ષથી હું લૉટરીમાં ભાગ લેતો આવ્યો છું" ટોળામાંથી રસ્તો કરી આગળ જતાં વૉર્નર બોલતો હતો. "કેટલામી વાર? સિત્તોતેરમી વાર..."

"વૉટસન" એક ઊંચો છોકરો વિચિત્ર ઢંગે ટોળામાંથી બહાર આવ્યો, એટલે કોઈક બોલ્યું, "જેક, ગભરાવાની જરૂર નથી." મિ. સમર્સે કહ્યું, "તું તારે નિરાંતે ખેંચ દીકરા."

"ઝેનીની.."

આ પછી લાંબા સમય સુધી કોઈ કંઈ ન બોલ્યું. છેવટે મિ. સમર્સે પોતાની કાપલી હવામાં ઊંચી કરીને, "સારું ત્યારે મિત્રો, હવે ખોલો તમારી કાપલીઓ," એવું ન કહ્યું ત્યાં સુધી લોકો સ્તબ્ધતાથી, થંભેલા શ્વાસે ઊભા રહ્યા. મિ. સમર્સના કહ્યા પછી પણ એકાદ ક્ષણ માટે તો કોઈ હલ્યું સુધ્ધાં નહિ, અને પછી બધી જ કાપલીઓ ખોલવામાં આવી. અચાનક જ બધી સ્ત્રીઓ એકી સાથે બોલવા લાગી, "કોનો વારો પડયો?" "કોના ભાગે આવ્યું?"

"ડનબર તો નથી ને ?" "કે પછી વૉટસનનો વારો પડ્યો ?" અને પછી અવાજોએ કહેવા માંડ્યું, "ભાઈ, હચિસનનો વારો પડ્યો." "બિલને લાગી.." "બિલ હચિસનને લાગી."

"જા, તારા બાપાને કહી આવ." મિસિસ ડનબરે તેના મોટા દીકરાને કહ્યું. લોકો હચિસનના ઘરનાને જોવા માટે આસપાસ જોવા માંડ્યા. બિલ હચિસન તેના હાથમાંની કાપલીને તાકતો શાંતિથી ઊભો હતો. અચાનક જ ટેસી હચિસને મિ. સમર્સને બરાડો પાડીને કહ્યું, "તમે મારા ઘરવાળાને જોઈતી કાપલી લેવા માટે સમય જ નો'તો આપ્યો. મેં બરાબર જોયું હતું. આ તો અન્યાય જ છે."

"જરાક ખેલદિલ બન, ટેસી" મિસિસ ડેલાક્રોઇક્સે કહ્યું અને મિસિસ ગ્રાવેસે કહ્યું કે "આપણામાંના દરેકને સરખી જ તક મળી હતી."

"તારું ડાચું બંધ કર ટેસી." બિલ હચિસને કહ્યું.

"હવે બધા સાંભળો. આ ઘણી સારી રીતે અને જલદીથી પતી ગયું અને હવે બાકીની વિધિ આટોપવા આપણે જરાક ઉતાવળ કરવી પડશે." મિ. સમર્સે કહ્યું. મિ. સમર્સે તેમની બીજી યાદી પર નજર નાખીને કહ્યું, "બિલ, તું હચિસન કુટુંબ વતી ખેંચ. હચિસન કુટુંબમાં બીજું કોઈ રહી જાય છે ?"

"હા, ડૉન અને ઇવા છે," મિસિસ હચિસને રાડ પાડીને કહ્યું, "એમને પણ તક આપવી જોઈએ."

"દીકરીઓ એમના પતિના કુટુંબ સાથે ખેંચે છે ટેસી. બધા આ વાત જાણે છે અને તું પણ જાણે જ છે." મિ. સમર્સે શાંતિથી કહ્યું.

"આ તો અન્યાય છે." ટેસીએ કહ્યું.

"જો, મને એમાં કોઈ અન્યાય લાગતો નથી." બિલ હચિસને માફી માગતા અવાજે કહ્યું. "મારી દીકરીઓ એમના પતિના કુટુંબ સાથે ખેંચે એ જ ન્યાયની વાત છે. અને મારા કુટુંબમાં

બાળકો સિવાય બીજું કોઈ નથી."

"તો પછી જ્યાં સુધી કુટુંબ વતી ખેંચવાને સંબંધ છે એ તારે ખેંચવું પડશે." મિ. સમર્સે એને સમજાવતાં કહ્યું, "અને સમમ હચિસનનાં કુટુંબ વતી પણ તારે જ ખેંચવું પડશે, બરાબર ને?"

"બરાબર છે." બિલ હચિસને કહ્યું.

"બિલ, તારે કેટલા બાળકો છે?" મિ. સમર્સે ઔપચારિક રીતે પૂછ્યું.

"ત્રણ" બિલ હચિસને કહ્યું, "નાનો બિલ, નાન્સી અને નાનકડો ડેવ. અને ટેસી તથા હું એટલા છીએ કુલ"

"સારું ત્યારે" મિ. સમર્સે કહ્યું, "હેરી તું એમની કાપલીઓ પાછી લાવ્યો છે?"

મિ. ગ્રાવેસે હાથમાં કાપલીઓ પકડીને માથું હલાવ્યું. "સારું ત્યારે, એ કાપલીઓ પેટીમાં મૂકી દો." મિ. સમર્સે સૂચના આપતા કહ્યું, "બિલના હાથમાંથી લઈને પણ અંદર મૂકી દો."

"મને લાગે છે કે હવે આપણે શરૂ કરવું જોઈએ." શક્ય તેટલી શાંતિથી મિસિસ હચિસને કહ્યું, "હું કહું છું તમને કે આ ન્યાય નથી. તમે એને પસંદગી કરવા માટે પૂરતો સમય જ નો'તો આપ્યો. બધાએ આ જોયું હતું."

મિ. ગ્રાવેસે પાંચ કાપલી પસંદ કરી પેટીમાં મૂકી અને બાકીના બધા જ કાગળ મેદાન પર ફેંકી દીધા. પવનની એક લહેરખી તેને પોતાની સાથે ખેંચી ગઈ.

"સાંભળો, બધાં સાંભળો" મિસિસ હચિસન તેની આસપાસ ઊભેલા લોકોને કહેતાં હતાં.

"તું તૈયાર છે બિલ?" મિ. સમર્સે પૂછ્યું. બિલ હચિસને તેની પત્ની અને બાળકો તરફ ઉતાવળી નજર ફેરવીને માથું હલાવ્યું.

"યાદ રાખો," મિ. સમર્સે કહ્યું, "કાપલી લો. અને બધા એક એક કાપલી લઈ ન લે ત્યાં સુધી તેને વાળેલી જ રાખો.

હેરી, તું નાનકા ડેવને મદદ કર." મિ. ગ્રાવેસે નાનકા છોકરાને હાથ પકડ્યો. એ પોતાની ઇચ્છાથી તેની સાથે પેટી સુધી આવ્યે હતો. મિ. સમર્સે તેને કહ્યું, "ડેવી, બેટા, પેટીમાંથી એક કાપલ કાઢી લે." ડેવીએ પેટીમાં હાથ નાખ્યો ને હસી પડ્યો. "જોજે એક જ કાગળ લેજે." મિ. સમર્સે કહ્યું, "હેરી, તું એના વતી પકડી રાખજે." મિ. ગ્રાવેસે બાળકનો હાથ પકડ્યો અને એન કચકચાવીને વાળેલી મૂઠીમાંથી વાળેલ કાગળ લઈ લીધો. નાનકડે ડેવ એની બાજુમાં ઊભો રહી, ઉપર મોં કરી એમની સામે આશ્ચર્યથ જોઈ રહ્યો હતો.

"હવે નેન્સીનો વારો." મિ. સમર્સે કહ્યું. નેન્સી બાર વરસની હતી. એ જ્યારે આગળ ગઈ ત્યારે એના નિશાળના ગોઠિયાઓનો શ્વાસ અધ્ધર થઈ ગયો. તેના સ્કર્ટને ઝુલાવતાં નાજુક રીતે તેણે પેટીમાંથી કાપલી લીધી. "બિલ જુનિયર" મિ. સમર્સે કહ્યું. લાલઘૂમ ચહેરાવાળો અને ફાફડા જેવા પગવાળો બિલ પેટીમાંથી કાપલી કાઢવા ગયો ત્યારે પેટી તેની અડફેટમાં આવી. ગબડતાં ગબડતાં માંડ બચી. "ટેસી" મિ. સમર્સે કહ્યું. એક ક્ષણ માટે તે ખચકાઈ, ચારે બાજુ વિદ્રોહભરી નજર ફેરવી અને પછી હોઠ ભીંસીને તે પેટી તરફ ચાલી. ચીલઝડપે એક કાપલી કાઢી પોતાની પાછળ પકડી રાખી.

"બિલ" મિ. સમર્સે કહ્યું. બિલ હચિસને પેટીમાં હાથ નાખી ફંફોસી આમતેમ જોયું. અને છેવટે એક કાપલી સાથે હાથને બહાર કાઢ્યો.

ટોળું શાંત હતું. એક છોકરી બબડી. "હું ઇચ્છું છું કે નેન્સીનો વારો ન પડે." અને આ ગુસપુસ ટોળાના છેડા સુધી પહોંચી ગઈ.

"આવું પહેલાં તો ન થતું." વૃદ્ધ વૉર્નરે મોટેથી કહ્યું. "હવે પહેલાં જેવા લોકો જ નથી રહ્યા."

"ચાલો, હવે કાગળ ખોલો જોઈએ. હેરી, તું નાનકા ડેવની કાપલી ખોલ." મિ. સમર્સે કહ્યું.

મિ. ગ્રાવેસે કાપલી ખોલી અને ઊંચી કરી. એટલે ટોળાએ નિરાંતનો શ્વાસ લીધો. કારણ દરેક જણ જોઈ શકતું હતું કે કાપલી કોરી જ હતી. નેન્સી અને બિલ બન્નેએ એકી સાથે ખોલી અને બન્ને આનંદથી ઊછળતાં હસી પડયાં. એમની કાપલીઓ ઊંચી પકડી રાખી તેઓ ટોળા તરફ ફર્યાં.

"ટેસી" મિ. સમર્સે કહ્યું. થોડી વાર થોભીને તેમણે બિલ હચિસન સામે જોયું. બિલે એની કાપલી ખોલીને દેખાડી. એ પણ કોરી જ હતી.

"તો ટેસીને ભાગે ગઈ છે" મિ. સમર્સે કહ્યું. અને એમનો અવાજ શાંત થઈ ગયો. "બિલ, તું એની કાપલી ખોલીને દેખાડ."

બિલ હચિસન તેની પત્ની પાસે ગયો અને તેના હાથમાંથી પરાણે કાપલી ખેંચી. એ કાપલી પર એક કાળું ટપકું હતું. મિ. સમર્સે આગલી રાતે એમની કોલસાની કંપનીના દફતરમાં બેસીને જાડી પેન્સિલ વડે આ કાળું ટપકું કર્યું હતું. બિલ હચિસને કાપલી ઊંચી કરી એ સાથે જ ટોળામાં હલચલ મચી ગઈ.

"હં...બરાબર... ચાલો હવે આપણે જલદીથી પતાવીએ." સમર્સે કહ્યું.

ભલેને ગામના લોકો બધી વિધિઓ ભૂલી ચૂકયા હોય, એમની મૂળ કાળી પેટી ખોઈ ચૂકયા હોય, પણ તેઓને હજુ પણ પથ્થરો વાપરવાનું તો બરાબર યાદ હતું. છોકરાઓએ અગાઉથી કરી રાખેલ પથ્થરોનો ઢગલો તૈયાર જ હતો. પેટીમાંથી બહાર ફેંકાઈ મેદાનમાં આમતેમ ઊડતા કાગળિયા સાથે પણ પથ્થરો તો પડયા જ હતા. મિસિસ ડેલાક્રોઇકસે બે હાથે માંડ ઉપાડી શકાય એવડો મોટો પથ્થર પસંદ કર્યો અને મિસિસ ડનબર તરફ ફરીને બોલી, "ચાલો, જલદી કરો."

મિસિસ ડનબરના બંને હાથમાં નાનકડા પથ્થરો હતા. તેણે હાંફતાં હાંફતાં કહ્યું, "હું તો જરાય દોડી શકું એમ નથી. તમારે બધાએ આગળ જવું પડશે. હું તમને પકડી પાડીશ."

છોકરાઓ તો ક્યારનાય પથરા લઈને તૈયાર ઊભા હતા અને કોઈકે તો નાનકડા ડેવી હચિસનના હાથમાંય થોડાક કાંકરા પકડાવ્યા.

ટેસી હચિસન હવે કૂંડાળું વળેલા લોકોની બરાબર વચ્ચે હતી. અને જેવા લોકો તેની તરફ ફર્યા એ સાથે જ તેણે હાથ લાંબા કરી, અકળાઈને કહ્યું, "નહિ, આ ન્યાય નથી." એ સાથે જ એક પથ્થર તેના માથાની એક બાજુએ વાગ્યો.

વૃદ્ધ વૉર્નર "ચાલો, ચાલો જોઈએ બધાય..." એવું કહી રહ્યો હતો. સ્ટીવ આદમ ટોળામાં સૌથી આગળ મિસિસ ગ્રાવેસની બાજુમાં ઊભો હતો. "આ બરાબર નથી, આ અન્યાય છે" મિસિસ હચિસને ચીસ પાડી અને પછી બધા તેના પર તૂટી પડ્યા. □

## વાર્તા વિશે

અતિ સીધીસાદી આ વાર્તામાં કોઈ એક અર્થની તારવણી પાછળ પડવાથી કંઈ વળશે નહિ. સાવસીધી સાદીવસ્તુસંકલના ધરાવતી આ વાર્તા આપણા મન પર અમીટ છાપ મૂકી જાય છે. ચમત્કૃતિભર્યા અંત માટે, કયા પાત્રનું ભાવિ દાવે લાગેલ છે તે સંદર્ભે આ વાર્તાની ચર્ચા કરી શકાય.

આમ જોઈએ તો કોના નામની લૉટરી નીકળશે એ કુતૂહલ સિવાય આ વાર્તામાં બીજું ખાસ રહસ્ય નથી. 'લૉટરી' શબ્દ સાથે આપણા અર્થસંકેતો કશાકની પ્રાપ્તિના છે. અહીં વાર્તારંભે છોકરાઓને પથ્થરો વીણતા બતાવ્યા છે. વચ્ચે વચ્ચે બધા માટે લૉટરી અણગમતો પ્રસંગ છે એવા સંકેત મળતા રહે છે પણ તોય ભાવક માટે અંત કલ્પના બહારની વસ્તુ છે.

આ કંઈ લૅાટરીનો શિકાર બનેલાં મિસિસ હચિસનની વાત નથી. આપણાં બધામાં રહેલી ક્રૂરતા અને કોઈ એકને બલિનો બકરો બનાવી ભાગી છૂટવાની વૃત્તિની આ વાત છે. આ ક્રૂર વિધિનો વિરોધ કરનારાં, પોતાના કુટુંબીજનો સુધ્ધાં પોતાનો વારો નથી પડ્યો એ જાણી હરખી ઊઠે છે. હાલ તુરત એ સંકટ ટળી ગયું છે. એટલે બધા તટસ્થતાથી વિધિમાં ભાગ લે છે. પોતાથી ઊંચકી ન શકાય એવડા પથ્થર મારનારા આપણામાં હોવાના જ. 'કોનો વારો પડ્યો?' એ બાબતે ડોકાં તાણતી ટેસી હચિસન પણ પોતાનું નામ આવ્યું એટલે 'આ અન્યાય છે' એવા બરાડા પાડે છે. પાણી પોતાના પગ નીચે આવે તો જ આપણે બૂમ પાડીએ છીએ ને?

---



---

## 'રામ રામ... કેમ છો?' / બહાદુરભાઈ જ. વાંક

રોજ વહેલી સવારે બહાર ખુલ્લામાં નિસર્ગમાં ફરવા જવાનો મારો નિત્યનો ક્રમ. ગિરનાર તળેટી પાસેથી ફંટાતા પહાડો અને જંગલોના રસ્તે પ્રકૃતિના સૌંદર્યના આંખોથી ઘૂંટડા ભરતો હું આગળ વધી રહ્યો હતો. મેં દૂરથી જોયું તો મોર્નિંગ વૉકમાં નીકળેલા એક ભાઈ સામે આવી રહ્યા હતા. મારી જેમ તેમને નિસર્ગમાં ફરતા જોઈ મને તેમના પ્રત્યે અહોભાવ પેદા થયો. હું એમને ઓળખતો નહોતો, છતાં જેવા તેઓ મારી નજીક આવ્યા કે તરત જ હું તેમની સામે જોતાં બોલી ઊઠ્યો: "રામ રામ... કેમ છો?"

તેમણે પણ ઓ.કે. કહીને મને રામ...રામ કર્યા ને મારી સામે જોતા ઊભા રહી ગયા. થોડો થાક ખાતાં બોલ્યા: "હું તમને અવારનવાર આ રસ્તે જોઉં છું. હું રોજ બાજુના રસ્તામાંથી વળી જાઉં છું. આજે વળી આ રસ્તેથી પસાર થવાનું સન થઈ ગયું."

"સારું સારું મને લાગે છે આખા શહેરમાંથી કદાચ આપણે બે જ જણ આ રસ્તે ફરવા આવતા હોઈશું."

"હા, આજે ફરવા નીકળવાનો સમય જ માણસ પાસે ક્યાં છે? બસ, એ જ હાય હોય" બોલતાંકને તેમણે મારી સાથે થોડી ઓળખાણ કરી. તેમણે તેમના નામ, વ્યવસાય અને રહેઠાણ અંગેની માહિતી આપી. એ જ રીતે મેં પણ. પ્રકૃતિવિષયક તેમની થોડી વાતો સાંભળીને મને તેમના પ્રત્યે માન ઊપજ્યું. તેમના જણાવ્યા

પ્રમાણે તેમનું નામ રસિકલાલ હતું. પહેલાં પોલીસખાતામાં હેડ-કૉન્સ્ટેબલ તરીકે નોકરી કરતા હતા. પછી કોઈક કારણસર નોકરી મૂકી, ટ્રાવેલ્સનો વ્યવસાય શરૂ કર્યો હતો.

તેમનું નામ રસિકલાલ હતું, એટલે હસતાં હસતાં હું બોલ્યો: "રસિક વ્યક્તિ જ પ્રકૃતિના સૌંદર્યને માણી શકે ને..." ને હું મારા રસ્તે આગળ વધ્યો. તેઓ પણ મારી સાથે આવતાં બોલ્યા: "ચાલો, આજે હું તમને થોડે સુધી કંપની આપું. નવો રસ્તો પણ જોવા મળશે..." ને અમે બંને આગળ વધવા લાગ્યા.

જરા રહી તેમણે પૂછ્યું: "તમે એસ.ટી.માં કઈ પોસ્ટમાં કામ કરો છો?"

"લેબર ઑફિસર તરીકે." મેં જવાબ આપ્યો.

થોડા આગળ વધતાં તેઓ બોલ્યા: "એસ.ટી.માં તમે મારું નાનું એવું કામ કરી શકો?"

"હા થઈ શકે એમ હશે તો કરી આપીશ. શું કામ છે?"

"આમ તો ખાસ કંઈ એવું કામ નથી." ને તેમણે થોડી વાર ચુપકીદી પકડી લીધી. તેઓ બહુ જોખી જોખીને શબ્દો ઉચ્ચારતા હતા. એટલે તેઓ મિતભાષી અને ઠરેલ વ્યક્તિ હોય તેવી મને છાપ પડી.

જરા રહી તેઓ હળવેકથી બોલ્યા: "મારો નાનો ભાઈ એસ.ટી.માં કન્ડકટર હતો. તેને પાંચ-છ ટિકિટોમાં ખોટી રીતે સંડોવીને ખાતાએ ડિસમિસ કરી દીધો છે."

"ખોટી રીતનો કોઈ ડિસમિસ ન જ કરે. નક્કી તમારા ભાઈએ જ કાંઈક ઉચાપત કરી હશે..."

"ના ના એવું નથી. એ બીજા યુનિયનની કિન્નાખોરીનો જ ભોગ બની ગયો છે."

મેં ટૂંકમાં પતાવ્યું: "તો તેણે ખાતામાં અપીલ કરવી જોઈએ."

"અપીલ તો કરશે જ. પણ તમે લાગતાવળગતા સાહેબને થોડી ભલામણ કરી શકો તો..."

"આમ તો અપીલના કેસમાં મારાથી કંઈ થઈ શકે નહિ. છતાં શક્ય તેટલી રીતે મદદ કરવા પ્રયત્ન કરીશ." તેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતાં હું બોલ્યો. ને એક ખખડધ્વજ વૃક્ષની ડાળી જોરથી મારા માથા સાથે અથડાઈ. મને આંખે કંઈક અંધારાં આવી જતાં હોય તેમ લાગ્યું. સહેજ કળ ઊતરતાં મેં વૃક્ષ ઉપર જોયું. એક અમૂળો વૃક્ષ ઉપર જોરજોરથી ચકરાવો લઈ રહ્યો હતો.

*

બેત્રણ દિવસ પછી હું સવારના એક વૃક્ષની છાયામાં પુલ ઉપર આંખો મીંચીને બેઠો હતો, ત્યાં તેઓ મારી પાસેથી પસાર થતાં બોલ્યા: "ગૂડ મોર્નિંગ! આજે કેમ અહીં બેસી ગયા?"

હું મારા ધ્યાનમાંથી સફાળો ઝબકી ગયો. જાણે તેમણે મને 'બૅડ મોર્નિંગ' શબ્દો જ સંભળાવ્યા હોય તેમ લાગ્યું. હું તેમને જવાબ આપવાના મૂડમાં નહોતો, છતાં બોલ્યો: "પહાડ ઉપરથી સૂર્યોદયનાં દર્શન કરવા અહીં બેઠો છું."

"મને પણ દર્શન કરવાની તો બહુ ઇચ્છા થાય છે. પણ મારી નજર ટૂંકી..." ને ઉત્તર દિશા તરફ જોતાં ઉમેર્યું: "ચાલો, તમારે પાછા વળવું છે કે અહીં જ?—સાથે ચાલીશું તો મજા આવશે."

"ના, હું તો બેસીશ... આજે રવિવાર છે. એટલે ઑફિસે જવાનો કોઈ પ્રશ્ન નથી."

અચાનક તેમણે પૂછ્યું: "પછી તમે મારા ભાઈના કેસ પેપર્સ જોયેલા?"

"ના, હું તો તમારા ભાઈનું નામ પણ ભૂલી ગયેલો. કંઈ યાદ જ ન રહ્યું. જોકે કેસ પેપર્સ જોવાનો હવે બહુ અર્થ પણ નથી."

"કેસ પેપર્સ ઉપર તમે નજર ફેરવી ગયા હો તો, એ પ્રમાણે તમે અગાઉથી મોટા સાહેબને ભલામણ કરી શકો ને..."

"આમ તો કોઈ કર્મચારીને ડિસમિસ કરતાં પહેલાં, જજમેન્ટના અનુસંધાને મારે રિમાર્ક્સ આપવા પડે છે. તમારા ભાઈનું શું નામ છે? રિમાર્ક્સ માટે કેસો ઘણા આવતા હોઈ, મને કોઈનું પણ નામ યાદ ન રહે..."

તેમના ભાઈને મેં જ જાણે ખાતામાંથી ડિસમિસ કરી દીધો હોય તેમ તેમણે મારી સામે જોયું. પછી ચબરખીમાં તેના ભાઈનું નામ લખી, ચબરખી મારા હાથમાં મૂકતાં બોલ્યા: "મને વિશ્વાસ છે, તમે મારા ભાઈના કેસમાં કંઈક તો કરશો જ." ને તેઓ મારાથી છૂટા પડચા. તેમની ચાલમાં ડોકાતી કડકાઈ મને જરા ખૂંચી.

*

એક દિવસ ઑફિસમાં હું મારા અગત્યના કામમાં વ્યસ્ત હતો ને તેમનો ફોન આવ્યો. તેમણે તેમના ભાઈના કેસ વિશે પૃચ્છા કરી.

મેં ફોનમાં જવાબ આપ્યો. "કેસ ગંભીર તો છે જ. પણ તમે તમારા ભાઈને અપીલ તો કરાવી દો."

તેઓ બોલ્યા: "મારા ભાઈને ડિસમિસ કરનાર અધિકારીનું નામ શું છે? તેમની સાથે મને ફોનમાં વાત કરાવી શકો?"

મેં કહ્યું: "તેમનું નામ તો વોરા સાહેબ છે. પણ તેમની સાથે હવે વાત કરવાનો કોઈ અર્થ નથી...'

"અર્થ કેમ નહિ? તેમણે જ મારા ભાઈને ખોટી રીતે ડિસમિસ કર્યો છે. તમે મને તેમનો ફોન નંબર આપોને! મારે જરા તેમની સાથે વાત કરવી છે."

મેં તેમને ફોન નંબર આપીને ફોન નીચે મૂકી દીધો. થોડીવાર એમ ને એમ રિંગ વાગતી રહી. પણ મેં ફોન જ ઉપાડચો નહિ. મને થયું, લેવાદેવા વગર આ ભાઈ સાથે શા માટે લાંબીચોડી કરવી જોઈએ.

બેત્રણ દિવસ પછી સવારના મેં તેમને દૂરથી જોયા. મને માથામાં પથરો વાગ્યો હોય તેવી લાગણી થઈ આવી. હું તેમની નજર ચુકાવીને આગળ વધવા જતો હતો, ત્યાં તેઓ ઝડપથી ચાલીને મારી સાથે થઈ ગયા. ગુડ મોર્નિંગ કહેતાંકને તેઓ બોલ્યા: "મેં તમારા વોરા સાહેબને ફોન કરેલો. પણ તેમણે તો વાત કરવાની પણ બહુ દરકાર કરી નહિ. મારે ઑફિસે આવીને તેમને કંઈક કહેવું પડશે."

હું તેમને સમજાવતાં બોલ્યો: "તમારે વોરા સાહેબને કંઈ પણ કહેવાની જરૂર નથી. માત્ર અપીલ કરી દોને. તમારા ભાઈનાં નસીબ હશે તો નોકરીમાં ફરી આવી જશે."

મારી વાત તેમને ગમી નહિ. કટાણું મોં કરતાં બોલ્યા: "મારા ભાઈને સાવ ખોટી રીતે જ ડિસમિસ કરી દીધો છે. તમારા ખાતામાં કોઈ જોવાવાળું જ લાગતું નથી."

મને થયું, હવે અત્યારના પહોરમાં આ ભાઈની લાંગપલે અકારણ જ સાંભળવી પડશે, એટલે ટૂંકાણમાં પતાવતાં બોલ્યો: "સો વાતની એક વાત — તમારા ભાઈની અપીલ તો પહેલાં મોકલી આપો." ને હું ઝડપથી આગળ વધવા જતો હતો ત્યાં મને રોકીને બોલ્યા: "મને એક તમારા ઉપર જ વિશ્વાસ છે. મારા ભાઈનું નોકરીનું થઈ તો જશે ને?"

મારે તેમને શો જવાબ આપવો એ જ કંઈ મને સમજાયું નહિ. તેઓ તેમના ભાઈની ભલામણ કરતાં ફરી બોલ્યા: "મારો ભાઈ આજે તમારી ઑફિસે આવશે. બની શકે તો તમે મારા ભાઈને અપીલનો ડ્રાફ્ટ લખાવવામાં થોડું માર્ગદર્શન આપશો."

"ભલે મોકલજો તમારા ભાઈને."

અચાનક વળી તેમને કંઈક યાદ આવી જતું હોય તેમ બોલ્યા: "અપીલ કોણ ચલાવશે?"

મેં કહ્યું: "વિભાગના વડા વિભાગીય નિયામક ચલાવશે."

"તેમનું નામ શું છે?"

મેં કંટાળીને જવાબ આપ્યો: "એમ.પી. જાડેજા સાહેબ."

"માણસ તરીકે કેમ છે?" ફરી તેમણે પૂછ્યું.

મને આ ભાઈ શરદીના શેડા જેવા જ લેપી લાગ્યા. તેમનાથી. કંઈક ત્રાસ અનુભવતાં મેં જવાબ આપ્યો: "ખૂબ પ્રામાણિક માણસ છે."

"અરે, મિત્ર, આ દુનિયામાં સાચું જુઓ તો કોઈ પ્રામાણિક માણસ જ નથી." ને તેઓ મારાથી છૂટા પડયા.

બપોરના રસિકલાલનો ભાઈ ઑફિસે ચડી આવ્યો. પોતાના ડિફૉલ્ટ કેસ અંગે થોડી માહિતી આપી મારા હાથમાં બ્રુસ લીનું તેમની ટ્રાવેલ્સ કંપનીનું એક કૅલેન્ડર મૂકતાં બોલ્યો: "મારા મોટાભાઈએ ખાસ તમારા માટે મોકલાવ્યું છે."

મને આ જરાય ગમ્યું નહિ, છતાં કૅલેન્ડર તેના હાથમાંથી લઈને એક બાજુ મૂકયું.

જરા રહી તે બોલ્યો: "મારા ભાઈ બ્રુસ લીના ખાસ ચાહક છે. તેમને પણ ઘણા ઘણા દાવ આવડે છે."

મેં તેની સાથે વિશેષ વાત ન કરતાં તેને અપીલનો ડ્રાફ્ટ લખાવી આપ્યો. તેણે ઑફિસમાં જ કોઈ પાસે ચારેક નકલો ટાઇપ કરાવી આપવાની મને વિનંતી કરી. પણ ઑફિસમાં કોઈ ટાઇપિસ્ટ નવરો ન હોઈ હું બોલ્યો: "અત્યારે કોઈને ફુરસદ નથી. બહાર જ કરાવી લેજો."

બહાર નીકળતાં તે બોલ્યો: "મારા મોટાભાઈને કાંઈ સમાચાર આપવા છે?"

"ના. ના. ખાસ કંઈ કહેવા જેવું નથી."

"સાહેબ, મારા મોટાભાઈ ટ્રાવેલ્સ એસોસિયેશનના પ્રમુખ

છે. અને પોલીસ ખાતામાં પણ તેમનું સારું વર્ચસ્વ છે. કંઈ કામકાજ હોય તો કહેજો." ને તે બહાર નીકળી ગયો. તેનાથી મારી જાન છૂટી હોય તેમ લાગ્યું. હું હાશ અનુભવતાં મારા કામમાં પરોવાયો. થોડીવાર થઈ હશે ત્યાં ફોનની ઘંટડી રણકી ઊઠી.

મેં ફોન ઉપાડ્યો. જોઉં છું તો ફોન રસિકલાલનો હતો. મેં તેમના ભાઈને અપીલ અંગેની બધી વાત કરી. સહકાર આપવા માટે તેમણે મારો આભાર માન્યો. પણ મારો જ કંઈક ભાર વધી જતો હોય તેમ મને લાગ્યું.

બેએક દિવસ પછી રસિકલાલ મારી પાસે ઑફિસે આવ્યા. મેં તેમને આવકાર આપી, તેમના માટે ચા–પાણી મંગાવ્યાં. ચા પીતાં પીતાં તેઓ બોલ્યા: "ભાઈની અપીલ દેવા આવ્યો છું."

"એ તો તમે પોસ્ટથી મોકલી દીધી હોત તો પણ ચાલત." તેમના પ્રત્યેની મારી નારાજગીને છુપાવતાં હું બોલ્યો.

"હા, એ ખરું. પણ મારે જાડેજા સાહેબને મળવા ઇચ્છા છે. તમે સાથે આવો તો ઠીક રહેશે."

"પણ અપીલ ચાલ્યા પહેલાં સાહેબને મળવાનો શો અર્થ છે? વળી સાહેબને આ રીતે કોઈ મળે એ જરાય પસંદ નથી."

"પણ અગાઉથી તેમને જરા ભલામણ."

"પણ એમને ભલામણ કરવા જેવું જ નથી. ઊલટાની આપણી જ ખરાબ છાપ પડે."

"ઠીક ચાલો, બધું હું તમારા ઉપર છોડી દઉં છું." ને તેમણે સિગારેટ સળગાવી. મને પણ સિગારેટની ઑફર કરતાં બોલ્યા: "તમે લેશો?"

"ના, હું સિગારેટ પીતો નથી."

"તમારા ખાતામાં એંસી ટકા સ્ટાફના માણસો દારૂ પીએ છે ને તમે સિગારેટ પણ પીતા નથી?"

"એ તો જેવી જેની રુચિ.. બધા જ કંઈ સરખા ન હોય ને?"

"હવે અપીલ જલદી ચાલી જાય, એ માટે તમે કંઈક પ્રયત્ન કરશો." ને આંગળી સાથે અંગૂઠો અડાડી ઊંચો કર્યો.

હું બધું સમજી જતાં બોલ્યો: "જો તમારે આવી લાંચ આપવાની વાત કરવી હોય તો મને લાગે છે. હું તમને સહેજ પણ મદદ નહિ કરી શકું."

"ખેર, મારે તો મારા ભાઈનું નોકરીમાં પાકું થઈ જાય એ જ જોવાનું છે." ને તેમણે સળગતી સિગારેટનો ટોપલીમાં ઘા કર્યો. ટોપલીમાંથી ધુમાડો બહાર નીકળવા માંડ્યો.

*

પછી તો રોજ રોજ મારું ફરવા જવું, ને રોજ રોજ તેમની પૃચ્છા... અપીલ ચાલી ગઈ હતી, ને ચુકાદો તેમના ભાઈની તરફેણમાં આવે, એ માટે વારંવાર ઑફિસે પણ તેમના ફોન આવવા લાગ્યા.

એક વખત કંટાળીને મેં ફોન ઉપર તેમને કહી દીધું: "મેં મારાથી બનતી બધી જ મદદ તમને કરી છે. હવે ચુકાદો શું આપવો એ તો મારા હાથની વાત નથી."

તેઓ બોલ્યા: "પણ મેં સાંભળ્યું છે કે મોટા સાહેબ સાથે તમારે ઘણા નજીકના સંબંધો છે. એટલે તમે ધારો તો મારા ભાઈને ફરી નોકરીમાં લેવડાવી શકો તેમ છો."

મને આશ્ચર્ય તો એ જ વાતનું થયું કે સાહેબ સાથેના મારા આત્મીય સંબંધોની તેને કેવી રીતે ખબર પડી ગઈ હશે?

મેં લાચાર થઈને કહ્યું: "તમારા ભાઈનો જે કંઈ ચુકાદો આવે તેમાં મારાથી કંઈ પણ થઈ શકે નહિ. માટે માફ કરો."

"શું થઈ શકે અને શું ન થઈ શકે એ હું સારી રીતે જાણું છું." ને તેમણે જોરથી ફોન નીચે મૂકી દીધો. મને જાણે તેમણે

છાતીમાં જ મુક્કો મારી દીધો હોય તેમ લાગ્યું.

બીજા દિવસે સવારના પહોરમાં જ તેઓ મને ભટકાઈ જતાં બોલ્યા: "તમે મારા ભાઈને નોકરીમાં લેવડાવવા બધું જ કરી શકો તેમ છો, છતાં શા માટે મદદ કરતા નથી, એ જ મને..."

મેં બધી જ હકીકત સમજાવતાં કહ્યું: "એ બાબત મારી સત્તાની બહારની વાત છે..."

"ના, હું તેમ માની શકું તેમ નથી.તમે ધારો તો બધું જ કરી શકો તેમ છો."

હું જરા તેમના ઉપર ગુસ્સે થતાં બોલ્યો: "અરે, તમે એક ને એક વાત કેમ પકડી રાખો છો? કહ્યું ને કે..."

થોડી વાર પછી ખિસ્સામાંથી સો સોની દસ નોટ કાઢી મારા તરફ લંબાવતાં બોલ્યા: "તમે આને લાંચ સમજશો નહિ. પણ એક મિત્રની રૂએ જ..."

તેમની આ પ્રકારની ધૃષ્ટતા જોઈ હું બરાબરનો ઘા ખાઈ ગયો. હું પૈસા લેવાની ના પાડતાં સમસમીને બોલ્યો: "અરે, તમે આ શું કરો છો? મારે તમારો એક પણ પૈસો ન ખપે. તમને તો ખબર છે ને હું લાંચ રુશવતનો તો કટ્ટો વિરોધી છું."

"પણ હું તો તમને, બીજા કોઈને પણ આપવા જેવું જણાય તો બીજાને આપવા માટે જ."

મેં પૈસા લેવાની ઘસીને ના પાડી દીધી: "તમારું આ પ્રકારનું વર્તન મને જરાય ગમ્યું નથી."

પૈસા લઈ લેવા માટે ફરી મને સમજાવતાં તેઓ બોલ્યા: "સાહેબ, સમય પ્રમાણે બધું કરવું પડે ને આમાં તમે પણ કશું ખોટું કરતા નથી. તમારે તો મારા વતી બીજાને જ આપવાના છે ને!"

હું તેમની વાત સામે ધ્યાન ન દેતાં આગળ વધવા લાગ્યો.

એટલે મને ઊભો રાખીને, હું કંઈ જોઉં કારવું એ પહેલાં તો તેમણે બધી જ નોટો મારા આગળના ખિસ્સામાં સરકાવી દીધી. હું તેમને નોટો પાછી આપું એ પહેલાં તો તેઓ ઝડપથી ત્યાંથી ચાલ્યા ગયા. હું પૈસા પરત કરવા તેમની પાછળ દોડયો. મેં દૂરથી જોયું તો તેઓ રિક્ષામાં જ... હું માત્ર ફાટી આંખે તેમને જોતો રહ્યો. મારું મન એકદમ ખાટું થઈ ગયું.

મારે ઑફિસનું મોડું થતું હતું, છતાં હું પૈસા પરત કરવા રસિકલાલની ટ્રાવેલ્સની દુકાને ગયો. પણ રસિકલાલ હાજર ન હોઈ, બીજા કોઈએ પૈસા પરત લેવાની જ ના પાડી દીધી :

"તો રસિકલાલ ક્યાં મળશે ?" મેં પૂછ્યું.

"તેઓ માર્કેટિંગ યાર્ડમાં ગયા છે."

તેમની પાસેથી પાકું સરનામું લઈ, હું માર્કેટિંગ યાર્ડમાં આવ્યો. ત્યાં તપાસ કરી તો, રસિકલાલ ત્યાંથી નીકળી ગયા હતા, ચોકસી બજારમાં ઝવેર શેઠની દુકાને... હું ફરી રિક્ષામાં ઝવેર શેઠની દુકાને આવ્યો. તપાસ કરી તો રસિકલાલ હજુ ત્યાં આવ્યા જ નહોતા. હવે શું કરવું એ જ મને કંઈ સમજાતું નહોતું. પછી વિશેષ કંઈ પણ સ્પષ્ટતા ન કરતાં રિક્ષા કરી પાછો હું રસિકલાલ ટ્રાવેલ્સની ઑફિસે આવ્યો. ત્યાં પણ રસિકલાલ મળી શક્યા નહિ. એટલે રકમ ઑફિસના મુખ્ય માણસને આપતાં હું બોલ્યો : "રસિકલાલ આ રકમ બળજબરીથી મારા ખિસ્સામાં નાખીને..."

એ ભાઈ રકમ સ્વીકારવાની ના પાડતાં બોલ્યા : "રસિકભાઈએ અમને આ રકમ સ્વીકારવાની ના પાડી છે. એટલે અમારાથી લઈ શકાય નહિ."

તેની વાત સાંભળીને હું મૂંઝવણમાં પડી ગયો. પછી ન છૂટકે એ રકમ ટેબલ ઉપર મૂકીને, હું ત્યાંથી રવાના થઈ ગયો. રખડી રખડીને હું બરાબરનો થાકી ગયો હતો. રસિકલાલ ઉપર મને બરાબરનો રોષ ચડી આવ્યો હતો. હવે પછી ક્યારેય પણ

રસિકલાલનું મોં ન જોવાનો જાણે મેં સંકલ્પ જ કરી લીધો.

બીજે દિવસે ઓફિસમાં કોઈકનો ફોન આવ્યો. ફોન ઉપાડી હું જોઉં છું તો ફોન રસિકલાલનો હતો. પાકેલ ગૂમડા ઉપર સોય ભોંકાય તેવી વેદના અનુભવતાં મેં ઝડપથી ફોન નીચે મૂકી દીધો. ફરી ઉપરાઉપર રિંગ વાગવા લાગી. એટલે મારા કલાર્કે ફોન હાથમાં લઈ, મારી સૂચના પ્રમાણે વાત કરી: "મારા સાહેબના ખિસ્સામાં તમે બળજબરીથી રકમ નાખીને ચાલ્યા જાઓ, એ તમારી રીતભાત સારી નથી. મારા સાહેબ તો તમારી એ રકમ તમારી ઓફિસના ટેબલ ઉપર મૂકીને જ..."

રસિકલાલે ફોનમાં કલાર્કને કેટલીક એવી વાતો કરી કે તરત જ કલાર્કે ફોન નીચે મૂકી દીધો. ને મને વાતચીતની વિગતો આપતાં બોલ્યો: "કહે છે એ રકમ એમને મળી જ નથી. ને તે તમારા સાહેબે જ રાખી લીધી છે."

રસિકલાલની ધૃષ્ટતા ભરેલી વાતો સાંભળીને મારું ચિત્ત બરાબરનું ડહોળાઈ ગયું: કેટલી હદ સુધીના નીચ માણસો થાય છે, તેની મને બરાબરની પ્રતીતિ થઈ ગઈ.

*

બીજા દિવસથી મેં મારો ફરવાનો રસ્તો જ બદલી નાખ્યો. પણ વહેલી સવારે ફરવાને મારો 'મૂડ' તો સાવ અદૃશ્ય થઈ ગયો હતો. ઓફિસમાં પણ કામકાજ કરવામાં જ રાચ ચિત્ત ચોંટતું નહોતું. લાંબી રજા ઉપર ઊતરીને ક્યાંક બહારગામ ચાલ્યા જવાના વિચારોથી પણ મારું ચિત્ત બરાબરનું ઘેરાઈ ગયું હતું. કોણ જાણે રસિકલાલે મને એવા જંગલી નહોર ભરાવ્યા હતા કે...

એક દિવસ સાંજના મોડેથી ઓફિસેથી છૂટી, ચાલીને હું એકલો ઘરે આવી રહ્યો હતો, ત્યાં રસ્તામાં સ્કૂટર ઉપર રસિકલાલ મને ભટકાઈ ગયો. હું તેની સામે જોયા વગર જ આગળ વધવા

લાગ્યો.

મારી પાછળ પાછળ આવી મને રોકતાં બોલ્યો: "સાહેબ, કોઈ પણ સંજોગોમાં પેલું કામ તમારે કરી આપવાનું છે."

હું તેના તરફથી મોં ફેરવતાં બોલ્યો: "હું તમારા જેવા માણસ સાથે વાત સુધ્ધાં કરવા માગતો નથી." ને હું આગળ વધવા લાગ્યો.

એટલે પાછળથી મારું બાવડું પકડી, ધમકી આપતાં તે બરાડી ઊઠ્યો: " મારા ભાઈને તમારે કોઈ પણ રીતે નોકરીમાં લેવડાવવાનો જ છે. નહિ તો..." ને મોઢામાંથી ચવાયેલ પાનનો ડૂચો તેણે મારા તરફ ફેંક્યો.

હું મારું કાંડું છોડાવતાં બોલ્યો: "આખરે તમે મને શું સમજો છો? શું તમે ગામના દાદા છો તે આમ..."

તે મારી સામે ડોળા કાઢતો કડકાઈથી બોલ્યો: "એક–દોઢ માસ સુધી તમારી પાછળ ફરી ફરીને હું કેટલો ખુવાર થઈ ગયો છું તેની તમને કંઈ ખબર છે? ચાહે ગમે તેટલી રકમ આપવી પડે તો પણ..."

ને અમારા બંનેની વચ્ચે મોટું દંગલ મચી ગયું. તેને જેમ આવે તેમ ભરડતો જોઈને હું બોલ્યો: "આખરે તમે સાવ બદમાશ માણસ જ નીકળ્યા."

ને તેણે મારા મોં ઉપર જોરથી એક મુક્કો લગાવી દીધો. અચાનક બાજુમાંથી કેટલાક માણસો ત્યાં ધસી આવ્યા. મને તેની પકડમાંથી છોડાવ્યો. રસિકલાલ એ બધાને જોરજોરથી કહી રહ્યો હતો: "મારા ભાઈને નોકરીમાં રખાવવા આ ભાઈને લાંચ પેટે હજાર રૂપિયા આપ્યા છે, છતાં..."

અચાનક બાજુમાં જ રહેતા મારા સ્ટાફના કેટલાક કર્મચારીઓ મારી પાસે દોડી આવ્યા એટલે રસિકલાલ મને ફરી ધમકી

આપીને ત્યાંથી નાસી છૂટયો.

મેં મારા સ્ટાફના માણસોને બધી વાત કરી. મને ચહેરા ઉપર જરા વધારે પડતું વાગી ગયેલ હોઈ, સ્ટાફના બે-ત્રણ કર્મચારીઓ મને રિક્ષામાં ઘેર મૂકવા આવતાં બોલ્યા : "આવો બદમાશ માણસ તમને કયાંથી ભટકાઈ ગયો ? તમારે કઈ રીતે તેની સાથે ઓળખાણ ?"

હું સ્પષ્ટતા કરતાં બોલ્યો : "હું તો આ માણસને ઓળખતો પણ નથી. પણ રોજ વહેલી સવારના ફરવામાં મને મળી જતો હતો. બસ, એક દિવસ સ્નેહભાવે રામ... રામ... કરતાં મેં તેને પૂછેલું — કેમ છો ? ને..." □

## જનતાના પૈસા

ગાંધીજી ગોળમેજી પરિષદમાં ભાગ લેવા લંડન ગયા હતા. તે દિવસોમાં તેઓ પોતાના ભોજનમાં મધ પણ લેતા. એક દિવસ તેઓ કયાંક ભોજન લેવા ગયા ત્યારે મીરાંબહેન પોતાની સાથે મધની બાટલી લેવાનું ભૂલી ગયાં. ગાંધીજી ભોજનમાં મધ અવશ્ય લે છે, એવું જાણીને મીરાંબહેને બજારેથી મધની નવી બાટલી મગાવી. ભોજનમાં મધ પીરસવામાં આવ્યું ત્યારે ગાંધીજીએ જોયું કે મધની નવી બાટલી આવી છે. એની જાણ થયા પછી એમણે મીરાંબહેનને કહ્યું કે મધ ન ખાતે તો હું ઓછો ભૂખે મરી જવાનો હતો ! આપણે જનતાના પૈસા પર જીવીએ છીએ. આપણે જનતાના પૈસા આવી રીતે ખર્ચી ન શકીએ.

## દાળવડાં અને ગોટા / બાલમુકુન્દ મ. પરીખ

એક વાર એક મિત્ર સાથે અમદાવાદની એક કૉલેજમાં કોઈ કામે ગયો હતો. બહાર આવ્યા પછી મિત્ર મને નજીકના એક ગલ્લા પાસે લઈ ગયો. ત્યાંનાં મગની દાળનાં વડાં પ્રખ્યાત હતાં.

અમદાવાદમાં જુદા જુદા સમયે જુદી જુદી વાનગીઓનો જમાનો હોય છે. એક સમયે દાક્ષિણાત્ય વાનગીઓ ખૂબ લોકપ્રિય હતી. પાંઉભાજીનો સમય પણ આવી ગયો. પંજાબી વાનગીઓએ પણ ઘણાને કમાણી કરાવી આપી. વચમાં દાળવડાંની ખૂબ જ બોલબાલા હતી. અત્યારે પણ એનું ચલણ ટકી રહ્યું છે. અમદાવાદમાં વાનગીઓનું ચલણ હોય છે, જ્યારે બીજે પૈસા ખવાય છે.

અમદાવાદમાં લોકપ્રિય વાનગીઓ બદલાતી જાય તેનું આશ્ચર્ય ન હોય. સોમનાથ, દ્વારકા, ભરૂચ વગેરે પુરાણપ્રસિદ્ધ નગરીઓ એકના એક જ નામે ઓળખાતી આવી છે. જ્યારે એક વખતની આશા ભીલની આશાપુરી કર્ણદેવ સોલંકીની કર્ણાવતી થઈ. તેમાંથી બનેલું અહમદશાહ બાદશાહનું અમદાવાદ વચમાં રાજનગર તરીકે પણ ઓળખાતું હતું. એટલે જ તો આ શહેર પોતામાં બધું જ અને બધાંને સમાવી શકે છે.

મારી નજર દાળવડાં ખાતા એક ભાઈ ઉપર પડી. કૉલેજના વિદ્યાર્થી જેવા લાગતા હતા. કપડાં સામાન્ય હતાં. ચંપલ પહેરી હતી. સિસકારા બોલાવતા હતા એટલે તીખું તો લાગતું જ હશે. છતાં ઉપરથી એક બે તળેલાં મરચાં લીધાં. પછી ચારેક પ્યાલા

પાણી પીને કૉલેજની દિશામાં ગયા.

હું અતીતમાં ખોવાઈ ગયો. સાડા ત્રણ દાયકા પહેલાંની વાત. અમદાવાદમાં ગુજરાત કૉલેજના વિજ્ઞાન વિભાગમાં ભણતો હતો ત્યારે તો ખાસ કોઈ વાંધો નહોતો આવ્યો. જોકે સાંજે ઘણી વાર ચાલતો ઘેર જતો હતો. તે જમાનામાં બસના અઢી આના એટલે કે જૂના દશ પૈસા બચે તેનું પણ મહત્ત્વ હતું.

પણ પછી उदरनिमित्तं बहुकृतवेशं. ક્રમને એન્જિનિયરિંગ કૉલેજમાં દાખલ થયો. પહેલા વર્ષે કૉલેજનો સમય સવારના દશ વાગ્યાથી સાંજના પોણા ૭ સુધીનો હતો. કઈ રીતે આ સમય નક્કી કર્યો હતો તે તો ખબર નથી. ઘણા દાયકાના અનુભવ પરથી એ નિષ્કર્ષ પર આવ્યો છું કે આપણી એન્જિનિયરિંગ કૉલેજોના વહીવટમાં બુદ્ધિ નથી વપરાતી કે ઓછી વપરાય છે. કદાચ એન્જિ-નિયરિંગ વ્યવસાયમાં પણ. એકચાલકાનુવર્તીનો પ્રતાપ.

ઘેરથી નવ વાગ્યે નીકળવા માટે સાડા આઠ વાગ્યે જમવા બેસતો. રાતે સાત વાગ્યે ઘેર આવ્યા પછી જમવાનું થતું. વચ્ચેના ગાળામાં ભૂખ લાગતી. અમદાવાદનું પાણી પણ ભૂખ વધારનારું છે. વધારામાં વર્કશૉપ કરવાની. પેટમાં બિલાડાં બોલે તે તો ચાલે પણ ઘણી વાર સિંહ ગર્જના કરતા અને વાઘ ત્રાડો પાડતા. કોઈ કોઈ વાર નાસ્તો કરવો પડતો.

જુદી જુદી વાનગીઓ અજમાવી જોઈ, પણ કંઈ મેળ પડતો ન હતો. ખિસ્સાને પરવડતું ન હતું અને વાઘસિંહ શાંત થતા ન હતા. એક મિત્રે યુક્તિ બતાવી. તે મિત્ર નાનપણથી જ અમદાવાદમાં રહ્યો હતો અને ભણ્યો હતો. મારા જેવો જ કવિહૃદયી એટલે કે ખિસ્સે ખાલી હતો. તે જમાનામાં ડાકોરના ગોટા નામની વાનગી પ્રચલિત હતી. એક કે બે આનાની રકાબી મળતી. તેમાં મરી અને મરચાં સારા પ્રમાણમાં વપરાતાં. મિત્રે કહ્યું કે ગોટા ખાઈને ચાર-પાંચ પ્યાલા પાણી પી લેવાનું, અલબત્ત ફરજિયાત પીવું જ પડતું

હતું. આગને હોલવવા માટે પાણીનો મારો જ કામમાં આવે છે, ભલે તે જઠરાગ્નિ હોય.

અમારી આગળની પેઢીના એક ભાઈ અમદાવાદમાં કૉલેજમાં ભણતા હતા. બીજા વિશ્વયુદ્ધ પહેલાંનો સમય. અત્યારના પ્રમાણમાં સસ્તું ખૂબ હતું. પણ રૂપિયો એટલા જ પ્રમાણમાં ભારે હતો, છાત્રાવાસમાં રહેવાનું પોષાતું ન હતું. એટલે ખોલી ભાડે રાખીને રહેતા હતા. લૉજમાંથી રોજ સવારે એક ભાણું મંગાવતા. સવારે દાળભાત ખાઈ લેતા. સાંજે રોટલી શાક. લૉજવાળાને પણ ખબર હશે કે શા માટે અમુક વિદ્યાર્થીઓ એક જ ભાણું ખોલી ઉપર મંગાવીને જમે છે.

સમય સરતો જાય છે. કૉલેજનાં પગથિયાં ઉપર દર વર્ષે થોડા નવા ચહેરા દેખાતા હોય છે, જૂનાની જગાએ. પહેરવેશ, ખોલી ઘણું બધું બદલાતું જાય છે. ચાર–પાંચ પ્યાલા પાણી પીવાની જરૂરિયાત એની એ જ છે. તેને સ્થલકાલનાં બંધનો નથી. □

## કાચી સડક તૈયાર થાય છે / ચંપા વૈદ

રૂના પોલ જેવો બરફ વરસે છે.
હું એની સાથે
મારા દિલને ધીરે ધીરે
ખંખેરી રહી છું
જુવાન છોકરીઓ
ફરવા જઈ રહી છે
વાદળ રેતીની ચાદર સમેટવા લાગ્યાં છે
કાચી સડક તૈયાર થઈ રહી છે.

## અનુભૂતિ / પ્રસાદ બ્રહ્મભટ્ટ

અનુભૂતિ એટલે ઇન્દ્રિયો મારફતે થતી સંવેદના. પંચેન્દ્રિયો દ્વારા મનુષ્ય અનેકવિધ અનુભૂતિઓ કરતો હોય છે. એ માટે મનુષ્યે ખાસ પ્રયત્ન કરવો પડે છે એવું નથી. આંખો ખુલ્લી રાખીએ એટલે દૃષ્ટિમર્યાદામાં જે દૃશ્ય હોય તે દૃષ્ટિગોચર થવાનું. દૃશ્ય જો સુંદર હોય તો મનમાં પ્રસન્નતા પ્રગટવાની, કુરૂપ હોય તો અણગમો થવાનો. વાતાવરણની ઠંડી-ગરમીની અનુભૂતિ સ્પર્શેન્દ્રિય મારફતે આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ, થવાની જ. એ અનુભૂતિ થયા પછી જો શરીરને વધારે ઠંડી લાગે તો આપણે ગરમ કપડાં વગેરે પહેરીશું કે ઠંડો પવન વધારે આવતો હશે તો ત્યાંથી ખસી જઈશું. આમ, અનુભૂતિ થયા પછી આપણું મન એને અનુરૂપ પ્રતિભાવો વ્યક્ત કરે છે અને ઉચિત ક્રિયા માટે સૂચન, આજ્ઞા પણ કરે છે.

અનુભૂતિ કરવા માટે ઇન્દ્રિયો જરૂરી છે, પણ માત્ર ઇન્દ્રિયોથી અનુભુતિ થાય છે જ એવું નથી, મનનો યોગ તેમાં આવશ્યક છે. આંખો ખુલ્લી હોવા છતાં શકુન્તલા અતિથિ દુર્વાસા ઋષિને જોઈ ન શકી કેમ કે એ વખતે તેનું મન વિદાય થયેલા પ્રિયતમ દુષ્યન્તમાં ખોવાયેલું હતું. આપણે જ્યારે કશુંક રસપ્રદ વાંચવામાં મગ્ન હોઈએ છીએ ત્યારે કોઈ અવાજ સાંભળી શકતા નથી. અલબત્ત કેટલાક માણસો મનની કેળવણી દ્વારા એકસાથે અનેક બાજુ ધ્યાન રાખી શકે છે.

અનુભૂતિ સ્થૂળથી માંડી સૂક્ષ્મતમ સુધીની હોય છે. પ્રત્યેક વ્યક્તિની અનુભૂતિ કરવા માટેની ક્ષમતા, સંવેદનશીલતા વત્તીઓછી

છે. એને આધારે તે અનુભૂતિ કરી શકે છે. દા.ત. રોડ પર દોડતી બસ નીચે કૂતરું કચડાઈ જાય. એ દૃશ્ય બસના ડ્રાઇવરથી માંડી અનેક ઉતારુઓ અને રોડ પર જતાઆવતા અનેક માણસો જુએ, પણ પ્રત્યેક વ્યક્તિની અનુભૂતિ ભિન્ન ભિન્ન હોવાની. એ દૃશ્ય જોઈ જાડી સંવેદનશીલતા ધરાવનાર માણસનું રૂંવાડું પણ નહિ ફરકે. જ્યારે તીવ્ર સંવેદનશીલતા ધરાવનાર વ્યક્તિને એ જોયા પછી ખાવાનું પણ નહિ ભાવવાનું. વૃદ્ધ, રોગી કે મૃતદેહ અનેક માણસો જુએ છે અને જીવતા હોય એમ જ જીવ્યા કરે છે પણ કોઈ સિદ્ધાર્થ એ જોઈ ભીતરથી એવો હચમચી ઊઠે છે કે પ્રિય પત્ની, પુત્ર અને સંપત્તિનો ત્યાગ કરી, મહાભિનિષ્ક્રમણ કરી બુદ્ધ બને છે. બાણ વાગવાથી તરફડી મરતું પક્ષી જોઈ શિકારીને કદાચ આનંદ આવતો હશે, સામાન્ય વ્યક્તિને થોડુંક દુઃખ થતું હશે પણ વાલ્મીકિ જેવાને એવી અપાર વેદના થાય કે એમાંથી 'રામાયણ' જેવા મહાકાવ્યનું નિર્માણ થાય. અલબત્ત વયના વધવા સાથે અનુભૂતિઓના અડાબીડ વનમાંથી પસાર થયા પછી સંવેદનશીલતાની તીવ્રતામાં પણ વધઘટ થાય છે. પહેલી વાર સ્મશાનમાં ગયેલ કિશોર મૃતદેહ જોયા પછી દિવસો સુધી બરાબર જમી શકતો નથી, પણ એ જ કિશોર સામાન્ય રીતે પ્રૌઢ બન્યા પછી, અસંખ્ય વાર સ્મશાનમાં ગયા પછી ખાસ કશી તીવ્ર અનુભૂતિ કર્યા વિના નનામી પણ બાંધી શકે છે.

સૂક્ષ્મ અનુભૂતિઓ કરવામાં ઇન્દ્રિયો ઉપરાંત સંવેદનશીલતા અને કલ્પનાશક્તિ પણ મહત્ત્વનો ભાગ ભજવે છે. કલાનુભવ વિશિષ્ટ પ્રકારની અનુભૂતિ છે. કોઈ નાટક, ફિલ્મ, નૃત્ય ઇત્યાદિ કે શિલ્પ, સ્થાપત્ય, ચિત્ર જોઈ કે કાવ્ય, વાર્તા જેવી સાહિત્યકૃતિ વાંચી કે સંગીત સાંભળી આપણે જે કલાનુભૂતિ કરીએ છીએ તે આનંદપર્યવસાયી હોય છે. વ્યવહારમાં મૃત્યુ જેવી દુઃખદ ઘટના શોકની, વ્યથાની અનુભૂતિ કરાવે છે પણ નાટક, ચલચિત્ર વગેરેમાં એ જ ઘટના જોઈ આપણે આંસુ સારવા છતાં આનંદ

અનુભવીએ છીએ. જગતમાં મળતા આનંદ કરતાં આ આનંદ વિશિષ્ટ પ્રકારનો તો હોય છે જ, ઊંચી કક્ષાનો પણ હોય છે. કાવ્યશાસ્ત્રીઓએ કાવ્યાનંદને બ્રહ્માનંદસહોદર કહ્યો છે.

બ્રહ્માનંદનો અનુભવ યોગીઓ, સાધકો અને પરમ ભક્તોને થાય છે. આ દિવ્યાનંદ ગહન આત્માનુભૂતિના પરિણામે થાય છે. આવી અનુભૂતિ માટે કઠોર સાધના કરવી પડે છે. અષ્ટાંગ યોગની સાધના દ્વારા, સાધક, યોગી પરમ તત્ત્વની અનુભૂતિ કરે છે. આપણે જેમ હવાને જોઈ શકતા નથી પણ તેને અનુભવી તો શકીએ છીએ. એ જ રીતે યોગી પુરુષો પરમ ચેતનાને અનુભવી શકે છે. એ અનુભૂતિ થયા પછી જગતમાં કશું અનુભવવાનું બાકી રહેતું નથી.

વાંચીને, સાંભળીને આપણે ઘણું જાણી શકીએ છીએ, સમજી શકીએ છીએ, પણ કેટલીક બાબતો એવી હોય છે જે પ્રત્યક્ષ, સાક્ષાત્ અનુભૂતિ વિના સમજી શકાતી નથી. બહેરામૂંગાને ગોળનો સ્વાદ કેવો હોય તે શબ્દો દ્વારા સમજાવવું કપરું છે, હા તે જાતે ચાખીને સમજી શકે.

કેટલીક સાહિત્યકૃતિઓ વાંચ્યા પછી આપણે સંતર્પકતા અનુભવી શકતા નથી, કૃતિમાં બળકટ, ભાવપ્રવણ શબ્દો હોય, સુંદર અલંકારો, કલ્પનો, પ્રતીકો વગેરે હોય, એકંદરે અભિવ્યક્તિ પણ શક્તિશાળી હોય અને છતાં સમગ્ર કૃતિ પ્રભાવોત્પાદક ન બની શકે એ શકય છે. આના માટે સર્જકના પક્ષે અનુભૂતિની સચ્ચાઈનો અભાવ કારણભૂત હોઈ શકે. કૃતિમાંથી જો આપણને અનુભૂતિનો રણકાર ન સંભળાય તો તે કૃતિ આપણને સ્પર્શી શકતી નથી. ગુજરાતી સર્જકોની કૃતિઓ વિશ્વસાહિત્યમાં સ્થાન પામી શકે એવી ઉત્કૃષ્ટ બની શકતી નથી એનાં અનેક કારણો પૈકી એક કારણ આપણા સર્જકોની અનુભૂતિની દરિદ્રતા પણ છે.

જીવનમાં શું કે કલાસાહિત્યમાં શું, અનુભૂતિની મહત્તા જરાયે ઓછી નથી. 

## કવિતાની કલાનું ઉપાદાન

અનુભૂતિની આવી ચમત્કારક વાણી—અભિવ્યક્તિ કવિતાની કલાનું ઉપાદાન છે. મનોગત અર્થને પ્રતીકો વડે વ્યક્ત કરવો એ માનવની ભાષા શોધનપૂર્વની પ્રાકૃત અવસ્થાથી ચાલતી આવેલી, કવિતાએ અપનાવેલી, રીત છે. અમૂર્ત ભાવનું મૂર્તિવિધાન, દૃષ્ટ વસ્તુ કે અનુભૂત ભાવને પરગમ્ય કરવામાં પૂર્વપરિચિત પદાર્થ-અનુભવનો પ્રતીક તરીકે ઉપયોગ, એવો સંજ્ઞાવ્યવહાર આદિ માનવનું આદ્ય અભિવ્યક્તિ-સાધન હતું, અને કવિતા એ દ્વારા અર્થને સમૃદ્ધ કરતી રહી છે. આ પ્રાચીન રીતિમાં ફેર પડતો નથી, પરંતુ જેમ જેમ માનવસંસ્કૃતિ વિકસિત અને સંકુલ બને તેમ તેમ અવનવાં, વક્તવ્ય વસ્તુથી દૂરતર જતાં, પ્રતીકોનો ઉપયોગ થાય. આ પ્રકારે થતું તિરોધાન પ્રાચીનોએ अर्थो गिरामविहितः विहितश्च कश्चित् એ ઉક્તિમાં સ્વીકાર્યું છે.

શબ્દાલંકાર કેવળ કાવ્યદેહની શ્રુતિરંજક શોભા ન બની રહે, અર્થની અને ભાવની અભિવ્યક્તિને અને અનુભૂતિને ઉપકારક બને તો જ સારા કાવ્યમાં સ્થાનાધિકાર પામી શકે. પણ એ અનિવાર્ય કે કવિના સહજ કર્મથી અવિભેદ્ય નથી.

પદ્યસ્વરૂપ કવિતાને અનિવાર્ય નથી; છતાં કવિઓ, પદ્યરૂપને તજી તજીને, ફરી ફરી એના તરફ વળે છે એનું કારણ એ સંભાવ્ય છે કે લય—હૃદયધબકાર, હસ્તધૂનન, ચરણાવપાત આદિ ભાવસૂચક શરીરચેષ્ટાઓમાં તેમ જ વાણી સાંભળી ત્યારથી વાણીમાં રહેતો લય—એ પણ માનવનું આદ્ય અભિવ્યક્તિ-સાધન હતું, મૂર્તીકરણ અને પ્રતીકયોજના વસ્તુનું તેમ લય ભાવનું, પ્રકટીકરણ સાધન હતું.

— રામપ્રસાદ બક્ષી

# કંકાવટી

એપ્રિલ – મે
૧૯૯૪




મારીના સ્વેતાયેવા

ભગીરથ બ્રહ્મભટ્ટ

જગદીશચન્દ્ર

રતિલાલ 'અનિલ'

પુ. લ. દેશપાંડે

બાલમુકુન્દ પ્ર. પરીખ

સરદાર જૈનુદ્દીન

માય ડિયર જયુ

ડૉ. જયન્ત પાઠક

# કંકાવટી

એપ્રિલ ૧૯૯૪

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૩ : અંક ૪૧૧ : મૂલ્ય : ૪ રૂપિયા
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ००૯ સરનામે જ કરવો.

*

તંત્રી–મુદ્રક–પ્રકાશક
રતિલાલ મૂ. 'અનિલ'
માલિક : આર. આર. રૂપાવાળા
કંકાવટી, ૨૪, રીવર બેન્ક સોસાયટી,
ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી
સૂરત–૩૯૫ ००૯. ફોન નં. ૮૫૬૪૧

*

પ્રકાશન સ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સૂરત–૩૯૫ ००૯
મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ ૪

## છુપાઈ જવું / મારીના ત્સ્વેતાયેવા

કાળ અને ગુરુત્વાકર્ષણ પર
એ જ હશે મારો વિજય
કે ચાલી જાઉં અહીંથી
પગલાંનું એકે નિશાન છોડ્યા વિના

અથવા ના, ના કહેતાં કહી દઉં – હા
અથવા ગુમ થઈ જાઉં દર્પણોમાં
જે રીતે ગુમ થઈ ગયા છે લેરમન્તોવ
કોકેશિયાના પહાડોમાં
ચટ્ટાનોને જરાયે પરેશાન કર્યા વિના

અથવા સૌથી સારું તો એ હશે
કે સેબાસ્તિયાન બાખની આંગળીઓથી
સ્પર્શી જોઉં ઑર્ગનના ધ્વનિઓને
અથવા વિખેરાઈ જાઉં આમતેમ
અસ્થિકળશમાં મારાં અસ્થિ છોડ્યા વિના

અથવા છેતરીને લઈ લઉં
જે કંઈ લેવું છે મારે
અથવા નીકળી જાઉં બહાર
હરેક પ્રકારની વિશદતાઓમાંથી
અથવા છુપાઈ જાઉં
કાળના મહાસાગરમાં
જળબિંદુઓને ઉદ્વેલિત કર્યા વિના.

## બે ગીત : ચોળી : રીંગણી / ભગીરથ બ્રહ્મભટ્ટ

(૧)

અમે ઝૂરતો ગુવાર ગોરી
તમે તમારી મૂળ જગ્યાથી વેંત વધેલી લીલી ચોળી
પીળાં પચરક ફૂલના લયમાં
તમે તમારું અંતર ખોલો
કોક તમારા ઊંડે ઊતરી
બ્હાર વીંઝતું જલ હડદોલો
ચળ-ભીતરમાં ચટપટ કરતી ઝમરખ ઝીણી ખણ ખિસકોલી ! !
અમે ઝૂરતો ગુવાર ગોરી તમે તમારી મૂળ જગ્યાથી વેંત વધેલી
લીલી ચોળી !

તમે તમારા મનોરથિયે
લાભ શુભના લખિયા દાણા
અચરજ સરખું ખડ ખેતરમાં
ગુવાર સાથે ઊતર્યાં ગાણાં !
ઊંચી થઈને વાડી ખોળે ઊતરી ક્યાંથી સૌરભટોળી ?
તમે તમારી મૂળ જગ્યાથી વેંત વધેલી લીલી ચોળી !
અમે ઝૂરતો ગુવાર ગોરી ! !

(૨)

ઓાંસ્યનાં કાજળ આયખે ઓાંજ્યાં રીંગણી રે બાઈ રીંગણી રે
જામ્બુવરણાં ફૂલડે એ તો
કયારની વાટુ વાળે રે
પાંદડે પાંદડે સાથિયા મેલે
ભીતર ભાત્યું પાડે રે
અંધારાનાં તોરણુ ટોંકયાં રીંગણી રે બાઈ રીંગણી રે
દૂંટીમાંથી દોડતી ધારા
યમુના જેવી કાળી રે
કદમ્બ સરખી ઊંચી ફાળ્યું
મનમાં પાછી વાળી રે
રાધાબૈ એ નેણુથી ત્યાગ્યાં રીંગણી રે બાઈ રીંગણી રે.

/ જગદીશચન્દ્ર

લોસ એન્જિલીઝ

એક બેહદ ખૂબસૂરત અને પૃથ્વી પર સ્વર્ગની જેમ ઝગમગતું, ઉત્કૃષ્ટ શરાબની માદકતા, મહિલાઓના પારદર્શી યૌવન, સંગીતની મુગ્ધ કરનારી ધૂનો અને ઐશ્વર્યમાં ડૂબેલું લૉસ ઍન્જિલીઝ દુનિયામાં આટલી અસમાનતા અને માણસો વચ્ચે આટલો તફાવત કેમ છે, તેં ક્યારેય વિચાર્યું છે લૉસ ઍન્જિલીઝ? કોણ જાણતું હતું માણસની છાતીમાં આટલું દર્દ, વિષમતાઓ અને જાતીય ઉન્માદનો લાવા ભર્યો હશે, ભર્યો હશે સદીઓનો અસંતોષ, આક્રોશ અને અસ્તિત્વહીનતાનું સંકટ એની છાતીમાં, શું તેં ક્યારેય વિચાર્યું હશે લૉસ ઍન્જિલીઝ? કોણ જાણતું હતું કાળી નસલના ટૅકસી ડ્રાઇવર, કામની તલાશમાં કામદાર, સ્ત્રીપુરુષ અને બાળકો રંગભેદના વિરોધમાં ભેગાં થશે, કૅલિફૉર્નિયામાં નીકળશે ઘરોની બહાર, મુઠ્ઠીઓ ઉગામશે, કાળા રંગ પર થયેલા હુમલાનો જવાબ આપવાને માટે, શું તે કદી વિચાર્યું હતું લૉસ ઍન્જિલીઝ?

કોણ જાણતું હતું સફેદ ચામડીમાં છુપાયેલો નસ્લવાદ બેનકાબ થઈ જશે અને અમેરિકી પ્રજાતંત્ર સમાનતા અને વિશ્વબંધુત્વના દાવાને જૂઠા સાબિત કરી, ઊભા થઈ જશે અશ્વેત નાગરિક, પૃથ્વીના ગર્ભમાંથી ઊઠેલા કિલિમાંજારોની જેમ, શું તે કદી વિચાર્યું હતી લૉસ ઍન્જિલીઝ?

હિંસા, લૂંટફાટ, દંગા-ફિસાદ અને આગની -વિનાશકારી જ્વાળાઓમાં જ્યારે મૂલ્યોનો સર્વનાશ થઈ ચૂક્યો છે, શું એ ઉચિત

હશે કે આપણે આત્માની પવિત્રતા અને સૌન્દર્યની પરિભાષા નક્કી કરવામાં જીવન નષ્ટ કરતા રહ્યા, શું એ ઉચિત છે લોસ એન્જિલીઝ?
બેઘર

લંડનના હાઈડપાર્કની કોઈ બેન્ચ હોય અથવા પેરિસની ગલીકૂંચી, અથવા ન્યૂયૉર્કની ફૂટપાથ, બર્લિનનું રેલવે સ્ટેશન હોય, અથવા વૉર્સોની કચરાપટ્ટી, એ ઘરબાર વગરના વૃદ્ધો, કામ કરી ન શકતા અપંગો, પરિત્યક્તા સ્ત્રીઓ, પિતૃવિહીન બાળકો અને બેકાર નવયુવાનોને સૂવાની એથી વધારે સારી જગ્યા કઈ હોઈ શકે છે દુનિયાના ખૂણામાં.

એ બદનસીબોની કોઈ જાતિ નથી હોતી, કોઈ ધર્મ, કોઈ દેશ નથી હોતો એમનો, એમના જીવનની સૌથી મોટી સચ્ચાઈ એમનું નિરાશ્રિત હોવું અથવા એમનાં ખિસ્સાનું ખાલી હોવું છે, અને દુનિયામાં જ્યાં બધું જ ખરીદી શકાય છે, સુખચેન, પ્રેમિકાઓ અને સ્વર્ગનાં બારણાં, એમની પાસે ખરીદવા માટે કશું જ નથી.

સસ્તો શરાબ, અર્ધબળેલી સિગારેટ પીતા તેઓ રાતે જ્યારે ભેગા થાય છે, પાછા ફરે છે પોતાના અડ્ડા પર, ત્યારે — એક ઓર દિવસ વીતી જવાની ખુશીમાં આપસમાં મળી ક્યારેક ગાય છે, નાચે છે, અથવા ખરાબ ગાળો દે છે લાલચુ મકાનમાલિકો અને સરાઈના સ્વામીઓને, અને પછી ફાટેલા કમ્બલ–કામળામાં સવાર પડવાની રાહ જોતા ઊંઘી જાય છે થથરતા.

અને જ્યારે કોઈ પાછો નથી ફરતો તો એ જ્યાં સૂતો હતો ત્યાં, બેચાર દિવસ અને આખું સપ્તાહ વહી જવા છતાં, માની લેવાય છે કે એ સંસારમાં નહિ હોય હવે, એના સ્થાને સળગાવવામાં આવે છે એક મીણબત્તી અને મૂકી દેવામાં આવે છે બેચાર ફૂલ–મૃતાત્માની શાંતિ માટે, કેમ કે દેવળોના પાદરીની ખુશામત કરવાનું અથવા કાળાં વસ્ત્રોમાં શોક પાળવાનું એમને માટે શક્ય હોતું નથી. □

## પડાવે શી વાત કરીશ? / રતિલાલ અનિલ

આ સમય મારે માટે બાળકને આંગળીએ વળગાડીને લઈ જતી મા જેવો બની ગયો છે. માતા કરતાં શિશુનાં પગલાં ટૂંકાં માપનાં જ હોય એ તો ખરું, પણ એ નાનાં પગલાંને પણ શિશુનું કુતૂહલ, આશ્ચર્ય ઓર નાનાં બનાવી દે છે. રસ્તે આવતા પશુમાં પણ એને રસ પડે છે, પાસેથી પસાર થતું હોય તો તેને એ સ્પર્શ કરીને પણ અનુભવે. બાળકને આંગળીએ વળગાડીને લઈ જનાર શિશુને લગભગ ઘસડે છે! તોયે માને ક્યાંક થોભીને પોતાની સાથે થવા દેવો પડે છે. શિશુને ઠપકો પણ મળે છે. બાળકને તેડ-નારમાં કશી જિજ્ઞાસા કે કુતૂહલ હોતાં નથી. તે તો જેમ બને તેમ વહેલો રસ્તો પસાર કરવા માટે અધીર હોય. બજાર કે દુકાનો પાસેથી પસાર થાઓ ત્યારે જ બાળકની સ્વાભાવિક ચાલ ધીમી થઈ જાય એવું નથી, પ્રકૃતિ વચ્ચેથી પસાર થાય ત્યારે પણ તેને આસપાસમાં જેવા જેવું લાગે છે. એનું ચાલે તો એ ક્યાંક થોભી ત્યાં પડેલી કોઈ ચીજને ઉપાડીને તેને પોતાની રીતે તાગી પણ જુએ. આસપાસ પ્રકૃતિ ખીલેલી હોય ત્યારે તો એનું કુતૂહલ ઓર હોય છે. આંગળીએ તેડનાર બાળકને ઘસડતાં ઘસડતાં કંટાળે છે, બે કડવા બોલ કહે છે, ચિચોડું પકડીને ખેંચે એવું બને. આસપાસ, માર્ગમાં જે કંઈ હોય તેમાં બાળકે જે કંઈ જેયું હોય તે બધું ઠપકા કે ધમકીથી કે ક્યારેક એકાદ થપ્પડથી નીરસ બની જાય છે, વિરૂપ બની જાય છે. બાળક સાથે જઈએ ત્યારે આપણાં પગલાં

પણ બાળકનાં પગલાં જેવાં ટૂંકાં હોવાં જોઈએ. આ વાત મારે શિશુને તેડી જતી માને જ નહિ, આ ઝડપી ચાલનો સમય મને ઘસડી રહ્યો છે તેને પણ કહેવાની છે. જાણું છું કે મારાં પગલાં ટૂંકાં છે. અને ઉત્સુકતા મારી ધીમી ચાલને ઓર ધીમી બનાવે છે. પણ એથી જ તો માર્ગની આસપાસ જે કંઈ છે તે રસપ્રદ છે, કુતૂહલ, જિજ્ઞાસા પ્રેરે એવું છે, પણ સમય તો કહે છે કે મારે તો નક્કી કરેલા સમયમાં જ તારો માર્ગ પસાર કરવાનો છે. તો આવા પ્રવાસમાં પ્રવાસના થાક અને ઉતારાની રાહત જ રહી જાય છે.

મારા જીવનપ્રવાસને, મોટી મોટી ડાંફો ભરતી અને રડમસ થઈ ગયેલા બાળક ઘસડતી માતા જેવો આ સમય મને માર્ગના સૌંદર્યથી અપરિચિત રાખે છે. બાળકે ગુલાબ ચૂંટ્યું, તે માટે એને ઠપકો અપાયો, તે પછી ગુલાબ બાળકના હાથમાં રહે તો પણ એનું સૌંદર્ય નષ્ટ થઈ જાય છે. મારા જીવનપ્રવાસના માર્ગની આસપાસ આવેલું સૌન્દર્યમય નહિ હોય એવું હું માનતો નથી. કહે છે કે બ્રહ્માએ આ પૃથ્વીને સૌંદર્ય આપ્યું છે. તો પછી આસપાસ અજંપો અને અધીરતા કેમ દેખાય છે? માર્ગમાં આવેલા સ્થાન વિશે બાળક તેને તેડનારને પૂછે તો જવાબ મળે — અમે નથી જાણતા, 'એમાં જાણવા જેવું શું છે' એમ પણ કહેવાય.

યુદ્ધકાળ હોય અને ભયને કારણે વસ્તી ખાલી થતી હોય, આબાલવૃદ્ધ — તમામ અધીર ચાલે રસ્તા સામે જોયા વિના ઝડપભેર ચાલ્યા જાય, કંઈક એવી રીતે આ સમય મને ચલાવી રહ્યો છે. મને અનાયાસ નજરે પડતી ચીજો, દૃશ્યો, માણસોમાં રસ પડે છે પણ સમય તો કોઈને ધારીને જોવાયે દેતો નથી.

નિરાંતે પ્રવાસ કરનારા પડાવે પહોંચે છે ત્યારે થાક્યા હોય તોપણ સહેજ ઠરીઠામ થયા પછી પોતે જે જોયું હોય તે વિશે અભિપ્રાય કે પ્રશ્ન કે ધારણા અન્વયે જાગીને વાત કરે છે. સાવ

થાકી જાય ત્યારે અવશપણે ઊંઘી જાય છે. છેવટે હુંયે ચિરનીંદમાં પોઢી જવાનો છું પણ તે પહેલાં જીવનના માર્ગે જે કંઈ જોયું, અનુભવ્યું તે વિશે કશી વાત કરવાની નહિ હોય! જાતજાતની મજૂરી હોય છે, પણ આ ચાલવાની માનદ મજૂરી વિશે કોઈએ સાંભળ્યું નહિ હોય! 'ત્યાં શું જોયા કરે છે? જલદી પગ ઉપાડ!' એવી તાકીદમાં જ જિંદગી વહી ગઈ છે. જીવનપ્રવાસ આમ ચાલવાની માનદ મજૂરી બની જાય છે. દરેક તાકીદ આસપાસ હોય તેનું સૌન્દર્ય નષ્ટ કરી દે છે. ઘસડાયે જવાની સ્થિતિ કોઈ પણ રીતે રસ્તો પસાર કરવાની સ્થિતિ બની રહે છે. સૌથી વધારે ધ્યાન પોતા પર રહે છે. વારંવાર હિંમત ભેગી કરવી પડે છે. એવા પ્રવાસને અંતે ઉતારે પહોંચીને થાકીને ઢગલો થઈને ઊંઘી જવાનો, તેનાસમાં વાત કરવાના હોશ જ નહિ હોય.

આ જગત માણસ દ્વારા જ જાણી શકાશે એવી કંઈ શરત નિયંતાએ કરી લાગે છે. અને જેઓ સમયની ચાલને નિષ્ફળ બનાવીને પોતાની ચાલે ચાલ્યા છે તેમણે જ કંઈ જીવનસૌન્દર્ય અને પ્રકૃતિસૌન્દર્ય વિશે કહ્યું છે, વળી તે ખૂબ રસ પડે એવું છે. આ સમય મારો ભાઈબંધ બની જાય, હું એના સ્કંધે હાથ મૂકી વાત કરતો, ક્યાંક થોભતો, ક્યાંક કુતૂહલ, ક્યાંક જિજ્ઞાસા સંતોષતો ચાલ્યો જાઉં, એવું કેમ બનતું નથી? યુદ્ધકાળ નથી, છતાં જીવ બચાવવા નિરાશ્રિત બનવા માટે લોકો શહેર ખાલી કરે, કંઈક એવી જ સ્થિતિમાં હું લોકટોળાની પાછળ ઘસડાતો ચાલ્યો જાઉં છું. મારે કોઈ ઉતારે! ધર્મશાળાએ નહિ, પણ કોઈ નિરાશ્રિત છાવણીએ જવાનું છે? હિજરતને પણ આપણે જીવન-પ્રવાસ કહીશું? ☐

## 'પેલો'

[વ્યક્તિ આણિ વલ્લી – પુ. લ. દેશપાંડે]
મરાઠીમાંથી અનુવાદ – બાલમુકુન્દ પ્ર. પરીખ

તેને અમે બધા 'પેલો' એ જ નામથી ઓળખીએ છીએ. મરાઠીમાં કેપિટલ અક્ષર લખવાની સગવડ નથી, નહિ તો અંગ્રેજીમાં ઇશ્વરને એચ ઇ ડી કહેતાં જેમ 'એચ' કેપિટલ લખીએ છીએ તેમ 'પેલો' દરેક વખતે જાડા અક્ષરે જ લખ્યું હોત. એટલું જ નહિ પણ 'પેલો'ને અમે વ્યાકરણના વિભક્તિ પ્રત્યયો પણ વ્યાકરણના નિયમો પ્રમાણે લગાડતા નથી. 'પેલો' વિશે બોલતાં 'પેલો'-એ આમ કર્યું' કહીએ છીએ, પેલાએ આમ કર્યું' એમ કહેતા નથી, કારણ કે 'પેલો' એ સર્વનામ નથી. વાસ્તવમાં 'પેલો' સર્વનામ તરીકે ગણાય તેમાં હરકત નથી. કારણ 'પેલો' સર્વત્ર છે. આપણે આકાશ તરફ તર્જની કરીને બતાવીએ છીએ એટલો જ 'પેલો' પણ સર્વત્ર છે.

'પેલો'ને વિશેષ નામ ગણવામાં પણ 'પેલો'ની ભાષામાં કહીએ તો "પ્રત્યવાય" ન હોવો જોઈએ. 'પેલો' હરકત વગેરે ફાલતુ શબ્દો વાપરતો નથી. "ખરું જોતાં" કહેવું હોય તો "વસ્તુતઃ" કહે છે, અને "પણ"ની જગાએ "તથાપિ" વાપરે છે. તોપણ 'પેલો'ને વિશેષનામમાં ધકેલાય નહિ. કારણ કે લૌકિકાર્થે તેનું પારણામાં પાડેલું નામ છે. જૂના જમાનાની સોહાગણની માફક સરત રાખીને અમે તે નામ બોલતા નથી. તેના પિતાજીનું પણ નામ – ખરેખર –

છે. 'પેલો'ને અટક પણ છે,-પણ તે અટક કે નામ કહેવામાં આવે તો 'પેલો' માટે ગેરસમજ થાય એમ છે. કારણ કે અટક કે નામનાં અમુક ઠરેલી મર્યાદા ન વટાવનારાં ચિત્રો આપણી આંખ સામે ખડાં થાય છે.

'મોરેશ્વર દિગંબર જોશી'નું મટનપલેટ હાઉસ છે એમ આપણને કોઈ કહે કે 'સત્યભામાબાઈ' બાંય-વિનાનું પોલકું પહેરીને આવ્યાં અથવા 'બલિરામ બજરંગ પહેલવાન' નામનો માણસ ગણિતમાં હોશિયાર છે અને તેને વ્યાયામની ચીડ છે એવી જાતનાં વિધાનો ઉપર આપણો વિશ્વાસ બેસતો નથી. અરુણ શારંગપાણિ નામના પેન્શનરનું દાંતનું ચોકઠું ખોવાઈ ગયું એ વાત આપણને તેમાંના અરુણ નામને લીધે ખોટી લાગે છે. 'પેલો'ના નામનું પણ એવું જ છે.

ટૂંકમાં 'પેલો' એ મૂળે જ ફક્ત નામના લેબલથી ઓળખાય તેવી વ્યક્તિ નથી. 'પેલો' એ એક સમષ્ટિ છે. એક દેહ ધારીને આ લોકમાં અને જે તે સમયે સ્થાયી કહેવાય તેવા ઢંગથી સંચાર કરે છે. 'પેલો'ના જીવવાને માટે 'સંચાર' એ જ એક યોગ્ય શબ્દ છે. કારણ 'પેલો' અચાનક ગમે ત્યાં ફૂટી નીકળે છે – સાપ નીકળે છે કે વાંદા નીકળે છે—તેમ. બાકી તો 'પેલો'માં સાપથી માંડીને વાંદા પર્યંત સરકનારાં અને કાગડાથી માંડીને મોર સુધી ઊડનારાં પ્રાણીઓના ગુણ છે. 'પેલો'નો સળવળાટ ક્યાંય ક્યાંય હોય છે, પ્રાદુર્ભાવ હોય છે. એટલું જ નહિ, 'પેલો'ના ચેપ પણ લાગે છે અને વાવડ પણ હોય છે. ટૂંકમાં 'પેલો'નો દેહ ભલે માણસનો હોય પણ 'પેલો' સ્વેદજ, અંડજ ઇત્યાદિ બધા જ અંત્ય 'જ'-વાળાં પ્રાણીમાત્રના ગુણાવગુણોનો અલૌકિક સમન્વય છે.

આવા આ 'પેલો'ની અને મારી પહેલી ગાંઠ ક્યારે અને ક્યાં પડી તે મને યાદ આવતું નથી. પણ યાદદાસ્તને પાછળ ખેંચતો જાઉં તો પહેલી ગાંઠ યાદ આવે છે તે પાંચસાત વર્ષ પહેલાંની જ. એક નાટકના થિયેટરમાં અમે મળ્યા. કોઈ સંસ્થાની

મદદ માટેનું નાટક હતું. અને હું — આત્મનિંદામાં બીવાનું શું? તો હું તે કાર્યક્રમનો અધ્યક્ષ હતો. તે સંસ્થાના કાર્યવાહક પડદો ઊંચકાય તે પહેલાં કોઈ પણ કાર્યવાહકને છાજે તેવાં વાક્યો મારી સાથે બોલતા હતા. સંસ્થાની આર્થિક પરિસ્થિતિ, કાર્યકર્તાઓનો ઉત્સાહ, નવી ઇમારત, જગાની અડચણ વગેરે ઘટનાથી સુસંગત મુદ્દાસર બોલવાનું ચાલતું હતું.

એટલામાં 'પેલો' આવ્યો અને મારી પીઠ પર જોરદાર ધબ્બો મારીને "પકડી પાડ્યાને અમે તમને અધ્યક્ષ તરીકે —" એમ કહેતો કહેતો મારી બાજુમાં બેસી ગયો. વાસ્તવમાં તે ખુરશી મારી પત્ની માટે ખાલી રાખેલી હતી. પણ પત્નીને તેવામાં તેની કોઈ બહેનપણી મળી એટલે પાછળ રહી ગઈ હતી. 'પેલો'ને હું ઓળખતો હોઉં તોપણ મારી પીઠ પંપાળવા જેટલો 'પેલો'નો મારી સાથે ઘરોબો હશે તેવી મને કલ્પના પણ ન હતી. કારણ કે આ પહેલાં મેં એક વાર તેને નેહરુને ભેટી પડતા, એક વાર રાષ્ટ્રપતિની આગળ મૂકેલી કીટલીમાંથી પોતાના કપમાં કૉફી રેડતાં અને એક વાર એક મોટા આગેવાનની સ્મશાનયાત્રામાં તેના પુત્રના હાથમાંથી દોણી ખૂંચવી લેતાં — હા, લગભગ ખૂંચવી લેતાં જ — જોયો હતો.

આ જ સ્મશાનયાત્રામાં સ્મશાનમાં આવેલા આકાશવાણીના ચાલુ સમાલોચકની બાજુમાં બેસીને માઇક્રોફોનમાં મોઢું નાખીને 'પેલો' પોતાનાં ધ્રુસકાં સંભળાવતો હતો અને વચમાં વચમાં "પણે જુઓ ત્યાં જુઓ. આ આવ્યા – તેમનું નામ કહેજો ! પેલા ખભા ઉપર ખેસ નાખ્યો છે તે ડેપ્યુટી મેયર, તેમની બાજુમાં વનમંત્રી" એમ જોરજોરથી પ્રૉમ્પ્ટિંગ કરતો હતો. વચમાં વચમાં અંત્યવિધિનો કાર્યક્રમ જાણે પોતે જ 'એરેંજ' કર્યો છે એવા ઠાઠમાં સ્મશાનભૂમિ ઉપર ચારે બાજુ 'પેલો' ફરતો હતો. આવો આ ભલો માણસ મારા વાંસા ઉપર ગડદો મારે તેવા ગાઢ સંબંધનો હશે એવી મને કલ્પના ન હતી. મારી પીઠ પર કોણે ધબ્બો મારવો અને કોણે નહિ એ

બાબતમાં મારો કોઈ ખાસ આગ્રહ નથી. આપણી પીઠ એ શિવાજી, રાણા પ્રતાપ કે લેનિન–સ્ટાલિન અથવા રૂઝવેલ્ટ–કેનેડી જેવાએ જ ઠોંસો મારવાને લાયક છે એમ મને કદી લાગ્યું નથી. લેખન-કામ કરનારા અને મોઢા ઉપર રંગરોગાન કરીને નાચનારા માણસની આ પીઠ, છોકરાંની રમતમાં "ગમે તે આવે અને ટપલી માઽઽરીને જાય" કહે છે તેમ ગમે તેણે ધબ્બો મારવા માટે છે! એણે પીઠ પર મુક્કો માર્યો તેનું મને કશું જ લાગ્યું ન હતું.

પણ બાજુની ખુરશી પચાવી પાડી એટલે આગળ આવનારા કૌટુંબિક કલહને કેવી રીતે મોડું બનાવવું તેના જ વિચારમાં હતો. એટલામાં કુટુંબ આવ્યું જ. મને લાગ્યું કે તે ઊઠશે. 'પેલો' ઊઠયો પણ "નમસ્કાઽઽર!" એમ અર્ધા થિયેટરને સંભળાય એટલા જોરથી બોલીને પાછો સ્થાનાપન્ન થયો. ઉપરથી પાછું કાર્યવાહકને "અરે, ભાભીસાહેબની ખુરશી કઈ છે?" એમ ધમકાવતો હોય તેમ પૂછીને છૂટી પડયો! કાર્યવાહકે તેટલામાં આજુબાજુમાંથી કોઈને ઉઠાડયો અને ભાભીસાહેબને ખુરશી કરી આપી.

તેટલાથી જ પત્યું નહિ. વચ્ચે ઉપદેશના ચાર શબ્દોના અધ્યક્ષીય કાર્યક્રમ વખતે 'પેલો' સીધો જ મારો હાથ પકડીને સ્ટેજ પર આવ્યો. આખું કાર્યકારી મંડળ મૂંઝવણમાં પડેલું મને દેખાતું હતું. એણે સંસ્થાના અધ્યક્ષની પીઠ ઉપર પણ મને માર્યો હતો તેમ ધબ્બો મારીને રકાબીમાંના કાજુની મૂઠી ભરીને મોઢામાં ઓરી. અધ્યક્ષ પોતાનાં ઊડી ગયેલાં ચશ્માં શોધતા હતા. તેવામાં સ્ટેજ ઉપર મારી અધ્યક્ષની ખુરશીની બાજુમાં આવીને તે બેસી પણ ગયો! સંસ્થાના અધ્યક્ષ પ્રોમ્પ્ટરની જેમ વિંગમાં ઊભા રહ્યા. બિચારા!

"ખખડાવો એટલે દ્વાર ઊઘડશે" એમ પ્રભુ ઈશુની (ભૂલચૂક લેવીદેવી) આજ્ઞા છે એવું કહેવાય છે. 'પેલો'નું જીવનસૂત્ર "ઘૂસો એટલે પ્રવેશ થશે" એવું હોવું જોઈએ. પણ આ ઘૂસ ચકિત કરનારી

છે અને તે ઘૂસ: મારવા માટેની 'પેલો'ની તૈયારી પણ અજબની છે. ઇતિહાસ, ભૂગોળ, અર્થશાસ્ત્ર, ન્યાયમીમાંસા, સાહિત્ય, સંગીત, નાટ્ય, વ્યાયામ, યોગાસન, વૈદ્યક (આર્ય- આંગ્લ બધાં જ) – એવો એક પણ વિષય નથી જેમાં 'પેલો' અધિકારપૂર્વક લખતો બોલતો ન હોય. ઓળખાણની બાબતમાં તો 'પેલો'- એટલે ભારતીય 'હૂઝ હૂ'નો બોલતો ચાલતોઅવતાર જ જોઈ લો. હૂઝ હૂમાં તો માણસના સાર્વજનિક કર્તૃત્વની જ નોંધ હોય છે. ગોવિંદ ગોપાલ દહીંભાતે : જન્મ અઢારસો સત્તાણું; શિક્ષણ બી.એ , એલએલ.બી.; ઉદ્યોગ સાર્વજનિક કાર્ય (લાઇબ્રેરીનો કોઈ ચાંપલો વાચક અહીં 'એટલે કે બેકાર' એવો એકાદ ટોણો મારે)... સારાંશ, તેવા ચારિત્ર્યકોશમાં ન હોય અને ન હોઈ શકે તેવી અનેક વાતોનો 'પેલો'ની પાસે અખૂટ સંગ્રહ હોય છે. તેથી 'પેલો'ની સાથે પાંચ મિનિટ બોલતાં — એટલે કે ચુપચાપ 'પેલો'નું બોલવું સાંભળતાં — આપણા ચહેરા ઉપર કેવળ આશ્ચર્ય સિવાય બીજો કોઈ ભાવ હોતો નથી.

એક વાર મને 'પેલો'ની ગાંઠ કૉફી–હાઉસમાં પડી. આમ તો હું છેલ્લાં કેટલાંય વર્ષોથી એ કૉફી–હાઉસમાં જાઉં છું. આ જ હાથે મેં મારાં અને મારા દોસ્તોનાં બિલો ત્યાં ચૂકવ્યાં છે. (દોસ્તોએ પણ મારાં ચૂકવ્યાં છે. ખોટું શા માટે કહું!) પણ મૅનેજરને કદી ગાલ ફુલાવીને મારી સામે જોઈને મફતનો હસતો જોયાનું મને યાદ નથી. કિંબહુના, કાઉન્ટર ઉપર બેઠેલો તે મૅનેજર — કદાચ માલિક પણ હોય — સર્વ વ્યાપાર ઉધાર કરતો હોય તેવો દિવેલ પીધેલા જેવો ચહેરો કરીને બેઠો હોય છે. કોઈની હંમેશ દાઢ દુખતી હોય તેવા ચહેરાનો તે મદ્રાસી છે. સદા ખિન્ન. રોજ સવારે કોઈ તેને 'જમાવબંધી' આવવાની છે તેમ નિષ્કારણ કહીને ચિંતાતુર કરતું હશે. તો કહેવાની વાત એ કે આટલાં વર્ષોના અમે ઘરાક, પણ અમારી સાથે તે બોલતો નથી. એના વેઇટરો પણ

તેના જ કુટુંબી કે પિત્રાઈ હોવા જોઈએ. તેમને કેટલીયે ટિપ આપો, મફતની સલામ પણ મોંઘી પડે છે. ગાયને ઘાસ નાખતા હોય તેમ સામે દોસા નાખીને ક્યારે તાસક ખાલી થાય તેની રાહ જોતા છૂપી પોલીસનો ભાવ મોઢા ઉપર રાખીને ઊભા રહે છે. તોયે નજીક પડે છે એટલે અમે બધા મિત્રો તે કોફી–હાઉસમાં જઈએ છીએ.

અમારામાંનો બચુ ગુળવણી તો ત્યાંનો લાઇફ મેમ્બર છે છતાં પેલો મૅનેજર (કે માલિક) તેની સામેય કદી હસ્યો હોય તેવું યાદ નથી. એક વાર તેને ખુશ કરી બતાવું એમ કરીને બચુ સિગારેટ પીવાનું બહાનું કાઢીને કાઉન્ટર પાસે ગયો, અને "કાલ પણ્મુગાનંદમે યમ્...યમ્...સુબ્બુલક્ષ્મી બહુત અચ્છા ગાયા" એમ કહેવા માંડયું. કોઈ પાડાના કાનમાં "ગોવા નક્કી મહારાષ્ટ્રમાં આવી જશે" એમ કહો તેટલી જ અસર તેના ઉપર થઈ. બચુ ગુળવણી ફરીથી એ મૅનેજરનું નામ લેવાની ભાંજગડમાં પડયો નહિ. તો આવું આ કોફી–હાઉસ અને આવો તેનો મૅનેજર. (પણ ઉલુંડુ દોસા ક્લાસ બનાવે છે)

ત્યાં હું બાકીની ટોળીની રાહ જોતો બેઠો હતો. એટલામાં પગથિયાં ચડીને 'પેલો' અંદર આવ્યો, જાણે પોરસનો પરાભવ કરીને આવતો સિકંદર. 'પેલો' અંદર આવ્યો ન આવ્યો — અને અહો આશ્ચર્યમ્! મૅનેજર પોતાની ખુરશી ઉપરથી ઊઠયો (તેને એ ખુરશી ઉપરથી ઊઠતાં આવડે છે એ પણ મને તે વખતે જ પહેલી વાર સમજાયું!) અને "ગુડમાર્નિંગ સાડ્ડર"ની બૂમ પાડી. મારી આંખો પર મારો વિશ્વાસ બેસતો ન હતો. 'પેલો'નો હાથ હાથમાં લઈને 'પેલો'ની સાથે હસતાં હસતાં બોલવા માંડયું. 'પેલો'એ — ઈશ્વર-સાક્ષીએ કહું છું — એની પીઠ પર પેલો નિયમાનુસાર ધબ્બો પણ માર્યો. 'પેલો' એ માણસ અલૌકિક છે એ વિશે મને સહેજ પણ શંકા ('પેલો'ની ભાષામાં 'સંદેહ') રહી નહિ.

એટલામાં 'પેલો'ની દૃષ્ટિ મારા ઉપર પડી. અને કાઉન્ટર પાસેથી 'પેલો'એ બૂમ પાડી, "શુભ પ્રભાત!" અને પોતે કોઈ અકળ વિનોદ કર્યો હોય તેમ 'પેલો' હસ્યો. આ પણ 'પેલો'ની એક ખાસિયત છે. 'પેલો' મોટેથી બોલે છે, મોટેથી હસે છે અને ગળામાં કોઈ અદૃશ્ય વિજયશ્રીની માળા પહેરી હોય તેમ ચાલે છે. 'પેલો'ને મેં દુઃખી, ગુસ્સામાં, અબોલ, અંતર્મુખ કે જે કંઈ કહેવાય તેવો કદી જોયો નથી. પલીતાને દીવાસળી ચાંપી હોય તેવી કોઠી જેવો તે ફરે છે. કઈ ક્ષણે તેના હસવાનાં ઝગઝગાટ ફૂલ ખરશે તે કહેવાય નહિ. કાઉન્ટર પાસેથી મારી પાસે પહોંચતાં 'પેલો'ને પાંચ મિનિટ લાગી, કારણ કે રસ્તામાં લગભગ બધાં જ ટેબલ ઉપર દરેક સાથે કંઈ ને કંઈ બોલતો બોલતો આવ્યો.

"હલો ભદ્રાચલમ્ સા'બ —" કહેતો એક મદ્રાસી પાસે ગયો. તે મદ્રાસી નથી પણ "આંધ્ર" છે એમ પછી 'પેલો'એ જ મને કહેલું. મને એ માણસ-માણસમાંનો સૂક્ષ્મ ભેદ સમજાતો નથી. મુંબઈમાં રહેનારા પરપ્રાંતીય એટલે 'ભૈયા' અને 'મદ્રાસી' એવા બે સ્થૂલ વિભાગ હું કરી શકું છું. વિભાગ વધારે સ્થૂલ લાગે તો 'વાણિયાભાઈ' હશે એવો અંદાજ. આ વાણિયાભાઈમાં મારવાડ, ગુજરાત, પંગાળ બધા જ આવી જાય. 'શીખ' ઓળખાય છે. પણ કાલનો 'શીખ' આજે ઓળખાતો નથી. એક વાર એક કર્નલ શીખ સાથે ઓળખાણ થઈ. બીજા દિવસે મેં તેને એક 'શેરે – પંજાબ'-માં મરઘી ઝાપટતો જોયો. મારી સામે જોઈને તે હસ્યો. અને મેં "ક્યા ટેકસીકા હડતાલ હૈ ક્યા આજ?" એવું પૂછીને ગોટાળો કર્યો હતો. કારણ-કૉફી—હાઉસમાં આવતો એક ટેકસીવાળો શીખ અમારો દોસ્ત છે. સરદારજીને કૂકડી ખાતા જોઈને તવા ઉપર દોસા નાખતાં થાય તેમ કાળજામાં ચરરર... થયું હતું. ઠીક.

'પેલો' એટલામાં આંધ્રને છોડીને બીજા ટેબલ ઉપર કોઈ ગુજરાતી લોકોની નજીક ગયો હતો. તે ગુજરાતી છે એમ 'પેલો'નું

તેમની સાથે "મોરારજીભાઈને કાલે હું મળ્યા હતા" એવું વાક્ય બોલાયેલું સાંભળીને જ ખબર પડી. કોઈ સમ્રાટ પોતાની આજુ-બાજુના બધા જ સુભટો, રાજન્યો, મંડળેશ્વરો વગેરેની ખબરઅંતર પૂછીને પછી નગરજનોને દર્શન દેવા આગળ આવે તેમ બધાં ટેબલો પતાવીને, દરેક સાથે તેમની તેમની પોતાની ભાષામાં બેચાર વાક્યોની આપલે કરીને 'પેલો' મારા ટેબલ ઉપર આવ્યો.

"કિમ્ ચિંતયતામ્ ભવાન્ —" 'પેલો' વિનોદ ખાતર સંસ્કૃત-માં બોલે છે. ચિંતયતામ્ કે ચિંતુશ્યં શું બોલ્યો હતો તે મને બરાબર યાદ નથી. પણ આવું જ કંઈ સંસ્કૃતમાં બોલ્યો હતો. "કિમસુહ્રામ્ નાસ્તિ!" હું પણ કંઈ કમ નથી. આજે મેં 'પેલો'ના સંસ્કૃતનું માપ નક્કી કર્યું ઠરાવ્યું હતું. પણ આ માણસ કંઈ એમ સહેજમાં હાર માને એવો નથી. કોઈનું ગમે તે માપ હોય, છેલ્લો પાશેરો 'પેલો'નો! મારા સંસ્કૃત ઉત્તર તરફ સંપૂર્ણ દુર્લક્ષ કરીને 'પેલો' તેટલામાં અંદર આવતા બીજા કોઈ તરફ હાથ હલાવીને "બરં આહે ના?" કહીને પૂછપરછ કરતો હતો. આખી હોટલ ઉપર તેની નજર ઝપાટાબંધ ફરતી હતી.

તેવામાં વેઇટર આવ્યો. "શું લેશો?" મેં અસહાયપણે પૂછ્યું. "ઊભા રહો." 'પેલો'એ ખિસ્સામાંથી વાંચવાનાં ચશ્માં કાઢ્યાં. મેનૂ વાંચવા માંડ્યું. હવે આ શું શું મંગાવશે તે તો દેવ જાણે. પણ ઉપરથી એણે જ મને "આપ ક્યા લેંગે?" એમ રાષ્ટ્રભાષામાં સવાલ કર્યો. 'પેલો' પાંચ મિનિટ સળંગ એક જ ભાષામાં કદી બોલતો નથી.

"મેં કોફી મંગાવી છે."

"અટટકું બટકુ કોફી ટુંગટુંગ" એવું કંઈ એણે વેઇટરને કહ્યું.

"અરે વાહ! તમને તો તામિલ પણ આવડે છે એવું લાગે છે —"

"આ તુલુ ભાષા છે," 'પેલો'એ મારી ભૂલ સુધારી. "આ પાચપ્પા ઉડપીનો રહેવાસી છે."

"કોણ પાચપ્પા ?"

"આ — અંપંકુ પાચપ્પા કંપડૂં !" આવું કંઈ બોલીને 'પેલો' ફરીથી મનસુરાદ હસ્યો. પાચપ્પાના ગાલ પણ પહોળા થયા. તુલુ ભાષામાં આટલું જ હસાતું હશે. "વેઇટર્સ સાથે હંમેશ તેમની ભાષામાં જ બોલવું." 'પેલો'એ મને પાઠ ભણાવવાની શરૂઆત કરી. "કરડૂમ્ ચિરડૂં ગુડગુડમ્ ?"

"શું ?"

"પાચપ્પાને પૂછું છું —"

"અંટકુમ્ કાડડફી ઉમટકૂમ્ સાડડર !"

"અચ્છા, અચ્છા — વેંકટરમણમ્ અર્નાકિસુલમ્..." અર્થાત્ હું પણ તુલુ મારી યાદ પ્રમાણે જ લખું છું. કારણ 'પેલો' જે કંઈ ખુડખુડમ્ કરતો હતો તેનો કંઈક તો અર્થ નીકળતો હશે.

"અમારી કૉફી પી જુઓ —"

"તમારી એટલે —"

"હાં! ઇતિ ગુપ્તતમમ્ શાસ્ત્રમ્ ! અહીં ખાસ ઘરાકો માટે જુદી જ કૉફી હોય છે. ખાસ માલિક માટે — કૈસે હો શુકલાજી ?"

આ વળી વચમાં શું આવ્યું એમ હું ચમક્યો. ધોબી, પાનવાળો કે શ્રી રામનામ કોટિ અનુષ્ઠાન કમિટીના અધ્યક્ષ આમાંના ગમે તે હોય તેવા દેખાતા એક ગૃહસ્થ પેલી બાજુના ટેબલ ઉપર આવીને બેસતા હતા.

"હમારા વાલ્મિકીરામાયણકા લેખ પઢા કે નહીં ? ધર્મયુગમેં આયા હૈ વહ — " 'પેલો'એ તેમને પૂછ્યું.

"કુછ અંશ પઢે — આપકા તો સાહબ જવાબ નહીં !" શુકલાજીએ શુદ્ધ ઘીની ફેંકી હતી તેવું તેમના લાલબુંદ ચહેરા ઉપર ચોખ્ખું દેખાતું હતું.

"એમને ઓળખો છો કે નહિ?" તેમને સંભળાય એવા અવાજે 'પેલો'એ મને પૂછયું. મેં નકારામાં માથું ધુણાવ્યું.

"અહો, હનુમાનપ્રસાદ શુકલ — પ્રયાગના મહાન પંડિત! એમનો 'તુલસીદાસ ઔર કબીર' નામનો દોઢ હજાર પાનાંનો ગ્રંથ છે. વાંચ્યો છે કે નહિ?"

"તેમના માટે સાંભળ્યું છે —" મેં પણ એક ફેંકી. "મેં 'લંડન ટાઇમ્સ'ને તે ગ્રંથનો રિવ્યૂ મોકલ્યો છે — મૈં કહ રહા થા કિ લંડન ટાઇમ્સમેં મૈંને આપ કે ગ્રંથકા રિવ્યૂ ભેજા હૈ —"

"કૃપા હૈ પંડિતજીકી —" એમ કહેતાં શુકલાજીએ પોતાની ખુરશી અમારા ટેબલ પાસે સરકાવી. આ ભૈયો રોજ કૉફી-હાઉસમાં આવતો, પણ એ વિદ્વાન વગેરે હશે તેવો સંશય અમારામાંથી કોઈને આવ્યો ન હતો. એક વાર ફક્ત બચુ ગુળવણીએ "જો તો, સાલો ગુલાબજાંબુ કેટલાં ખાય છે" કહીને અમારું ધ્યાન તેની તરફ ખેંચ્યું હતું. અમારા આ કૉફી-હાઉસમાં મોટા ભાગના માણસો ગપ્પાં મારવા એકઠા થાય છે. આ ભૈયાની માફક સિરિયસલી ખાવા માટે આવનારા ઓછા. એટલે જ કદાચ અમારા ધ્યાનમાં રહી ગયો હશે. પણ અહીં 'પેલો'એ તેને સંભળાવવાની શરૂઆત કરી હતી. મને પોતાને હિંદી બોલતાં ફાવતું નથી પણ ભૂલભર્યા હિંદીની ખબર પડે છે એટલે બિન હિંદી માણસની સાથે હું હિંદી બોલુ છું. 'પેલો'નું હિંદી પણ જેમતેમ જ હતું, પણ પ્રચંડ આત્મવિશ્વાસ એ સ્થાયી ભાવ હોવાથી, શુકલાજીને જ શું, સ્વયં તુલસીદાસને પણ દોહા કોને કહેવાય એ 'પેલો'એ ખાસ સંભળાવ્યું હોત.

"શુકલાજી, આપ ચિંતા મત કીજિયે. મૈં આપકા ગ્રંથ બનારસ હિંદી યુનિવર્સિટીમેં જરૂર લગાઊંગા. બી.એ.કું લગાવૂં કી એમ.એ.કું. ઇતના બોલો —"

"જો આપકી ઇચ્છા —" શુકલાજીના ઘીભર્યા ચહેરા પર

લાચારીના અદૃશ્ય ઝરા ઝરતા હતા.

"આગલે મન્થમેં શાસ્ત્રી આનેવાલા હૈ, ઉસકો સ્ટ્રેટ બોલૂંગા" અને એકદમ મારી તરફ ફરીને પૂછ્યું. "શાસ્ત્રી કોણ સમજાયું કે?"

"લાલ બહાદુર જ ને?" મેં અમસ્તા જ મજાક કરવાનો પ્રયત્ન કર્યો.

"લાલ બહાદુર જ! આવતા મહિને આયુર્વેદ સંશોધન પરિષદ છે. તેના ઉદ્‌ઘાટન માટે અમે એમને બોલાવ્યા છે. ચરક ઉપર પેપર વાંચવાનો છું —"

"ચરક?"

"શલ્યચિકિત્સા — તમે નિઘંટુ વાંચ્યું છે કે નહિ? જરૂર વાંચજો."

આ માણસ સાથે મુકાબલો કરવો અશક્ય છે. વર્તમાનપત્રમાં કયા ફોટોમાં કોની બાજુમાં 'પેલો' દેખાશે, ન્યૂઝરીલમાં ક્યારે ચમકી પડશે એ કહેવું અઘરું. એક વાર એક ખેતી પ્રદર્શનમાં ઇનામ મેળવનાર ખૂંટની બાજુમાં એક ઉપમંત્રી અને ડાબા શિંગડાની બાજુમાં 'પેલો'! ખૂંટ કરતાંયે વધારે પ્રસન્ન ચહેરા સાથે 'પેલો' ઊભો હતો. હરાઈ ગાય જેમ ન જોઈએ તે ઠેકાણે જ ખાસ જાય છે તેમ કૅમેરાને પણ ગમે તેટલી ભીડ હોય તોપણ 'પેલો' ખાસ દેખાતો હશે. ખૂંટ પ્રદર્શનના ફોટોમાં મેં 'પેલો'ને જોયો છે, રાષ્ટ્રપતિથી માંડીને ગ્રામપંચાયતના સરપંચ સુધી બધા સ્તરના અધ્યક્ષો સાથે જોયો છે.

વર્ષો પહેલાં એક વાર ક્રુશ્ચોફ આવ્યા હતા ત્યારે તેમની બાજુમાં 'પેલો'નો ફોટો! ક્રુશ્ચોફ નેસ્તનાબૂદ થઈ ગયા, પણ 'પેલો' માત્ર ઊભો છે. કાલે 'તો મી નવ્હે ચ' જેવું 'પેલો' પર નાટક લખવાનું આવે તો 'પેલો' 'હું જ' એવું લખવું પડે. કારણ 'પેલો' જાતે હાજર નથી તેવી કોઈ જગા નથી. મેં પોતે આ આંખોથી 'પેલો'ને કૉંગ્રેસની પરિષદમાં લગભગ પ્રત્યેક મંત્રીની

પીઠ પર ધબ્બો મારતો જોયો છે. પ્રજા સમાજવાદી પક્ષના એક અધિવેશનમાં કોટ ઉપર કાપડી ફૂલ લગાવીને 'પેલો' ઊભો જ હતો. જનસંઘની સભામાં ધાબળાની કાળી ટોપી પહેરીને 'હં હં હં' કરતો હતો. હવે ફક્ત ભારતસુંદરીની હરીફાઈમાં વિજેતા સુંદરીના માથા ઉપરનો મુકુટ પોતાના માથે મૂકીને ઊભા રહેલા 'પેલો'ને જોવાનું બાકી છે.

ગમે તે હોટેલમાં એ અચાનક જ ટપકી પડે છે. અમારા કૉફી-હાઉસના તે ધ્યાની બુદ્ધના ચહેરાવાળા મૅનેજર સાથે દોસ્તી હશે માનીને ચૂપ રહ્યો. પણ એક વાર તાજમહાલ હોટેલમાં એક પારસી દંપતી સાથે પ્રવેશ કરતાં 'પેલો'ને મેં જોયો. હું નજર ચુકાવીને છટકતો હતો એટલામાં 'પેલો'એ મને જોયો.

"હેલો - વૉટ બ્રિગ્ઝ યુ હિયર?" આજે અંગ્રેજીની ઝંડી હતી.

"નથિંગ પર્ટિક્યુલર—"

"કમ એલોંગ —"

"ક્યાં?" કહું તેટલામાં તો 'પેલો' મને અંદર ખેંચી જ ગયો. પેલાં પારસી દંપતીની ઓળખાણ કરાવી. એ મિસ્ટર અને મિસિસ ભરૂચાનાં લગ્નની પચાસમી વર્ષગાંઠ હતી. પણ તે પાર્ટીમાં 'પેલો'એ પોતાનો સમાવેશ કેવી રીતે કર્યો હશે તે મને સમજાતું ન હતું. મને એ રીતે માથે પડવાનું ગમતું ન હતું. એટલે મેં 'પેલો'ને કહ્યું:

"નહિ, મારે જરા જવાનું છે."

"અરે, જવાશે" કહીને 'પેલો' મને ઉપર ખેંચી ગયો. તે પાર્ટીમાં એક 'પેલો' અને બીજો હું એમ બે જણને બાદ કરતાં બાકીના બધા 'નોન-મરાઠી' એવા વિશેષણથી ઓળખાનારા હતા. હું મારું શરીર સંકોચીને એક ટેબલ ઉપર બેઠો. પણ 'પેલો' તો તે આખા હૉલમાં પારસી, યુરોપિયન, ખ્રિસ્તી એવા લોકો સાથે

હાથ મેળવતો, વાંસા પર ધબ્બો મારતો ફરતો હતો. એક અમેરિકન માણસની પીઠ ઉપર ધબ્બો મારતો જોઈને તો 'પેલો' કેવળ આંતરભારતીય જ નહિ પણ આંતરરાષ્ટ્રીય છે એવી મને ખાતરી થઈ ગઈ. 'સર્વસ્ય ચાહં હૃદિ સંનિવિષ્ટો' એવું મેં ભગવાન શ્રીકૃષ્ણ માટે સાંભળ્યું હતું. તે પછી તેવા નમૂનાની 'પેલો' એ ફક્ત એક જ વિભૂતિ મળી.

આ માણસનો ખાધાખોરાકી માટે ઉદ્યોગ કયો તે મને સમજાતું ન હતું. કારણ 'પેલો' કોઈ વાર ભભકાદાર મોટરમાં જતો દેખાય, કોઈ વાર ટેકસીમાં, તો એકબે વાર મેં 'પેલો'ને બસસ્ટેન્ડ પર ઊભેલો પણ જોયો છે. ધોતિયું, નેહરુ શર્ટ, પગમાં જાડા જોડા, માથા ઉપર કોઈ વાર ટોપી હોય, કોઈ વાર ન પણ હોય, પણ બગલમાં માત્ર સમર્થ રામદાસ સ્વામીની કુબડીની જેમ સદૈવ એક જાડું પુસ્તક તો હોય જ, એવા ઠાઠમાં તે કાયમ ફરતો હોય છે; પણ આ બપોર કેવી રીતે ગાળે છે? 'પેલો'ને કુટુંબ હશે કે નહિ? આવા ખાસ દેશી પ્રશ્નો મારા મનમાં ઉદ્ભવતા. અને આશ્ચર્ય એ કે 'પેલો'ના મમ્ મમ્નો ઉદ્યોગ કયો તે કોઈને જ ખબર ન હતી. વધારામાં 'પેલો'એ કદી કોઈ પાસેથી પૈસા પડાવ્યા હોય તેવું પણ મારા સાંભળવામાં આવ્યું ન હતું. ઊલટું તે દિવસે કોફી–હાઉસમાં 'પેલો'એ મને બિલ પણ આપવા દીધું ન હતું. ખરું કહું તો કોફી–હાઉસમાં અમને બિલ આપ્યું જ ન હતું. હું અને 'પેલો' બહાર નીકળ્યા ત્યારે મૅનેજરે ઊભા થઈને બે હાથ જોડીને 'પેલો'ને નમસ્કાર કર્યા હતા. 'પેલો'એ પણ મૅનેજરને મારી ઓળખાણ આપીને "અપ્પડં ગપ્પડં ટમ્ટમ્" એવું કંઈક કહ્યું હતું. અને તરત જ મારા તરફ ફરીને "કાલથી તમને ખાસ કોફી આપે તેવું કહ્યું છે" એમ જણાવ્યું.

વચમાં વચમાં 'પેલો' આવી જ અણધારી જગાએ મળી જાય છે. બહુધા ષષ્ટિપૂર્તિ, સત્કાર સમારંભ, પ્રકાશન સમારંભ

એવા ઠેકાણે 'પેલો'ની પસંદગી થઈ જ હોય. પસંદગી શાની? 'પેલો'ની એકંદર વર્તણૂક ઉપરથી જેનો 'સત્કાર' હોય તેની જ પસંદગી 'પેલો'એ કરી હોય તેવું લાગતું. તેના આ દેખાડાની બધાને ચીડ ચડતી. માણસો અંદર અંદર તેના માટે ઘુસપુસ કરતા, પણ 'પેલો' તેના તે પ્રસન્ન વિજયી મુદ્રા સાથે સામે આવે કે તરત આ જ માણસો 'હે હે' કરીને તેની સાથે બોલતા. મને આ માણસ ઉપર કદી ગુસ્સો આવ્યો નથી. ઊલટું, આટલો ઉત્સાહ 'પેલો'ને ક્યાંથી મળે છે તેનું જ કુતૂહલ હતું. 'તાજ'માં પણ તે જ જાણીતાપણું. આ માણસ ગભરાય છે શાનાથી તે પણ સમજાતું ન હતું. ઠીક, તે વિદ્વાન છે કે નહિ તે જાણવા માટે પણ કોઈ સગડ ન હતા. કારણ તેના નામ પર એક પણ પુસ્તક ન હતું. બે ચાર વાર મને નાકા પર 'પેલો'ની સાથે વાત કરતો ઊભેલો જોઈને મારા એક બે મિત્રોએ 'સંભાળજે' એમ ઇશારો પણ કર્યો હતો.

"કેમ?"

"ભયંકર માણસ છે."

"શાના ઉપરથી?"

"એવું સાંભળ્યું છે."

"મને શું કરવાનો છે!"

એક વાત નક્કી. 'પેલો'ના વિશે પ્રેમથી કે આત્મીયતાથી બોલનારા મને જલદીથી કોઈ મળતા નથી. એક તો 'નંગ' છે અથવા 'ભયંકર' છે એવા જ અભિપ્રાય સાંભળવામાં આવે છે. અને એક દિવસ એકદમ અચાનક જ 'પેલો' મને 'દેખાયો'. પ્રચંડ બખ્તર પહેરતો હોય તેવો યોદ્ધો બખ્તર કાઢી નાખીને દોડતો દેખાય અને બખ્તર મોટું અને અંદરનો માણસ આવડો અમથો એમ ખ્યાલમાં આવે, તેવું કંઈક થયું. બસસ્ટૅાપ પર પેલો ઊભો હતો અને હું ટૅક્સીમાં જતો હતો. 'પેલો'ને જોઈને ટૅક્સી રોકી અને કહ્યું, "ચાલો, ક્યાં નીકળ્યા?"

"ઘેર. ઑપેરા હાઉસના નાકા ઉપર ઉતારશો તો ચાલશે."

"કેમ? ઘેર જ ઉતારું છું—"

"ના, ના."

"અરે, ચાલો."

"અચ્છા—" ઑપેરા હાઉસ પાસે જ એક મકાનમાં અમે પેઠા. 'પેલો' આવી અઢારે વર્ણવાળા મકાનમાં રહેતો હશે એવી મને કલ્પના પણ ન હતી. શાસ્ત્રી હૉલ કે આંગ્રેવાડી જેવું તેનું સરનામું મેં એમનેમ જ માની લીધું હતું. સરસ મકાન હતી. પણ બહારના પિત્તળના પાટિયા ઉપર 'ભરૂચા' 'ફાજલભાય' 'કાટપીટિયા' જેવાં નામો હતાં. એમાં 'પેલો'નુંય નામ હતું. ત્રણ જીના ચડીને ઉપર ગયા. મુંબઈમાં ઘણાં વર્ષોથી રહેતા હોય તેમના ઘરમાં જ આવું દીવાનખાનું દેખાય છે. ત્રણ ચાર સરસ મજાના ઓરડાવાળી જગા હતી. સેંકડો પુસ્તકોથી ભરેલાં કબાટો હતાં. સુંદર વિશાળ ટેબલ હતું. તેની આજુબાજુ પણ જાડાં જાડાં થોથાં હતાં.

"શું લેશો, કલાકાર!" કોણ જાણે કેમ પણ તે મને કાયમ 'કલાકાર' નામથી જ બોલાવતો હતો.

"કંઈ નહિ."

"એમ તે કાંઈ ચાલે? કષાય પેય?"

"ચાલશે."

"ગોવિંદરાવ—" મોટેથી હાંક મારી. હમણાં જ જેમણે બારણું ખોલ્યું હતું તે ઉઘાડા શરીરવાળા ગૃહસ્થ આવ્યા. "દોઢ ચા. મને અર્ધી."

ગોવિંદરાવ રસોડું સંભાળવાનું કામ કરતા હશે. ગોવિંદરાવ જેવું ભારેખમ નામ ધારણ કરનારા રસોઇયાના હોય છે તેવા જ. કઠોર ઘોઘરા અવાજમાં "લાવું છું—" કહ્યું અને અંદર અદૃશ્ય થયા. હું ભીંત જોવા માંડ્યો. ભીંત ઉપર ગાંધીજી, નેહરુ, વલ્લભભાઈ વગેરે સ્વર્ગસ્થોથી માંડીને હયાત નેતાઓ પર્યંત ઘણાની

સાથે ઊભેલા 'પેલો'ના કદી હાથ મેળવતા, કદી ભેટી પડતા, કદી ખાલી હસી પડતા એવા અસંખ્ય 'પોઝ'માં ફોટા હતા. 'પેલો'માં આટલાં વર્ષોમાં પણ કંઈ ખાસ ફરક પડયો હોય તેવું લાગતું ન હતું.

"બે મિનિટમાં આવ્યો" કહીને 'પેલો' અંદરની ખોલીમાં અદૃશ્ય થયો. હું કબાટમાંનાં પુસ્તકો જોતો હતો. એટલાં જુદાં જુદાં પુસ્તકો ઠસોઠસ ભરેલાં હતાં કે 'પેલો' નો વિષય કયો તે કોઈ કહી શકે તેમ ન હતું. નારદીય સૂક્તથી માંડીને કોલસાની ખાણ ઉપરના રિપોર્ટ પર્યંત જે જોઈએ તે તે કબાટમાં એકસાથે ઠાંસેલું હતું. જરીપુરાણી વસ્તુઓની દુકાનમાં જેમ કાગળની પસ્તીથી માંડીને પોપટના તૂટેલા પાંજરા સુધી જે માગો તે હોય છે તેમ તે દીવાનખાનું એટલે વિદ્વત્તાનું જરીપુરાણ હતું.

"શું જુઓ છો?" 'પેલો'ના પ્રશ્નથી હું ચમકયો.

"પુસ્તકો."

"કયું જોઈએ?"

"ના રે, જરા જોતો હતો. કેમ રે, આટલું બધું વાંચવાનો સમય મળે છે?"

"કાઢવો પડે છે. તે સિવાય ચૂલો કેવી રીતે પેટે?" એમ કહીને 'પેલો' હમેશની જેમ મોટેથી હસ્યો.

"એટલે આ પુસ્તકોથી ચૂલો સળગાવો છો કે શું?" મને થયું કે મારા આ પ્રશ્નથી 'પેલો' ફરીથી હસશે. પણ કોઈ દિવસ નહિ તેવો ને તે વખતે 'પેલો' ગંભીર થઈ ગયો. કૉફી-હાઉસના મેનેજર (કે માલિક)ને હસતો જોઈને મને અચંબો થયો હતો તેવો જ અચંબો 'પેલો'ને ગંભીર થયેલો જોઈને ફરીથી થયો.

"કલાકાર, ખૂબ ખરું બોલ્યા તમે."

"એટલે?"

"એટલે આ અમારો પેટ બાળવાનો ઉદ્યોગ છે." મને થયું

જૂની ચોપડીઓ વેચવાનો ધંધો બંધો છે કે શું આનો? પણ મેં તે પૂછવાનું માંડી વાળ્યું. પહેલાં એક વાર મારા એક મિત્રે એક ગૃહસ્થ સાથે મારી ઓળખાણ કરાવી. તેમનું નામ સાંભળીને મારા મગજમાં કંઈ ચમકારો થયો નહિ. તેનો એમને થોડો ગુસ્સો આવ્યો હોય તેમ લાગ્યું. તોપણ તે કોણ છે એ જાણવા માટે મેં પૂછ્યું, "આપ અહીં શું કરો છો?"

"કલમ ઉપર જીવનારો આખા વિદર્ભમાં હું એકલો જ છું" એ ગૃહસ્થે રૂઆબથી કહ્યું.

"એટલે — ફાઉન્ટન પેન સમારકામની દુકાન છે કે શું આપની?" મેં શાંતિથી પૂછ્યું. એ સાહિત્યકારે ત્યારથી આજની ઘડી સુધી બોલવામાં અને લખવામાં મારો કાંટો કાઢી નાખવાની એક પણ તક જવા દીધી નથી. તે પ્રસંગ યાદ કરીને પુસ્તકોથી ચૂલો સળગાવવા બાબતમાં હું બહુ ઊંડો ગયો નહિ. ઊલટું, 'પેલો'ને સારું લાગે તે માટે કહ્યું,

"આટલો વ્યાસંગ કરનાર માણસ ભાગ્યે જ મળે છે."

"આ વ્યાસંગ નથી, કલાકાર, આ મૂડી છે." પછી પૂછ્યું:

"કલાકાર, તમારી ઉંમર?"

મેં મારી ઉંમર કહી.

"નાના છો."

કોણ જાણે કેમ પણ તે દિવસે 'પેલો' મને નિરાળો જ દેખાતો હતો. ચોકઠું કાઢ્યા પછી તાજો માજો પેન્શનર પણ થોડો અસહાય દેખાય છે તેવો.

"આ દુનિયા કેવી છે તે ખબર છે તમને?" અને મારા જવાબની રાહ ન જોતાં 'પેલો'એ કહ્યું, "મહોરાંનું. ખરાં મહોરાં પણ કાગળના માવાનાં જ બને છે ને? આ પુસ્તકો નથી, કલાકાર, આ માવો છે. તેમાંથી વિદ્વત્તાનું મહોરું બનાવી આપું છું હું, જેના તેના માપનું. મહોરું બનાવી આપનારને નાહવા નિચોવવાનું હોય

છે ? વિદૂષકનું જોઈએ તો વિદૂષકનું લો. વિદ્વાનનું જોઈએ તો વિદ્વાનનું. સોજ્જવલ, સુંદર, નીતિમાન, ચારિત્ર્યશીલ — જેવા માણસનું જોઈએ તેવા માણસનું મહોરું બજારમાં મળે છે. અમારી પાસે વિદ્વત્તાનું મહોરું મળે છે. આ જુઓ." ટેબલ ઉપરનું એક હસ્તલિખિત મને બતાવતાં 'પેલો' બોલ્યો, "આ ભારતીય સંસ્કૃતિ ઉપરનું 'ભાષણ' છે. કોણ કરવાનું છે, ખબર છે?" એમ કહીને 'પેલો'એ મને વર્તમાનપત્રમાંનો એક ફોટો બતાવ્યો. કોઈ બીડીનો વેપારી હતો.

"પણ એ બીડીના વેપારીને અને ભારતીય સંસ્કૃતિને શું લાગેવળગે ?"

"ફક્ત શ્રીમંતાઈથી તેને સંતોષ નથી. તેને હવે સામાજિક પ્રતિષ્ઠા જોઈએ છે. અમે તે સપ્લાય કરીએ છીએ."

"એટલે તમે લખેલું ભાષણ પોતાનું છે કહીને વાંચશે!"

"અઢીસો રૂપિયામાં તેને આ પ્રતિષ્ઠા મળતી હોય તો તેમાં તેની શી ચૂક? સૂટ ચડાવીને લોકો શ્રીમંતાઈનો ભાસ નિર્માણ નથી કરતા? એમ સમજો કે આ વિદ્વત્તાનો સૂટ છે. અરે, એમાં શું થઈ ગયું ? આ તો ખાલી ભાષણ છે. અહીં આખાં ને આખાં પુસ્તકો લખેલાં મળે છે. આમ આવો."

'પેલો' મને એક કબાટ પાસે લઈ ગયો. તેમાં અનેક વિસંવાદી વિષયો ઉપર નાનાં મોટાં પુસ્તકો હતાં.

"આ બધી ચોપડીઓ તમે લખી આપી છે?"

"'ભાડાના દાગીના છે કે શું ?' એવો પ્રશ્ન કોઈ કદી મોટેથી પૂછે છે?" ખરી રીતે એવો કોઈ પ્રશ્ન પૂછવામાં આવે તો રોજ તો 'પેલો' મોટેથી હસી પડતો હતો. પણ આજ 'પેલો' ગંભીર હતો.

"ગુસ્સે ન થતા હોં — પણ આ એક પ્રકારની લબાડી નથી ?"

"એક પ્રકારની? સર્વ પ્રકારની લબાડી છે."

"પણ તો પછી પોતે લખ્યું ન હોય તેવા પુસ્તકનું ગૌરવ

થાય તો તેમાં તેને કેવો આનંદ આવે છે ! આ બીડીવાળો. બીજાનું ભાષણ પોતાનું છે કહીને વાંચવામાં તેને લાજ નથી આવતી ?"

"પાઉડર લગાડવાથી પોતે ગોરો દેખાય છે, બાકી ખરેખર તો પોતે કાળો છે એવું પાઉડર લગાડનારાને કદી લાગે છે? આ વિદ્વત્તાનો પાઉડર છે. તે લગાડીને ફરવામાં આનંદ માણનારા લોકો છે. માણસો પોતાના ખિસ્સાના પૈસા ખર્ચીને સત્કાર કરાવી નથી લેતા? આજે જ સવારે એક ડૉક્ટર આવ્યા હતા. તેમને પોતાની ષષ્ટિપૂર્તિની ઉજવણી કરાવવી છે. દશ હજારમાં કૉન્ટ્રાક્ટ કરાવ્યો છે."

મને ગભરામણ થવા માંડી. તેટલામાં દોઢ કપ ચા આવી.

"લો. અમારા ગોવિંદરાવ ચા ફક્કડ બનાવે છે. છેલ્લાં વીસ વર્ષથી અમારો ચૂલો સંભાળે છે — આ ગઈ સાલથી." ભીંત પર એક નંખાઈ ગયેલા ચહેરાવાળી બાઈનો ફોટો હતો. તે દિવસે 'પેલો'ને કોણ જાણે શું થયું હતું. 'પેલો' એ મારી આગળ પોતાનું બખ્તર કાઢી નાખવાનું ઠરાવ્યું હતું.

"મારા બાપુ દશગ્રંથી બ્રાહ્મણ હતા. મારે અંગ્રેજી શીખવું નહિ તેવી તેમની હઠ હતી. ઘેરથી ભાગી ગયો. પૂના આવ્યો. ૐ ભવતીનો સંકોચ નહોતો જ. તેમાંથી જુદા જુદા વારે જુદા જુદા ઘેર જમવાની વ્યવસ્થા થઈ. બી.એ. થયો ત્યાં સુધી આ પ્રમાણે વાર બાંધીને જમતો હતો. ટ્યૂશન કરી કરીને બાપુને પૈસા મોકલતો હતો. સંસ્કૃતમાં ફર્સ્ટ કલાસ થોડા માટે ગયો. ઇન્ટરમાં હતો ત્યારે જ બાપુએ અમારું લગ્ન કરી નાખ્યું હતું. ઘેર ઘરડા બાપુ. ઉપરથી અગ્નિહોત્ર. એટલે આને ત્યાં જ રહેવું પડ્યું. કર્મઠ કુટુંબ. વ્રતવૈકલ્ય માટે તો પૂછવાનું જ નહિ. હું એમ.એ.-માં જવાનો હતો. પણ બધી જાતની અડચણ. એવામાં પ્રોફેસર આચાર્યનો પરિચય થયો. તમે તેમનું નામ તો સાંભળ્યું હશે —

મરી ગયાને પંદર વર્ષ થયાં.

"મેં સાંભળ્યું છે — માર્કંડેય શાસ્ત્રી આચાર્ય ને?"

"તમને શી ખબર?"

"ઋગ્વેદ ઉપર ઑથોરિટી — 'ઋગ્વેદકાલીન ભારત'ના લેખક!"

"મારું પુસ્તક તે. બી.એ. થયા પછી રાતદિવસ એક કરીને તૈયાર કરેલું હસ્તલિખિત તપાસવા માટે આપ્યું હતું. તેમના હાથે ગુમ થયું. અને 'ઋગ્વેદકાલીન ભારત' થઈને, લેખક માર્કંડેય શાસ્ત્રીના નામથી પ્રકટ થયું! આ લબાડી કોણે કરી? જેમના પગ દાબી આપવા સુધીની મેં સેવા કરી, તે મારા ગુરુજીએ! પણે જુઓ, તેમનો ફોટો. મહામહોપાધ્યાય માર્કંડેય શાસ્ત્રી આચાર્ય, ડી.લિટ.! તમે કહેશો, એક્સપોઝ કેમ ન કર્યો —"

"એમ જ કહેવાનો હતો."

"અમારા ગુરુજીના ચહેરા ઉપર વિદ્વત્તાનું મહોરું તો હતું જ, ઉપરાંત તેના ઉપર સજ્જનતાનું વાર્નિશ લગાડેલું હતું. ગુરુજીએ જ હું તેમનાં પુસ્તકો ચોરીને જૂના બજારમાં વેચું છું તેવી કાગારોળ કરવા માંડી હતી. આવી પરિસ્થિતિમાં શો માર્ગ હતો?"

"અરે ભાઈ આપણને નથી —" હું અમસ્તો જ કંઈક બબડ્યો.

"તે ગ્રંથના ગૌરવાર્થે થયેલી સભામાં મેં એક કલાક સુધી અમારા ગુરુજીની બેફાટ સ્તુતિ કરતું ભાષણ કર્યું હતું."

"ગુરુજીનું માથું નીચું નમી ન ગયું?"

"નમ્યું. પણ લોકોએ માન્યું, વિનયથી! તસ્માત્ આયુષ્યની શરૂઆત જ આ રીતે થઈ. ગુરુકૃપાથી આ ધંધો સૂઝ્યો. અત્યારે પ્રતિષ્ઠાના મહોરાની માગણી ખૂબ વધતી જાય છે. બીડીવાળા છે,

ખાંડના કારખાનાવાળા છે, મંત્રી–ઉપમંત્રો છે, મ્યુનિસિપાલટીના પ્રમુખો છે. બીજાની મહેનતે બાપ થનારાની જમાત નાની સૂની નથી. જનતાનો સંપર્ક ખૂબ રાખવો પડે છે. એક પણ સમારંભ ચૂકવાનું પોસાતું નથી. ઘરાક ત્યાં જ મળે છે. પૈસા મળે છે. જોઈતા હતા ત્યારે મળ્યા નહિ. એટલે તો આનો ક્ષય મટાડી શકયો નહિ. તાત્પર્ય શું કલાકાર, કોઈએ કહ્યું હતું ને કે વિદ્વાન્ ભાડે મળે છે તેમાં ભૂલ છે. પ્રત્યેક વાત આ જગતમાં ભાડેથી અપાય છે. લેનારાને મળે છે. માગો તે વિષય ઉપરની વિદ્વત્તા અમે ભાડે આપીએ છીએ."

'પેલો' મારી સાથે આટલું સાચું કેમ બોલતો હતો તે જ મને સમજાતું ન હતું.

"પણ અરે, સમજો. તમારી પાસેથી લોકો આવું બધું લખાવી લે છે અને પોતાના નામે છપાવે છે એ વાત હું સરતચૂકથી બોલી ગયો તો ?"

"સરતચૂકથી શા માટે? જાણી જોઇને બોલો. ખુશીથી બોલો. કોઇને વિશ્વાસ બેસશે નહિ. તે પણ વ્યવસ્થા મેં કરી લીધી છે. હું એક અત્યંત 'બોગસ' માણસ છું, એવું મહોરું મેં સ્વતઃ મારા મોઢા ઉપર ચડાવી દીધું છે. એટલે મેં તમારી આગળ આ બધી થાપ મારી એમ જ બધા સમજશે !"

અને બીજા દિવસે કોફી–હાઉસમાં અમારા મિત્રમંડળમાં આ વાત મેં કરી ત્યારે ત્યાંના ચચ્ચ યાવત્ પ્રાણી માત્રે કહ્યું :

" 'પેલો'નું શું સાંભળે છે ! એક નંબરનો 'બોગસ' માણસ !"

'પેલો' માટેનો મારો આદર વધ્યો.

*

[શ્રી પુ. લ. દેશપાંડેની કૃતિ 'વ્યક્તિ આણિ વલ્લી'ના પ્રકાશક શ્રી શ્રી. પુ. ભાગવતના સૌજન્યથી] □

## જૂઠી મા / સરદાર જૈનુદ્દીન

નાળિયેરીનો પડછાયો પાતળી પગદંડીની જેમ પાતળો થઈને લંબાયો હતો. ઠીક ઊંચાઈએ ફાટેલી છત્રી જેવો એનો છેડો હવામાં કંપતો દેખાતો હતો. કદાચ ઉપર પવન ફૂંકાય છે. પણ એટલું ઉમસ છે કે હવા વહે છે એવું લાગતું જ નથી. શરીરને પરસેવાથી ચીકણું કરી દેતી ગરમી. શરીરમાંથી જાણે તાપ નીકળી રહ્યો છે. અડધો ચૈતર લગભગ વહી ગયો છે. અત્યારના સમયે આવું જ થાય છે.

જે લોકો છાયામાં રહે છે, પંખાની હવા ખાય છે, તેઓ બીજું કશું વિચારતા નથી. પરંતુ કાલુ માટે આ લલચાવનારો સમય છે. આખું વરસ એ ગરમીના આ દિવસને તાકતો રહે છે. આ દિવસોમાં શરીરે સહજપણે પરસેવો વળતો રહે છે. ચહેરો સહેલાઈથી દર્દભર્યો, કરુણ દેખાય છે, એથી રાહદારીઓના દિલમાં દયા પ્રેરવામાં ઝાઝી મહેનત નથી કરવી પડતી. બે વાર ચહેરાને વિકૃત કરી વેદનાભર્યા સ્વર સાથે હાથ લંબાવતાં ટપ ટપ બે ચાર સિક્કા પડી જાય છે. પણ રોજ કરતાં આજે ગરમી વધારે છે, આથી કાલુ પેલા પડછાયા તરફ લાલચુ નજરે જુએ છે. વિચારે છે કે એ પોતાની તરફ આવી જાય તો સારું. પણ આ રમઝાનનો મહિનો છે. તેમાં વળી ચૈતરની બપોર, છાયાની લાલચે શરીરનો પરસેવો સૂકવી દેવો એ સારું નહિ, એમ સમજીને કાલુ એક બાજુ ઢળીને બેસી ગયો. રાહદારીને જોતાં જ પોતાની નકામી આંખ —

ફકીરોના ધંધાદારી ચાનમિયાંએ ગરમ લોખંડના સળિયાથી નકામી બનાવી દીધી હતી એ નકામી આંખ — વાંકી કરીને ઝૂકી જાય છે, સામે લંબાવેલો સૂકો પગ હાલવા લાગે છે અને 'હુ... અલ્લાહુ !' અદ્‌ભુત રીતે બોલી, વિકૃત અવાજ કાઢે છે અને ટપ ટપ એના પતરાના પાત્રમાં સિક્કો પડે છે. કોઈ કોઈ વાર રાહદારી દેખાતા નથી ત્યારે કાલુ શિકારી નજરે તાકતો રહે છે. એની નજર ઠેઠ 'શાખારી બજાર' સુધી પહોંચી જાય છે. એ ધ્યાનથી જુએ છે. પોતાના વિસ્તારમાં ઘૂસીને મારા કામમાં ખલેલ પાડે છે કે પછી કોઈ દાતાર જેવો ભલો માણસ પોતાની દિશામાં આવે છે. માણસને જોતાં જ કાલુ સમજી જાય છે. ભલે કોઈ એકલદોકલ હોય કે ટોળામાં હોય, તરત એની શિકારી દૃષ્ટિ રાહદારીની આંખથી તે હૃદય સુધી પહોંચી જાય છે. પછી ક્ષણવારમાં સાપ પોતાની લંબાવેલી ફેણ ઝડપભેર પાછી ખેંચી લે છે એ જ રીતે જમણી આંખ ખેંચીને નકામી બનેલી આંખને આગળ કરીને, લંગડા પગને કમ્પાવીને મોઢેથી અદ્‌ભુત 'હુ અલ્લા હુ' શબ્દો નીકળે છે.

પહેલાં એ ઘરે જઈને બધી વાત કહેતો હતો. મજાલ છે કે એકાદ સિક્કો નાખ્યા વિના કોઈ આગળ નીકળી જાય! પરંતુ હવે એ મહદ અંશે કહે છે: 'બધા લોકો કસાઈ થતા જાય છે.'

કોર્ટની બરાબર પાછળ નાળિયેરીની આસપાસ વીસ વીસ હાથ માપની જગ્યા કાલુની છે. એ હદમાં કોઈનેય પ્રવેશવાનો અધિકાર નથી. એ કારણે ઘણી વાર ઝઘડો થઈ જાય છે. એક પગ લંગડો હોવા છતાં કાલુમાં રાક્ષસ જેવી તાકાત છે. એના બંને હાથ જાણે દૈત્યના છે, એની પકડમાં આવનારનો જાન બચે એ શકચ નથી.

છોનેકાએ એક દિવસ કહ્યું હતું. 'શરીરમાં રાક્ષસ જેવી તાકાત છે એટલે શું આખી દુનિયા એની છે? એવી વાત કરે છે કે લોહી ઊકળી આવે છે.' કાલુએ તરત પાસે પડેલી ઈંટ ઉઠાવી છોનેકા

પર ફેંકી હતી. 'ચાલ, ભાગ બદમાશ! ફરી વાર બાઝશે તો જીવ લઈ લઈશ!' એવી ચેતવણી આપી. છોનેકાનો પગ કચડાઈ જતો બચી ગયો. થોડું વાગ્યું ખરું. છોનેકા પણ ઓછો નહોતો. ઊછળીને પોતાની સરહદમાં જઈને કાલુને ગાળ દેવા લાગ્યો. પછી બંને વચ્ચે સમજૂતી થઈ. છોનેકા ભીખ માગતો આમ તેમ ફરી શકે, પણ કોઈ એક જગ્યાએ બેસીને ભીખ નહિ માગે. બસ, ત્યારથી આ વિસ્તાર કાલુનો છે.

કોર્ટે જવાનો માર્ગ હોવાથી ગામડેથી કેસ માટે આવનારાઓને આ રસ્તેથી પસાર થવું પડે છે, એટલે દુષ્કાળના દિવસોમાં પણ કાલુને બે ચાર પૈસા મળી જ જાય છે. પરંતુ જમણી બાજુના પગના ઘૂંટણનો ઘા રૂઝાઈ ગયો છે. કોઈ વનસ્પતિના પાંદડાંને સડાવીને બાંધે એટલે પુરાણી પીડા ફરી તાજી થઈ જાય. એથી ફરી ફરી થતી પીડા સહી શકાતી નથી. પરંતુ એક ફૂટેલી આંખ, અને એક લંગડો પગ ભીખ માટે પૂરતાં નથી. ઘા બનાવતી વખતે ચાનમિયાંએ કલકત્તાની બુધ્ધુ ઓસ્તાગાર લેનમાં રહેતી વખતે કહ્યું હતું. એટલે ઘા સુકાઈ જાય છે ત્યારે એ કોણ જાણે કયા કયા ઝાડનાં પાંદડાં અને ચૂનો એ જગ્યાએ બાંધીને ઘાને તાજો કરી દે છે. બે દિવસ અસહ્ય પીડા થાય છે. ત્રીજે દિવસે પાટો ખોલી નાખે છે. તે પર માખી બણબણવા માંડે છે અને ઘા સડવા લાગે છે. કોઢ રુઝાતો નથી, એટલે બે ચાર પૈસા કમાવા માટે આ જ સારું છે. કાલુએ એક વાર એના વિશે પણ વિચાર કર્યો હતો, પણ એથી અંગ ખોટું પડીને ખરે છે અને અંતે મરવું પડે છે, એટલે એણે કોઢિયો થવાનું ટાળ્યું.

એના પગનો ઘા રુઝાઈ જાય છે ત્યારે બહુ ઓછી ભીખ મળે છે. તે દિવસે એ ઝૂંપડીમાં જઈને ફત્તેજાન પર વરસી પડે છે. પાછળ પડી જાય છે, 'ચાલ, જે લાવી હોય તે આપી દે!'

ફત્તેજાન સમજી જાય છે. એનો જીવ સુકાઈ જાય છે. મનમાં

જ કહે છે, સાળો આજે કેડો નહિ છોડે. ફત્તેજાન કશું બોલ્યા વિના પાલવની ગાંઠે બાંધેલા બેચાર પૈસા આપી દે છે:

કાલુ ગર્જે છે: 'હં અ! બસ, આટલા જ? પેલા છેડે શું છે તે બતાવ જોઈએ! એ બીજો છેડો ખોલીને, તરબૂચની સડેલી ચીર એની સામે ધરી દે છે.

'ચાલ, એ જ ખાઈ લઉં છું.' ખાતાં ખાતાં કાલુ કહે છે: 'તને આજકાલ પૈસા મળતા જ નથી, શી વાત છે?' એ બબડે છે: 'શું મળે! આજ સુધી એક છોકરુંયે પેદા કરી શકી નથી. આજકાલ બાળક વિના કમાણી થતી જ નથી.'

ગુસ્સે થાય છે ત્યારે કાલુ બસ આ જ વાત કહે છે: 'છોકરું પેદા ન કરી શકી!' શું ફત્તેજાનને પણ એનું ઓછું દુઃખ છે? છોનેકાના છોકરા જેવો છોકરો પોતાને પણ હોત તો એ કોઈની પરવા ન કરતે. 'છોકરું ભૂખ્યું છે' કહીને લોકોને બતાવતે અને સહેલાઈથી મે પૈસા કમાતે. પણ એના ભાગ્યમાં બાળક ક્યાં છે? એ માટે એ જ દોષિત છે. કાલુ તો મર્દાનગીમા કમ નથી. એટલે તો ફત્તેજાન છેલ્લાં બાર વરસથી એની સાથે રહે છે. આથી તો કાલુ એને બાળક ન પેદા કરવાનું મહેણું મારે છે ત્યારે ફત્તેજાન જવાબ આપી શકતી નથી. મનમાં કોચવાય છે. કેટલીયે વાર એ રડી છે, પણ એમા એનો શો દોષ? દોષ નસીબનો છે, એટલે તો એને બાળક ન થયું. એટલે તો આજે કાલુએ એને જેવી ગાળ દીધી કે, તરત બીજા પર વરસી પડે છે તેમ કાલુ પર વરસી પડી, 'રાખ્ખસ, મારાથી સંતોષ ન થતો હોય તો કોઈ બીજી શોધી લે!'

'તો જો!' કહીને કાલુ લંગડાએ પોતાની કાખઘોડી ઉઠાવીને ફત્તેજાનની પીઠે ઝીંકી. ફત્તેજાન ચીસ પાડતી ઝૂંપડીની બહાર દોડી ગઈ. કાલુને કૂતરો, શિયાળ, ગીધ — કંઈ કંઈ કહ્યું. કાલુ ચૂપ થઈ ગયો. નાહક ઘાંટા પાડવાથી શું વળવાનું છે? પણ ફત્તેજાન ક્યાં અટકે એમ છે. એની આદત જ એવી છે. એક વાર ગુસ્સે

થાય છે તો શાંત થતી નથી. એટલે એકલી એકલી બબડે છે. એ જ જૂની વાત ફરી તાજી કરી ધ્રુસકે ધ્રુસકે રડીને કાલુનાં માબાપ અને એની ચૌદ પેઢીને ગાળ દીધી. ના, હવે ધીરજ રહેતી નથી. આખર, એમાં માબાપ ક્યાં આવ્યાં? કાલુએ તો ક્યારેય માબાપને જોયાં નથી. જોયાં હશે તોયે એને યાદ નથી. એ સાવ નાનો હતો ત્યારે ચાનમિયાં દક્ષિણ કલકત્તા વિસ્તારમાંથી, ક્યાંકથી એને માની ગોદ સૂની કરીને ઉઠાવી લાવ્યો હતો. સારાં નિષ્પાપ માબાપને તું ગાળ દે છે? સૂતાં સૂતાં જ કાલુ બોલ્યો, 'ઓ, ઓ, હરામજાદી! તું ચૂપ રહેશે કે નહિ?'

'હરામજાદી હશે તારી મા, તારી ફોઈ, તારી ચૌદ પેઢી.'

'તો હરામજાદી તને બતાવું છું' કહીને કાલુ ગર્જ્યો તો ખરો પણ ઝાઝું વરસી શક્યો નહિ. થોડા છાંટા, પછી કોણ જાણે ક્યાંથી બાવરી હવા આવી અને વાદળને ખેંચી ગઈ. ક્ષણભરમાં રેશમી વસ્ત્ર પર ટાંક્યા હોય એવા તારાથી બધું ઝગમગવા લાગ્યું. એટલે તો રાત શાંત અનુભવાય છે. ધીમે ધીમે હવા વહે છે — વાતાવરણમાં શીતળતા છે. ફાટેલી ગૂણ ચટાઈથી ઘેરાયેલી ઝૂંપડી વિશે કાલુ વિચારતો: તોફાન આવશે તો આ બધું ઊડી જશે... અને એની આંખ મળી ગઈ.

રાત ખાસ્સી વીતી ગઈ હતી. ફત્તેજાન કાલુ પાસે બેસી ભાગ્ય વિશે વિચારતી હતી. બે મુઠ્ઠી ભાત અને થોડા સુખ માટે એણે શું શું નથી કર્યું... પણ શું બન્યું? કશું નહિ. પોતાને નહિ તો આને પણ જીવનમાં એક ક્ષણ સુખ શાંતિ મળ્યાં નથી. હૃદયની બળતરાથી એ નરમ બની ગઈ. એણે કાલુના પગ પર હાથ મૂક્યો. ઘા રુઝાઈ ગયો હતો. તેના પર એ ધીરે ધીરે હાથ ફેરવવા લાગી. એના સ્પર્શથી કાલુની ઊંઘ ઊડી ગઈ. એ ઘણો આરામ અનુભવતો હતો, એ કશું બોલી શકતો ન હતો. પરંતુ આરામની નીરવતામાં કાલુ ઝાઝો સમય ભીંજાયેલો રહી શક્યો નહિ. એને

કંઈ કંઈ થતું હતું. હાય રે, બિચારીને પોતાનું કહી શકાય એવું દુનિયામાં કોઈ નથી. દસબાર વર્ષથી મારા પડછાયાની જેમ મારી સાથે રહી છે, કોણ જાણે કયા મોહને કારણે... એ ન હોત તો જાનમિયાંની બુધ્ધુ ઉસ્તાગાર લેનમાં આવેલી જેલમાંથી પોતે ક્યારેય છૂટી શકતે નહિ. આખી જિંદગી શ્વાસ રૂંધતા ગંદા ઓરડામાં ભૂખે કાઢવી પડતે. કાલુ હાથનો ટેકો લઈ બેઠો થયો, પછી બંને હાથ લંબાવીને જાનુને આલિંગનબદ્ધ કરી. 'તું શા માટે જાગે છે? ઊંઘશે નહિ?'

ફત્તેજાન કશું બોલી નહિ, માત્ર રડતી રહી અને કાલુને ભીંજવતી રહી. કાલુએ એની દાઢી પકડી મોઢું ઊંચું કરી બોલ્યો, 'ન રડ, ન રડ, જૂઠી મા.'

બધા ફત્તેજાનને આ જ નામે ઓળખે છે. એને બાળક નહોતું એટલે એ જૂઠીમા હતી. ફત્તેજાન એ સાંભળીને ખુશ થાય છે. 'તને કોઈ પણ રીતે એક બાળક લાવી આપીશ.'

એ સાંભળીને ફત્તેજાન ગદ્‌ગદ થઈ ગઈ. એ બોલી, 'ખરેખર, મને એક બાળક મળશે? પછી હું જોઈશ કે છોનેકા આપણા કરતાં વધારે કમાય છે! બાળક હશે તો તારે પણ રુઝાયેલા ઘાને તાજો નહિ કરવો પડે. મારી એકલીની કમાણી પર જ દિવસો પસાર થઈ જશે.'

'એમ જ થશે જૂઠી મા. કલે તું મારી કાખઘોડીને સરખી કરાવી લાવજે. આપણે હવે અહીં નહિ રહીએ. આપણને કોઈ ઓળખે નહિ એવી જગ્યાએ ચાલ્યા જઈશું, સમજી? પછી...'

'પછી શું?' ફત્તેજાને કાલુની છાતી પરથી માથું ઊંચકીને પૂછ્યું.

'એ બધું જવા દે તું. હવે સૂઈ જા.' કહી ફત્તેજાનને બાહુમાં સમેટી.

બીજા દિવસે કાલુ ખરેખર એ ઝૂંપડી છોડીને નીકળી શકયો. પોતાનો જે કંઈ સામાન હતો જેમ કે પાણી પીવા માટે દૂધનો ખાલી ડબ્બો, ભાત ખાવા માટે માટીનું વાસણ, ભીખ માગવા માટે ડાલડાનો ખાલી ડબ્બો. એ ચીજોની પોટલી બાંધી ફ્રોજાને ઓઢણુની ઝોળી બનાવીને કાલુના ખભે ટાંગી દીધી. કાખઘોડી ઉઠાવીને અજબ રીતે લંગડાતો એ ચાલવા લાગ્યો. છેલ્લાં બે-ત્રણ વર્ષમાં કેટલીયે કોશિશ અને જતનથી બનાવેલો સંસાર પાછળ રહી ગયો. કેટલીક ભાંગીતૂટી ઈંટો, ફાટેલી જૂની ચટાઈ અને કોણ જાણે શું શું. ફ્રોજાન ચટાઈને ટેકો કરવા માટે ત્રણ માઈલ દૂરથી વાંસનો ટુકડો ઉઠાવી લાવી હતી.

'અરે એ ફ્રેનેકા, કાલે સાંજે સરસ ડબ્બો લાવી હતી, ધોઈ નાખ્યો હોત તો પાણી પીવા માટે ખપ લાગતે. અહીં જ મૂકયો હતો. કયો નિર્વંશી એ લઈ ગયો ?'

'જૂઠી મા, આમ ગાળ ન દે. મારો વેંતનો દીકરો પણ તારી આંખમાં સમાતો નથી ? એને જોઈને આંખ કાઢે છે ?'

બસ, પછી તો ચાલ્યું. ઝઘડો ત્રણ દિવસ ચાલશે. જતાં જતાં ફ્રોજાનને એ બધું યાદ આવ્યું. જેને માટે આટલા બધા ઝઘડા થયા તે બધું જ પાછળ રહી ગયું. પાછું વળી ઘર અને ચીજોને જોઈ રહી. એના ઝઘડાનો સાથી મેનેકા, મીય મના, મચ્છરની મા, અને બીજાંયે હતાં, ઘડીક તો એને થયું કે હું પાછી ફરું. જે કંઈ એ છોડીને આવી તેને માટે એ બેચેન હતી. મનમાં એ ભલે ગમે તે વિચારતી હોય પણ એ કાલુની પાછળ પાછળ એના પગ ઊપડતા હતા તે એક વાર પણ અટકયા નહિ. ખબર નહિ, આ કેવું આકર્ષણ છે. કાલુના પાષાણ હાથોના મુક્કા-થપ્પડ, કેટલીયે ગાળની ઉપેક્ષા કરતી આવી છે અને એ આકર્ષણ દસ બાર વર્ષથી એને આ જ રીતે એની પાછળ ખેંચી રહ્યું છે.

ફરોજાનને સ્ટેશનની પાછળ ભીખ માગવા માટે બેસાડીને કાલુ આખો દિવસ આ ગલીથી પેલી ગલી સુધી; આ રસ્તેથી પેલા રસ્તો સુધી ચારે બાજુ જાણે પહેરો ભરતો હોય તેમ સવારના પાંચથી તે રાતના નવ સુધી ફરતો રહ્યો. સ્ટીમરની સર્ચલાઇટની જેમ પોતાની એક આંખ બાળકની શોધ માટે ફેરવતો રહ્યો. આ જિંદગીમાં કાલુની બીજી કોઈ આકાંક્ષા નથી — બસ એક બાળક ફરોજાનના ખોળામાં મૂકી દેવું છે. એ પછી એ શાંતિથી એક મુઠ્ઠી ભાત ખાઈ શકશે. એટલે એ બાળકની શોધમાં લાગી પડ્યો. ચટ્ટગાંવની ઊંચી નીચી પથરાળ જમીન પર ચાલતાં ચાલતાં એ હેરાનપરેશાન થઈ ગયો. કોઈ નજરે પડે તો સાવ બદસૂરત હોય, તો કોઈ થોડો તો કોઈ વધુ ખૂબસૂરત. કાદું પણ સારું. એકબે છોકરાં મનપસંદ મળ્યાંયે ખરાં પણ કાલુએ એમને બોલાવ્યાં તો પણ, પાસે આવ્યાં નહિ. કાલુને જોઈને ડરનાં માર્યાં ભાગી ગયાં. આખો દિવસ રખડીને સાંજના અંધારામાં પાછો ફર્યો. બોલ્યો 'નહિ જૂઠી મા, આજેય કંઈ વળ્યું નહિ. ચાનમિયાં ફકીર કહેતા હતા કે હું આંખના પલકારામાં બાળકને ઉઠાવીને લાવી શકું છું. ખરેખર, એ બાળકને ઉપાડીયે લાવતો હતો. એક એક કરીને કલકત્તાના બુધ્ધુ ઓસ્તાગાર લેનમાં આવેલો ઓરડો એણે ભરી દીધો. એમની પાસે ઊછરેલો કાલુ એમનો એક પણ ગુણ શીખી શક્યો નહિ.

ફરોજાનનો ભય થોડો ઓછો થયો. દૂરથી કાલુને આવતો જોઈને એના હૃદયના ધબકારા વધી જતા, મન વ્યાકુળ થઈ જતું. કદાચ એ કોઈનો સર્વનાશ કરીને આવતો હોય. ફરોજાનના કાનમાં બાળકની માનું ક્રંદન ગુંજવા લાગતું. પછી એ જોઈ શકતી કે કાલુના ખભે લટકતા ઝોળામાં કશું જ નથી અને એ શાંતિથી એક લાંબો શ્વાસ લેતી. એ કાલુને કહેતી કે નથી માનતું તો છોડી દે. આપણે ઢાકા જઈએ. પહેલાં ત્યાં દિવસ પસાર થતાં એમ હવેના દિવસ પણ પસાર થઈ જશે. મારે બાળક નથી જોઈતું.' ફરોજાનને

વિશ્વાસ છે કે કોઈ માની ગોદ સૂની કરવાથી કશો લાભ નહિ થાય, એકદે લાશ જ ઊંચકવી પડે છે. પણ કાલુના મોઢે એ વાત કહેવાની ફત્તેજાનમાં હિંમત નથી. કોને ખબર એ રાક્ષસ ક્યારે ગુસ્સે થઈ જાય એટલે એને ચાલાકીથી ઠેકાણે લાવવો પડશે.

પરંતુ કાલુ કહે છે; 'કોઈ પણ રીતે એક બાળક તો મેળવીશ જ.' એ શબ્દો સાથે ફત્તેજાનનો ચહેરો પીળો પડી ગયો. મનમાં ગભરાટ જેવું થવા લાગ્યું.

સ્ટેશનનું પ્લેટફોર્મ પણ એક વિચિત્ર સ્થાન છે. હજારો લોકો આવ-જા કરે છે. દેશવિદેશથી લોકો અહીં આવે છે અને ચાલ્યા જાય છે. કેટલાયે લોકો પોતાના બાળકો, સગાં સાથે અહીં થાક્યા હાર્યા આરામ કરે છે; ઊંઘીયે જાય છે. પછી ખબર નહિ, બધું સમેટીને ચાલ્યા જાય છે. પછી એ સ્થાન સૂનું પડી રહે છે. વળી ક્યાંકથી લોકો આવે છે અને ભીડ થઈ જાય છે. કાલુએ વિચાર્યું કે અહીંથી જ એક બાળક ઉઠાવી સહેલાઈથી સરકી જવાશે. સૂતેલી માતાની ગોદમાંથી બાળકને ઉપાડી ઝોળીમાં નાખી, કાંધે ઉપાડી કોઈક ટ્રેનમાં બેસી જઈશ.

કાલુ આખી રાત તક શોધતો રહ્યો પણ કશું વળ્યું નહિ. ટોળીમાં આવેલા લોકોમાંના અડધા ઊંઘતા અને અડધા જાગતા. આખી રાત ઉઘાડી આંખે કાલુએ કાઢી. ઊંઘવાનું બહાનું કાઢીને ચુપચાપ પડી રહ્યો પણ કશું વળ્યું નહિ. સવારની ટ્રેન સીટી મારતી આવીને ઊભી રહી અને બધા ચાલ્યા ગયા.

કાલુએ ફત્તેજાનને કાનમાં કહ્યું, 'જો જૂઠી માં ! આ કામ તો તું જ કરી શકે. ચુપચાપ સૂઈ રહેજે. રાત ઘેરી થશે, લોકો ગાઢ ઊંઘમાં હશે. ઊંઘવાનું બહાનું કાઢીને ચુપચાપ પડી રહેજે. પાસું બદલતી નજીક જજે. પછી... સમજી' કાલુએ સમજાવી દીધું, 'બાળકને ખોળામાં લઈને આંખના પલકારામાં ચાલી નીકળજે. પછીના સ્ટેશને ટ્રેન પકડી લઈશું.'

ફ્રોજાન કમ્પી ગઈ. મનમાં જ બોલી,' 'ના, ના, એ મારાથી નહિ થાય. મન ડંખે છે, છાતી ધડકે છે.' પણ કશું બોલી નહિ. માથું નમાવીને ગુમસુમ બેસી રહી.

કાલુ ફરી બોલ્યો, 'સમજી! હું અહીં જ બેસી તારી રાહ જોઈશ. તારા પર નજર રાખીશ. ડરવાની કંઈ જરૂર નથી.'

સાંભળતાં જ ફ્રોજાન ગભરાઈ ગઈ. શેતાન મારી તરફ જોતો રહેશે. પહેલાં વિચાર્યું હતું કે પોતે કોઈક રીતે સૂઈ રહેશે, પછી સવારે આવીને કહેશે, કોશિશ કરી હતી પણ કંઈ વળ્યું નહિ. પણ શેતાન માગ પર નજર નોંધીને બેઠો હશે. જરાયે આમતેમ નહિ થાય. એને છેતરી શકાય એમ નથી, ચામડી જ ઉખેડી લેશે. છેવટે એ વિચારવા લાગી કે કઈ રીતે બાળકને ઉઠાવી લેવું. અને તે પછી પોતે શું કરશે. હિંમત કરી એણે કહ્યું, 'લાવીને તરત તને આપી દઈશ.'

'એ તો પછીની વાત, હવે તું ચૂપ રહે.' કાલુએ કહ્યું.

આજે સાંજ પછી બંને ઊંઘ્યાં નહિ. ફ્રોજાન આમતેમ આંટા મારતી રહી, કાલુ પોતે નક્કી કરેલી જગ્યા શોધીને બેસી ગયો.

રાત પૂરી થવામાં છે. કાલુ કાખઘોડીના સહારે ઊછળી ઊછળીને આગળ વધતો અને પાછળ જોઈ ફ્રોજાનને ટોકતો, 'પગ જોરથી નથી ઊપડતા? પહાડતલી જઈને સવારની ગાડી પકડીશું.'

ફ્રોજાન કોણ જાણે કેમ ચાલી શકતી નહોતી. એના શરીરમાં અજબ જેવી નિર્જીવતા આવી ગઈ હતી. જેમતેમ આગળ વધતી હતી. નાનકડા શિશુને છાતીએ વળગાડીને ફ્રોજાન જેમતેમ આગળ વધતી હતી. બાળકના સ્પર્શથી ફ્રોજાન પોતાની છાતીએ કોમળ નરમનો અનુભવ કરતી હતી. એના થાનમાં દૂધ હોત તો તરત એને ધાને વળગાડી દેતે. વચ્ચે રસ્તામાં લાઇટ દેખાઈ. કાલુ ચોંકીને

થોભી ગયો. એ તો સુધરાઈના ઘાસલેટિયા દીવાનો થાંભલો છે. કાલુ બત્તી પાસે જઈને થોભ્યો. ફ્રોજાન નજીક આવતાં જ બોલ્યો, 'જોઉં, કેવો છે!' એના પર હાથ ફેરવતાં બોલ્યો, ઠીક છે. દિવસો સુધી ભૂખ્યો રાખવો પડશે. પછી એક હાથ તોડી નાખવાથી જ આપણું કામ થઈ જશે. એક આંખ ફોડી નાખવાથી તો વધારે સારું થશે.'

ફ્રોજાન હા, ના, કશું બોલી નહિ. માત્ર એનો શ્વાસ રૂંધાવા લાગ્યો. કાલુ પોતાની આંખ બંધ કરીને જાનવરની જેમ હસી પડ્યો. એ હાસ્યથી જાણે ફ્રોજાનની ચેતના લુપ્ત થઈ ગઈ. શું આ રાક્ષસ આ દૂધમલ બાળકનો હાથ મરોડીને એની એક આંખ કાઢી લેશે? ફ્રોજાન આંખ ઉઠાવીને એની સામે જોઈ શકી નહિ. કાલુ હસતો હતો. એ બીભત્સ હાસ્યે ઉપરથી નીચે સુધી ચાબુક મારી ફ્રોજાનમાં નવી ચેતના જગાડી દીધી. કાલુ માણસ નહિ, દયામાયા વગરનો એક રાક્ષસ છે.

કાલુ સાથે વિતાવેલાં દસબાર વર્ષની જિંદગી યાદ કરીને ફ્રોજાને એક અસહ્ય ક્લાન્તિ અનુભવી. એણે ઘણા અત્યાચારો કર્યા તોપણ રાત્રિના અંધકારમાં એના બલિષ્ઠ સ્પર્શમાં પોતાના મનમાં એક ઉત્તેજના પામી હતી ફ્રોજાન. પરંતુ આજે, આ ક્ષણે એને લાગ્યું કે, એક જાનવર એને દસ-બાર વર્ષથી તોડી તોડીને ખાતો હતો.

ફ્રોજાનમાં થતાં ભાવાંતર પર કાલુએ ધ્યાન આપ્યું નહિ. એ તો પોતાની ખુશીમાં હજી હસતો હતો. એ ભૂખ્યો આદમખોર જાણે લોહી પીવા માટે આતુર થઈ ગયો હતો.

ભયની મારી ફ્રોજાને બાળકને છાતીસરસું દબાવીને પકડ્યું. એ પછી એ એકાએક એક દિશામાં ભાગવા લાગી. ભયભીત છાતીએ શિશુને કસીને શ્વાસ રોકીને દોડતી એક મા. □

## આવું આવું શા માટે / માય ડિયર જયુ

જાન્યુઆરી ૧૯૯૪ના 'કંકાવટી'માં એક વિવેચિકાએ મારા 'શબ્દસૃષ્ટિ' (નવે. '૯૩)માં છપાયેલા 'લોહીનું ટીપું' વિષેના 'લખાણ'ને પીંખવાં હવાતિયાં માર્યાં, તેના ટૂંકા જવાબ:–

૧. 'સંશોધન – અભ્યાસ' એવું વિભાગીય શીર્ષક મેં ન'તું આપ્યું; તે સામયિકના સંપાદકે આપ્યું છે. હું પણ એને 'સંશોધન' 'વિવેચન' કહેવાને બદલે અભ્યાસ, સમીક્ષા, આસ્વાદ એવું એવું કહેવાનું પસંદ કરું. એટલે વિવેચિકાના આખા પત્રમાં 'સંશોધન' સામે ચીડ પ્રગટી છે તેના કારણમાં હું નથી.

૨. આવી સમીક્ષાઓ દ્વારા મારો આશય ગુજરાતી ટૂંકી વાર્તાનાં ચીલાચાલુ ઉપરચોટિયાં અવલોકન આપવાનો નથી. પણ ટૂંકી વાર્તાનું 'એકમ' પોતાનાં સર્વ 'અંગો-ઉપાંગો'ને કઈ પેરે ખીલવે છે, જેનાથી એનું 'રૂપ' નીખરી આવે એ 'વીગતે' દર્શાવવાનો છે. એટલે વિવેચિકાએ ઠઠાડયું છે તેમ, 'કથાવસ્તુ' 'પાત્રનિરૂપણ' 'સન્નિધીકરણ' 'પીડ ઝબકાર' જેવી 'રૂપાળી' પરિભાષામાં વાત કરી નથી. 'કથનકેન્દ્ર' (જે પરિભાષા મેં યોગ્ય રીતે, પૂરી સૂઝબૂઝ સાથે પ્રયોજી છે.) કથાભાષા, કથનાત્મકતા (narrativity)ની 'ચર્ચા' કરી છે; અને એ દ્વારા કૃતિની રૂપનિર્મિતિની પ્રક્રિયાને તપાસવાનો ઉપક્રમ રાખ્યો છે.

૩. એ સંદર્ભમાં જ 'હીન-આલેખન' શબ્દપ્રયોગ કર્યો

છે. એ મેં રચેલો નથી. under-writing માટે ઘણા સમયથી વપરાય છે. વિવેચિકાને એની જાણ નહિ હોય. એમ તો પ્રશ્નો ઊભા કરવા હોય તો શબ્દ જ શા માટે, વર્ણ પછી પણ પ્રશ્ન ચિહ્ન મૂકી શકાય: 'શ' એટલે શું? 'રી' એટલે શું?... બલ્કે, ખાલી ખાલી પણ મૂકી શકાય: ?????

૪. Point of viewને યોગ્ય રીતે ઉપસાવવાની/આલેખવાની વાતમાં જ આદિ અને અંતની 'ઘટના' – 'તિરોધાન'ની નોંધ છે. એને જુદા પ્રકારનું તિરોધાન કહી શકાય. વિવેચિકાએ ધ્યાનથી વાંચ્યું હોત તો સ્પષ્ટ થાત કે એને ગુજ્જુ વિવેચનનાં 'તિરોધાન' નામક ચશ્માં લગાવીને જ જોવાની જરૂર નથી.

૫. તો, વિવેચિકા પોતાની આ સમજ સ્પષ્ટ કરી શક્યાં હોત: 'જયંત ખત્રી તો... શિખર છે.' મેં મારા અવલોકનમાં પણ 'આ જ' વિધાન કર્યું છે: 'ગુજરાતી વાર્તાસાહિત્યની... સાંપડે છે.' (પૃ. ૩૩).

૬. હજી ઘણી નોંધ કરી શકાય તેમ છે. પણ એવી બદતમીઝી કરવાની ઇચ્છા નથી. વિવેચિકાને ગુજ્જુ સાહિત્યની ધખના છે, તો આવા રસ્તા અપનાવવાને બદલે વિવેચન ક્ષેત્રે માનદંડ બની રહે એવું 'કંઈક' કામ કરી બતાવે. □

## સાભાર સ્વીકાર

**છંદ સમજ કે ગઝલસહજ** : ગઝલો માટેનું છંદશાસ્ત્ર, 'નઝર' ગફુરી, પ્ર. આભા પ્રકાશન, શાક્તાહાઉસ, અશોક રોડ, કાંદિવલી (ઈસ્ટ), મુંબઈ–૪૦૦ ૦૦૧, મૂલ્ય ૬૦ રૂપિયા.

## ડચૂરો

સાંજના ગાડામાં
ભર્યો શિયાળો.
સીમની કરોડ પર ચાલે ગાડાવાટ
ઊડતી ધૂળ કિરણોમાં થાય સોનું
સૂરજ કાળા ઘડામાં પુરાય
લબકારા લે કુહાડો જંગલ પર
ઢળી પડે સીમ
ગાડાવાળાની છાતીમાં ડચૂરો
ઝણઝણે એની કરોડ
નસોનું તાપણું તતડે
ચાલે અંધારિયા પેટાળમાં આગિયાનાં ઝરણ
બહુ દૂર નથી છાપરું
આઘે નથી હોકો
નથી છેટો ચૂલો
ને કરાંઠાનો ચળકતો અગ્નિ.

—કાનજી પટેલ

આધુનિક કવિતાનાં અનેક લક્ષણોમાંનું એક તે એ કે એમાં કવિનો રચનાપ્રપંચ એ જે ભાવસંવેદન વ્યક્ત કરવા ઇચ્છે છે તેનાથી બને તેટલી દૂરતા સાધે છે. એ જાણે ભાવને પ્રગટ કરવા નહિ તેટલો સંતાડવા ના મથતો હોય! અલબત્ત, અભિવ્યક્તિ-પ્રપંચના પટનું પોત એટલું જાડું ન હોય કે એની આરપાર કશું દેખાય જ નહિ, પણ તો એ એટલું પાતળું પારદર્શક પણ ન હોય કે બધું નર્યું સહેલાઈથી પ્રગટ થઈ જાય. કાવ્યમાં કથન, વર્ણન આદિથી ખડાં કરેલાં ચિત્રોમાં ભાવનો અણસારો પમાય એ કવિને ઇષ્ટ છે. આનાથી ભાવકને કાવ્યના હાર્દ સુધી પહોંચવામાં એના આહ્‌લાદને પામવામાં વાર લાગે, શ્રમ પડે એ ખરું, પણ ભાવચિત્રી પ્રતિભાના એવા પુરુષાર્થનો પણ એક આનંદ છે.

'ડચૂરો' કાવ્ય આમ તો વર્ણનમાં રચાયું છે. એમાં સમય, વસ્તુ, વ્યક્તિની સ્થિતિ–ગતિનાં વર્ણનો છે, પણ વાંચતાં જ આપણને સમજાઈ જાય છે કે કવિએ વર્ણનચિત્રો કાવ્યના મર્મના પ્રગટન માટે જરૂરી હોય તેવાં ને તેટલાં જ પ્રયોજ્યાં છે. 'ડચૂરો' શીર્ષક અમૂંઝણના, અકળામણના ભાવનું સૂચન કરે છે.

આરંભમાં કવિ શિયાળાની સાંજના સીમમાંથી ગાડામાં ઘર ભણી પાછા ફરી રહેલા ગાડાવાળાનું વર્ણન કરે છે. વર્ણનનો પ્રત્યેક અંશ કોઈ ને કોઈ ભાવનો સૂચક સમજાય છે. શિયાળો, સૂર્યાસ્ત, સીમની કરોડ, કુહાડો, જંગલ બધું પેલા ગાડાવાળાની છાતીમાંના ડચૂરાને ઓળખવામાં સહાયભૂત થાય છે. ગાડાવાળાને અધવચ્ચે, સીમ ને ઘરની વચ્ચે, ઘેર પહોંચીને જે હૂંફ, આનંદ પામવાં છે તેની તાલાવેલી લાગી છે. શિયાળાની ઋતુમાં પ્રિયજનની હૂંફ વધારે ગમે. ગાડાવાટે ગાડું જાય છે તેને સીમની કરાડ પર ચાલતું કહ્યું છે. એનો સંદર્ભ 'ઝણઝણે એની કરોડ' એ પંક્તિ સાથે છે. ગાડાવાળાને પ્રિયજનની હૂંફની તાલાવેલી લાગી છે તેથી એની કરોડમાં

એક ઝણઝણાટી વ્યાપી છે. એવી જ રીતે કાળા ઘડામાં સૂર્યનું પુરાવું, કુહાડાના જંગલમાં લમકારા લેવા ને સીમનું ઢળી પડવું – આ બધાંમાં પણ કામોત્તેજનાના સંકેતો વાંચી શકાય. 'નસોનું તાપણું તતડે/ચાલે અંધારિયા પેટાળમાં આગિયાનાં ઝરણ' આ વર્ણનમાં પણ એવી ઉત્તેજનાના ક્રિયાત્મક અંશનું સૂચન રહેલું સમજાય છે.

ગ્રામ પરિવેશમાં કવિએ સંભોગ શૃંગારસૂચક પરિસ્થિતિનું આલેખન કર્યું છે. એટલે એમાં છાપરું, હોકો, ચૂડલો ને કરાંઠીનો અગ્નિ આવે છે.

છેલ્લી ચાર પંક્તિઓ ઝંખનામાંથી તૃપ્તિની ક્ષણો તરફ જતી પરિસ્થિતિનું આલેખન કરે છે. શિયાળાની સાંજે સીમમાંથી ઘરે આવી રહેલા ગાડાવાળાને જે હૂંફ, સુખ મળવાનાં છે તેની સામગ્રી તરીકે છાપરું, હોકો, ચૂડલો ને અગ્નિ આવે છે. ઘેર પહોંચીને નિરાંતે હોકો પીવાનો છે, પત્નીનો સહચાર માણવાનો છે, તાપણાની ઉષ્મા પામવાની છે. બાહ્ય પદાર્થો ને દૃશ્યોના વર્ણનમાં આંતર ભાવનું સૂચન કરાવવાનો કવિનો કસબ અહીં સફળ થયો લાગે છે. એક બીજી વાત પણ અહીં નોંધવી જોઈએ. કૃતિમાંનાં વર્ણનો ભલે પેલા 'ડચૂરા'ની દશાનાં પ્રકાશક હોય, તેઓ સ્વયં પણ એ ભાવ જેટલાં જ આસ્વાદ્ય બની રહે છે. સીમની કરોડ પર ચાલતી ગાડાવાટ, સૂર્યની દ્યુતિમાં સોનાની જેમ ચળકતી ધૂળ, જંગલમાં ઝબકતો કુહાડો આ ચિત્રો પણ ચમત્કારક છે. □

## સાભાર સ્વીકાર

વૈભવ : ગઝલ સંગ્રહ, કાબિલ ડેડાણવી, પ્ર. પોતે, ૧૦૭, સૈફી જ્યુબિલી સ્ટ્રીટ, મુંબઈ–૪૦૦ ૦૦૩, મૂલ્ય ૫૦ રૂપિયા.

એ ખરબચડા હાથ હવે નથી દેખાતા, જેમના સ્પર્શ માત્રથી ગદ્‌ગદ થઈ જતા હતા અમે, માત્ર એમના સ્પર્શથી ધ્રૂજી જતું હતું આખું ઘર, ઊંચા થતાં જ અમે સીનાજોર થઈ જતા હતા એકસાથે, હવામાં સેંકડો હાથ, જે અંધકાર ચીરીને લાવતા હતા પ્રભાત અને બાળકોની આંખોમાં ઉગાડતા હતા સૂર્ય, જે ભરબપોરે તાડપત્રી બિછાવતા તટ્ટી પર, નથી દેખાતા હવે એ ખરબચડા હાથ, જે સ્નેહની જેમ પડતા હતા ભીતર અને મશાલની જેમ ચમકતા હતા અંધકારમાં.

*

સન્નિધાનના ઉપક્રમે ગુજરાતી વિષયના અધ્યાપકો માટે 'ભારતીય કાવ્યમીમાંસા' વિષય પર બે–દિવસીય સુગઠિત, લાઘવપૂર્ણ અભ્યાસ શિબિર (કેપ્સ્યુઅલ-કોર્સ) યોજવાનું વિચાર્યું છે. આ શિબિર જુલાઈ કે ઓગસ્ટના અનુકૂળ દિવસોએ થશે. એમાં સહભાગી થવા માટે અધ્યાપકોએ ફોન નંબર ૬૪૯૬૩૫ ઉપર 'સન્નિધાન'નો સમ્પર્ક સાધવો, અથવા આ સરનામે લખવું : ૯, મુકુન્દ, મનોરમા કોમ્પ્લેક્સ, પોલિટેકનિક, અમદાવાદ–૩૮૦ ૦૧૫

'સન્નિધાન' સંસ્થાના ઉપક્રમે ગુજરાતી વિષયના વર્તમાન અને ભાવિ અધ્યાપકોની સજ્જતા માટેનાં ત્રણ વ્યાખ્યાનોનો એક–દિવસીય કાર્યક્રમ યોજવાનું વિચારાયું છે. આ કાર્યક્રમ જૂન કે જુલાઈ ૯૪ના અનુકૂળ દિવસે થશે. એમાં સહભાગી થવા ઇચ્છતા અધ્યાપકો તેમજ એમ.એ. કક્ષાના વિદ્યાર્થીઓએ ફોન–નંબર ૬૪૯૬૩૫ ઉપર 'સન્નિધાન'નો સમ્પર્ક સાધવો. અથવા આ સરનામે લખવું : ૯, મુકુન્દ, મનોરમા કોમ્પ્લેક્સ, પોલિટેકનિક, અમદાવાદ-૩૮૦ ૦૧૫

કોઈ છે / અજિત ચૌધરી

કોઈ છે જે બોલી બોલીને લખાવ્યે જાય છે, કોઈ છે જે લખ્યું હોય તેને વારંવાર મઠારે છે, કોઈ છે જે લખ્યાને ખારીજ કરાવે છે, હવે કોઈ સાંભળે ન સાંભળે, લખે યા ન લખે પરંતુ, કોઈ છે જે સદા બોલતું જ જાય છે.

*

## સમાચાર

* એક કેસમાં આરોપીને થયેલી ફાંસીની સજા મંજૂર રાખતાં સુપ્રીમ કોર્ટે હિંસાથી ભરપૂર ફિલ્મોને મંજૂરી નહિ આપવા અને જીવનમૂલ્યોને અસર નહિ કરે તેવી ફિલ્મોને જ મંજૂરી અપાય તે જોવા ફિલ્મ સેન્સર બોર્ડને આદેશ આપ્યો છે.

* રશિયાના યહૂદી વિરોધી રાષ્ટ્રવાદી નેતાના પિતા એક યહૂદી હતા, તેઓ પોતે જ યહૂદીનું સંતાન છે એવી શોધ એક રશિયન પત્રકારે જાહેર કરી છે.

* વિશ્વમાં ઝડપભેર વધતી માનવ વસ્તીને કાબૂમાં લેવા માટે ૧૧૭ દેશોના પ્રતિનિધિ વીસ વર્ષની યોજના વિચારે છે, તેના દ્વારા વસ્તી વધારો અને કુટુંબનિયોજનની સેવાઓને વધારે સુલભ બનાવાશે.

* ટપાલખાતાએ દેશનાં ૭ મહાનગરોમાં ૪૮ કલાકમાં ટપાલ પહોંચાડવાની યોજના કરી છે. તે સફળ થયે અન્ય મહાનગરોને એ યોજનાનો લાભ મળશે.

* રશિયાની વિજ્ઞાન અકાદમીએ વિદેશી સભ્ય તરીકે ભારતીય વિજ્ઞાનીઓ ડૉ. કપિલા વાત્સયાયન અને પ્રો. એસ. કે. જોશીની વરણી કરી છે.

* કવિ જયદેવની વિખ્યાત કાવ્યકૃતિ ગીતગોવિંદની સિરિયલ બની છે, તે દૂરદર્શન પર બતાવશે.

* ભારતના સંગીત નૃત્યના ઇતિહાસમાં પ્રથમ વાર ભારતીય સંગીત-નૃત્યનો વિશ્વ પ્રિમિયર શો–ત્યાગરાજ સંગીત સમારંભ અમેરિકાના ક્લિવલેન્ડમાં યોજાઈ ગયો. ઓહાયોના ગવર્નરે ત્રણ દિવસના એ સમારંભનો લાભ લેવા જનતાને અપીલ કરી હતી.

* પાકિસ્તાનના વિખ્યાત કવ્વાલ હાજી ફરીદ સાબરીનું કરાચીમાં અવસાન થયું.

* સમાજવાદી નેતા સત્યપાલ મલીકે કહ્યું છે કે મહાત્મા ગાંધીને 'રાષ્ટ્રપિતા' જાહેર કરનાર સુભાષચન્દ્ર બોઝ હતા. આઝાદી-આંદોલન વખતે સુભાષચન્દ્ર બોઝે અને તે પ્રથમ વાર 'રાષ્ટ્રપિતા' કહ્યા હતા.

# કંકાવટી

જૂન ૧૯૯૪

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૩ : અંક ૪૧૨ : મૂલ્ય : ૪ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*


તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

કંકાવટી, ૨૪, રીવર બેન્ક સોસાયટી,

ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી

સૂરત–૩૯૫ ૦૦૯. ફોન નં. ૮૫૬૪૧

*

પ્રકાશન સ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી, સૂરત–૩૯૫ ૦૦૯

મુદ્રણસ્થાનઃ ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ ૪

અડધિયાં / ઓક્તાવિયો પાઝ

અનુ૦ રાધેશ્યામ શર્મા

મારા શરીરની અંદર સૂરજની ખાતર
તું એના જંગલમાં હટાયેલો પહાડ ખોજે છે.
તારા શરીરની અંદર મધ્યરાત્રિએ તણાઈ
ગયેલ નૌકાને શોધું છું.

*

સેતુ / ઓક્તાવિયો પાઝ

અનુ૦ રાધેશ્યામ શર્મા

હાલ અને હમણાંની વચ્ચે
હું છું અને તું છે-ની વચ્ચે
એક શબ્દસેતુ
એમાં પ્રવેશીને તું
તારામાં પ્રવેશે
જગત જોડાય
અને બંધ થાય વીંટીપેઠ.
એક કાંઠાથી બીજા કાંઠા લગી
હમેશાં એક શરીર આકૃષ્ટ:
એક ઇન્દ્રધનુષ્ય.
એની કમાનો હેઠળ હું સૂવાનો.

Galloping horses?
No, galloping Thysis:
જેનું નામ યક્ષ્મ: રાજરોગ ક્ષય:

o

અશ્વવેગે, નિરંકુશ આવેગે,
એ તો ધસ્યો જાય!
ન તે ચરે લીલું તૃણ,
ન તે નિગલે ચંદ્રી કણ:
કેવળ હાડ, માંસ ખાય!

નિર્મમ નિર્ઘૃણ છે ભક્ષ્ય એનું –
કેવળ નિશદિન માનવની કાય:

o

યક્ષ્મકેરું બહુરૂપ,
ક્યહીં ક્યહીં પ્રગટ રે! થાય?

નવા નામે, નવા રૂપે, નવા રંગે,
માનવીનાં મનોને,
રાષ્ટ્ર રાષ્ટ્ર – તનોને,
સંસ્કૃતિનાં વનોને,
કોરી કોરી વિજન વેરાન
વિગલિત કરી જાય! *

---

* લેખકના આગામી કાવ્યપ્રકાશન 'સ્પંદિની'ની એક કૃતિ

## નિકટના દૂરના

આ ક્ષણો કોરી રહ્યા સદમા નિકટના, દૂરના;
ઊડી ઊડી વળગી રહ્યા ભમરા નિકટના, દૂરના.
નીકળ્યા મોંસૂઝણાના મયસદનથી જ્યાં અમે;
ઘૂરતા ઘેરી વળ્યા તડકા નિકટના, દૂરના.
હું જ મારી આજુબાજુ ચૂપ ટોળાતો કહું;
ને વિખેરાતા રહે કિસ્સા નિકટના, દૂરના.
ઊભર્યા કોલાહલે ઉત્તરાર્ધના એકાન્તમાં;
જીવ લાગ્યા ઠોલવા કાગા નિકટના, દૂરના.
કોણ જાણે કેમ આવે યાદ હમણાંથી સતત;
અસ્ત પામ્યા એ બધા ચહેરા નિકટના, દૂરના.

## શહેરો

ઉષ્ણ ક્ષુધાએ ઊષર શહેરો વસેલાં જોઉં છું;
રોટલાની ધાર પર શહેરો વસેલાં જોઉં છું.
આંખોના ભેંકાર કૂવામાં જરા નાખું નજર;
ખાલીખમ માણસ ભીતર શહેરો વસેલાં જોઉં છું.
તંગદસ્તીને જ ટ્રાફિક ઊકળે તડકે સડક;
હાંફતા શ્વાસોને ઘર શહેરો વસેલાં જોઉં છું.
ક્યાંય ઠરવા અભ્રનીયે છાંયનો ટુકડો નથી;
તડકાની તાણી ચદર શહેરો વસેલાં જોઉં છું.
ધીમે ધીમે ખોળિયાં એમાં ખવાતાં જાય છે;
હર સુ મીઠાને અગર શહેરો વસેલાં જોઉં છું.

## પેદલ પેદલ

સંગમાં કેવળ સંગ હવાનો, પેદલ પેદલ
ચાલ્યા પળ પળ એક જમાનો, પેદલ પેદલ.

અડધી ચઢીભેર વિતાવ્યું અડધું આયુ,
રહ્યો ઘસડતો ખ્યાલ જૂતાનો પેદલ પેદલ.

તડકો ખાધો, પીધું ઝાકળ, ખુશ રહ્યો,
મૂક માણ્યો ખડ્ક ખજાનો પેદલ પેદલ.

આજુબાજુ લોક સચરતું પાંખે – પૈડે,
પગને બળતો સ્પર્શ ધરાનો પેદલ પેદલ.

પથ્થર તડકો સન્નાટાનો સથવારો, ને
તોય રહ્યો પ્રવાસ મજાનો પેદલ પેદલ.

## દુષ્કાળ

દુષ્કાળ તપતો છાપરે, તડકો ઝરે પરાળથી,
ઘર પાણિયારે ઝાંઝવાં, છલકે ઘડા વરાળથી.

નિજ મૂળથી ઉખેડતા નખ ન્હોર છદ્મ ચાલથી,
સટકે છે ખોડા કાફલા, છેદાઈ જન્મનાળથી.

કયા ગાળે વીરડા અહીં, શેનાથી ભીંજવે તરસ,
નખમાં ભરાય રેત ને ખોબો ભરાય ઝાળથી.

હડિયે ભરી કરમદાં ને કંઈ ભૂખ વેચતો શિશુ,
તરફડતી મૂગી યાચના પહેરણની ફાટી ચાળથી.

એ પાંદડાં રઝળી રહ્યાં છે ઉષ્ણ આસ્ફાલ્ટ પર,
નીકળી પડયા છે શહેરમાં કાચા કપાઈ ડાળથી.

## યથાર્થ / સાંદીપનિ

સામ્પ્રત પરિસ્થિતિ વિશે ચિંતા કરીએ છીએ ત્યારે વીસરી જવાય છે કે સમાજ રચાયો, ગ્રામસંસ્કૃતિ, નગરસંસ્કૃતિ સ્થિર થઈ, એમાં અંધારયુગ પણ આવ્યો અને પ્રકાશયુગ, સુવર્ણયુગ પણ આવ્યો ત્યારે સમગ્રની ચિંતા કરનારાનો ચહેરો તો આછાઘેરા વિષાદથી ભર્યો જ હતો. કેટલાકે તેમને પોતાના સમયથી આગળ જોનારા કહ્યા, પરંતુ વાસ્તવમાં તેઓ પોતાના સમયને યથાર્થ રૂપે સ્વીકારી લેનારા ન હતા, તેમ સ્વસુખ, વર્ગસુખ આગળ અટકી જનારા નહોતા. એમની કરુણા અને સહાનુકમ્પા યથાર્થને એટલે કે મર્યાદિત યથાર્થને, વાસ્તવને સ્વીકારતી નહોતી આથી ચિંતાનો, ચેતવણીનો, પરિવર્તનનો સૂર પ્રત્યેક સમયે કોઈ ને કોઈ દ્વારા ઊઠતો રહ્યો છે. ઇતિહાસના સુવર્ણકાળે પણ તેઓ પરમ વિશ્રાંતિ અનુભવતા નહોતા. સુધારકો, ક્રાન્તિકારો અને પયગમ્બરો પ્રત્યેક કાળે આવતા રહ્યા છે, તેમણે ક્યારેય સમકાલીન યથાર્થને સંપૂર્ણતાના અર્થમાં યથાર્થ માન્યું જ નથી. તો, એવો યુગ પણ આવે છે, જ્યારે સામાન્ય માણસો તેમને સામાન્ય અપેક્ષાએ પણ ચિંતાનો સૂર કાઢે છે. સ્વર્ગ તો એક કલ્પના છે અને આ જગત, આ માણસો, સમાજ એ યથાર્થ છે — યથાર્થ પ્રત્યેક સમયે હોય છે પણ તેનાં સ્વરૂપ જુદાં હોય છે. 'આ જ પરમ વાસ્તવ છે' એટલે કે અત્યારે છે તે નહિ, હું જ જોઈ શકું છું તે જ પરમ વાસ્તવ છે એવું કહેનારાયે કાળે કાળે આવતા રહ્યા છે.

નાનામોટા અન્યાયો તો થતા જ રહે છે. રૂઢ થયેલો યથાર્થ કહેવાયેલો આચાર પણ એક વર્ગ માટે પીડા અને માનહાનિ બની રહે છે; જેમ કે ચાર વર્ણમાંના દલિતો, પછાતો. અરે સ્ત્રી સુધ્ધાં! છતાં સવર્ણોને, અરે ધર્મગુરુઓને પણ તે યથાર્થ લાગે છે. યથાર્થ. તેમને માટે બ્રહ્માંડ એ મર્યાદિત વિસ્તાર બની જાય. આ મારું યથાર્થ, તારું મેં સ્વીકારેલું યથાર્થ! સ્ત્રીની અવદશા, તેનું વાસ્તવમાં બીજું સ્થાન, દરિદ્રોનું છેલ્લું સ્થાન — આ યથાર્થ ક્યારે બદલાયું? એની માત્રા ઓછીવત્તી થયા કરે છે. કહેવાતા આદર્શો પણ વિવાદાસ્પદ હોઈ શકે છે. એકનો આદર્શ બીજાને માટે અન્યાય હોઈ શકે છે. આવા જટિલ યથાર્થમાં સમભાવી ચિંતક ક્યારેય શાંત રહી શકતો નથી — તેને માટે આશ્વાસન એ એક દૂર જનારા પંથનું માત્ર નજીકનું અટકી ગયેલું પગલું છે. ચિંતાની આ ભૂમિકા પછી બીજી એક ભૂમિકા સામાન્ય માણસોની છે. નાના નાના અન્યાયો, વિખવાદો, દુર્ઘટનાઓ એની સહજ ચિંતા અને ઉદ્‌ગારો બને છે. તેઓ એવા ઉદ્‌ગારો કાઢે ત્યારે તેઓ એક ટેવ રૂપે એમ કરતા હોય એવુંયે લાગે, પરંતુ યથાર્થ એ હોય છે કે 'પોતે આમાં કશું કરી શકે નહિ' એવી પ્રતીતિજન્ય હતાશા, વિષાદ પણ હોય. એનો સ્વભાવ થઈ ગયેલું રોતલપણું પણ હોય, કારણ કે તે પોતાની સ્થિતિ અને નિષ્પ્રભાવથી પરિચિત છે. પરંતુ આટલેથી અટકી જતો માણસ અપૂર્ણ છે, તે વાસ્તવને માત્ર ફરિયાદ રૂપે, અંગત ફરિયાદ રૂપે સ્વીકારે એ યોગ્ય નથી, તેણે હોવા જોઈતા યથાર્થ વિશેની શ્રદ્ધા, નિષ્ઠા ગુમાવવી ન જોઈએ. ક્યારેક કશું અનિચ્છનીય ન જ બન્યું હોય, એવો ઇતિહાસકાળ તો ક્યારેય આ પૃથ્વી પર આવ્યો નહિ હોય, છતાં માણસે તેને મનથી સ્વીકારી લીધું છે ખરું? એને કેવળ સુખની સ્પૃહા ન કહીએ — એ 'શ્રેય'ની સ્પૃહા હોય છે.

માનવજગતમાં ચિંતા અને વિષાદનાં કારણો મોજૂદ હોવા

છતાં પ્રકૃતિ તો તેના સ્વભાવગત પરિવેશમાં જીવન્ત, પ્રવૃત્ત હોય છે. પાંખો ફફડાવીને ચકલીઓ કિલકાર કરતી ઊડતી રહે છે, ઝરણાં ગાતાં રહે છે, નદીઓ વહેતી રહે છે, સાગર ઊછળતો, ગર્જતો રહે છે. વૃક્ષોને નવી નવી કૂંપળો ફૂટતી રહે છે, ખરેલાં પાંદડાં પણ પવન સાથે ઊડતાં, ચકરાતાં રહે છે. પહાડો એમના સ્થાને અચળ હોય છે, કુદરતનું ચક્ર ચાલતું રહે છે, અટકતું નથી કે નિરાશ થઈ જતું નથી. પાનખર, ઓટ – આ સ્થિતિ યથાર્થનો એક ભાગ હોય છે, કદાચ પ્રકૃતિ જ યથાર્થ છે. માણસોમાં એક પ્રસન્ન અને બીજો ઉદાસ – એવું વૃક્ષોમાં જોયું છે? પ્રકૃતિ યથાર્થ સમજાય છે. પાનખરમાં વૃક્ષો અટકી નથી જતાં, નવાં પાંદ, ડાળખી માટે એ આંતરિક તૈયારી કરે છે, પણ માણસ અટકી ગયેલો લાગે ત્યારે તે અટકી ગયો હોય છે, બેસી પડ્યો હોય છે. 'આવું બધું તો ચાલ્યા કરવાનું' એવું પામરનું આશ્વાસન અને નિષ્કર્ષ ન બની રહે, સમય દલીલ કરતો હોય કે અત્યારે તો બસ, ચાલે છે તે જ ચાલવાનું, આપણે એમાં કંઈ કરી શકીએ નહિ — ત્યારે પણ એ સ્થિતિને યથાર્થ રૂપે સ્વીકારી શકીએ નહિ, વર્તમાન યથાર્થ બદલવું જોઈએ, બદલાવું જોઈએ, બદલીશું — એવી નિષ્ઠા તો હૈયે રહેવી જ જોઈએ.

આ સમય કેટકેટલી વાર મણિ-કંચનની દુકાને વેચાયો છે! કેટકેટલી વાર એ ખૂંખાર શાહો, બાદશાહો સામે મૂગો, નત મસ્તકે ઊભેલો દેખાયો, ક્યારેક એ મુજરો કરતોયે દેખાયો હશે. છતાં માણસે 'આ જ યથાર્થ છે' એવું ક્યારેય સ્વીકાર્યું નથી. એના અંતરમાં જ એક યથાર્થ નિશ્ચિતપણે પડેલું હોય છે, માત્ર તે સુષુપ્ત ન થઈ જાય એટલી જાગૃતિ રાખવાની હોય, એને 'સંકલ્પ' જેવું ભારેખમ નામ આપવાનું હોય નહિ. કાળમીંઢ અંતરાયોને ઓળંગી જવાની છલંગ આપણા ચરણમાં હોવી જ જોઈએ. □

# નર્મદ: અર્વાચીનતાનો પહેલો અષાઢ

/ મણિલાલ હ. પટેલ

મધ્યકાળની કવિતા બહુધા ભક્તિધારાની કવિતા હતી. ઈશ્વર અને ધર્મ એ બે કવિતાના કેન્દ્રસ્થ વિષયો હતા. એમાં પરંપરાગત નીતિબોધ સાથે ક્વચિત્ સમકાલીન જીવનનાં રંગછાંટણાં હતાં ખરાં પણ એમાં સભાનપણે સંસ્કૃતિગાન નહોતું.

મધ્યકાળના ગુજરાતે મોટે ભાગે પરધર્મી શાસકો સાથે અને ધર્મઝનૂની લોકો સામે સ્વધર્મનું રક્ષણ કરવાનું હતું. એટલે ધર્મ-આલેખન એ કાળ માટેની પ્રથમ અનિવાર્યતા હોય એ સમજી શકાય એમ છે. દયારામના અવસાન પૂર્વેનાં વર્ષોમાં જ અર્વાચીનતાનું પ્રકટીકરણ થવાની ભૂમિકા રચાય છે. દલપતરામમાં એ ૧૮૪૫–૧૮૫૦ના અરસામાં વર્તાય છે. દયારામના અવસાન સાથે નર્મદના જીવનકાર્યનો આરંભ થયો હતો. નર્મદ અર્વાચીનતાનો પ્રથમ આષાઢ હતો. નર્મદના જીવનકાર્યમાંથી પ્રગટેલી આ અર્વાચીનતા પછીથી આપણી આધુનિક વિચારધારાની પણ ધારક ધરી બની રહે છે.

૧૮૩૩માં ઑગસ્ટની ૨૪મી તારીખે પિતા લાલશંકર દવેના ત્યાં (સૂરતમાં) એનો જન્મ. પિતા (મુંબઈમાં) લહિયા હતા. નર્મદનું શિક્ષણ અને ઘડતર મુંબઈ અને સૂરતમાં થયું. એના વિચારોને પ્રેરનારી સામાજિક સ્થિતિઓ ચિત્રવિચિત્રતાઓથી ભરેલી હતી. તો પોતાના વ્યક્તિત્વને વિકસાવનારી પરિસ્થિતિઓ

સુધારાવાદી પ્રવૃત્તિઓ અને લેખન દ્વારા નિપજાવી લીધેલી. પડકારો ઝીલવા એ એનો સ્વભાવ હતો. પછી તો એ એનું જીવન-કાર્ય પણ રહ્યું છે. કુરિવાજો, વિધવા વિવાહબંધી, જડતા, અજ્ઞાનતા, સંકુચિતતા, કાયરતા ઇત્યાદિ સામે એ લડ્યો. એના સાહિત્ય-સર્જનમાં પણ આ જ વિષયો હતા. જે વિચારતો એ જ આચરતો. નિખાલસ, નિર્દંભ, નિર્ભીક, સત્યવક્તા નર્મદ એ જમાનાનો વીર-પુરુષ અને પૂરો માણસ હતો. આજની આપણી પરંપરાઓ કે આપણાં નવાં પ્રસ્થાનોનાં મૂળ છેક નર્મદના જમાનામાંથી જડે છે. નર્મદના જીવન અને લેખનનો અભ્યાસ કરનારને એમ કહેવાનું પ્રાપ્ત થાય કે એ એના જમાનાથી ઘણો આગળ અને એ રીતે આધુનિક હતો...અર્વાચીનતાના એ પરોઢમાં આધુનિકતાની એંધાણી-ઓ પણ મળે છે. એક વાત સ્પષ્ટ થવી જોઈએ કે નર્મદના પદ્ય કરતાં એનું ગદ્ય વધારે મૂલ્યવાન છે. સાહિત્યિક ગુણવત્તાની રીતે પણ આ વિધાન સાચું છે. નર્મદનું અર્પણ સાહિત્યપદાર્થને નહિ એટલું સાહિત્યના ઇતિહાસને છે એ સ્વીકાર્યા પછી પણ એના ગદ્યમાંથી ધડો લેવા જેવી બાબતોનો નકાર નહિ થઈ શકે. નર્મદના ગદ્યમાં વૈવિધ્ય છે, છટાઓ છે; પ્રત્યાયનક્ષમતા અને વિષયને અભિવ્યક્ત કરતી રીતિઓ એમાં ધ્યાનપાત્ર છે. તો મૌલિક વિચારોને મૂકવાની એની પોતીકી રીતભાત પણ એ ગદ્યમાં ઊપસી આવેલી છે.

ગુજરાતી પત્રકારત્વની ભોંય ભાંગનાર નર્મદ આપણો પ્રથમ 'એગ્રેસિવ' અને નિર્ભીક પત્રકાર છે. જે જમાનામાં રૂઢિભંજકતા-નો વિચાર સુધ્ધાં કરવાનું કદાચ ઘરખૂણે પણ શક્ય નહોતું, એ જમાનામાં એણે રૂઢિઓ તોડી, તોડવાની હાકલ કરી...એની વીરતા એની સમાજગત નિસ્બતમાંથી પ્રગટેલી છે. 'ડાંડિયો' નામક પોતાના હસ્તલિખિત પાક્ષિકમાં આરંભના એક અંકમાં એ 'ડાંડિયો'નાં કાર્યો સમજાવે છે અને સ્પષ્ટ લખે છે :

"ઓ લોકો ! એમ ના જાણશો કે હું ડાંડિયો ડમડમડમ ડાંડી જ પીટી જાણું છું.– રૈયતને જુલમીઓના જુલમમાંથી બચાવવાને, લુચ્ચાની ટોળી વિખેરી નાખવાને, તમારામાંથી અજ્ઞાન, વહેમ ને અનીતિ કાઢી નાખવાને, દેશનું ભલું થાય તેમ કરવાને હું થોડોઘણો લાયક છઉં... મેં તરેહતરેહવાર આદમીઓ જોયા છે. પંડિત સાથે, મૂરખ સાથે, નીતિમાન સાથે, અનીતિમાન સાથે, ભલા અને ડાંડ – ડાંડગા – ડાંડિયા લોકો સાથે મારે ઝાઝા પ્રસંગો પડયા છે, પૈસાદાર અને ગરીબનાં ઘરોમાં ફરી વાળ્યો છઉં. ને જંગલોમાં ચાલ્યો છઉં — સાહેબી ને વેઠ કરી છે — મતલબ કે મેં દુનિયાને સારી પેઠે ઓળખી છે હું ડાંડિયાના ભેદપ્રપંચો જાણું છઉં... (ડાંડિયાપણું કર્યું નથી) માટે ડાંડિયાઓની વાત હું બહાર કાઢીશ. અને તે ઉપરથી તેઓ મને જ ડાંડિયો કહેશે, માટે હું મારી મેળે, પહેલેથી જ ડાંડિયો છઉં એમ કહું છઉં... ખબરદાર !"

નર્મદની સચ્ચાઈ, વિશદ વિચારધારા અને રજૂઆતની તીવ્રતા અહીં વંચાય છે.

સુધારા વિશે નર્મદ લખે છે:

"મને જે સૂઝે છે તે હું લોકોને કહું છઉં. થોડા જણ પણ સમજશે કે ગમે તેવી ઘેલાઈ કરું છું પણ મારામાં દેશી જનની દાઝ છે, ને એ દાઝના લખાણ ઉપર જો તેઓ વિચાર કરશે તો મને ખાતરી છે ને તેથી આશા છે કે મારા ગુજરાતી ભાઈઓની ચડતી થોડાં વર્ષમાં થશે.

હું ન્હોતો જાણતો કે સેંકડો વર્ષના સહવાસે જડ થઈ રહેલાં મન ટૂંકી મુદતમાં આટલાં ચંચળ થશે ! હું નજરે જોઉં છું કે તે ચંચળ થયાં છે — લોકોમાં નવી નવી વાત જાણવાની તથા વિદ્યાના લાભ લેવાની હોંસ વધતી જાય છે ને વિચાર કરવાની ટેવ પડતી જાય છે. રે કેટલાએક ભણેલ

ને કેટલાએક અભણેલ પણ સમજી ચૂક્યા છે કે આ રીતે દેશનો સુધારો થશે, એ સૌ જોતાં ૩૦ વર્ષનું ભાવિ કહેવાની મ.રી હિંમત ચાલી છે.''

નર્મદ પૂર્વે ગદ્ય ઝાંખાપાંખા વેશમાં આવવા મથેલું. ગદ્યની કણેક એણે બાંધી આપી. બોલાતી ભાષામાંથી લખાતી ભાષા — સાહિત્યની ભાષા રચવાનું સોપાન એણે આરંભ્યું. સર્જનનું ગદ્ય સૌ પહેલી વાર એણે ચખાડયું. એણે વિચારપ્રધાન ગદ્ય આલેખ્યું, કેમ કે એ બોલવાનું લખતો... ઉદ્બોધનાત્મક સ્વર અને વાગ્મિતા એના ગદ્યમાં કેમ હતાં એનો ખુલાસો અહીં મળશે. જીવનકથા, આત્મકથા, નિબંધ, નાટક, વિવેચન અને પત્રકારિતાનું ગદ્ય એના હાથે ગુજરાતીમાં રમતું ભમતું થાય છે. ગુજરાતીમાં એ પછી અવતરનારા કથાસાહિત્ય માટે આમ પરોક્ષ રીતે નર્મદે માર્ગ મોકળો કર્યો ગણાય. એણે ખેડેલાં આ ગદ્યસ્વરૂપોમાં એનું કાર્ય પ્રશસ્ય તો ના જ હોય એ સમજી શકાય એવું છે. છતાં જાગ્રતપણે એણે કરેલા આ પ્રયત્નો ઘણા મોટા અને મૂલ્યવાન ઠર્યા છે. અંધારામાં દીવો કરવો, ઊંઘતાં લોકને ડાંડિયોથી જગાડવાં, અવાવરુ ભૂમિને ખેડી વાવવી–વસાવવી, ને અરણ્યમાં કેડી કંડારવી – આ બધાં કાર્યો અઘરાં કાર્યો છે ને એ એણે ઉત્સાહ, શક્તિથી એકલે હાથે આદરીને ઇતિહાસનો આરંભ કરેલો. કિશોરવયમાં આ નર્મદ ભીરુ, શરમાળ અને અંધશ્રદ્ધાળુ હતો. નિશાળે જતાંવળતાં એ કાલિકાના મંદિરમાં માતાજી સમક્ષ પોતાની ભૂલ બદલ જાતે જ ગાલ પર તમાચા મારતો. યુવાનીમાં આ નર્મદ ઊઘડયો. નિખાલસ, સાચાબોલો — આખાબોલો, અભિમાની — બંડખોર અને કંઈક નિર્ભ્રાન્ત પણ બનેલો.

'કરણઘેલો'ના લેખક નંદશંકર મહેતા સાથે કોઈ વાતે ઝઘડો થતાં એણે વટની સાથે એમને લખેલું :

"તમારા મનમાં મારા વિશે સ્વર્ગ જેટલો ઊંચો કે પાતાળ જેટલો નીચો વિચાર હો, તમે મારા કટ્ટા વેરી કે સાચા સ્નેહી હો, તો પણ હું તમારા શહેરમાં એક 'કયારે-ક્ટર' છઉં, પછી ગમે તેવો ! એ જ વિચાર તમને મારું અભિમાન રાખવાને બસ છે, એમ હું અભિમાનથી કહું છઉં... ને તમે મારા એ અભિમાન પર હસશો જ — હસો હવે. આ કાગળ બંધ કરતાં મરતી મૈત્રી પાછી ઊઠી તેની ખુશાલીમાં હું મારાં પાનસોપારી ખાઉં છઉં ને તમે તમારી તપકીર સૂંઘજો..."

ઉચ્ચ નાગર જાતિની સ્ત્રીઓ સાથે નાતમાં એણે પોતાની સ્ત્રીઓ-ને, ન્યાતના વિરોધ છતાં, ચોળી પહેરીને જમવા બેસાડી, ને ત્યાં જ પછી એ ડંગોરો — લાકડી લઈને ઊભો રહેલો... 'ખબરદાર...' કહીને ! 'ડાંડિયો'ના અંકો સૂરતમાં ચાર રસ્તે ઊભો રહીને જાતે જ ફેરિયાની જેમ બૂમો પાડીને વેચતો. દસ માઈલ પગે ચાલીને પિંગળની નકલ કરવા જતો... કવિતાની પણ એવી જ તાલાવેલી.. ને નવાં નવાં કાર્યો કરવાની ભારે લગન !

અંગ્રેજોમાં તથા પશ્ચિમના દેશોમાં જે સારું છે તેને આપણે ત્યાં લાવવા એણે સભાન પ્રયત્નો કર્યા. 'લિટરરી કલબ', આર્ટિસ્ટ ગિલ્ડ, કવિસભા કે સાહિત્યસભા — જેને આપણે આજે આજનાં ને આધુનિક માનીએ છીએ, એની શરૂઆત તો સભાનપણે નર્મદે કરેલી. 'બુદ્ધિવર્ધક સભા'ની સ્થાપના કરીને 'મંડળી મળવાથી થતા લાભ' એવો (આપણો પ્રથમ) નિબંધ એણે ત્યાં રજૂ કર્યો. કવિઓ, બૌદ્ધિકોના મળવા વિશે એ લખે છે : "નાતના વાડાઓ, ધર્મ વિશેની અપમાન્યતાઓ ને અંધશ્રદ્ધાઓ આપણને જોડે બેસતાં, જમતાં રોકે છે. પણ મંડળી મળવાના ઘણા લાભ છે. આવો ચાલ આપણે ત્યાં નીકળવા માંડયો છે, એ માટે અંગ્રેજ લોકનો ઉપકાર.

એઓ આપણને ભૂંડી હાલતમાંથી સારી હાલતમાં આણવા પ્રયત્ન કરે છે.'' જોકે આ પછી નર્મદે અંગ્રેજ અમલનો, એના શોષણનો છેવટ જતાં વિરોધ પણ કરેલો.

ગાંધીયુગ તો ત્યાર પછી સાત દાયકે પ્રવર્તેલો, પણ સમાનતા, વર્ગભેદનાબૂદી, માનવતા સંદર્ભે નર્મદના આ વિચારો જોતાં એનામાં ગાંધીજીનો સબળ પૂર્વજ ભળાશે; જાણે કાર્લ માર્ક્સને વાંચી-વિચારીને એ બોલતો ના હોય! એવી ભ્રાન્તિ થાય... એનાં આ વિચાર–વાક્યો વાંચો :

> ''તમે વરઘોડા અને નાતવરા કરવામાં હજારો રૂપિયા ખર્ચી નાખો છો તેના કરતાં ગરીબ ગરબાઓને કામે લગાડવામાં કેમ નથી નાંખતા? જેમાં તમને અને તેઓને બંનેને લાભ થાય, ગરીબ અને તવંગર વચ્ચે પ્રીતિ વધવા દો અને પછી ધનબળ, ઉદ્યમબળ અને બુદ્ધિબળનો એકઠો સંપ થયો અને તે સુવિચારને મળ્યો એટલે પછી તમને તમારા મનોરથ પાર પડેલા જોવામાં લાંબા દહાડા નહિ લાગે!''

'નિબંધો લખવા' ને 'ભાષણો કરવાં' એ કાંઈ 'જેવી તેવી વાત નથી.' એમ નર્મદ માનતો. નિબંધમાં વ્યક્તિનું અંતર, પ્રતિભા, જ્ઞાન દેખાઈ આવે. એમાં ખાલીખમ માણસનું કામ જ નહિ. 'ટીકા કરવાની રીત'માં એ 'ટીકાવિદ્યા'નું શાસ્ત્ર સમજાવીને વિવેચનનો પ્રથમ ઉદ્દગાતા બને છે. 'સંપ', 'કેળવણી', 'કુળમોટપ,' 'રણમાં પાછાં પગલાં ન કરવા વિશે', 'ગુજરાતીઓની સ્થિતિ', 'કવિ અને કવિતા' એના ઉત્તમ નિબંધો/લેખો છે.

ગ્રંથકારની ટેક વિશે એ લખે છે:

> ''દલગિરીની વાત છે કે આજકાલ લોકમાં ગ્રંથો વાંચવાની સકતી તથા રૂચી ન હોવાથી ગ્રંથની છપાઈનો પણ ખરચ નિકળતો નથી. તારે શું કરવું? જડ શેઠિયાઓની ખુસામત કરી ગ્રંથ વેચવા? ના, ના, ખુસામત કરી ગ્રંથ

વેચવાના કરતાં ગ્રંથ લખી રાખી ન છપાવવા એ ડાહપણ ભરેલું છે. કેટલાક સ્વારથી ગ્રંથકારો બાના બતાવે છે કે રૂચી કરાવવાને ખુસામત કરવી જોઈએ. હમે કહિએ છ કે ખુસામત કરી રૂચી કરતાં ટેકમાં રહી ઘટતે સાધને રૂચી કરાવવામાં ગ્રંથકારને માન છે."

એની આત્મકથા 'મારી હકીકત'માં ગદ્યકાર તરીકેની એની શક્તિઓનો સારો પરિચય પ્રાપ્ત થાય છે. 'કવિ ચરિત્ર'માં એનામાં રહેલો વિવેચક પ્રગટું પ્રગટું થવા કરે છે. આત્મકથા લખવા વિશે એ કહે છે :

"મારા સરખાએ પોતાની હકીકત પોતે જ લખવી ને તે વળી પોતાની હૈયાતીમાં પોતે જ છાપી પ્રગટ કરવી એ લોકમાં અવિવેક જેવું લાગે ખરું – નથી હું પંડિત, નથી હું જોદ્ધો, નથી હું ધર્મગુરૂ, નથી શ્રીમંત ઘેલાવ ઇત્યાદિ. મારાં લખાણથી ઘણા જણને એમ લાગે છે કે હું મારે પોતાને વિશે બહુબોલો છઉં ને એમ લાગે તેવું જ છે, કારણ કે જ્યારે તેઓ મારા લખવાનો યથાર્થ-મર્મ ન સમજતાં અને મારો રાતદહાડાનો શ્રમ પોતાના ખ્યાલમાં ન લેતાં ઉલટા મારી મજાક નિંદા કરે છે, ત્યારે તેથી હું ઘણો ખિન્ન થાઉં છ, ને એ ખિન્નતા પોતાની મળે જ બહાર નીકળી પડે છ. તેઓ મને બડાઈખોર કહો, તો કહો, પણ વારુ મારું સમજશે તો ખરા..."

આથી વધારે નિખાલસતા ને પારદર્શકતા (ગદ્યમાં પણ) કઈ હોઈ શકે છે?

કવિતા લખવા કરતાં નર્મદ ઉચિત રીતે જ ગદ્યલેખનને અઘરું કહે છે. એનાં કારણ એણે લખ્યાં છે. કવિતા અને સંગીત વચ્ચે પણ એણે ભેદ કરેલો છતાં કવિતાના મહત્ત્વને એ સહેજે અવગણતો નથી :

"કવિતા ન હોત તો સદ્ગુણ, પ્રીતિ, સ્વદેશાભિમાન, મૈત્રી એની શી દશા થાત? આ સુંદર રમણીય જગતનો દેખાવ કેવો થાત? આ દુનિંયામાં દુઃખમાં અને મોતના ભયની વખતમાં આપણને દિલાસો કયાંથી મળત? અને મુઆ પછી આપણે શી ઉમેદ રાખત? કવિતાથી સઘળી વસ્તુ પ્રીતિમય થઈ રહે છે. જે ખોડવાળું છે તેને તે સુંદર કરે છે, જે સુંદર છે તેને વધારે સુંદર કરે છે."

કવિતાનો કીમિયો એને ધીરા ભગતનાં પદોમાંથી મળે છે. એ પદો વાંચીને એ લખે છે:

"ભણવું, કમાવવું, બૈરી કરવી એ સહુ આનંદને માટે છે ને મને જારે પદો બનાવવાથી આનંદ થાય છે તારે હું તો એ જ કામ કરીશ – ને શેર જુવાર તો મળી રહેશે."
(૨૧–૯–૧૮૫૫)

નર્મદ, પછીથી વર્ડ્ઝવર્થની કાવ્યવ્યાખ્યામાંથી જોસ્સો અને પ્રેરણાના સંદર્ભો પામે છે, તો હેઝલિટમાંથી એ 'ચિત્ર પાડવાની શક્તિ'ને સમજે છે. નર્મદ જોસ્સામાં અને રસસર્જનમાં એસ્થેટિક ડિસ્ટન્સ સાચવી શકતો નથી, છતાં એ વાત યાદ રાખવા જેવી છે કે એણે કવિતામાં વસ્તુ, શબ્દ, રજૂઆત અને રસાનંદનું મહત્ત્વ કર્યું. એની કવિતામાં વિષયવૈવિધ્ય પણ છે. નિરંજન–લાભશંકરે પછી 'તડકા' વિશે કાવ્યો કર્યાં. નર્મદે પણ તડકા વિશે, પહાડોની શોભા વિશે કાવ્યો કરેલાં... એમાં રંગ, ગંધ ને ગતિના અધ્યાસો છે એ નોંધવું જોઈએ. આ બધું એને એના સમયનો આધુનિક ઠેરવે છે. 'અવસાનસંદેશ' ને 'કબીરવડ' જેવી એની રચનાઓ પણ યાદ કરવી પડશે.

ગુજ. કવિતા સાથે રસ અને આનંદને નર્મદે પ્રથમ વાર જોડી આપ્યા. કવિતામાં સ્વયંસ્ફુરણાને પણ અગત્યની ગણી ધર્મ–ઈશ્વરને સ્થાને કવિતામાં માનવ અને જીવનને એ લઈ આવ્યો.

સ્વસંવેદનના નિરૂપણથી એ આત્મલક્ષી કવિતાનો કવિ બન્યો અને ઊર્મિકવિતા માટે ભોંય ભાંગી આપી. દલપતરામે છંદો અને ભાષાની સફાઈથી 'દલપત-શૈલી' રચી તો નર્મદે સામગ્રી, સંવેદના, આવેગથી પ્રારંભીને કવિતાને રસ-આનંદ તરફ દોરી. વિષય, અભિવ્યક્તિ અને રૂપ ત્રણે બાબતે આમ, કવિતામાં પરિવર્તન આવ્યું તે નર્મદ યુગમાં.

માનુષી પ્રેમની કવિતા ઉપરાંત એણે દેશભક્તિની, શૌર્યની કવિતા કરી. ઋતુવર્ણનો, વિરહિણીવર્ણન એણે કર્યાં ને પ્રેમની પીડાની કવિતાનો એ નિર્દેશક બની રહ્યો. 'પ્રેમશૌર્ય' એનું ઉપનામ જ નહિ, જીવનમંત્ર પણ ખરો. કાવ્યલેખનમાં એણે 'પ્રેમ-ભક્તિ' તરફ ઝુકાવ રાખ્યો જણાશે. શબ્દોની તોડફોડ, છંદછૂટ, રચનાબંધની શિથિલતા અને અકવિતા જેવી એની મર્યાદાઓ પણ છે... એનું કોશકાર્ય, સુધારા માટેની એની મહેનત... અંગત જીવનમાં લાલાઈ સાથે વિટંબણાઓ પણ ખરી... આ બધાં નર્મદને રસિક, વીર, ટેકી અને સાહિત્ય-પુરુષ બનાવનારાં વાનાં છે. □

## સાભાર સ્વીકાર

**સ્વજન :** ગઝલોનું સંપાદન : સં. હનીફ મહેરી, સેતુ પ્રકાશન C/o રાજેન્દ્ર નામજોશી, મુ.પો. મહુવાસ ૩૯૬ ૫૮૦, તા. વાંસદા, જિ. વલસાડ, મૂલ્ય જણાવ્યું નથી.

**સ્વૈરગુંજન :** અંજલિ : સ્મૃતિ-પ્રશસ્તિ કાવ્યો : બિપિન શાહ 'ચન્દ્ર', પ્ર. ॐ શાંતિ સેવા સમિતિ, કુસુમકુંજ, તીથલરોડ, ડ્રીમલેન્ડ સિનેમા સામે, બીજી ક્રોસલેન વલસાડ : ૩૯૬ ૦૦૧, મૂલ્ય જણાવ્યું નથી.

**વાછટ :** ગઝલસંગ્રહ સુલતાન લોખંડવાલા, પ્ર. યુનુસ લોખંડ-વાળા, બાલાપીર શેરી, બગસરા–૩૬૫ ૪૪૦, મૂલ્ય રૂ. ૨૮–૫૦.

"કવિતા ન હોત તો સદ્ગુણ, પ્રીતિ, સ્વદેશાભિમાન, મૈત્રી એની શી દશા થાત? આ સુંદર રમણીય જગતનો દેખાવ કેવો થાત? આ દુનિયામાં દુઃખમાં અને મોતના ભયની વખતમાં આપણને દિલાસો ક્યાંથી મળત? અને મુઆ પછી આપણે શી ઉમેદ રાખત? કવિતાથી સઘળી વસ્તુ પ્રીતિમય થઈ રહે છે. જે ખોડવાળું છે તેને તે સુંદર કરે છે, જે સુંદર છે તેને વધારે સુંદર કરે છે."

કવિતાનો કીમિયો એને ધીરા ભગતનાં પદોમાંથી મળે છે. એ પદો વાંચીને એ લખે છે:

"ભણવું, કમાવવું, બૈરી કરવી એ સહુ આનંદને માટે છે ને મને જારે પદો બનાવવાથી આનંદ થાય છે તારે હું તો એ જ કામ કરીશ – ને શેર જુવાર તો મળી રહેશે."

(૨૧–૯–૧૮૫૫)

નર્મદ, પછીથી વર્ડ્ઝ્વર્થની કાવ્યવ્યાખ્યામાંથી જોસ્સો અને પ્રેરણાના સંદર્ભો પામે છે, તો હેઝલિટમાંથી એ 'ચિત્ર પાડવાની શક્તિ'ને સમજે છે. નર્મદ જોસ્સામાં અને રસસર્જનમાં એસ્થેટિક ડિસ્ટન્સ સાચવી શકતો નથી, છતાં એ વાત યાદ રાખવા જેવી છે કે એણે કવિતામાં વસ્તુ, શબ્દ, રજૂઆત અને રસાનંદનું મહત્ત્વ કર્યું. એની કવિતામાં વિષયવૈવિધ્ય પણ છે. નિરંજન–લાભશંકરે પછી 'તડકા' વિશે કાવ્યો કર્યાં. નર્મદે પણ તડકા વિશે, પહાડોની શોભા વિશે કાવ્યો કરેલાં... એમાં રંગ, ગંધ ને ગતિના અધ્યાસો છે એ નોંધવું જોઈએ. આ બધું એને એના સમયનો આધુનિક ઠેરવે છે. 'અવસાનસંદેશ' ને 'કબીરવડ' જેવી એની રચનાઓ પણ યાદ કરવી પડશે.

ગુજ. કવિતા સાથે રસ અને આનંદને નર્મદે પ્રથમ વાર જોડી આપ્યા. કવિતામાં સ્વયંસ્ફુરણાને પણ અગત્યની ગણી ધર્મ–ઈશ્વરને સ્થાને કવિતામાં માનવ અને જીવનને એ લઈ આવ્યો.

સ્વસંવેદનના નિરૂપણુથી એ આત્મલક્ષી કવિતાનો કવિ બન્યો અને ઊર્મિકવિતા માટે ભોંય ભાંગી આપી. દલપતરામે છંદો અને ભાષાની સફાઈથી 'દલપત-શૈલી' રચી તો નર્મદે સામગ્રી, સંવેદના, આવેગથી પ્રારંભીને કવિતાને રસ-આનંદ તરફ દોરી. વિષય, અભિવ્યક્તિ અને રૂપ ત્રણે બાબતે આમ, કવિતામાં પરિવર્તન આવ્યું તે નર્મદ યુગમાં.

માનુષી પ્રેમની કવિતા ઉપરાંત એણે દેશભક્તિની, શૌર્યની કવિતા કરી. ઋતુવર્ણનો, વિરહિણીવર્ણન એણે કર્યાં ને પ્રેમની પીડાની કવિતાનો એ નિર્દેશક બની રહ્યો. 'પ્રેમશૌર્ય' એનું ઉપનામ જ નહિ, જીવનમંત્ર પણ ખરો. કાવ્યલેખનમાં એણે 'પ્રેમ-ભક્તિ' તરફ ઝુકાવ રાખ્યો જણાશે. શબ્દોની તોડફોડ, છંદછૂટ, રચનાબંધની શિથિલતા અને અકવિતા જેવી એની મર્યાદાઓ પણ છે... એનું કોશકાર્ય, સુધારા માટેની એની મહેનત... અંગત જીવનમાં લાલાઈ સાથે વિટંબણાઓ પણ ખરી... આ બધાં નર્મદને રસિક, વીર, ટેકી અને સાહિત્ય-પુરુષ બનાવનારાં વાનાં છે. □

## સાભાર સ્વીકાર

**સ્વજન :** ગઝલોનું સંપાદન : સં. હનીફ મહેરી, સેતુ પ્રકાશન C/o રાજેન્દ્ર નામજોશી, મુ.પો. મહુવાસ ૩૯૬ ૫૮૦, તા. વાંસદા, જિ. વલસાડ, મૂલ્ય જણાવ્યું નથી.

**સ્વૈરગુંજન :** અંજલિ : સ્મૃતિ-પ્રશસ્તિ કાવ્યો : બિપિન શાહ 'ચન્દ્ર', પ્ર. ૐ શાંતિ સેવા સમિતિ, કુસુમકુંજ, તીથલરોડ, ડ્રીમલૅન્ડ સિનેમા સામે, બીજી ક્રૉસલેન વલસાડ : ૩૯૬ ૦૦૧, મૂલ્ય જણાવ્યું નથી.

**વાછટ :** ગઝલસંગ્રહ સુલતાન લોખંડવાલા, પ્ર. યુનુસ લોખંડ-વાળા, બાલાપીર શેરી, બગસરા—૩૬૫ ૪૪૦, મૂલ્ય રૂ. ૨૮—૫૦.

## એક અનોખી ક્રાંતિકથા / મેઘનાદ ભટ્ટ

**'હાજાર ચુરાશીર મા'** – મહાશ્વેતા દેવી; અનુ. નિસ્પૃહા દેસાઈ; સદ્ભાવ પ્રકાશન.

ચર્ચિલને નામે એક જાણીતું વિધાન છે: "જો તમે ૨૦ વર્ષની વયે કવિ ન હો તો તમારામાં દિલ નથી. જો તમે ૩૦ વર્ષની વયે કવિ હો તો તમારામાં દિમાગ નથી." આજથી લગભગ ત્રીસેક વર્ષ પૂર્વે (સિત્તેરના દશકનો ઉત્તરાર્ધ) જ્યારે ડાબેરી વિચારધારાનો સૂર્ય સોળે કળાએ ઝળહળતો હતો ત્યારે આ વિધાનમાં થોડોક ફેરબદલો કરી મૂડીવાદી વિચારકો કટાક્ષપૂર્વક કહેતા: "જો તમે વીસ વર્ષની વયે ડાબેરી નથી તો તમારામાં હૃદય નથી. જો તમે ત્રીસ વર્ષની વયે ડાબેરી છો તો તમારામાં દિમાગ નથી." અલબત્ત આ જ સમયે સમાજવાદીઓ અને નકસલવાદીઓ ગર્વથી કહેતા કે "અમે ત્રીસ વર્ષના છીએ છતાં ગર્વથી કહીએ છીએ કે અમે ડાબેરી છીએ." આમ ગધાપચ્ચીસીની સરહદ પર આળોટતા જે યુવાનો ડાબેરી હોવાનો ગર્વ લેતા તેમાં (પૂર્વ-ઉત્તર ભારતના) બંગાળના નકસલવાદીઓ સહેજે ઊભરાતા. સમાજના મોટા ભાગના લોકોને જે મૂલ્યો પર શ્રદ્ધા હતી — સારી આર્થિક સ્થિતિ, સુરક્ષા અને આંધળો અંગત સ્વાર્થ — અને એ મૂલ્યબોધને જે લોકો પાળીપોષી રહ્યા હતા એ સર્વેને આ નકસલવાદીઓ શત્રુ માનતા અને પોતાની વિચારધારાને અનુરૂપ હિંસક આંદોલનની ધૂણી ધખાવતા.

આ આંદોલને સમાજના વિવિધ સ્તરે અનેક પ્રકારની અસરો ઉપજાવી. આ આંદોલનના સૂત્રધારોને 'મિસગાઇડેડ યૂથ ! – લોકશાહીના શરીરમાં કેન્સરનો સડો' કહી ઉવેખવાની એક ફેશન હતી છતાં હતાશા અને વિવશતાથી વિદ્રોહનો જે દાવાનળ પ્રગટ્યો એનો ભડકો ઐતિહાસિક અને ભૌગોલિક સીમાની પેલે પાર દેખાયો. આ ભડકાનો પડઘો બંગાળના સુખ્યાત નવલકથાકાર મહાશ્વેતાદેવીના 'હાજાર ચુરાશીર મા'માં (અનુવાદ : નિસ્પૃહા દેસાઈ) — આ નવલકથાના એક મુખ્ય પાત્ર વ્રતી જે આ મુક્તિદશકની એક હજાર ને ચોર્યાશીમી લાશ બને છે એની મા સુજાતાને કેન્દ્રમાં રાખી લખાયેલ નવલકથા — અત્યંત કલાત્મક રીતે સંભળાયો. હા, કલાત્મક રીતે કારણ "ભાવનાનું સત્ય નવલકથામાં (કોઈ પણ કલાકૃતિમાં) એના સંવિધાન દ્વારા ઉપજાવેલી આંતરિક અનિવાર્યતાથી નિષ્પન્ન થાય" તો તે કૃતિ એક આગવો આકાર ધારણ કરે. મહાશ્વેતાદેવીએ સમગ્ર નકસલવાદી આંદોલને સમાજના વિવિધ સ્તરે જે અનેક અસરો ઉપજાવી તેનું સુરેખ, ભાવપૂર્ણ ચિત્રણ કર્યું. નકસલવાદી આંદોલનથી પ્રભાવિત થયેલ કલકત્તા અને સમગ્ર બંગાળનો યુવાવર્ગ ભદ્રસમાજની દાંભિકતાને પડકારીને પોતાની જાતને સમાજ-પરિવર્તન માટે સમર્પિત કરે છે ત્યારે તેમના કુટુંબ, સ્વજનો વગેરેના પ્રત્યાઘાતો તથા લાગણીનું સચોટ વેધક દર્શન મહાશ્વેતાદેવી પોતાની વિશિષ્ટ રીતે કરાવે છે. જો મહાશ્વેતાદેવી જેવા સમર્થ સર્જક દ્વારા આ કામ ન થયું હોત તો એક દસ્તાવેજી કૃતિ આપણને મળત જેની વિગતો અવશ્ય હૃદયદ્રાવક હોત છતાં "આત્મ-વિનાશની દિશામાં માનવીને ધકેલનારી હતાશા" જેવી વિઘાતક હોય તેનો અણસાર મળત નહિ.

'સવાર' 'મધ્યાહ્ન' 'સાંજ' અને 'રાત' એમ ચાર પ્રકરણોમાં ફેલાયેલી આ કથા એનાં મુખ્ય પાત્રો — વ્રતી, સમુ, વિજિત અને પાર્થ — ની 'ઝિંદાબાદી' શહાદત પછી સમગ્ર સમયના વાતાવરણને

માત્ર ઝીલે છે. પરંતુ લેખિકાની પ્રતીતિ છે કે "સમય ફરી નથી આવતો. સમય વીતી જાય છે — નિયતિ જેવો નિર્મમ સમય — સમય, વહેતી ગંગા અને શોક — જાણે કે ગંગાનો રેતીવાળો કિનારો.. સમયના વહેણમાં શોક ઉપર થર જામતા જાય છે. પછી એક દિવસ એ થરને ભેદીને નવા અંકુરો ફૂટે છે. એ અંકુર આકાશને આંબવા મથશે. આશા વ્યથા, સુખ અને આનંદના અંકુરો – અંકુરની આંગળીઓ – બધું જ દગાફટકા જેવું લાગે છે." આ આશા અને આનંદનો ક્યારેય નહિ ફોળતો અંકુર. આ દગાફટકાનો માહોલ અત્યંત પરોક્ષ રીતે અહીં ઝિલાય છે. વ્રતીની માતા સુજાતા અને સમુની માતા (જેનું નામ પણ નથી દર્શાવાયું) વ્યક્તિત્વના આયનામાં માત્ર સમગ્ર કથા પ્રતિબિંબાય છે. લેખિકા આ તદબીરથી એક પ્રકારનો કલાત્મક સંયમ દાખવે છે.

વ્રતી અને સમુ આમ તો આ કથાનાં મુખ્ય પાત્ર અને છતાં સમગ્ર કથામાં એમનું વ્યક્તિત્વ મરણોત્તર રહે. બન્નેના જીવનનું પરિવેષ્ટન સાવ અલગ છતાં બન્ને સમસંવેદનાથી પોષાયેલા ક્રાંતિકારો. આ વ્રતીના પાત્રનો અણસાર મેળવવા એક સંવાદ જોઈએ: "કેમ વ્રતી, આવું શા માટે?" "દિવ્યનાથ ચેટરજી (વ્રતીના પિતા) કોઈ વ્યક્તિ તરીકે મારા દુશ્મન નથી." "તો પછી?" "એમને જે વસ્તુ પર, જે મૂલ્યો પર વિશ્વાસ છે એની ઉપર બીજા પણ કેટલાયે લોકોને વિશ્વાસ છે. એ મૂલ્યબોધને જે પાળીપોષી રહ્યા છે એ વર્ગ અમારો દુશ્મન છે. અને એ જ વર્ગના પિતાજી છે." "તું શું બોલે છે? મારી (સુજાતાની) સમજમાં જ નથી ઊતરતું." "સમજવાનો પ્રયત્ન જ શા માટે કરે છે?"

આ વ્રતીની મા સુજાતા. વ્રતી માટે અનહદ પ્રેમ છતાં વ્રતી વિરુદ્ધ પડેલા એના પરિવારની લુખ્ખી અવજ્ઞા કરવા સિવાય એ કશું કરી શકતી નથી. અને એથી જ વ્રતીની નિર્દય હત્યા થઈ ગયા પછી એના બાપ, ભાઈ-બહેન પોતપોતાના સમાજમાં એના

મોતની વાત કહેતી વખતે કેટલી ગરબડ અનુભવશે, એમને કેટલી તકલીફ પડશે – એ બધું વ્રતી પહેલાં ના વ્રતીએ વિચાર્યું, ન સુજાતાએ. અને એટલે જ સુજાતાના સજાવેલા શાંત જીવનમાં ખળભળાટ થઈ ગયો. એ ખળભળાટને લીધે એ આજે એના માટે મૃત છે. આ લોકોએ (વ્રતીના પરિવારે) મનમાં ને મનમાં બે ટીમ બનાવી દીધી છે. એકમાં વ્રતી ને સુજાતા છે અને બાકીમાં બીજાં બધાં. પોતાનો દીકરો (વ્રતી) આવા કલંકિત મોતે મર્યો એ સમાચાર છુપાવવા માટે વ્રતીના પિતા અને અન્ય બાળકોએ જાતજાતની લાગવગ લગાવી અને એ જ દિવસે વ્રતીની સાથે સુજાતાના દિલમાં વ્રતીના પિતા પણ મરી ચૂકચા. સમગ્ર જીવન દરમ્યાન સુજાતાને એના કામાંધ પતિ દિવ્યનાથ અને સ્વાર્થી બાળકો માટે સહજ નફરત રહે છે. વ્રતીના અવસાન પછી એના કુટુંબના સભ્યોના વર્તનથી સુજાતાના દિલમાં વજ્રપાત થાય છે. બધું ડહોળાઈ જાય છે. બધું ભીંસાઈને તૂટીને ચૂરેચૂરા થઈ જાય છે. કરોડો વર્ષો પહેલાં આ જૂની ધરતી પર વિસ્ફોટ થયો હતો અને એ પૃથ્વી પરના મોટા દેશોના ટુકડા થઈને વિખેરાઈ ગયા હતા – વચ્ચેના સપાટ અંતરને સમુદ્રે ભરી દીધું હતું! બસ એમ જ – દિવ્યનાથ(વ્રતીના પિતા/ સુજાતાના પતિ)ને ખબર પણ ન પડી કે સુજાતા માટે એ મરી ચૂકચા છે. અને અંતે ધીરે ધીરે દૂર, વધારે દૂર થતા ગયા છે. સુજાતાની બાજુમાં જ સૂતા હોય છે, પણ જાણી નથી શકતા, કે મૃત વ્રતી કરતાં એણે પોતાના માન-સન્માનની સુરક્ષાની ચિંતા કરી હતી. એટલે સુજાતા માટે એ પોતાનું અસ્તિત્વ ગુમાવી ચૂકચા હતા. પણ સુજાતાનું વ્યક્તિત્વ? સુજાતાનું સાચું વ્યક્તિત્વ સમુની માના સાન્નિધ્યમાં નીખરે છે. 'સવાર' પ્રકરણમાં જે પરિચય ધૂંધળો રહે છે તે 'મધ્યાહ્ન'માં સમુની માના વ્યક્તિત્વની પડછે સંપૂર્ણ નીખરે છે. કારણ, "આ લોકોનું ઘર ખૂબ જર્જરિત છે. પતરાંના છાપરા પર ધૂળ ધમાસ જામેલ છે. ચારે બાજુ દીવાલ તૂટેલી છે.

ક્યાંક ક્યાંક કાગળ, પૂંઠાં ચોંટાડ્યાં છે. છતાં છેલ્લાં બે વર્ષથી સુજાતાને અહીં આવીને જ શાંતિ મળે છે. એને લાગે છે કે, એ પોતાના ઘેર આવી હોય."

વ્રતીનો પરિચય સુજાતા અને સમુની માની વાતચીતમાં કેટલો સરસ રીતે ઊપસે છે — 'વ્રતી સાથે સુજાતાને નવી ઓળખાણ થઈ રહી હોય.' બન્ને વચ્ચેનો એક સંવાદ : સમુની માએ કહ્યું "હું કહેતી રહી તું શા માટે આવી રીતે તારું બધું લૂંટાવી રહ્યો છે, તારી પાસે શું નથી. આટલા મોટા બાપ. આટલી ભણેલી મા. એ (વ્રતી) ચૂપચાપ હસતો રહ્યો, કંઈ બોલ્યો નહિ, બસ હસતો રહ્યો. એનું હાસ્ય અમારી આંખોની સામે હજુયે તરે છે બે'ન!" ત્યારે સુજાતાને આંચકો લાગ્યો હતો. વ્રતીનું હાસ્ય, એ નિષ્પાપ હાસ્ય! એણે વિચાર્યું હતું સર્વ સ્મૃતિ ફક્ત એની જ છે, એની એકલીની. વ્રતી સમુની માના દિલમાં પણ સ્મૃતિઓનો મહાસાગર મૂકતો ગયો છે – એ એને ખબર ન હતી.

સુજાતા અને સમુની માની, અત્યંત ભાવસભર સંકેતોવાળી અને સમગ્ર કથાના પટને કલાત્મક રીતે ખોલતી વાતોને છોડી થોડીક વ્રતી અને સમુના અન્ય સાથીની વાત. "જેમની ઉપર (વ્રતી અને સમુએ) વિશ્વાસ કર્યો હતો એ યુવકો માટે નોકરી, સુરક્ષા, સુખી જીવનનો લોભ વધારે હશે — વધારે મોટો હશે — એ વ્રતી જેવા યુવાનોને ન સમજાયું. એ એવું પણ નહોતા સમજી શક્યા કે, એમની યોજનાઓને તોડી પાડવા પહેલેથી જ કેટલાંક તત્ત્વો એમના પક્ષમાં ઘૂસી ગયાં હતાં. વ્રતીની ઉંમર નાની હતી. એક વિશ્વાસ, એક આસ્થા પાછળ તેઓ આંધળાં બની રહ્યાં હતાં – એમને એ નહોતું સમજાતું કે, જે વ્યવસ્થાની સામે એ લોકો લડી રહ્યાં છે, એ વ્યવસ્થા જન્મ પહેલાં, ગર્ભાવસ્થામાં જ કેટલાકને ઝેરી બનાવી દે છે. બધા યુવાનોને આદર્શની દીક્ષા નથી મળતી, બધા એવા નથી હોતા કે જે મોતથી ના ડરે – આ બધી વાતો વ્રતી જેવા

નહોતા જાણતા." માત્ર એક જ પૅરેગ્રાફમાં લેખિકાએ આદર્શોથી ઊભરતા ક્રાંતિકારીઓ અને સામે સમાજ અને સમયડાહ્યા લોકોનો ફરક દર્શાવી દીધો છે. પણ સુજાતાના પારદર્શક મનમાં ઝબકારાની જેમ — વીજળીના ઝબકારામાં મોતી પરોવાય એ રીતે — એક વિચાર આવે છે. "આજકાલ સુજાતાને એ વાતનો સૌથી વધારે ડર લાગતો હતો કે અસ્વીકાર કર્યા પછી આખા રાજ્યે સ્વાભાવિકતા અને સહજતાનો જે અંચળો ઓઢી લીધો હતો, એ કોઈને નવાઈ પમાડનાર કે અસ્વાભાવિક નહોતો લાગતો. આ સહજ સ્વાભાવિકતા કેટલી ભયંકર, કેટલી પાશવિક હોઈ શકે એ સુજાતા સારી રીતે જાણે છે!" આ સામૂહિક જાહેર અવહેલના, ઉપેક્ષા અને અવજ્ઞા દ્વારા સમાજના જીવંત માણસોને અસ્તિત્વહીન કરવાનો જે કુશાગ્ર છતાં કુટિલ પ્રપંચ થયો તેનું આબેહૂબ ચિત્રણ એ સમગ્ર નવલકથાનો જીવંત સૂર છે.

સુજાતા અને સમુની મા – આ બે પાત્રો દ્વારા બન્નેના 'વિશ્વ'નો લેખિકા પરિચય આપે છે. બે નાનકડા પૅરેગ્રાફ દ્વારા આ ચિત્રણનો રેખાપરિચય. "સમુની મા કેવી રીતે સમજી શકે કે સુજાતા રડી નથી શકતી? કેવી રીતે માને કે એ ઘરમાં કોઈ વ્રતીનું નામ પણ નથી લેતું? કેવી રીતે વિચારે કે વ્રતીનું નામ પેપરમાં ન છપાય એ માટે એના પિતાએ કેટલી દોડધામ કરી હતી?

"કારણ કે પોતાને બચાવવાનું સમુના પિતાએ ક્યારેય નહોતું વિચાર્યું. એવું વિચારી પણ શકાય એની એમને ખબર નહોતી. જે લોકો એવું વિચારી શકે છે એવા લોકો સાથે સમુના ગરીબ દુકાનદાર પિતાને ક્યારેય પરિચય પણ નહોતો થયો. દિવ્યનાથ જેવા લોકો અને સમુના બાપુ જેવા લોકો આ દુનિયાના જ બે જુદા જુદા દેશના નિવાસી છે!"— 'કારણ કે' શબ્દથી બે પૅરેગ્રાફનો ક્રિયાવિશેષણાત્મક અન્વય રચી અલગ પરિપ્રેક્ષ્યમાં ઊછરેલા બે ક્રાંતિવીરના પિતાને કેવા પારદર્શક રીતે લેખિકા ઉપસાવે છે!

આટલી સુંદર નવલકથાના એક ગૌણ છતાં મુખ્ય પાત્રની વાત કર્યા વિના વાત અધૂરી રહે. એ છે વ્રતીની અનોખી અલગારી પ્રેયસી. નામ નંદિની. નંદિની અને સુજાતા વચ્ચેનો સંવાદ નવલકથાનો અદ્દભુત પટ છતો કરે છે એથી એનો કિંચિત્ નિર્દેશ: "હું વ્રતીને પ્રેમ કરતી હતી." "વ્રતીએ તારી વાત મને કરી હતી." "કહી હતી?" "હા, સોળમી જાન્યુઆરીએ."..."મને લાગ્યું હતું કે એ તમને જ કહેશે. ઘરમાં બીજા કોઈ સાથે એને કોઈ લગાવ નહોતો." "વ્રતીને?" "તમે આટલાં અકળાઈ કેમ ગયાં?" "એ વાત સાચી છે કે વ્રતી બીજા કોઈની આટલો નજીક નહોતો. પણ..." "પણ એમાં પરેશાન થવા જેવું શું છે? પિતા, બહેન, ભાઈ હોવાથી માત્ર એમને માટે પ્રેમ હોવો જરૂરી છે? એમના તરફથી કોઈ પ્રતિક્રિયા કે ભાવ ન મળે તો પણ?" "મને નથી ખબર, નંદિની, હું કેટલું ઓછું ઓળખતી હતી – એ આજે સમજાય છે, ત્યારે નહોતી સમજતી." "સમજવાનો પ્રયત્ન કર્યો હતો?" સુજાતાએ નકારાત્મક ડોકું ધુણાવ્યું. એ જૂઠું નહોતી બોલી શકતી. "તમે લોકો – તમારા લોકોની પેઢી જ એવી છે. તમે લોકો બધું જ ઇચ્છો છો — પ્યાર, વિશ્વાસ, આજ્ઞાપાલન. શા માટે ઇચ્છો છો? કેવી રીતે ઇચ્છી શકો છો?" "ના ઇચ્છવું જોઈએ?" "ના, એ ઇચ્છવાનો અધિકાર તમારી પેઢીએ ગુમાવી દીધો છે." નંદિની સાથેની વાતોથી માત્ર સુજાતાને જ નહિ પણ વાચકને પણ અત્યંત સંવેદનશીલ વ્રતી અને એની સામે એના સંગદિલ પિતાનો જે પરિચય મળે છે એમાં માત્ર સંવાદ દ્વારા પાત્રોનું હૂબહૂ ચિત્રણ અને સંવાદની અલ્પરેખાથી સમગ્ર કથાનું પોત કેટલું તો ઘટ્ટ રીતે ચણાય છે? વણાય પણ છે જ ને?

નંદિનીનું પણ કેવું તો કમનસીબ કે "અમારા મિત્રોમાંથી કોઈ જીવતું નથી. જે લોકોની વાતો મનમાં હંમેશા ઘૂમરાયા કરે છે, જે દરક્ષણે યાદ આવે છે એમની વાતો કરી શકું એવું કોઈ

પણ નથી."

ના, નંદિની. તારા આ સુજાતા સાથેના સંવાદે માત્ર સુજાતાની જ દુનિયા નથી બદલાઈ — પહેલાં જેવું ત્યાં કાંઈ જ નહિ હોય. વ્રતી તે દિવસે શા માટે ભૂરું શર્ટ પહેરીને નીકળી ગયો ? કેમ હજાર ચોર્યાસીમી લાશ બની ગયો ? — એ બધી વાતો જાણી વાચકનું પણ ભાવવિશ્વ બદલાઈ ગયું છે.

એથી જ તો 'બંગમાતાના નટખટ દીકરા' — સંત્રી સરોજ-પાલને મળ્યા વિના સુજાતાનું 'ઍપેન્ડિક્સ ફાટે છે' એ હકીકતમાં તો રેઢિયાળ સમાજની કઠોર ગતિવિધિથી મેં ફેરવી લેતી અને એ નઠોર અસ્તિત્વનો અસ્વીકાર કરતી સંવેદનાના પડઘાથી "ઇતિહાસ-ના સાક્ષી ખંડેરોનાં અંધકારમય પુરાતન વિશ્વાસના પાયા હચમચી ઊઠ્યા. ભુલાયેલ — ન ભુલાયેલ અતીત, વર્તમાન અને ભાવિ — બધું જ જાણે આ ક્રંદન સાંભળી ધ્રૂજી ઊઠ્યું. બધાં જ સુખી સુખી ભાસતાં અસ્તિત્વોના સુખના ચીરેચીરા થઈ ગયા."

સંતોષ એટલો જ છે કે આ આક્રંદ બોદું નથી. એમાં ભળેલી છે — રક્તની ગંધ — બદલાની પ્રતિજ્ઞા અને શોકની આતુરતા.



## સાભાર સ્વીકાર

**પ્રથમ પડતાં પગલાં :** પ્રેરક જીવનપ્રસંગો : ધીરેન ગાંધી, પ્ર. પુષ્પા ગાંધી, ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨, મૂલ્ય રૂપિયા પાંચ

**મુખોમુખ :** ગઝલસંગ્રહ : સતીન દેસાઈ, પ્ર. પોતે, ૨૧, આમ્રકુંજ સોસાયટી, સ્ટેશન રોડ, દાહોદ, જિ. પંચમહાલ, મૂલ્ય રૂ. ૨૯–૫૦ પૈસા.

## હજામત / મૂ. લે. રિંગ લાર્ડનર

### અનુ. શરીફા વીજળીવાળા

હમણાં હમણાં મેં એક બીજો હજામ રાખ્યો છે, તે કાર્ટર-વિલેથી આવે છે અને શનિવારે આખો દા'ડો મને મદદ કરે છે. બાકીના દા'ડે તો હું એકલો જ પહોંચી વળું એવો છું. તમે તમારી મેળે જ જોઈ શકો છો કે આ કંઈ ન્યૂયોર્ક જેવું શહેર તો છે નહિ. વળી અહીં મોટા ભાગના જુવાનિયાઓ આખો દા'ડો ઢસરડા કરતા હોય એટલે એ બધાને અહીં આવી, ટાપટીપ કરવાની જરાય નવરાશ ન મળે.

તમે અહીં નવાસવા આવ્યા લાગો છો, નહિ? મને લાગ્યું જ કે સાલું મેં તમને કોઈ દા'ડો જોયા નથી. હું આશા રાખું છું કે અમારું આ બચુકડું શહેર તમને રહેવા જેવું તો લાગ્યું જ હશે. એ તો મેં તમને પે'લાં જ કીધું કે આ કંઈ ન્યૂયાર્ક કે શિકાગો તો છે નહિ. પણ તોય અમારો વખત મોજથી પસાર થઈ જાય છે. જોકે જ્યારથી જિમ કેન્ડાલ મરાયો ત્યારથી પે'લાં જેવી મજા નથી આવતી. જિમ જ્યારે જીવતો હતો ત્યારે તે અને હોડ મેયર આખા શહેરને માથે લેતા. હું શરત મારવા તૈયાર છું મે'રબાન કે અમેરિકાના કોઈ પણ કસબા કરતાં વધુ ઠઠ્ઠામશ્કરી અમારે ત્યાં થતી હશે.

જિમ વિદૂષક જેવો હતો અને હોડ પણ લગભગ એનો બરાબરિયો જ હતો. જ્યારથી જિમ મર્યો છે ત્યારથી હોડ પે'લાં હતો

તેવો જ રહેવાનો પ્રયત્ન કરે છે પણ આવા કામમાં કોઈનો સંગાથ ન હોય તો ટકી રહેવું ઘણું ભારે પડે.

દર શનિવારે એ બેઉ જણા અહીં પેટ ભરીને ઠઠ્ઠામશ્કરી કરતા. આમેય શનિવારે ચાર વાગ્યા પછી દુકાનમાં પુષ્કળ ભીડ રહે. જિમ અને હોડ વાળુ પતાવી બરાબર છએક વાગ્યાની આસપાસ દેખા દેતા. જિમ, પેલી ભૂરી થૂંકદાનીની પાસે પડેલી મોટી ખુરશીમાં બેસતો. જિમ અંદર આવે કે તરત જ એ ખુરશીમાં બેઠેલ કોઈ પણ માણસ એની ખુરશી ખાલી કરી આપતું.

તમને એવું જ લાગે કે સિનેમાઘરમાં જેમ ખાસ ઠરાવેલી બેઠકો હોય છે એમ આ ખુરશી જાણે જિમ માટે ઠરાવેલી હતી! હોડ મોટા ભાગે ઊભો રહેતો કે પછી આમતેમ આંટા માર્યે રાખતો. કોક કોક શનિવારે વળી આ ખુરશીમાં વાળ કપાવવા બેસતો.

જિમ એની ખુરશીમાં થોડીક વાર મોઢું બંધ રાખી ચુપચાપ બેસી રહેતો. માત્ર થૂંકવા પૂરતું જ મોઢું ખોલતો. કેટલીય વાર આમ ને આમ બેઠા પછી મને કહેતો, "વ્હાઇટી..." મારું સાચું નામ તો ડિક છે પણ અહીં બધા મને 'વ્હાઇટી' કહીને જ બોલાવતા. જિમ કહેતો, "વ્હાઇટી, આજની રાતે તારું નાક કંઈ લાલ ટમેટા જેવું લાગે છે ને? આજે તેં થોડુંઘણું તારું ક્યુ.ડી. કોલોન ઢીંચી કાઢયું લાગે છે!"

એટલે હું કહેતો, "ના રે ના, મેં તો કાંઈ પીધું નથી. પણ જિમ, તેં તો એવું કંઈક કે પછી એથીય વધુ ગંધારું કાંઈક પીધું હોય એવું લાગે છે."

જિમ એ સાંભળી હસી પડતો. પછી જોરથી કહેતો, "અરે ભાઈ, મારી પાસે તો પીવા માટે કંઈ નથી. પણ એ એની એવી જરાય મતલબ નથી કે જો કંઈક મળી જાય તો મને પીવું ના ગમે. પછી ભલેને એ દેશી દારૂ હોય તોય આ બંદાનેજરાય વાંધો નથી."

એટલે તરત જ હોડ મેયર ટહુકતો, "અને તારી ઘરવાળીને

પણ એનો વાંધો નહિ જ હોય." અને હોડના આ ટહુકાથી બધા ખિખિયાટા કરી ઊઠતા. કારણ કે જિમ અને એની ઘરવાળીને એકમેક સાથે બનતું નહિ. પેલીએ કંટાળીને છૂટાછેડા આપ્યા હોત પણ જિમ પાસેથી ભરણપોષણનો ખર્ચો મળે એવી શક્યતા તો હતી જ નહિ. એટલે એ બિચારી પાસે છોકરાનું પેટ પાળવા આ સંબંધ નભાવી લેવા સિવાય બીજો કોઈ રસ્તો ન હતો. તે બિચારી કોઈ દા'ડો જિમને સમજી શકી ન હતી. તે જરાક નઠારો હતો, પણ દિલનો ભલો માણસ હતો.

જિમ અને હોડ, મિલ્ટ શેપર્ડ સાથે બધી જાતની મજાક કર્યે રાખતા. હું નથી માનતો કે તમે મિલ્ટને જોયો હોય! તેનો હેડિયો સક્કરટેટી જેવડો છે. એક દા'ડો હું મિલ્ટની હજામત કરતો હતો. મેં જેવી ગળાના ભાગમાં નીચેની તરફ હજામત શરૂ કરી કે હોડ બોલી ઊઠ્યો, "અરે, વ્હાઇટી, ઊભો રે', ઘડીક થોભી જા, તું એની ટેટી કાપી નાખે એ પહેલાં ચાલ આપણે એની ટેટીમાં કેટલાં બી હશે તે અંગે ધારણા બાંધીએ."

અને જિમ કહેતો, "જો મિલ્ટ એટલો બધો ખાઉધરો ન હોત તો એણે આખાને બદલે અર્ધી ટેટી મંગાવી હોત. અને તો એ ટેટી તેના ગળે ના ચોંટી હોત."

બધા છોકરા આ સાંભળી ખિખિયાટી ઊઠતા અને પોતાની જ મશ્કરી થતી હોવા છતાં મિલ્ટે પોતે પણ પરાણે હસવું પડતું. ખરેખર જિમ નમૂનો જ હતો!

ત્યાં જુઓને, ચાર્લી વેઇલના વાટકાની બાજુમાં ઘોડા માથે જિમનો હજામતનો વાટકો પડ્યો છે. 'ચાર્લ્સ એમ. વેઇલ' દવાનો વેપારી છે, અઠવાડિયામાં ત્રણ વાર નિયમિતપણે હજામત કરાવવા તે આવે જ. તે ચાર્લીના વાટકાની પાસે જ જેમ્સ એચ. કેન્ડાલ લખેલો જિમનો વાટકો પડ્યો છે. જિમને તો હવે હજામતના આ વાટકાની કોઈ દા'ડો જરૂર પડવાની ન હતી. પણ તોય મેં જૂનો

દા'ડાની યાદ ખાતર એ વાટકો હતો ત્યાં ને ત્યાં જ રાખી મૂક્યો હતો. જિમ ખરેખર જ વિચિત્ર આદમી હતો !!

વર્ષો પે'લાં જિમ કાર્ટરવિલેમાં ડબ્બામાં ભરેલ માલ (canned goods) વેચતા એક વેપારીને ત્યાં નોકરી કરતો ત્યારે કામ માટે તેને ગામ-પરગામ જવું પડતું. જિમના માથે રાજ્યનો આખેઆખો ઓતરાદો ભાગ હતો એટલે અઠવાડિયાના પાંચ દા'ડા તો તે બહાર જ રખડતો. શનિવારે તે અહીં આવી ચડતો અને પછી તેના આખા અઠવાડિયાના અનુભવો કહેતો. તેના એ અનુભવો ચટાકેદાર જ હોય.

મારી ધારણા છે કે તેણે માલ વેચવા કરતાં મશ્કરી કરવા પાછળ જ વધુ ધ્યાન આપ્યું હશે. એટલે આખરે પેલા વેપારીએ તેને પાણીચું પકડાવ્યું. મોટા ભાગના લોકો આવું થાય તો પોતે રાજીનામું આપ્યું છે એવું જ કહે પણ જિમ જેનું નામ ! એણે તો સીધેસીધા અહીં આવીને બધાને કહ્યું કે એના માલિકે તેને ખખડાવીને કાઢી મૂક્યો છે.

એ દા'ડે શનિવાર હતો એટલે દુકાન હકડેઠઠ ભરી હતી. જિમ એની અલાયદી ખુરશીમાંથી ઊભો થઈ બોલવા માંડ્યો. "સાંભળો, સાંભળો સજ્જનો, મારે એક અગત્યની જાહેરાત કરવાની છે. મને મારી નોકરીમાંથી કાઢી મૂકવામાં આવ્યો છે."

બધાએ તેને પૂછ્યું કે તે જે કંઈ કહે છે તે ગંભીરતાથી કહે છે કે પછી રોજની જેમ જ... પણ જિમે કહ્યું કે તે એકદમ જ ગંભીર છે. એટલે હવે શું બોલવું તેની કોઈને સમજ ના પડી, આખરે જિમે જ એ શાંતિ તોડી અને બોલ્યો, "હમણાં સુધી હું ડબ્બા વેચતો હતો, હવે હું પોતે જ ડબ્બો થઈ ગયો."

હવે તમને સમજાયું હશે. તે જેને ત્યાં કામ કરતો હતો તે ડબ્બામાં ભરેલ સામાન બનાવતા હતા. તેમનું કારખાનું કાર્ટરવિલેનાં જ હતું. અને હવે જિમ કહેતો હતો કે તે પોતે જ ડબ્બો હતો !

ખરેખર, એ માણસ ભેજાગેપ જ હતો !

જિમ જ્યારે પણ મુસાફરી કરતો ત્યારે તે એક અટકચાળું અજમાવતો. સમજી લોને કે તે ગાડીમાં મુસાફરી કરતો હોય ને રસ્તામાં કોઈ ખોબા જેવડું શહેર આવે જેવું કે..., હં... જેવું કે હં... જેવું કે... હવે ચાલોને મારા ભાઈ, ઍન્ટોન જેવડું કોઈ શહેર આવે તો જિમ બારીની બહાર ડોકું કાઢીને જુએ અને દુકાનોનાં પાટિયાં વાંચે.

હવે માની લો કે પાટિયા પર આવું લખ્યું હોય, "હેન્રી સ્મિથ, સૂકા મેવાના વેપારી". એટલે જિમ પટ દેતોકને વેપારીનું નામ અને શહેરનું નામ નોંધી લે. પછી પોતે જ્યાં જતો હોય ત્યાં પહોંચીને ઍન્ટોનના હેન્રી સ્મિથને એક પોસ્ટકાર્ડ લખે. તે પોતાનું નામ, સરનામું ન લખતો પણ કંઈક આવું લખતો. "ગયા અઠવાડિયે તારી ઘરવાળી સાથે બપોર ગાળનાર ચોપડીઓના દલાલ વિશે તારી ઘરવાળીને પૂછ." અથવા "ગયા અઠવાડિયે તું જ્યારે કાર્ટરવિલે ગયેલો ત્યારે તારી ઘરવાળીને કોણે સાથ આપેલ તે જરા પૂછી જોજે..." વગેરે વગેરે આવું લખ્યા પછી તે નીચે સહી કરતો, "એક દોસ્તાર".

એ વાત સાચી કે તેની આવી મશ્કરી પછી ખરેખર શું થતું હશે તે વિશે તે કદી જાણી શક્યો ન હતો. પણ ત્યાં શું થઈ શકે તેની કલ્પના એ જરૂર કરી શકતો. અને જિમ માટે તો એટલું જ કાફી હતું !

કાર્ટરવિલેવાળી નોકરી છૂટી ગયા પછી જિમ કોઈ નોકરીમાં ઠરીઠામ થતો ન હતો. શહેરમાં અહીંતહીં ગમે ત્યાં, ગમે તેવું કામ કરી જે કંઈ ચાર પૈસા રળતો તે બધા જ પૈસા તે દારૂ પાછળ વેડફી દેતો. જો દુકાનવાળાઓ ઉધાર આપતા ન હોત તો તેના ઘરનાં બધાં ભૂખે મરી ગયાં હોત. જિમની ઘરવાળી લૂગડાં સીવતાં શીખી હતી પણ અમારા આ ભૂખડીબારશ શહેરમાં એવું કોઈ ન હતું જે

લૂગડાં સિવડાવી શકે.

અને મેં કહ્યું તે પ્રમાણે જો તે પોતાનું અને છોકરાઓનું પૂરું કરી શકતી હોત તો એણે જિમને નક્કી છૂટાછેડા આપી દીધા હોત. તે કાયમ એવી આશા રાખતી કે કોઈ એક દા'ડે જિમ તેની બધી જ બૂરી લત છોડી દેશે અને અઠવાડિયે તેને બે-ત્રણ ડૉલરથી વધુ આપતો થશે.

એવો પણ વખત હતો જ્યારે જિમ જ્યાં પણ કામ કરતો હોય ત્યાં એની ઘરવાળી પહોંચી જતી અને જિમના પગારના પૈસા માગી લેતી. આમ એકાદ બે વાર એનો આખેઆખો પગાર આગોતરો માગી લેવા બદલ જિમે તેને બરાબરની ઠમઠોરી હતી. પાછો પોતે ઘરવાળીને કેવી રીતે ઠેકાણે લાવ્યો તે આખા શહેરમાં કહેતો ફરતો. ખરેખર જ જિમ વિચિત્ર માણસ હતો!

પણ આવી રીતે માત્ર તેને ભોંઠી પાડવાથી જિમને સંતોષ ન હતો. જે રીતે તેની ઘરવાળી તેનો આખો પગાર હડપ કરી ગઈ હતી તેના લીધે જિમ તેના પર બરાબરનો ખાટો થયો હતો. એટલે તેણે મનમાં ને મનમાં જ આનો બદલો લેવાનું નક્કી કરી લીધું. ઈવાનનું સરકસ શહેરમાં આવે છે તેવી જાહેરાત થવા માંડી ત્યાં સુધી તે વાટ જોતો રહ્યો. સરકસના દા'ડે તેણે ઘરવાળી અને છોકરાઓને કહ્યું કે તેણે ટિકિટો લઈ લીધી છે. બધાંએ ત્યાં પહોંચી જવું પોતે બધાંને સરકસના તંબૂના દરવાજે મળશે.

હવે જિમનો ટિકિટ ખરીદવાનો કે તંબૂના દરવાજે ઊભા રહેવાનો કે એવો કોઈ ઇરાદો હતો જ નહિ. એ તો ચિક્કાર દારૂ ઢીંચીને આખો દા'ડો રાઇટના જુગારખાને પડ્યો રહ્યો. તેની ઘરવાળી અને છોકરાઓ વાટ જોતાં જ રહ્યાં પણ એ ભાઈ તો દેખાણા જ નહિ. તેની ઘરવાળી પાસે તો ગૂંજામાં કે ઘરમાં ક્યાંય કાણી પાઈ પણ ન હતી. એટલે ના છૂટકે એણે છોકરાઓને કહેવું પડ્યું કે ખેલ ખતમ થઈ ગયો છે. અને છોકરાઓએ ... કોઈ

દા'ડો છાના રહેવાના જ ન હોય એમ ભેંકવાનું શરૂ કર્યું.

ને મને લાગે છે કે છોકરાઓ ભેંકતા હશે એ વખતે જ બરાબર દાક્તર સ્ટેઇર ત્યાં આવી ચડયા હશે અને છોકરાઓના રડવાનું કારણ પૂછ્યું હશે. જિમની ઘરવાળીએ તો અડિયલ થઈ કંઈ નહિ કહ્યું હોય પણ છોકરાઓએ ભાંડો ફોડી નાખ્યો હશે. એટલે દાક્તરે છોકરાવ તથા તેમની માને સરકસમાં લઈ જવાની તૈયારી બતાવી હશે. જિમને તો પાછળથી આ બધી વાતની ખબર પડી. દાકતર સ્ટેઇર સાથે તેને આંટી પડવાનું આ પણ એક કારણ હતું.

લગભગ દોઢેક વર્ષ પહેલાં તે દાકતર સ્ટેઇર આ શહેરમાં આવ્યા હતા. એ રૂપાળો, છેલબટાઉ જુવાન હતો અને કાયમ એવાં જ લૂગડાં પહેરતો જાણે માપ આપીને ન સિવડાવ્યાં હોય!! વરસમાં બે-ત્રણ વાર તે ડેટ્રોઇટ જતો ત્યારે દરજીને માપ આપી આવતો હશે. તેના પરથી પછીથી દરજી લૂગડાં સીવતો હશે. સીવેલાં લૂગડાંનો ભાવ તૈયાર લૂગડાં કરતાં લગભગ બમણો થતો પણ આ લૂગડાં દુકાનના તૈયાર લૂગડાં કરતાં કેટલાંયગણાં વધુ ફાંકડાં લાગતાં!!

જ્યારે દાક્તર સ્ટેઇર આ શહેરમાં આવ્યા ત્યારે બધાને એ જ નવાઈ લાગતી હતી કે આવા ભૂખડીબારશ શહેરમાં આવો જુવાન દાકતર શા માટે આવ્યો હશે? આમેય અમારા શહેરમાં પે'લેથી જ બે દાકતર તો ગૂડાણા હતા. એક ઘરડા દાકતર ગૅમ્બલ અને બીજા દાક્તર ફૂટે. બંને જણા વરસોથી આ જ શહેરમાં રહેતા હતા અને શહેરના બધા જ દર્દીઓ આ બંને વચ્ચે વહેંચાયેલ હતા.

પછી વળી એવી વાતો વહેતી થઈ કે દાક્તર સ્ટેઇરની પ્રેમિકાએ તેને તરછોડી દીધા હતા. એ છોકરી ક્યાંક ઉત્તરે પેનિનસુલામાં રહેતી હતી. પોતાની જાતને બધાથી આઘી લઈ જવા, આ બધું હંમેશ માટે ભૂલી જવા દાક્તર આટલા આઘા આવ્યા હતા. પોતાની

જાતને તે મનાવતા કે તેમના જેવા બધી બાબતના જાણકાર દાક્તરને કમાવા માટે આ શહેર જેવી જગા બીજી એકેય ન હતી. અને એટલા માટે જ તે અહીં આવ્યા હતા.

એ બધું જે હોય તે પણ હજી તો એ પોતાનું ગાડું ગબડે એટલું માંડ કમાતો થયો ત્યાં તો લોકો ઉધાર રખાવવા માંડયા. અને મેં સાંભળેલ કે લોકોને ઉધાર આપ્યા પછી પાછા લેવાનો તકાદો તે કદી ના કરતો અને અમારા અહીંના લોકોને તો ઉધાર રખાવવાની લત છે. અરે મારા વા'લીડા મારા ધંધામાં પણ ઉધાર રાખે છે પછી તો થઈ રહ્યું ને? આ લોકો મારી પાસે માત્ર દાઢી જ કરાવે પણ પૈસા ચૂકવી દે તોય મારી પાસે એટલા પૈસા હોય કે હું એકાદ અડવાડિયું કાર્ટરવિલે જઈ મેર્ક્યુર પર રોજ રાત્રે જુદી જુદી ફિલમ જોઈ શકું. હવે આ જોર્જ પડીંનો જ દાખલો લોને. પણ જવા દો... મારે કોઈની આઘીપાછી ન કરવી જોઈએ.

હવે જુઓને ગયા વરસે અમારે ત્યાં કોરોનર (મૃત્યુનું કારણ જાણવા માટે શબની તપાસ કરનાર અધિકારી) મરી ગયા. એમને ફ્લૂ થયો હતો ને મરી ગયા. એમનું નામ કેન બેટી હતું. તેઓ કોરોનર હતા. હવે તેઓ મરી ગયા એટલે તેમની જગાએ કામ કરી શકે એવો માણસ શોધવો જ પડે. એટલે એ લોકોએ દાક્તર સ્ટેઇરને પકડી પાડયા. પે'લાં તો દાક્તર સ્ટેઇર હસી પડયા અને કહ્યું કે તેમને આવું કામ કરવું નથી. પણ એ લોકો તો આ કામ દાક્તરને ગળે વળગાડીને જ જંપ્યાં. આ કંઈ એવી નોકરી તો હતી નહિ કે જેના માટે પડાપડી થાય. આમેય આ નોકરીમાંથી માણસ વરસદા'ડે જે કમાય તેમાંથી માંડ તેના બગીચામાં વાવવા બી ખરીદી શકાય! પણ દાક્તર સ્ટ્રેઇરને જો વારંવાર આગ્રહ કરવામાં આવે તો તે કોઈ પણ કામ માટે ના પાડી ન શકતા.

પણ હું તો તમને અમારા શહેરના બિચારા પોલ ડિક્સનની વાત કરવા જઈ રહ્યો હતો. તે જ્યારે દસેક વર્ષનો હતો ત્યારે

ઝાડ પરથી પડી ગયો હતો. માથામાં કંઈક અથડાવાને કારણે એને કંઈક એવું થઈ ગયું કે તે કોઈ દા'ડો સાજો જ ન થયો. આમ શરીરે જુઓ તો સાવ સાજોનરવો. પણ જરાક બેવકૂફ રહી ગયો. જિમ કેન્ડાલ એને ચસકેલ કહેતો. જેટલા લોકોનાં ભેજાં ઠેકાણે ન હોય એ બધાને જિમ ચસકેલ કહેતો. એ લોકોના માથાને બદલે વટાણા હતા એવું કહેતો. આ તેનો બીજો તકિયાકલામ હતો. માથાને બદલે વટાણા કહેવા અને ગાંડા લોકોને ચસકેલ કહેવા. બિચારો પોલ કંઈ ગાંડો ન હતો. જરાક બેવકૂફ જ હતો.

હવે મહેરબાન, તમે કલ્પના કરી જ શકતા હશો કે જિમ પોલ સાથે દરેક જાતની મશ્કરી કરતો જ હોય. એક વાર તો એણે પોલને વ્હાઇટ ફ્રન્ટ ગેરેજ પર ડાબોડી વાંદરો જોવા મોકલ્યો હતો. હવે ત્યાં આવો કોઈ ડાબોડી વાંદરો હતો જ નહિ એ વળી જુદી વાત છે.

એક વાર અહીં મેળા જેવું કંઈક હતું. એમાં જાડિયાઓ અને સુકલકડીઓ વચ્ચે બેસબોલની રમત રાખી હતી. રમત શરૂ થઈ એ પે'લાં જિમે પોલને બોલાવ્યો. અને એ બિચારાને ચાર્લ્સની હાર્ડવેરની દુકાને દડો ફેંકનારના બૉક્સ(pitcher's box)ની ચાવી લેવા દોડાવ્યો હતો!

એક વાર જિમ ભેજું લડાવે પછી કોઈ કરતૂત એવાં ન હતાં, જેની કલ્પના જિમ ન કરી શકે.

બિચારો પોલ લોકો પ્રત્યે કાયમ વહેમાયેલ રહેતો. કદાચ જિમ એને વારે વારે ઉલ્લુ બનાવતો રે'તો એટલે પણ તે એવો વહેમીલો થઈ ગયો હોય! આમ જુઓ તો પોલને એની મા, દાક્તર સ્ટેઇર અને આ શહેરની એક છોકરી જૂલી ગ્રેગ સિવાય કોઈ સાથે ઝાઝું પાન પાડવાનું રહેતું નહિ. આમ તો જૂલીને કંઈ છોકરી ન કહેવાય. કારણ કે એ લગભગ ત્રીસેકની તો થઈ ગઈ હતી.

જ્યારે દાક્તર પે'લી વાર શહેરમાં આવ્યા ત્યારે પોલને એક

દોસ્તાર મળ્યો એવું લાગ્યું. અને એ લગભગ આખો દા'ડો દાક્તરની ઑફિસની આજુબાજુ કામ વગર ટલ્લા મારતો રહેતો. ઘરે માત્ર ખાવા કે સૂવા જતો. કે પછી જૂલીને કંઈ ખરીદી કરવા જતી જોઈ જતો ત્યારે જ તે ઑફિસેથી આઘો ખસતો.

દાક્તરની ઑફિસની બારીની બહાર જેવો એ જૂલીને જોતો કે તરત જ દડબડ દોડતો નીચે જઈ એની સાથે થઈ જતો. અને પછી દુકાને દુકાને એની પાછળ પાછળ ફરતો રહેતો. બિચારો પૉલ જૂલી પાછળ ઘેલો હતો. અને જૂલી પણ કાયમ એની સાથે સારી રીતે વાત કરતી. પૉલ તેને ગમતો એવું તે દેખાડતી. જોકે એ વાત જુદી છે કે જૂલીના પક્ષે તો આ બધું દયા કે સહાનુભૂતિથી વિશેષ કંઈ નહતું.

પૉલના મગજને સારું કરવા પોતાથી થઈ શકે એ બધું જ દાક્તર સ્ટેઇર કરતા હતા. એક વાર દાક્તરે મને કહ્યું પણ હતું કે આ છોકરો ધીરે ધીરે સારો થતો જાય છે. એક વખત એવો હતો જ્યારે આ છોકરો બાકી બધા જેટલો જ ડાહ્યો અને હોશિયાર હતો.

પણ હું તો તમને જૂલી ગ્રેગની વાત કહેવા જતો હતો. એના બાપ મિ. ગ્રેગ ભંગારનો ધંધો કરતા હતા. પણ દારૂના રવાડે ચડી પૈસા ગુમાવી બેઠેલા. જ્યારે એ મરી ગયા ત્યારે જૂલી માટે માંડ એક ઘર અને તાણીતૂસીને જીવી શકાય એટલા વીમાના રૂપિયા પોતાની પાછળ મૂકી ગયા હતા.

જૂલીની મા અર્ધી અપંગ જેવી હતી. એ કોઈ દા'ડો ઘર મૂકીને ક્યાંય જતી નહિ. બુઢ્ઢા બાપના મરી ગયા પછી જૂલીને તો આ ઘર વેચીસાટી ક્યાંક બીજે રહેવા જવું હતું. પણ એની માએ કહ્યું કે એ પોતે જ્યાં જન્મી છે ત્યાં જ મરવા માગે છે. જૂલી માટે આ શહેરમાં આટલા બધા જુવાનિયાઓની વચ્ચે રહેવું મુશ્કેલ તો હતું જ. જોકે તે જુવાનિયાઓ પ્રત્યે જરાક વધુ પડતી

માયાળુ હતી.

જૂલી ભણવા માટે શિકાગો, ન્યૂયોર્ક અને બીજી કેટલીયે જગ્યાએ ફરતી રહેલી એટલે એવો કોઈ વિષય ન હતો જેના પર એ તડાકા ન મારી શકે. બાકી તમે અમારા અહીંના જુવાનિયાઓને ગ્લોરિયા સ્વાનસન કે ટોમી મૈહાન સિવાયની કોઈ પણ વાત કરો તો એ બધાયને એવું જ લાગે કે તમે લવારો કરો છો!! અરે, તમે ગ્લોરિયાને 'વેજીસ ઑફ વર્ચ્યુ'માં જોયેલ? નહિ? અરે મહેરબાન, તમે એક લા'વો ચૂકી ગયા.

હં... તો હું શું કહેતો હતો? દાક્તર સ્ટેઇરને અહીં આવ્યે એકાદ અઠવાડિયું જ થયું હતું પણ મને કોઈકે આંગળી ચીંધીને બતાવેલા એટલે એ જ્યારે દાઢી કરાવવા મારી દુકાને આવ્યા ત્યારે હું એમને ઓળખી ગયો. એટલે પછી મેં એને મારી સદાયની માંદી રહેતી ઘરવાળીની વાત કરી. એ ઘણાંય વરસથી માંદી જ રહેતી અને દાક્તર ગૅમ્બલ કે દાક્તર ફૂટે, બેમાંથી એકેયની દવા કારગત નીવડતી ન હતી. દાક્તર સ્ટેઇરે કહ્યું કે તેઓ મારી ઘરવાળીને જોવા આવશે. જોકે દાક્તરે એવું પણ કહ્યું કે જો મારી ઘરવાળી ઘરની બહાર નીકળી શકતી હોય, હાલીચાલી શકતી હોય તો પછી તેને દવાખાને લઈ જવી એ જ વધુ સારું રહેશે. કારણ કે દવાખાને એની બધી જાતની તપાસ થઈ શકે.

એટલે હું મારી ઘરવાળીને દવાખાને લઈ ગયો. હું મારી ઘરવાળીની વાટ જોતો બહારના ઓરડામાં બેઠો હતો ને જૂલી ગ્રેગ માલીપા આવી. જ્યારે પણ દાક્તર સ્ટેઇરની ઑફિસમાં કોઈ આવે ત્યારે ત્યાં એક ઘંટડી હતી જે દાક્તરની કેબિનમાં વાગતી. આવનાર ઘંટડી વગાડે એટલે દાક્તરને ખબર પડે કે કોઈક એમને મળવા આવ્યું છે.

એ ઘંટડી વાગી એટલે દાક્તર મારી ઘરવાળીને માલીપા મૂકીને બા'રા આવ્યા. અને આ પે'લી વાર દાક્તર અને જૂલી મળતાં હતાં.

અને મને લાગે છે કે બધા કહે છે એવો આ પે'લી નજરનો પ્રેમ હતો. પણ આ પ્રેમ બંને બાજુએ એકસરખો ન હતો. આ જુવાન માણસ જેવો ફાંકડો જુવાનિયો જૂલીએ બાપજનમારે આ શહેરમાં તો જોયો જ ન હતો. એટલે એ બહેન તો દાક્તરને જોતાંવેંત જ એની પાછળ ઘેલાં થઈ ગયાં. પણ પેલા માટે તો એ માત્ર દાક્તરને મળવા માગતી એક બાઈ હતી.

જૂલી પણ મારા જેવા જ કારણસર આવી હતી. તેની મા પણ મારી ઘરવાળીની જેમ જ દાક્તર ગૅમ્બલ અને દાક્તર ફૂટેની સારવાર વરસોથી લેતી હતી પણ કંઈ જ ફેર પડતો ન હતો. તેણે સાંભળ્યું હતું કે શહેરમાં એક નવો દાક્તર આવ્યો હતો. એટલે તેણે આ નવા દાક્તરને અજમાવી જોવાનું નક્કી કર્યું. દાક્તરે તેની માને એ જ દા'ડે જોવા જવાનું વચન આપ્યું.

મેં તમને ઘડીક વાર પે'લાં જ કહ્યું ને કે જૂલી માટે તો આ પે'લી નજરનો પ્રેમ હતો. પે'લા મેળાપ પછીના દા'ડાઓમાં તે કઈ રીતે વર્તી તેના પરથી હું આ નથી કહેતો પણ ઑફિસમાં પેલે દા'ડે તે જે રીતે દાક્તરને તાકી રહી હતી તેના પરથી હું આવા તારણ પર આવ્યો છું. હું કંઈ કોઈના મનમાં પેસીને વાંચી નથી શકતો કે તેના મનમાં શું ચાલે છે. પણ એ દા'ડે તો તેના આખા મોઢા પર કોતરાઈ ગયું હતું કે આ બહેન હવે કામથી ગયાં છે.

હવે અમારો જિમ કેન્ડાલ મશ્કરી કરવા અને દારૂ ઢીંચવા ઉપરાંત સ્ત્રીઓને આસાનીથી ઘેલી કરી શકતો. એ જ્યારે કાર્ટર-વિલેમાં કામ કરતો ત્યારે માતેલો થઈને ભટકતો એવી મારી ધારણા છે. આ શહેરમાંય તેનાં અનેક લફરાં હતાં. મેં તમને પે'લાં પણ કહ્યું જ છે કે તેની ઘરવાળી જો લાચાર ન હોત તો કે દા'ડાનો છેડો ફાડી ચૂકી હોત.

પણ મને લાગે છે કે જિમ મોટા ભાગના આદમી — અને

સ્ત્રીઓ પણ — જેવો હતો. તેને જે હાંસલ થઈ શકવાનું ન હતું એ જ તેને જોતું હતું. એ ભાઈ જૂલી બ્રેગને પટાવવા માગતા હતા અને તેને પામવા માટે દરેક રીતે તે માથું ફોડી ચૂક્યો હતો. જોકે એની પાસે ફોડવા માટે માથું ન હતું, વટાણું હતું!

જિમની આદતો, તેની મશ્કરીઓની જૂલી પર કોઈ જ અસર ન થઈ. વળી જિમ તો પરણેલ હતો. એટલે આમેય તેના માટે કોઈ તક ન હતી. પેલા સસલા જેવું જ! હવે, આ જિમનો તકિયા-કલામ હતો. જ્યારે પણ કોઈ માણસને ચૂંટાવાની કે એવી કોઈ તક ન હોય ત્યારે જિમ કાયમ કહેતો કે એ માણસને સસલાથી જરાય વધારે તક નથી.

તેને પોતાને જે લાગે એ કહેતાં તે કોઈ દા'ડો ખંચકાતો નહિ. એ તો અહીં જ કેટલીયે વાર, આખા ટોળાની સામે કહી ચૂક્યો હતો કે તે જૂલી પર લટ્ટુ હતો. અને જો કોઈ, જૂલીને જિમ માટે મનાવી લાવશે તે માણસનું જિમના ઘરે, તેની ઘરવાળી અને બાળકો ભેગા મળીને હાર્દિક સ્વાગત કરશે. પણ જૂલીને તેની જરાય પડી ન હતી. એ તો શેરીમાં જિમ સામો મળે તો એની સાથે બોલતીયે નહિ. અંતે જિમે જોયું કે એની કાયમી રીતોથી જૂલી બાબતે દાળ બિલકુલ જ ગળતી ન હતી. એટલે પછી એણે છેલ્લા પાટલે બેસવાનું નક્કી કર્યું. એક સાંજે એ સીધો જ જૂલીના ઘરે ગયો ને જેવું પેલીએ બારણું ઉઘાડયું કે તરત જ અંદર ધસી જઈ પેલીને જકડી લીધી. પણ જૂલી પકડ ઢીલી કરાવીને ભાગી અને જિમ ફરીથી તેને પકડે, અટકાવે એ પે'લાં જ પડખેના ઓર-ડામાં દોડી ગઈ અને બારણું માલીપાથી વાસી દીધું, અને જો બાર્નેસને ફોન કર્યો. જો માર્શલ હતા. જૂલી કોને ફોન કરતી હતી એ જિમ સાંભળી શકતો હતો. અને જો ત્યાં આવી ચડે એ પે'લાં તો જિમ પોબારા ગણી ગયો હતો.

જો, જૂલીના બાપનો જૂનો દોસ્તાર હતો. બીજા દા'ડે એ

જિમને ઘરે ગયો અને ફરી વાર આવું કરવાનું પરિણામ શું આવી શકે તે વિશે જિમને કહ્યું.

હવે આ જરાક અમથા લફરાની વાત બહાર બધે કઈ રીતે ફેલાઈ ગઈ એની જ મને તો સમજ નથી પડતી. એક શકયતા એવી છે કે જો બાર્નસે એની ઘરવાળીને કહ્યું હોય. જેની ઘરવાળીએ વળી બીજા કોઈની ઘરવાળીને કહ્યું હોય. અને એ બધી સ્ત્રીઓએ વળી એમના ઘરવાળાઓને કહ્યું હોય. એ જે હોય તે, પણ વાત ફેલાઈ ગઈ હતી. અને હોડ મેયર અહીં આ દુકાનમાં બેઠો બેઠો જ આ માટે જિમને ખીજવતો હતો. જિમે આમાંની એકેય વાત માટે નનૈયો ન ભણ્યો. અને આખી વાતને હસવામાં કાઢી નાખતાં અમને બધાને કહ્યું, "તમે બધા જરા થોભો અને વાટ જોતા રહો." કેટલાય લોકોએ તેના વાંદરવેડા છોડાવવા માથાં ફોડી જોયાં હતાં. પણ જિમ જેનું નામ !... એ તો એવો ને એવો જ રહ્યો.

હવે આ ગાળા દરમિયાન આખું શહેર જાણી ગયું હતું કે જૂલી દાક્તર પાછળ ઘેલી થઈ હતી. મને નથી લાગતું કે દાક્તર સામે હોય ત્યારે જે રીતે જૂલીની આખી સિકલ ફરી જતી એની તેને પોતાને ખબર હોય ! ! એને નહિ જ ખબર હોય, નહિતર તે દાક્તરથી આઘી ના રહે ! અને તેને તો એ વાતની પણ નો'તી ખબર કે એ કેટલીયે વાર ગમે તે બહાને દવાખાને જાય છે અથવા શેરીની બીજી બાજુથી નીકળી દાક્તર છે કે નહિ એ જોવા બારીમાંથી ડોકાય છે તે બધું આખું શહેર જુએ છે. મને જૂલીની દયા આવતી હતી. મારી જેમ બીજા ઘણા લોકો જૂલીની દયા ખાતા.

દાક્તરે કઈ રીતે જિમનું પત્તું કાપી નાખ્યું હતું તે અણગમતી વાત હોડ મેયર વારે વારે જિમને યાદ કરાવ્યે જ રાખતો. જિમ તેની આવી બાલિશતા સામે જરાય ધ્યાન ન આપતો. એટલે તમે ધારી શકો કે એ ભાઈ કોઈ નવી મશ્કરીની વેતરણમાં જ હતા.

જિમ પાસે અવાજ બદલવાની ગજબની કરામત હતી. તમે ચોક્કસ જ છેતરાઈ જાઓ એવો છોકરીનો અવાજ તે કાઢી શકતો અને કોઈ પણ માણસના અવાજની આબેહૂબ નકલ પણ તે કરી શકતો. અવાજની નકલ કરવામાં એ કેવો તો પાવરધો હતો તે જણાવવા હું તમને મારો જ એક અનુભવ કહું. એક વાર એણે અવાજ બદલીને મારી જ મશ્કરી કરી હતી.

તમને એ તો ખબર હશે જ કે નાના કે મોટા શહેરમાં માણસ જ્યારે મરી જાય ત્યારે એની હજામત કરાવવી પડે. અને જે હજામ મડાની હજામત કરે તે પાંચ ડૉલર ખનકના માગે. આ પાંચ ડૉલરનો ફટકો તેણે મરેલાને નથી મારવાનો, પણ તેને જે બોલાવે છે તેની પાસેથી વસૂલ કરવાના હોય છે. હું માત્ર ત્રણ ડૉલર લેતો. કારણ વ્યક્તિગત રીતે મને મરેલાની હજામત કરવામાં બહુ વાંધો ન હતો. આમેય જીવતા ઘરાક કરતાં મરેલા વધુ સખણા રહે છે. આ મડાની હજામત કરવામાં માત્ર એક જ વાંધો આવે — તમે એની સાથે ગપ્પાં ન મારી શકો એટલે જરાક એકલવાયું લાગે.

બે વર્ષ પે'લાંના શિયાળાની આ વાત છે. કોઈ દા'ડો ન પડી હોય એવી કડકડતી ટાઢ એ દા'ડે પડી હતી. હજી તો ઘરે જઈ હું વાળુ કરતો હતો ને ફોન રણક્યો. મેં ફોન ઉપાડ્યો તો કોઈ બાઈનો અવાજ હતો. તેણે કહ્યું કે તે મિસિસ જોન સ્કોટ બોલે છે. તેનો પતિ મરી ગયો હતો એટલે તેની હજામત માટે તે મને બોલાવતી હતી.

આ ઘરડો જોન મારો કાયમી ઘરાક હતો. એ સારો માણસ હતો. પણ તેઓ અહીંથી સાત માઈલ દૂર સ્ટ્રેટર રોડ પરના એક ગામડે રહેતા હતા. તોપણ એમને કઈ રીતે ના પાડવી તે મને સમજાયું નહિ.

એટલે પછી મેં કહ્યું કે હું થોડીવારમાં ત્યાં આવું છું. પણ હું કોઈ વાહનમાં આવીશ એટલે હજામતના પૈસા ઉપરાંત ત્રણ-ચાર

ડૉલર વધુ આપવા પડશે. એટલે તેની ઘરવાળી એ — કે પછી બાઈના અવાજે — કહ્યું કે "ભલે." એટલે પછી મેં ફ્રેન્ક એબોટની ગાડી ભાડે કરી અને જ્યારે હું ત્યાં પહોંચ્યો ત્યારે બારણું કોણે ઉઘાડ્યું ખબર છે? બીજા કોઈએ નહિ પણ મિ. જોને પોતે જ!! એ તો જીવતાજાગતા મારી સામે જ ઊભા હતા. તો આ જિમનું જ કારસ્તાન!

મારી સાથે આવી મશ્કરી કોણે કરી એ ગોતવા માટે કોઈ ખાનગી જાસૂસની જરૂર ન હતી. કારણ કે જિમ કેન્ડાલ સિવાય બીજું કોઈ આવું કરી જ ન શકે. ખરેખર જ એ માણસ નમૂનો હતો!

કઈ રીતે જિમ પોતાનો અવાજ છુપાવીને તમને ખાતરી કરાવી શકતો કે બોલનાર કોઈ બીજી જ વ્યક્તિ છે તેની તમને જાણ થાય એ માટે જ મેં આ આખો બનાવ તમને કહ્યો. જુઓને મને ખાતરી જ હતી કે ફોન મિસિસ સ્કૉટે જ કર્યો હતો. ચાલોને એ નહોતાં, પણ અવાજ ચોક્કસ જ કોઈ બાઈનો હતો.

એટલે જ્યાં સુધી જિમ દાક્તર સ્ટેઇરના અવાજની આબાદ નકલ કરતો ન થયો, ત્યાં સુધી તે વાટ જોતો રહ્યો. અને નકલ કરતાં આવડી ગઈ કે પછી તે પોતાનો બદલો લેવા મેદાને પડ્યો.

એક વખત જિમને ખબર હતી કે દાકતર કાર્ટરવિલે ગયા છે એટલે એ રાતે તેણે જૂલીને ફોન કરીને બોલાવી. હવે ભાઈ! દાક્તરનો અવાજ હતો એટલે જૂલીએ એકેય સવાલ પૂછ્યો નહિ. જિમે તેને કહ્યું કે તે આજે રાતે કોઈ પણ રીતે તેને મળવા માગે છે કારણ કે તે જૂલીને કંઈક કહેવા માગે છે. અને હવે વધુ વાટ જોઈ શકે એમ નથી. પેલી તો એટલી હરખાઈ ગઈ કે તેને ઘરે આવવા કહ્યું. પણ દાક્તરે કહ્યું કે અત્યારે તે એક આઘેથી આવનારા અને બહુ કામના ફોનની વાટ જોઈ રહ્યો છે એટલે આવી શકે એમ નથી. બધી ઔપચારિકતા અને રીતભાતનો વિચાર છોડી પેલીને

દવાખાને આવી જવા તેણે વિનંતી કરી. તેણે કહ્યું કે તેના અહીં આવવાથી કોઈ નુકસાન થવાનું નથી. કોઈ એને જોઈ જવાનું નથી. અને તેને તેની સાથે જરાક જેટલી જ વાત કરવી છે. એટલે પછી બિચારી જૂલી જાળમાં ફસાઈ.

હવે દાકતર કાયમ જ તેમની ઑફિસમાં ઝાંખું અજવાળું રાખતા. આ અજવાળું જોઈને જૂલીને લાગ્યું કે માલીપા કોઈક છે.

આટલા સમયમાં જિમ કેન્ડાલ રાઇટના જુગારખાને જઈ પહોંચ્યો, જ્યાં આખી ટોળી ટોળટપ્પાં મારી રહી હતી, ખિખિયાટા કરતી હતી. એમાંના મોટા ભાગના અત્યારે ચિક્કાર ઢીંચીને બેઠા હતા. જ્યારે પણ આ ટોળીવાળા દારૂ ઢીંચી છાકટા થતા ત્યારે માઝા મૂકતા. આ બધાને આમેય જિમની મશ્કરીઓ બહુ ગમતી એટલે જ્યારે જિમે આવીને કહ્યું કે જેને કંઈક રમૂજ પડે એવું જોવું હોય તે બધા તેની સાથે જાય. એટલે એમાંના બધાય પાનાં અને જુગાર બધું પડતું મૂકીને હુડુડુહુટ કરતાક ને જિમની સાથે થઈ ગયા.

દાકતરની ઑફિસ બીજા માળે હતી. તેના બારણાની બરાબર જમણી બાજુએ ઉપરના માળે જવા માટેનો દાદરો હતો. જિમ અને તેના સાગરીતો આ પગથિયા પાછળના અંધારામાં સંતાયા હતા.

થોડીક વારે જૂલી દાકતરના બારણા પાસે આવી. તેણે બેલ દબાવ્યો પણ કોઈ જવાબ ન મળ્યો. ફરીથી તેણે બેલ વગાડચો. આવી રીતે સાતથી આઠ વખત તેણે બેલ વગાડચો. પછી તેણે બારણાને ધકેલ્યું ત્યારે છેક તેને ખબર પડી કે બારણે તો તાળું છે. પછી જિમે કંઈક અવાજ કર્યો એ સાંભળી ઘડીકવાર તે થંભી ગઈ. થોડીક વારે તેણે પૂછ્યું, "રાલ્ફ તું અંદર છે?" રાલ્ફ દાકતરનું નામ હતું.

પણ જૂલીના સવાલનો કોઈ જવાબ ન મળ્યો. અને અચાનક

જ એને ભાન થયું હશે કે કોઈકે એને મૂરખ બનાવી છે. તે પડતી આખડતી નીચે આવી ત્યારે આખી ટોળી તેની પાછળ હતી. "શરદ્ તું અંદર છે?" "ઓહ, વ્હાલા શરદ્, તું અંદર છે?" એવી રાડો પાડતાં પાડતાં તેઓ ઠેઠ ઘર સુધી તેની પાછળ ગયા. જિમે કહ્યું કે તે આવી રાડો નો'તો પાડી શક્યો કારણ કે તેનું હસવાનું રોકાતું જ ન હતું.

બિચારી જૂલી! આ બનાવ બન્યો પછી કેટલો બધો વખત તે આ શેરીમાં દેખાતી બંધ થઈ ગઈ હતી!

અને જિમ તથા તેની ટોળકીએ આખા શહેરમાં બધાને આ વાત તો કરી જ હોય. એમણે બધે ઢોલ પીટચા પણ દાકતરને વાત ન કરી. એને કહેતાં એ બધાની ફાટતી હતી. અને જો પોલ ડિક્સને દાકતરને ન કીધું હોત તો કદાચ એમને કોઈ દા'ડો ખબર ન પડત. જિમ જેને ચસકેલ કહેતો એ પોલ એક દા'ડો દુકાનમાં બેઠો વતો અને બરાબર ત્યારે જ જિમ એણે જૂલી સાથે જે કંઈ કરેલ તે બાબતે ભણુગાં ફૂંકતો હતો. પોલ એમાંથી જેટલું સમજી શકે એટલું સમજ્યો ને એટલી વાર્તા લઈ એ દાક્તર પાસે દોડી ગયો.

એ વાત તો ચોક્કસ હતી કે દાક્તર પોલની વાત સાંભળીને ઊછળી પડચા હશે અને પછી જિમને પાઠ ભણાવવા તૈયાર થયા હશે. પણ આ જરાક નાજુક બાબત હતી. કારણ દાક્તરે જિમને મેથીપાક ચખાડચો છે એવી વાત જો બહાર પડી જાય તો એ ખબર જૂલી પણ ચોક્કસપણે સાંભળે જ. અને તો જૂલી જાણી જાય કે દાક્તરને આખી વાતની ખબર છે. અને પોતે જાણે છે એ ખબર જૂલીની હાલત છે તે કરતાં વધુ ખરાબ કરી શકે. દાક્તરને કાંઈક કરવું તો હતું જ પણ કંઈ પણ કરતા પે'લાં ઘણી બધી ગણતરીઓ કરવી પડે એમ હતી.

એ પછીના થોડા દા'ડામાં જિમ એક દા'ડો દુકાને આવ્યો હતો અને પેલો ચસકેલ પોલ પણ. પછીના દા'ડે જિમ બતકાનો શિકાર

કરવા જવાનો હતો અને હોડ મેયરને સાથે લઈ જવા માગતો હતો એટલે એને ગોતવા જિમ અહીં આવ્યો હતો. હવે હોડ તો કાર્ટર-વિલે ગયો હતો અને અઠવાડિયા સુધી પાછો નથી ફરવાનો એની મને ખબર હતી. એ સાંભળી જિમ બબડયો કે એકલા શિકારે જવાનું એ ધિક્કારે છે અને તેને લાગે છે કે તેણે જવાનું માંડી જ વાળવું પડશે. એ જ વખતે પેલો ચસકેલ પોલ બોલી ઊઠયો કે જો જિમ એને લઈ જાય તો એ સાથે જવા તૈયાર છે. જિમે જરાક વાર વિચાર કર્યો ને પછી હા પાડી. એણે કદાચ વિચાર કર્યો હશે કે નહિ મામા કરતાં કહેણો મામો સારો; એકલા જવું એના કરતાં અધગાંડિયો સાથે હોય તે સારું.

હું માનતો હતો કે એ ભાઈ પોલની કોઈ પ્રકારે મશ્કરી કરવાની વેતરણમાં હતા. તેને પાણીમાં ફંગોળી દેવો કે એવું જ કંઈક...એના ભેજામાં ગમે એ હોય પણ એણે પોલને સાથે જવાની હા પાડી. એણે પોલને પૂછયું કે કોઈ દા'ડો બતકાંનો શિકાર કર્યો છે? પોલે ના પાડી. એણે તો કોઈ દા'ડો બંધૂકને હાથ પણ નો'તો લગાડયો. જિમે કહ્યું કે કંઈ વાંધો નહિ. એણે હોડીમાં બેઠા બેઠા જિમને જોયા કરવાનો અને જો એ ડાહ્યોડમરો થઈને બેસશે તો કદાચ જિમ એને એકાદ-બે નિશાન તાકવા બંધૂક પણ દેશે. એ બંનેએ નક્કી કરેલી તારીખે સવારમાં મળવાનું ઠરાવ્યું. બસ! એ છેલવેલ્લો મેં જિમને જીવતો જોયો હતો.

બીજા દા'ડે સવાર સવારમાં હજી તો દુકાન ઉઘાડયે પા ઘડી પણ થઈ ન હતી ને દાક્તર સ્ટેઇર માલીપા આવ્યા. એ જરાક ગભરાયેલા લાગતા હતા. એમણે મને પોલ ડિકસનને કયાંય જોયો છે એવું પૂછયું. મેં કહ્યું કે મેં એને ભાળ્યો નથી પણ એ કયાં હતો એની મને ખબર છે. એ જિમ કેન્ડાલ સાથે બતકાંના શિકારે ગયો છે. એટલે દાક્તરે કહ્યું કે એમણે પણ એવું જ કંઈક સાંભળ્યું છે. અને તેમને એ જ સમજાતું ન હતું. કારણ પોલે દાક્તરને કહ્યું હતું કે

જીવતે જીવ એ કોઈ દા'ડો જિમ સાથે પનારો પાડવાનો નથી.

દાક્તરે કહ્યું કે જિમે જૂલી સાથે જે મશ્કરી કરી હતી એની બધી વાત પોલે એમને કરી હતી. પછી આવી મશ્કરી અંગે દાકતર શું માને છે એવું પણ પોલે એમને પૂછ્યું હતું. અને દાક્તરે એને કહ્યું કે આવી ગોબરી મજાક કરનાર કોઈ પણ કેમ ન હોય, પણ એને જીવવા દેવો ન જોઈએ.

મેં કહ્યું કે એ તો અણઘડ મશ્કરી હતી. ગમે તેવી બેહૂદી હરકત કરતાં જિમ પોતાની જાતને રોકી શકતો નહિ. મને લાગે છે કે એ દિલનો ખરાબ નથી. બસ માત્ર એનાં તોફાનો અને બેહૂદી હરકતોથી એ વાજ નથી આવતો. દાક્તર એ જ પગલે પાછા વળી બહાર નીકળી ગયા.

બપોરે દાક્તર પર જોન સ્કોટનો ફોન આવ્યો. જે તળાવ પર જિમ અને પોલ શિકારે ગયા હતા તે જોનના ગામમાં હતું. હજુ ઘડીક વાર પે'લાં જ પોલ હડી કાઢતોક જોનના ઘરે આવ્યો હતો અને 'એક અકસ્માત થયો છે' એવું કહેતો હતો. જિમે થોડાંક બતકાં માર્યાં પછી બંધૂક પોલને પકડાવી અને એને પોતાનું તકદીર અજમાવી જોવા કહ્યું. પોલે બાપ જનમારે કોઈ દા'ડો બંધૂક પકડી ન હતી. એટલે જરાક ગભરાયેલ હતો. એ એટલો બધો ધ્રૂજતો હતો કે બંધૂક પર કાબૂ રાખી નો'તો શકતો. એણે ગોળી છોડી અને જિમ ઊછળીને પાણીમાં પડ્યો. એ મરી ગયો હતો.

દાક્તર સ્ટેઇર કોરોનર હતા એટલે ઠેકડો મારીને ફ્રાન્ક એબોટની ખખડેલ મોટરમાં ચડ્યા અને સ્કોટના ખેતર ભણી મારતી ગાડીએ ભાગ્યા. પોલ અને વૃદ્ધ જોન બંને તળાવના કાંઠે હતા. પોલ હોડીને ધકેલીને કાંઠે લઈ આવ્યો હતો પણ દાક્તરની વાટ જોઈને એણે લાશને માલીપા જ રહેવા દીધી હતી.

દાક્તરે શબની તપાસ કરીને કહ્યું કે તેઓ શબને શહેરમાં લઈ જઈ શકે છે. શબને અહીં રાખી મૂકવાનો કે પંચને અહીં

બોલાવવાનો કોઈ અર્થ નથી કારણ આ સીધોસાદો અકસ્માતનો કિસ્સો હતો.

વ્યક્તિગત રીતે જ હું કોઈ દા'ડો એક જ હોડીમાં બેઠેલા માણસને બંધૂક ફોડવા ન જ દઉં. જો મને ખાતરી હોય કે સામેના માણસને બંધૂક વાપરતાં બરાબર આવડે છે તો જ દઉં. જિમ એવો ભોળિયો કે એણે શિખાઉના હાથમાં બંધૂક પકડાવી. એક તો શિખાઉ ને ઉપરથી પાછો બેવકૂફ! જોકે કદાચ જિમ એ જ લાગનો હતો. પણ તોય અમને અહીં જિમની ખોટ બહુ સાલે છે. એ ખરેખર જ વિચિત્ર માણસ હતો! ભીનામાં જ દાંતિયો ફેરવું કે સુકાવા દેવા છે? □

## આ વાર્તા વિશે

આ વાર્તાની વિશિષ્ટ કથનરીતિ, નિરૂપણરીતિ મને ઘણા વખતથી અનુવાદ કરવા માટે લલચાવતી હતી. આ વાર્તાનો વિશેષ તેનું કથાવસ્તુ નથી પણ તેની કથનરીતિ છે. વાર્તાકથક એક હજામ છે. તે પ્રાદેશિક બોલીમાં આડેધડ વાતો કરી રહ્યો છે. ગામમાં નવીસવી આવેલી એક વ્યક્તિને આ બધું તે કહી રહ્યો છે. જો આ વાર્તા લેખક દ્વારા કહેવાઈ હોત તો એની સરળતા, સામાન્યતા કઠત. આડેધડ પ્રસંગનિરૂપણ સામે વાચકે વાંધો ઉઠાવ્યો હોત. પણ એક વ્યક્તિની વાત અધૂરી છોડી બીજાની શરૂ કરી દેતો વાર્તાકથક હજામ છે એટલે આ અરાજકતા નિર્વાહ્ય બને છે.

વાળંદ એક વિદૂષક જેવા બદમાશ જિમની વાત કહી રહ્યો છે. સાવ નકામો, લબાડ. બીજાને કારણ વગર હેરાન કરતો જિમ પોતાના અહંને સંતોષવા છેલ્લા પાટલે પણ બેસી શકે છે. પણ કવિન્યાય જુઓ કે આ બદમાશની પોતાની જ આવી એક મશ્કરી તેનો જીવ લે છે. વાર્તા ત્રીજા પુરુષના કથનકેન્દ્રથી લેખક

દ્વારા આવતી હોત તો વાચક લેખકના વલણ સાથે સંમત થઈ બોલી ઊઠત કે સાલો, બદમાશ એ જ લાગનો હતો. પણ અહીં વાર્તાકથકનું જે વલણ છે તે લેખક અને વાચકથી સાવ જ અલગ છે. વાળંદ તો આ વિદૂષકની બદમાશીનાં પણ શોખીખોર માફક વખાણ કરે છે. એના મરી જવાથી તેને ગામની રોનક ખલાસ થઈ ગઈ લાગે છે.

જ્યારે લેખક જ કથક હોય ત્યારે વલણનો પ્રશ્ન ઊભો થતો નથી પણ બંને જ્યારે સ્પષ્ટ રીતે અલગ પડતા હોય ત્યારે આ પ્રશ્નનું મહત્ત્વ વધી જાય છે. ઈવા ડેવની 'ચોટી'ની જેમ વલણ બાબતે કથક સ્પષ્ટ રીતે લેખક અને વાચકથી અલગ પડે છે. જોકે 'ચોટી'માં ભાવક લેખકના વલણને પામી શકે છે. કથક પામી શકે એમ જ નથી. જ્યારે લાર્ડનરની આ વાર્તામાં કથકથી વલણ અલગ પડતું હોવા છતાં વાચક જાણ્યેઅજાણ્યે કથક સાથે ઘસડાતો જાય છે.

આ વાર્તાના સંદર્ભે એક બીજો મહત્ત્વનો પ્રશ્ન પણ ચર્ચી શકાય. નાયક પોતે ખરાબ હોય તો પોતાની વાર્તા કહેશે ખરો? માનવસહજ વૃત્તિથી દેખીતી રીતે જ એ પોતે પોતાની જાતને ગાળ ન આપી શકે. એટલે જ પ્રથમપુરુષ કથકકેન્દ્રથી લખાતી વાર્તાનો નાયક ક્યારેય દુર્જન કે બદમાશ નથી હોતો (મેઘાણીની 'હું' વાર્તાનો નાયક આમાં અપવાદરૂપ છે). ધારો કે એના વ્યક્તિત્વના આવા કોઈ નબળા પાસાની વાત કરવી હોય તો લેખક પ્રથમપુરુષ કથનરીતિને બદલે બીજી કોઈ પ્રયુક્તિનો આશરો લે છે. જેવી રીતે જિમનાં દુષ્કૃત્યોની વાત લાર્ડનર વાળંદ પાસે કહેવડાવે છે. ઇર્વિન શૉ 'ધ ગર્લ્સ ઇન ધેર સમર ડ્રેસિસ'માં વાર્તાને નાટ્યાત્મક શૈલીએ વિકસાવે છે, જ્યાં સંવાદો પરથી વાચકે પાત્રોને મૂલવવાં પડે છે. અથવા તો લેખક ત્રીજાપુરુષની કથનપદ્ધતિએ પોતે જ આવાં પાત્રોની વાત કહેવા બેસશે. પણ પાત્ર પોતે પોતાની વાત નહિ જ કહે. આવું કેમ એવો પ્રશ્ન થાય. એક મનોવૈજ્ઞાનિક કારણ એવું હોઈ શકે કે

જાણ્યેઅજાણ્યે લેખક મુખ્ય પાત્ર સાથે પોતાનું એકત્વ (identification) સિદ્ધ કરી બેસતો હોય છે. એટલે જ એ પ્રથમપુરુષ-પદ્ધતિએ દુર્જનનું આલેખન નથી કરી શકતો. ક. મા. મુનશી કે ર. વ. દેસાઈ ત્રીજાપુરુષની કથનરીતિમાં પણ નાયક સાથે પોતાની જાતને એકરૂપ સિદ્ધ કરી બેસતા હોય તો પ્રથમ પુરુષ કથનરીતિમાં તો આવો ભય વધુ જ રહેવાનો. એટલે લેખક આવી કોઈ ને કોઈ પ્રયુક્તિ શોધવાનો.

કથનકેન્દ્ર અને ભાષાની સંવાદિતાના સંદર્ભે આપણી ઘણી વાર્તાઓ નિષ્ફળ ઠરે છે ત્યારે આ વાર્તાને નમૂનારૂપે રાખી તપાસ થઈ શકે.

---



જુલાઈ
૧૯૯૪

મિરોસ્લાવ હોલુબ
પંચમ શુક્લ
હરેશ તથાગત
સાંદીપનિ
રવીન્દ્રનાથ ટાગોર
બહાદુરભાઈ વાંક
મેઘનાદ ભટ્ટ

# કંકાવટી

જુલાઈ ૧૯૯૪

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૩ : અંક ૪૧૩ : મૂલ્ય : ૪ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂ. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*

તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

કંકાવટી, ૨૪, રીવર બેન્ક સોસાયટી,

ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી

સૂરત–૩૯૫ ૦૦૯. ફોન નં. ૮૫૬૪૧

*

પ્રકાશન સ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,

સૂરત–૩૯૫ ૦૦૯

મુદ્રણસ્થાન: ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ ૪

## એક કવિ સાથે વાતચીત / મિરોસ્લાવ હોલુબ

આપ કવિ છો? — હા, હું છું.
કેવી રીતે જાણ થઈ?
— મેં કવિતા લખી છે.
તમે કવિતા લખી એનો અર્થ એ થયો કે
આપ કવિ હતા. પરંતુ હવે?
— હું ફરી કોઈ દિવસે કવિતા લખીશ.
તો એ હાલતમાં સંભવ છે કે આપ
ફરી એક દિવસ કવિ બનો, પણ લખી છે
તે કવિતા જ છે એ કેવી રીતે જાણશો?
— એ કવિતા મેં લખેલી આગલી કવિતા જેવી જ હશે.
ત્યારે તો એ કવિતા નહિ હોય! કવિતા માત્ર
એક વાર થઈ શકે છે અને હોય તેવી
ફરી થઈ શકતી નથી.
— મને આશા છે કે તે આગલી કવિતા
જેવી જ સારી હશે.
એ કઈ રીતે નિશ્ચયપૂર્વક કહી શકાય?

કવિતા બસ પોતાના સ્વભાવની હોય છે
એક વાર, છેવટે તે પણ આપ પર અવલંબતી
નથી, તે સ્થિતિઓ પર નિર્ભર હોય છે
માત્ર માની લેવાથી આપ છો એવા કવિ નહિ હો,
અને પહેલાં પણ નહોતા. પછી શી રીતે
માનો છો કે આપ કવિ છો?
— અચ્છા...! હું એ ઠીક ઠીક જાણતો નથી.
અને આપ છો કોણ?

ગઝલ / પંચમ શુક્લ

પાણી પર છબછબિયાં કરતો કોનો પદરવ?
પીંછાના પટકૂળે તરતો કોનો પદરવ?
પારિજાતકના પ્રાંગણમાં તડકા જેવો,
કર્બુર, કર્બુર રંગે ખરતો કોનો પદરવ?
નીલ ગગનમાં વાદળ-વાદળ ધબકયાં કરતો,
વીજ વરસતો ઝરમર ઝરતો કોનો પદરવ?
ઝાંખી આંખે, રણના સમણે તરતી રેતી,
મૃગજળને અમૃતથી ભરતો કોનો પદરવ?
વિસ્મયની વાણીનાં ઝાંઝર રણઝણ રણઝણ,
છમ્મકના પગરવ પાથરતો કોનો પદરવ?

## ગઝલ / હરેશ તથાગત

કોઈને કૈં પૂછવાનું મન નથી,
વિસ્મયો સંકોરવાનું મન નથી.

ઘાસ પેઠે ઝૂમવું છે – મન મૂકી,
વાંસ થઈ નભ સ્પર્શવાનું મન નથી.

બ્હારનો તો પ્રશ્ન ઊઠે બાદમાં,
ભીતરે પણ દોડવાનું મન નથી.

કોઈને દેવું નથી એકાંત નિજ,
કોઈનું શણગારવાનું મન નથી.

કોઈ પણ ચ્હેરે તને જોઈ શકું,
એટલા ઊંડે જવાનું મન નથી.

## શાંતિ /સાંદીપનિ

શાંતિને તમારી બહાર શોધો અને નહિ જડે એવું કશું નથી. નિરભ્ર આકાશની ભૂરી શીતળતા અને પ્રાર્થનાભર્યા મૌનમાં, બાળકની બિડાયેલી આંખની પાંપણે ચમકતી સ્નિગ્ધતામાં, કમળ-પત્ર પર ઝમેલા મોતી શા બિન્દુમાં, નીરવ રાતે ચાંદનીમાં ઊભેલાં વૃક્ષોની છાયામાં અને પેલા આસોપાલવનાં પાંદડાંની લીલી દીપ્તિમાં — તમે શાંતિને જોઈ શકો છો. પણ શાંતિ તો અનુભવવાની હોય, માત્ર જોવાની નહિ.

માણસે પુરુષાર્થ અને ઉદ્યમને નામે આ જગતને કોલાહલથી ઉચમચાવી મૂક્યું તે પહેલાં આ ધરતી માણસ માટે અતિ પ્રશાંત, કહું કે શીતછાંયડા જેવી હતી, પણ એ ટાઢ, તાપ અને વર્ષાથી ત્યારે તો એ ભય પણ અનુભવતો અને ગુફાના અંધકારમાં શાંતિ શોધતો. એની એ શોધે પૃથ્વી પર ઘરો રૂપી અંધકારવિહોણી ગુફાઓ સર્જી – પણ એ તો માણસની સલામતીની શોધ હતી; શાંતિની નહિ. સલામતીની રઢમાં એ ભૂલી ગયો કે શાંતિ એ જ માણસનું સર્વોત્તમ સંરક્ષણ અને સલામતી છે.

શાંતિની પ્રેરણા પ્રકૃતિ તરફથી મળી શકતી હતી ત્યારે આદિ-માનવ ભયભીત હતો. હવે પ્રકૃતિ એને બહુ મદદ કરી શકે એમ નથી ત્યારે કોઈ ખીચોખીચ સીંચેલા ગોડાઉનમાં કોઈ માણસ આંખમાં આંજવાની સુરમાની સળીને શોધે એમ તે શાંતિને શોધી રહ્યો છે.

ભયની લાગણીએ માણસને કવિ કર્યો અને એણે કવચો અને સ્તુતિ રચ્યાં. ફલાણી દેવી મારી બુદ્ધિનું રક્ષણ કરો — અને એમ એણે એકએક અંગનાં રક્ષણ માટે દેવદેવીઓને એકતરફી ફરજ સોંપી દીધી! સ્વાર્થે પ્રેરેલી એની વિવેકહીનતા તો જુઓ કે પ્રકૃતિનાં પરમ સત્ત્વોને, નોકરોને સોંપાય છે તેમ, બધી ફરજો સોંપી દીધી, અને 'હું સલામત છું' એમ માની લીધું. પણ ચિત્તની શાંતિ એ કોઈ ચાલાક માણસે રચેલું લૉજિક નથી અને સલામતી એ કોઈ કોન્ટ્રાકટ નથી; પરિણામે અનેક કવચો છતાં માણસ વારંવાર ભેદાયો અને છેદાયો છે અને એ છેદમાંથી લોહી નહિ, પણ માણસની શાંતિ વહી ગઈ છે.

હું અરીસાઓને પૂછું છું: તમે અભયની મુદ્રા દીઠી હોય તો પ્રતિબિમ્બિત કરો; ત્યારે તેઓ કહે છે કે, તું જ અભયની મુદ્રા બન, અમે તેને જ પ્રતિબિમ્બિત કરીશું અને તું અમારી સામેથી ચાલ્યો જશે તોયે તારું આછું પ્રતિબિમ્બ બીજા કોઈ માણસના ચહેરે જોઈ ન શકે એવું કશું નથી... વાસ્તવમાં તો માણસો જ વધારે સારા અરીસા છે, તું એમની સામેથી ચાલ્યો જશે તોપણ તેમનામાં તારું આછું પ્રતિબિમ્બ ક્યાંય સુધી ટકી રહેશે.

સામર્થ્ય વિના અભય અશક્ય છે, પણ સામર્થ્યે જગતની શાંતિ હરી લીધા સિવાય ઇતિહાસમાં બીજું શું છે? અપરિમિતતા મર્યાદિતને પોતામાં સમાવે છે, એ પૃથ્વીના વિસ્તારો અને પદાર્થોમાં નિહાળીએ છીએ, પણ સામર્થ્ય ઘણી વાર છાંયડો નહિ પણ કુમળા પદાર્થોને ભરખી જતી જ્વાળા બને છે — અને છતાં છલના તો જુઓ કે સમર્થો જ શાંતિની વાત કરે છે!

ગોવર્ધન પર્વતને ટચલી આંગળીએ તોળવો એમાં નહિ, પણ એની નીચે પૂરપીડિતોને રક્ષણ આપી ઇન્દ્રના તાણ્ડવરૂપી કોપને નિષ્ફળ બનાવવો એમાં સામર્થ્ય રહેલું છે. એવો એક સમર્થ અભયની કેટકેટલી મુદ્રાઓ રચી શકે છે!

શૂરવીર તરીકેનો ધર્મ બજાવતા, આતતાયીના શસ્ત્રે છેદાઈને રણભૂમિ પર નિશ્ચેત પડેલા યોદ્ધાના મુખ પરે, મૃત્યુ પછીયે અભયની મુદ્રા એવી ને એવી જ અંકાયેલી જોઈ શકાય છે — એ તો મૃત્યુનેય જીતી ગયો છે; અને આપણે જીવનને જીતી શકતા નથી માટે અશાંત છીએ.

શાંતિરૂપી ગંગા પ્રસન્નતાના હિમાલયમાંથી વહે છે, અને આનંદ એ હર્ષનો કોલાહલ નહિ, પણ અભેદ્ય અવિનાશી દીપ્તિ છે અને તે. ગૌતમ બુદ્ધના મુખારવિંદ પર જોઈ શકાય છે. નશ્વરતાના વિરાટ મહાસાગર પર એ સવિતાનારાયણની તેજસ્વિતા પેઠે છવાયેલી છે અને ગુલાબની પાંખડીમાં રહેલી મુલાયમતા પણ એમાં અનુભવાય છે. અને એના જેવી તૃપ્તિ અન્ય કયાંયે જોઈ, અનુભવી? શાંતિ સૌન્દર્યમૂલક છે અને સૌન્દર્ય માણસના ચારિત્ર્યમાં, પરોપકારી સામર્થ્યમાં છે. □

## સાભાર સ્વીકાર

**ગુજરાતી સાહિત્ય વિવેચન:** વિવેચનલેખો: જયંત કોઠારી, પ્ર. પોતે, ૨૪, નેમિનાથનગર, સત્યકામ સોસાયટી, સુરેન્દ્ર મંગળદાસ માર્ગ, અમદાવાદ–૩૮૦ ૦૧૫, મૂલ્ય ૫૦ રૂપિયા.

**કંઠવિહોણા ટહુકા:** પ્રસંગચિત્રો – શબ્દચિત્રો: ધીરેન ગાંધી, પ્ર. પુષ્પા ગાંધી, ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨, મૂલ્ય ૭ રૂપિયા.

**ચહેરા:** ગઝલસંગ્રહ: યુસુફ બુકવાલા, પ્ર. સારા બુકવાલા, ૯૫, પેટીટ મેન્શન, નૌશીર ભરૂચા માર્ગ, મુંબઈ–૪૦૦ ૦૦૭, મૂલ્ય ૪૫ રૂપિયા.

## આપદ્ / રવીન્દ્રનાથ ટાગોર

સાંજે પવનના જોરદાર સુસવાટા સાથે વરસાદ પડવા લાગ્યો. એક તો જોરજોરથી પવન ફૂંકાય, વીજળી ગર્જે, પાણીની બોછાર – જાણે આકાશમાં સુર-અસુરનું યુદ્ધ ચાલતું ન હોય! કાળાં કાળાં વાદળો જાણે મહાપ્રલયની વિજયપતાકા લઈને ચારે દિશાઓમાં દોડતાં હતાં. ગંગાનાં વિદ્રોહી મોજાં બન્ને સ્તરે ઊછળી ઊછળીને નાચતાં હતાં. બાગનાં મોટાં વૃક્ષો પોતાની શાખા–પ્રશાખાઓ સહિત જાણે શોકમાં હાહાકાર કરતાં કદી આમ તો કદી તેમ ડોલતાં હતાં.

એ જ વખતે ચન્દ્રનગરના એક બાગવાળા બંગલામાં કોઈ નારી અને પુરુષ વચ્ચે વાત ચાલતી હતી. ઓરડામાં બત્તી સળગતી હતી પણ બારણું અંદરથી બંધ હતું. શરદબાબુ કહેતા હતા, 'થોડા દિવસ તું અહીં રહેશે તો પૂરી સ્વસ્થ થઈ જશે, તે પછી આપણે ગામ પાછાં ફરીશું.'

કિરણમયી બોલી, 'હું હવે પૂરી રીતે સ્વસ્થ છું. ગામ જવામાં કશો વાંધો નહિ આવે.'

કોઈ પણ વિવાહિત વ્યક્તિ એ સમજી શકે છે કે મેં આ વાત કહી એટલા સંક્ષેપમાં, થોડા સમયમાં વાતચીત પૂરી નહિ થઈ હોય. મામલો કઠણ નહોતો, છતાં વાદવિવાદને કારણે કોઈ ઉકેલ નહોતો થતો. સઢવિહોણી હોડીની પેઠે ચક્કર ખાતી અને અંતમાં બને તેમ આંસુના તરંગોમાં એ નાવ ડૂબી જવાની સંભાવના દેખાતી.

શરદ બોલ્યો, 'ડૉકટરનું કહેવું છે કે, અહીં થોડા વધારે દિવસ

રહેવું તારી તબિયત માટે સારું રહેશે.'

કિરણ બોલી : 'તમારો ડૉક્ટર તો બધું જાણે છે.'

શરદ બોલ્યો : 'તું તો જાણે જ છે કે, ગામમાં અત્યારે રોગચાળો ચાલે છે. મહિનો, બે મહિના અહીં રોકાવું સારું રહેશે.'

કિરણ બોલી : 'આ સમયે અહીં કોઈ માંદું નહોતું પડતું શું ?'

વાત એ છે કે, કિરણને એના ઘરના, મહોલ્લાના લોકો, ત્યાં સુધી કે એની સાસુ પણ એને બહુ માનતી હતી.

એવી કિરણ માંદી પડી ગઈ તેથી બધાં ચિંતામાં પડી ગયાં, અને ડૉક્ટરે કહ્યું કે, દર્દીને હવાફેર કરવાની જરૂર છે, ત્યારે બધાં કામ છોડીને સાસુ અને પતિએ બહાર જવા સામે જરાયે વાંધો ન લીધો, બધાં સાથે જ ચાલી નીકળ્યાં, જોકે ગામનો બુઝુર્ગ એવો જ અભિપ્રાય આપતો કે, હવાફેર કરવાથી વહુની માંદગી મટી જશે એમ વિચારવું એ નવી રીતનો પત્નીપ્રેમ હતો, નિર્લજ્જતા હતી. શું આ પહેલાં કોઈની વહુ ગામમાં માંદી પડી નહોતી ? શરદ એની વહુને લઈ જશે ત્યાંના લોકો અમર હશે ? ભાગ્યમાં લખ્યું હોય તે ન બને એવી કોઈ જગ્યા નથી. આમ છતાં શરદ અને એની માએ કોઈ વાત માની નહિ. ગામના બધા વિજ્ઞ બુઝુર્ગો કરતાં ગૃહલક્ષ્મી કિરણનું જીવન એને વધારે પ્રિય હતું. પ્રિયજનોની વિપદની આશંકામાં એવો જ મોહ સૌને થાય છે.

એ વખતે શરદ ચન્દ્રનગરના બાગ સાથેના બંગલામાં જ રહેતો હતો. કિરણની તબિયત પણ સારી થઈ ગઈ હતી, પણ હજી અશક્તિ હતી. માંદગીમાંથી તો બચી ગઈ હતી પણ એની આંખોમાં ઉદાસીનતા જોઈને કમ્પી જવાતું હતું — ઓહ ! બિચારી આ વખતે તો કોઈક રીતે બચી ગઈ.

કિરણ ખૂબ મિલનસાર સ્વભાવની હતી. અહીં એકલાં એનું મન લાગતું નહોતું. મહોલ્લામાં પણ કોઈ નહોતું. આખો દિવસ પલંગ પર પડી રહેવું એને સારું લાગતું નહોતું. સમયસર

નક્કી કરેલી દવા લેવી, શેક લેવો, ખાવામાં પરહેજી પાળવી — એ બધાંથી એ ખૂબ કંટાળી ગઈ હતી. આજે સાંજે પવનના સુસવાટા સાથે વરસાદ પડચો — ત્યારે ઓરડામાં પતિ-પત્ની વચ્ચે ગામ જવા વિશે વાત ચાલતી હતી.

બંને દલીલ કરતાં હતાં ત્યારે તો બંને પક્ષે સમાન રૂપે લડાઈ ચાલતી હતી, પરંતુ છેવટે કિરણ પ્રતિવાદ કરવાનું છોડી, શરદ તરફથી મોઢું ફેરવી લઈને ગરદન વાંકી કરીને બેસી ગઈ ત્યારે દુર્બળ અસહાય પુરુષ પાસે કોઈ અસ્ત્ર રહ્યું નહિ. એ પત્ની સામે પોતાની હાર માનવામાં જ હતો ત્યાં બહારથી નોકરનો અવાજ આવ્યો.

શરદે ઊઠીને બારણું ખોલ્યું. નોકરે કહ્યું, 'સાંજે થયેલા વાવાઝોડામાં નદીમાં એક નાવ ડૂબી ગઈ હતી. કોઈ બ્રાહ્મણના દીકરાએ તરીને બહાર આવી આપણી આંબાવાડીમાં આશરો લીધો છે.'

એ સાંભળીને કિરણ પોતાનું માન-સન્માન, બધું ભૂલી ગઈ. એણે વળગણી પરનાં કપડાં લીધાં, એક કટોરો દૂધ ગરમ કરીને બ્રાહ્મણના દીકરાને બંગલામાં બોલાવ્યો.

છોકરાના શિરકેશ લાંબા હતા. આંખો મોટી મોટી. મૂછનો દોરો હજી દેખાય એવો ફૂટચો નહોતો. કિરણે એને સામે બેસાડી એને જમાડચો, પછી એનો પરિચય પૂછચો.

છોકરાએ કહ્યું કે, મારું નામ નીલકાન્ત છે. તે યાત્રામંડળીમાં કામ કરતો હતો. આજે સિંહબાબુને ત્યાં લોકો નોતરેથી યાત્રા માટે જતા હતા, પણ રસ્તામાં નાવ ડૂબી ગઈ. સાથેના લોકોનું શું થયું એ હું જાણતો નથી. હું તરવાનું જાણતો હતો. એટલે કોઈક રીતે બચી ગયો.

એ છોકરો તે દિવસથી એ કુટુંબમાં રહી ગયો. એ મરતાં મરતાં બચી ગયો હતો એટલે કિરણના મનમાં એના પ્રત્યે ભારે દયાભાવ હતો.

શરદે વિચાર્યું, ચાલો સારું થયું, કિરણને નવું કામ મળી ગયું અને એટલે થોડા દિવસ અહીં રહેશે. બ્રાહ્મણ છોકરાની સેવા કરીને પુણ્ય કમાવાની આશાએ સાસુ પણ ઘણી ખુશ થઈ. બીજી બાજુ યમદૂત જેવા યાત્રાના અધિકારીથી છુટકારો પામીને, ધનવાન કુટુંબને શરણે આવીને નીલકાન્ત પણ ધન્ય થઈ ગયો.

પણ, થોડા જ દિવસમાં શરદ અને એની માનું મન બદલાઈ ગયું. તેઓ વિચારતાં હતાં કે કોઈ રીતે આ છોકરો અહીંથી જાય તો ઝંઝટ મટે.

નીલકાન્તે છુપાઈને શરદનો હુક્કો પીવાનું શરૂ કરી દીધું. વરસાદના દિવસોમાં સંકોચ વગર શરદની સિલ્કની છત્રી લઈને મહોલ્લાના અડ્ડે જવા નીકળી પડતો. એક દિવસ ગામના રસ્તેથી કૂતરાનું ગંદું ગલૂડિયું ઉપાડી લાવ્યો. તેને વળી એવું રમતું કરી દીધું કે તે શરદના સુસજ્જ ઓરડે આવી એની ચોખ્ખી જાજમ પર પોતાના ચાર પગના ડાઘ પાડીને પોતે આવી ગયાની એ રીતે જાણ કરી જતું. એ ઉપરાન્ત શિશુસંપ્રદાયનું એક ટોળું નીલકાન્તનું ભક્ત બની ગયું હતું, એટલે આંબાવાડીના એકે આંબે કાચી કેરીનું નિશાન નહોતું.

એ છોકરાને કિરણ બહુ વહાલ કરતી હતી એમાં સંદેહ નહોતો. શરદ અને એની માએ ઘણી વાર ના પાડી પણ કિરણ કોઈનું સાંભળતી નહોતી. શરદનાં જૂનાં મોજાં અને ખમીસ તથા નવું ધોતિયું, ચાદર અને નવા જોડા પહેરાવીને કિરણે નીલકાન્તને બાબુ બનાવી દીધો. કોઈ કોઈ વાર એ નીલકાન્તને તેડું મોકલીને એને બોલાવતી. એને ઘણો આનંદ આવતો. નીલકાન્ત કિરણને નળદમયંતી નાટકનો અંશ સંભળાવતો. કિરણ પાન ચાવતી પલંગ પર બેસીને સાંભળતી અને ખુશ થતી. દાસી કિરણના ભીના શિરકેશ હાથમાં અલગ અલગ કરીને સૂકવતી. ઘણી વાર કિરણ આ રીતે બપોરનો સમય વિતાવી દેતી. ઘણી વાર કિરણ શરદને

પણ એ તમાશો જોવા માટે બોલાવતી, પણ શરદ એથી નારાજ થતો. શરદની સામે નીલકાન્તની પ્રતિભા પણ નીખરતી નહિ. સાસુ કોઈ કોઈ વાર ઠાકુરનું ભજન કે કીર્તન સાંભળવાની આશાએ આવી બેસતી પરંતુ ટેવને કારણે એની આંખ ઘેરાતી એટલે એ બહાર સૂઈ જતી.

શરદ કોઈ કોઈ વાર નીલકાન્તનો કાન પકડતો. એકાદ થપ્પડ પણ લગાવી દેતો, પરંતુ જન્મથી એના કરતાં કઠોર શાસન અને મારથી નીલકાન્ત ટેવાઈ ગયો હતો. શરદની થપ્પડથી એ જરાયે દુઃખી કે અપમાનિત થતો નહિ. નીલકાન્તની પાકી ધારણા હતી કે પૃથ્વીના સ્થળ અને જળ વિભાગની જેમ માનવજન્મ પણ આહાર અને પ્રહાર, એવા બે ભાગમાં વહેંચાયેલો છે, તેમાં પ્રહારનો અંશ જ વધારે છે.

નીલકાન્તની ઉમર કળાતી નહોતી. જો તે ચૌદ-પંદર વર્ષનો હોય તો ઉમરના હિસાબે એનો ચહેરો પરિપક્વ લાગતો હતો, જો તે સત્તર-અઢારનો હોય તો એનો ચહેરો એ હિસાબે બાલિશ લાગે.

મૂળે વાત એવી હતી કે નાની ઉમરથી જ નીલકાન્ત યાત્રા-મંડળીમાં રાધા, દમયન્તી, સીતા અને વિદ્યાની સખીનો પાઠ કરતો હતો. યાત્રામંડળીના વડાની ઇચ્છાનુસાર, જરૂર અનુસાર અને વિધાતાની દયાથી એનું શરીર પણ વધતું અટકી ગયું હતું. પરિણામે એને બધાં નાનો જ સમજતા હતા. ઉમરના હિસાબે એને મળવું જોઈતું સન્માન પણ કદી કોઈ તરફથી મળ્યું નહોતું. આવાં સ્વાભાવિક–અસ્વાભાવિક કારણોથી એ સત્તર વર્ષની ઉંમરે સત્તરથી કમ, પણ ચૌદના હિસાબે જરા મોટો લાગતો હતો. મૂછનો દોરો ફૂટ્યો નહોતો એટલે લોકોનો એ ભ્રમ વધારે પાકો થયો હતો. તમાકુના ધુમાડાથી અથવા ઉમરના હિસાબે અનુચિત ભાષા-પ્રયોગને કારણે નીલકાન્તના હોઠ મોટા માણસ જેવા દેખાતા, પરંતુ એની મોટી મોટી પૂતળીઓમાં એક સરળતા અને તારુણ્ય [illegible] લે

અનુમાન કરી શકાય કે નીલકાન્તનું મન અંદરથી કાચું હતું, પણ યાત્રામંડળીમાં રહીને એનો ઉપરનો ભાગ જરા પાકટ થવા લાગ્યો હતો.

ચન્દનગરના બાગવાળા બંગલામાં શરદબાબુના આશ્રયે રહીને નીલકાન્તનો ઉપરનો સ્વભાવ પોતાના નિયમ પ્રમાણે કામ કરતો રહ્યો. વય-સંધિના કોઈક સીમા પર આવીને બહુ દિવસો સુધી અટકી ગયો હતો. અહીં આવીને એ સીમા ઓળંગી ગયો. હવે એ સત્તર-અઢાર વર્ષનો યુવક લાગવા માંડ્યો.

નીલકાન્તનું આ પરિવર્તન બહારી દૃષ્ટિએ કોઈને દેખાયું નહિ, પણ કિરણ નીલકાન્ત સાથે બાળકો જેવો વહેવાર કરતી, ત્યારે તે મનોમન દુઃખી થતો. એને શરમ આવતી. ખુશમિજાજ કિરણે એક દિવસ એમ જ સખીનો વેશ પહેરીને તમાશો બનાવવાનું કહ્યું. એ વાતથી નીલકાન્તને અચાનક ભારે આઘાત લાગ્યો. પણ શા માટે? એનો ઉત્તર એ પોતે મેળવી શક્યો નહિ. પોતે યાત્રામંડળીના અભાગી છોકરાથી વિશેષ નથી એ એને યાદ નહોતું રહેતું.

એનાથી વિપરીત નીલકાન્તે ઘરના મુનીમ પાસે લખવા-વાંચવાનો સંકલ્પ કર્યો; પણ ઘરની વહુ નીલકાન્તને માનતી હતી, એટલે મુનીમને તો નીલકાન્ત દીઠેયે ગમતો નહોતો. વળી લગનપૂર્વક ભણવાનો અભ્યાસ ન હોવાથી નીલકાન્તની આંખો સામેથી બધા અક્ષર વહી જતા. ગંગાના કિનારે ચંપાના વૃક્ષના થડે પીઠ ટેકવી ખોળામાં ચોપડી ખોલીને નીલકાન્ત શું વિચારતો હતો એ તે પોતે પણ જાણતો ન હતો. પણ એક શબ્દની આગળ બીજા શબ્દ સુધી પણ એ પહોંચી શકતો નહિ, છતાં ચોપડી વાંચું છું, એવા વિચારે એને ગર્વ થતો. સામે નદીમાંથી કોઈ નાવ પસાર થતી ત્યારે દેખાવ કરવાને નીલકાન્ત ચોપડી ખોલીને વાંચવાનો ઢોંગ કરતો; પણ નાવમાં બેઠેલો જોનારો આગળ નીકળી જતો

ત્યારે એનો વાંચવાનો ઉત્સાહ પણ ભાંગી જતો.

પહેલાંથી જ એને યાંત્રિક રીતે બધાં ગીત કંઠસ્થ હતાં. નિયમપૂર્વક એ ગાવાનો અભ્યાસ પણ કરતો. ગીતના સૂર એના મનમાં હલચલ પેદા કરી દેતા. આમ તો એ ગીતના શબ્દોના અર્થો એ જાણતો નહોતો, પરંતુ એ જ્યારેય ગાતો –

અરે રાજહંસ, રાજવંશમાં જન્મ લીધો પછી, આટલો નિષ્ઠુર શી રીતે બની ગયો? બોલ, શા માટે આ ગાઢ જંગલમાં રાજકુમારીના પ્રાણ હર્યા તેં?

ત્યારે જાણે સહસા લોકાન્તરમાંથી એ જન્માન્તરમાં પહોંચી જતો.

એણે દીઠેલી દુનિયા એક નવો ચહેરો ધારણ કરતી. રાજહંસ અને રાજકુમારીની વાત વિચારતાં એના મનમાં એક અપરૂપ છબીનો આભાસ થતો. એ પોતાને કયા રૂપમાં જોતો એ કહેવું તો કઠણ હતું, પણ પોતે યાત્રામંડળીનો એક અનાથ સામાન્ય બાળક હતો એ ભૂલી જતો. કોઈ દરિદ્ર ઘરનો અભાગી બાળક સાંજે મેલા તૂટેલા ખાટલા પર પડીને રાજપુત્ર, રાજકન્યા અને સાત રાજાઓનાં ધન દોલતની વાર્તા સાંભળતો તો જીર્ણ ઘરના ક્ષીણ દીપાલોકમાં એ બાળકના મનનું બધું દારિદ્ર્ય અને હીનતાનાં બંધન તોડીને તે એવા રાજ્યમાં પહોંચી જતો, જ્યાં તે નવું રૂપ, નવો વેશ, અસીમ ક્ષમતાનો એકમાત્ર અધિકારી બની જતો — બરાબર એ જ રીતે ગીતના સૂરોના માધ્યમથી યાત્રામંડળીનો એ નીલકાન્ત પોતાને અને પોતાની દુનિયાને એક નવું રૂપ આપતો — નદીના પાણીનો પ્રવાહધ્વનિ, પાંદડાંનો મર્મર ધ્વનિ, પક્ષીઓનો કલરવ અને સૌભાગ્યલક્ષ્મી, જેણે એ અભાગીને શરણ આપ્યું હતું, એનો સ્નેહસિક્ત ચહેરો, કલ્યાણમય હાથોનાં બે કંગન અને કમળપાંખડી જેવા કોમળ રક્તિમ બંને ચરણ જાણે કોઈ માયામંત્ર દ્વારા એના ગીતની રાગિણીમાં પલટાઈ જતાં અને વળી કદી કદી ગીતનું એ

સ્વપ્નજગત મરિચિકાની જેમ અદૃશ્ય થઈ જતું અને એ જ રોજે-રોજનો, હંમેશનો યાત્રામંડળીનો વિખેરાયેલા શિરદેશનો માત્ર નીલકાન્ત રહી જતાં, જેને આંબાવાડીના રખેવાળની ફરિયાદ સાંભળીને શરદ તમાચા મારી દેતો. છતાં બાળભક્તમંડળીનો અધિનાયક બનીને નીલકાન્ત તરત ઉપદ્રવ મચાવવા માટે બહાર નીકળી પડતો — જળ-સ્થળ અને વૃક્ષો પર શરારત કરવા માટે.

એ દરમ્યાન શરદનો ભાઈ સતીશ કલકત્તાથી આંબાવાડીના એ બંગલામાં કોલેજની રજા ગાળવા માટે આવ્યો. કિરણ બહુ ખુશ થઈ. એને એક ઓર કામ મળી ગયું. ખાવુંપીવું, ફરવું તથા કપડાં-લત્તાં સિવડાવીને સમાન વયના એ દિયર સાથે કિરણ બહુ ખુશ અને મસ્ત રહેવા લાગી. કદી હથેળી પર સિંદૂર લગાડીને દિયરની આંખ પાછળથી ઢાંકી દેતી, તો કદી એના ખમીસની પીઠે 'વાંદરો' લખી દેતી, કદી બહારથી બારણાને સાંકળ દઈને ભાગી જતી. પણ સતીશ પણ ચુપચાપ બેસી રહે એવો ન હતો. એ પણ ક્યારેક ભાભીની ચાવી ચોરી લેતો, તો ક્યારેક પાનમાં મરચું છુપાવી દેતો. ભાભી બપોરે આરામ કરતી તો એની સાડીનો પાલવ પલંગના પાયા સાથે બાંધીને બદલો લેતો. આ રીતે દિયર-ભાભી દિવસભર હસતાંરમતાં. અને ક્યારેક તો રડતાં અને ઝઘડી પણ પડતાં, વળી પાછાં તરત એકબીજાને વીનવતાં. માફી માગતાં, અને બંને વચ્ચે સંધિ થઈ જતી.

એ બધું જોઈને કોણ જાણે નીલકાન્ત પર કેવુંય ભૂત સવાર થઈ ગયું. એને પણ કોઈ ને કોઈ બહાનું કાઢીને લડવા ઝઘડવાનું મન થતું. પણ શી રીતે — એ તે સમજી શકતો નહિ. એનું મન હવે ઉદાસ કડવું રહેવા લાગ્યું. એ પોતાની મંડળીનાં બાળકોને વિના કારણ માર મારીને રડાવી દેતો. સ્નેહથી પાળેલા ગલૂડિયાને એણે એવી તો લાત મારી કે એનું રુદન વાતાવરણમાં છવાઈ ગયું. નીલકાન્ત

હવે એવો બદલાઈ ગયો હતો કે રસ્તે ચાલતાં હાથમાં લીધેલી લાકડીથી જંગલી ઘોડાને મારી મારીને ઠેકાણે પાડી દેતો.

જેઓ ભોજન પર બરાબરનો હાથ મારે એવા લોકોને સામે બેસાડીને જમાડવાનું કિરણને ગમતું. નીલકાન્ત બહુ સારી પેઠે ખાઈ શકતો હતો. એ જમવા બેસે તો ઉત્તમ વાનગી બગડવાનો ભય જ રહેતો નહિ. એથી કિરણ એને બોલાવીને સામે બેસાડીને જમાડતી અને એ બ્રાહ્મણ બાળકની તૃપ્તિ જોઈને વિશેષ સુખ પામતી. પણ સતીશના આવ્યા પછી સમયની કમીને કારણે કિરણ ક્યારેક ક્યારેક ગેરહાજર રહેવા લાગી. પહેલાં જો જમતી વેળા કિરણ ન આવતી તો એથી નીલકાન્તને કશો ફરક પડતો નહિ, એ નિરાંતે જમી લેતો. દૂધ પીને કટોરામાં થોડું પાણી નાખી એને ધોઈને એ પી જતો. પણ આજકાલ કિરણ એને બોલાવીને નથી જમાડતી તો એને બહુ દુઃખ થાય છે, ખાવાની રુચિ થતી નથી. જમ્યા વિના એ થાળીને જેમની તેમ રાખીને ઊઠી જતો. રોતલ સાદે નોકરડીને કહેતો, 'મને ભૂખ નથી.' પછી વિચારતો કે એ સાંભળીને કિરણ આવશે, પછી વારંવાર ખાવાનો આગ્રહ કરશે તોપણ પોતે કહેશે, 'મને ભૂખ નથી.' પરંતુ સાચું તો એ હતું કે, નીલકાન્ત જમ્યા વિના ચાલ્યો જતો પણ કિરણને એની જાણ થતી જ નહિ. કિરણ પણ એને નથી બોલાવતી. પડતું મૂકેલું ભાણું નોકરડી જમી લેતી. અને નીલકાન્ત દીવો બુઝાવી પોતાના અંધારા ઓરડામાં તકિયામાં મોઢું છુપાવીને ધ્રુસકે ધ્રુસકે રડતો. પણ એને દિલાસો દેવા માટે કોણ આવે? એના મનમાં કોના પર આરોપ હતો, અને વળી એનો અધિકાર પણ કોના પર હતો? જ્યારે છેવટ સુધી કોઈ આવતું નહિ ત્યારે સ્નેહમયી વિશ્વવિધાત્રી નિદ્રા આવીને ધીરે ધીરે પોતાના કોમળ હાથેથી એ માવિહોણા દુઃખી બાળકને શાંત કરી દેતી.

ન જાણે નીલકાન્તના મનમાં એવી ધારણા કેવી રીતે બેસી ગઈ

કે સતીશ પોતાની વિરુદ્ધ કિરણને કાનભંભેરણી કરે છે. કોઈ કારણથી જે દિવસે કિરણ થોડી ગંભીર રહેતી તો નીલકાન્ત વિચારતો — કિરણ સતીશના કહેવાથી મારા પર નારાજ છે.

નાસમજ નીલકાન્ત ઈશ્વરને પ્રાર્થના કરતો કે આવતા જન્મે પોતાને સતીશ બનાવે અને સતીશ મારા અત્યારના સ્થાને હોય. એને વિશ્વાસ હતો કે બ્રાહ્મણ એકચિત્તે અભિશાપ દે છે તે અવશ્ય સફળ થાય છે. અને એ રીતે પોતાના બ્રહ્મતેજે સતીશને દગ્ધ કરવાની કોશિશમાં એ પોતે બળતો રહેતો અને ઉપરના ઓરડામાં કિરણ અને સતીશ હસતાં તેનો અવાજ સાંભળતો રહેતો.

સતીશની દુશ્મની વહોરી લેવાનું સાહસ નીલકાન્તમાં નહોતું પણ તક જોઈને એને મુશ્કેલીમાં મૂકવામાં એને ઘણી ખુશી થતી. ઘાટના પગથિયે સાબુ રાખીને સતીશ ગંગામાં ડૂબકી મારતો, નીલકાન્ત ઝટ સાબુ ચોરી લેતો. સતીશ જ્યારે સાબુ શોધતો ત્યારે એને મળતો નહિ. એક દિવસ સતીશે સ્નાન કરતાં જોયું કે એનું ખૂબ ગમતું ચિકનનું કુર્તું પાણીમાં વહે જાય છે. પહેલાં તો એને લાગ્યું કે એ હવામાં ઊડી ગયું હશે પણ એ દિવસે હવા કઈ દિશામાંથી વહી તેની કોઈને ખબર ન પડી.

સતીશને તમાશો બતાવવા માટે એક દિવસ કિરણને બોલાવ્યો અને એને ગીત ગાવાનું કહ્યું. નીલકાન્ત ચુપચાપ ઊભો રહ્યો. કિરણે વિસ્મય પામી પૂછ્યું, 'તને શું થઈ ગયું છે?' તોયે, નીલકાન્ત ચૂપ જ રહ્યો. કિરણ ફરી બોલી 'ગાને !'

'મને યાદ આવતું નથી' કહીને નીલકાન્ત ચાલ્યો ગયો.

છેવટે કિરણનો ગામ પાછા ફરવાનો દિવસ આવી પહોંચ્યો. બધાં જવાની તૈયારી કરવા લાગ્યાં. સતીશ પણ સાથે જ જવાનો હતો. પણ નીલકાન્તને કોઈએ કશું કહ્યું નહિ — તું સાથે આવશે કે અહીં રહેશે? એ પ્રશ્ન જ કોઈના મનમાં ઊઠ્યો નહિ.

કિરણે નીલકાન્તને સાથે લેવાની વાત કરી પણ કિરણની

સાસુ, પતિ, દિયર — સૌએ એ સામે વાંધો લીધો. કિરણ શું કરે? એને પોતાનો વિચાર બદલવો પડ્યો અને ગામ પાછા જવાના એ દિવસ પહેલાં એ બ્રાહ્મણ બાળક નીલકાન્તને એણે સ્નેહપૂર્વક પાસે બોલાવી એને પોતાના ઘરે જવા કહ્યું.

કેટલાયે દિવસથી અવહેલના પામેલો નીલકાન્ત એકાએક સ્નેહભર્યા શબ્દો સાંભળીને પોતાને સાચવી ન શક્યો — એ રડી પડ્યો. કિરણની આંખોમાં પણ આંસુ આવી ગયાં. જેને ચિરકાળ માટે પાસે રાખી નથી શકાતો તેને થોડા દિવસ માટે પ્રેમ અને આદર આપીને એના પ્રત્યે મોહ વધારવો સારો નહોતો, એવા વિચારે કિરણને અનુતાપ થવા લાગ્યો.

સતીશ પાસે જ ઊભો હતો. એવડા મોટા છોકરાને રડતો જોઈને એ નારાજ થયો. એ બોલ્યો, 'અજબ હાલ છે! ન વાત, ન ચીત — રડીરડીને પાગલ થાય છે. આખર વાત શી છે?' સતીશના આવા કઠોર વ્યવહાર માટે કિરણે એને ઠપકો આપ્યો. પણ સતીશ બોલ્યો, 'ભાભી, તું સમજતી નથી. લોકો પરનો તમારો વિશ્વાસ જ વધારે પડતો છે. ક્યાંનો છે, કોણ છે, એની કશી જાણ નથી. રાજાનાં બંદાની જેમ અહીં રહે છે. ફરી એ જ પહેલાંના હાલ થશે, એની શંકામાં રડે છે. એ બહુ સારી રીતે જાણે છે કે બે ટીપાં આંસુ પાડીશ તો તું પીગળી જશે.'

નીલકાન્ત ત્યાંથી ચાલ્યો ગયો. પણ સતીશના શબ્દો એને કાંટાની જેમ ચૂભતા રહ્યા. એ મનની આગમાં સળગતો રહ્યો. પણ સતીશ પર એની કશી અસર ન થઈ. માત્ર નીલકાન્તના ક્ષત-વિક્ષત મનમાં લોહી ઝરતું રહ્યું.

કલકત્તાથી આવતી વખતે એક સુંદર કલમદાન લાવ્યો હતો એના પર જર્મન સિલ્વરનો એક હંસ પોતાના હોઠમાં કલમ પકડીને પાંખ ફેલાવીને બેઠો હતો. એ કલમદાન સતીશને ખૂબ પ્રિય હતું. એ પોતે સિલ્કના રૂમાલથી એને ઝાપટી, લૂછીને સાફ

કરતો. ભાભી કદી કદી હસીને સિલ્વરના હંસના હોઠો પર થપ-કારીને ગણગણતી — 'અરે રાજહંસ, રાજવંશમાં જન્મ લીધો પછી આવો નિષ્ઠુર શી રીતે બની ગયો?' એ પર ભાભી-દિયર વચ્ચે વાગ્યુદ્ધ પણ થતું. ગામ જવાના આગલા દિવસે સવારથી એ કલમદાન ગુમ થઈ ગયું હતું. કિરણ હસીને બોલી, 'દિયરજી, તમારો રાજહંસ તમારી દમયંતીની શોધમાં ઊડી ગયો છે.'

એ સાંભળી સતીશ ખૂબ ગુસ્સે થઈ ગયો. એ બોલ્યો, 'નીલકાન્તે જ મારું કલમદાન ચોર્યું છે.' એ વિશે એને જરાયે સંદેહ નહોતો — આગલી સાંજે નીલકાન્ત સતીશના ઓરડાની સામે આંટા મારતો જોવાનાં આવ્યો હતો. અપરાધીને સતીશની સામે લાવવામાં આવ્યો. કિરણ પણ ત્યાં હતી. સતીશે સીધું જ કહ્યું, 'તેં મારું કલમદાન ચોરીને ક્યાં રાખ્યું છે? અત્યારે લાવીને આપી દે!'

અપરાધ કર્યા વિના અને અપરાધ કરીને શરદના હાથના તમાચા નીલકાન્તે ખાધા હતા, એ માટે એના મનમાં કશું દુઃખ ન હતું, પણ કિરણની સામે એના પર કલમદાન ચોરવાનો આરોપ મૂકવામાં આવ્યો ત્યારે દુઃખ અને વેદનાથી એની છાતી ભરાઈ આવી. એનો કંઠ રૂંધાઈ ગયો. એણે જોયું કે હવે એક શબ્દ પણ બોલ્યો તો ગુસ્સામાં પાગલ થયેલી બિલાડીની જેમ આંગળાંના દસ નખ એના કંઠે ખૂંપાવી દેશે.

પણ કિરણ નીલકાન્તને પાસેના ઓરડામાં લઈ જઈને બોલી, 'નીલુ, કલમદાન ખરેખર તેં લીધું જ હોય તો ચુપચાપ મને આપી જા. તને કોઈ કશું કહેશે નહિ.' ત્યારે નીલકાન્તને કશું ખોટું લાગ્યું નહિ, એની આંખોમાંથી આંસુ સરી પડ્યાં. એ મોઢું ઢાંકીને ઊભો ઊભો રડવા લાગ્યો. કિરણ બહાર આવીને બોલી, 'નીલકાન્તે કલમદાન ચોર્યું નથી.'

પણ શરદ અને સતીશ એ વાત પર અડગ રહ્યા કે નીલકાન્ત સિવાય બીજું કોઈ કલમદાન ચોરી શકે જ નહિ.

કિરણ સાહસ કરીને બોલી, 'હું એ માની શકતી નથી.' શરદ નીલકાન્તને બોલાવીને પૂછવા માગતો હતો પણ કિરણ બોલી, 'ચોરીના મામલામાં નીલકાન્તને તમે કશુંયે પૂછી શકો નહિ.'

સતીશ બોલ્યો, 'પૂછવાની જરૂર નથી. એના ઓરડા અને ટ્રંકમાં તપાસ કરીશું એટલે ખબર પડી જશે.'

કિરણ બોલી, 'દિયરજી! તમે એવું કરશો તો હું જીવનમાં હવે પછી કદી વાત કરીશ નહિ. નિર્દોષ પ્રત્યે તમે કોઈ જાતનો સંદેહ પણ પ્રગટ નહિ કરી શકો.' એટલું કહેતાં કિરણની આંખમાં આંસુ આવી ગયાં. કિરણનાં આંસુઓને દુહાઈ માનીને નીલકાન્ત પરનો ચોરીનો આરોપ જ્યાંનો ત્યાં રહી ગયો.

નિરીહ આશ્રિત બાળક સાથે આવા પ્રકારનો વ્યવહાર અને અત્યાચારથી કિરણના મનમાં ઘણી દયા આવી. તે બે જોડી ફરાસડાંગાનાં સરસ ધોતિયાં, ચાદર, બે કુરતાં, એક જોડી નવા જોડા અને વચ્ચે દસ રૂપિયાની એક નોટ લઈને સાંજે નીલકાન્તના ઓરડામાં ગઈ. કિરણ ઇચ્છતી હતી કે, એને કહ્યા બતાવ્યા વિના આ સ્નેહઉપહાર નીલકાન્તની પતરાની ટ્રંકમાં મૂકી આવું. પતરાની એ ટ્રંક કિરણે જ એને આપી હતી.

સાડીને છેડેથી ચાવીનો ઝૂડો કાઢીને કિરણે આસ્તેથી ટ્રંક ખોલી. પણ તેમાં આજનો ઉપહાર મૂકવાની જગ્યા જ ન હતી. ફીરકી, પતંગ, લખોટી, કાચી કેરી કાપવા માટે બનાવેલા ચપ્પુથી માંડીને શીશાના ગ્લાસના ધારદાર કાચ એવી જાતજાતની ચીજોથી ટ્રંક ભરેલી હતી.

કિરણે વિચાર્યું કે ટ્રંકમાંની તમામ ચીજો બહાર કાઢી તે પછી બધું વ્યવસ્થિત મૂકું તો લાવી છું તે ચીજો કદાચ સમાઈ જાય. એ હેતુથી એણે ટ્રંક ખાલી કરવા માંડી. ભમરડા, ચપ્પુ, છરી વગેરે ચીજો કાઢ્યા પછી કેટલાંક મેલાં અને કેટલાંક ધોયેલાં

કપડાં પણ નીકળ્યાં. એ કપડાંની નીચેથી નીકળ્યું સતીશનું પ્રિય રાજહંસવાળું કલમદાન. કિરણ આશ્ચર્યચકિત થઈને આરક્ત ચહેરે ક્યાંય સુધી હાથમાં રાખીને એને જોતી વિચારતી રહી

એ દરમ્યાન પાછળ નીલકાન્ત ક્યારે ઓરડામાં આવ્યો તે કિરણ જાણી શકી નહિ. નીલકાન્તે બધું જાયું. એણે વિચાર્યું, કિરણ ચુપચાપ મારી ચોરી પકડવા માટે આવી છે, અને ચોરી પકડાઈ પણ ગઈ છે. પરંતુ એણે તો સામાન્ય લાલચને વશ થઈને એ ચીજ ચોરી નહોતી. માત્ર બદલો લેવાની ભાવનાથી એણે એટલા માટે એ ઉપાડી હતી કે, બીજા દિવસે હું એને ગંગામાં ફેંકી દઈશ. પણ ક્ષણભરની કમજોરીને કારણે એણે એણે ગંગામાં પધરાવી દેવાને બદલે કલમદાન ટ્રંકમાં મૂક્યું હતું. પણ આ વાત પોતે કિરણને કઈ રીતે સમજાવે? એણે ચોરી અવશ્ય કરી હતી પણ એ ચોર નથી. કિરણ એને ચોર સમજી લેશે. આ નિષ્ઠુર અન્યાયનું તો કશું સમાધાન પણ પોતે કરી શકતો નહોતો તેમ એ એને સહન પણ કરી શકતો ન હતો.

કિરણે એક ઊંડો શ્વાસ લઈને કલમદાનને ટ્રંકમાં મૂક્યું, મેલાં કપડાંથી એને ફરી ઢાંકી દીધું, પછી એ બાળકની નાની લાઠી, લખોટી, છીપ, શીશાના કટકાઓ મૂક્યા, પોતાના સ્નેહ-ઉપહારની ચાદર વગેરે મૂક્યું. સૌની ઉપર એ દસ રૂપિયાની નોટ મૂકવાનું ચૂકી નહિ.

પરંતુ બીજા દિવસે એ બ્રાહ્મણ બાળકનો ક્યાંયે પત્તો ન મળ્યો. ગામના લોકોએ, કોઈએ એને જતો જોયો ન હતો. પોલીસ સિપાહી બોલ્યો: 'એનો પત્તો જ લાગતો નથી.' ત્યારે શરદ બોલ્યો કે, 'હવે નીલકાન્તની ટ્રંક ખોલીને જોવી જોઈએ.'

કિરણે પોતાની જીદ છોડી નહિ. એ બોલી: 'એ નહિ બને.' પછી નીલકાન્તની ટ્રંક એણે પોતાની ઓરડામાં મંગાવી. એમાંથી

કલમદાન કાઢીને ગંગામાં ફેંકી આવી.

શરદ સપરિવાર ગામમાં પાછો ફર્યો. આંબાવાડીવાળો ગંગલો એક જ દિવસમાં સૂનો પડી ગયો. માત્ર નીલકાન્તે ગલૂડિયું પાળીને ઉછેર્યું હતું. એ દેશી કૂતરો ખાવું-પીવું છોડીને નદીના કિનારે કિનારે કોઈને શોધતો ફરતો હતો. □

## શબ આક્રોશ / બહાદુરભાઈ જ. વાંક

દવાખાનાના મોર્ગરૂમમાં એકી સાથે વીસથી પચીસ લાશોનો ઢગલો ખડકાઈ ગયો હતો. કોઈનું માથું, કોઈની છાતી, તો કોઈના હાથ-પગ સાવ ચગદાઈ ગયાં હતાં. કોઈના હાથ-પગ છૂટા પડી ગયા હતા, તો કેટલીક લાશો બળીને સાવ કોલસો જ થઈ ગઈ હતી.

વહેલી સવારના જ આ ભયાનક દુર્ઘટના સર્જાઈ ગઈ હતી. રાજકોટથી વલસાડ જતી ખાનગી ટ્રાવેલ્સની મીની લક્ઝરી બસ વડોદરાથી સહેજ આગળ જતાં, સામેથી આવતી એક ટ્રક સાથે જોરથી અથડાઈ પડી હતી, ને બંને વાહનોનો ભૂકડો બોલી ગયો હતો. આગની જવાળાઓમાં લપેટાઈને બસ સાવ હાડપિંજર બની ગઈ હતી. રોકકળ અને દેકારા વચ્ચે સ્થાનિક અધિકારીઓએ ચાર-પાંચ કલાકની મહેનત બાદ કાનૂની કાર્યવાહી પતાવી બધી જ લાશોને પોસ્ટમોર્ટમ માટે દવાખાના ભેગી કરી દીધી હતી.

આખો દિવસ દવાખાનામાં પોસ્ટમોર્ટમ વિધિ... લાગતા-વળગતા સંબંધીઓની દોડાદોડી... શોરબકોર... આક્રંદ... ચિચિયારીઓ... ડૉક્ટરો... નર્સો અને એમ્બ્યુલન્સ ગાડીઓથી ધમધમતું દવાખાનાનું કમ્પાઉન્ડ...

પોસ્ટમોર્ટમ વિધિ બાદ મોર્ગરૂમમાં ધકેલાતી લાશો — બરફની પાટો વચ્ચે... શીતળતા અને અગ્નિએ ભેગા મળીને જાણે ચમત્કાર સર્જ્યો હોય તેમ લાશોનું આક્રંદ મોર્ગરૂમની દીવાલોમાં લીંપાવા માંડયું. દીવાલોમાં પડી જતાં કાળી વેદનાનાં બાકોરાં... બાકોરામાં

ઊંડે ને ઊંડે ઊતરતી જતી લાશોની ધગધગતા કોલસા જેવી આંખો...

શબોના ઢગલા વચ્ચેથી અચાનક એક શબ કણસતું કણસતું માંડ માંડ બેઠું થયું. ચારે તરફ તેણે નજર ફેરવી ત્યાં તેની નજર દૂર પડેલા સિગારેટના એકાદ ઠૂંઠા ઉપર પડી. તેણે ઝડપથી ઠૂંઠું હાથમાં લીધું... હજુ ધગધગી રહેલી એકાદ લાશને અડાડી તેણે ઠૂંઠું રગડયું. મોઢે માંડી તે ફૂંકો મારવા માંડયું. તેના મોં ઉપર ચિતા જેવું તેજ ઝળહળી ઊઠયું. એટલે બીજા શબને પણ સિગારેટ પીવાની ઇચ્છા થઈ જતાં તે પેલા સામે કાકલૂદીભરી દૃષ્ટિએ જોવા લાગ્યું. પેલા શબને દયા આવી જતી હોય તેમ તેણે પોતાની થોડી પીધેલી સિગારેટ એ શબના મોંમાં મૂકી. એ શબના બંને હાથ કપાઈ ગયા હોવા છતાં હોઠની મદદથી તે એવી રીતે સિગારેટ પીવા માંડયું, જાણે તેના બંને હાથ સાબૂત ન હોય! સિગારેટ લગભગ સાવ સળગી ગઈ, તોય તેણે હોઠમાંથી બહાર કાઢવાની તસ્દી ન લીધી... ને જ્યારે તેના હોઠ સાવ દાઝી ગયા, ત્યારે જ તેને ખબર પડી કે...

અચાનક તેને પોતાનું આખુંય શરીર સળગી રહ્યું હોય તેવું લાગતાં તે પાણી...પાણી...ની બૂમો પાડતું કલ્પાંત કરવા લાગ્યું. તેની બૂમો સાંભળીને બીજાં શબો પણ પાણી માટે વલોપાત કરવા માંડયાં. કેટલાંક શબો બરફની પાટોમાં બટકાં ભરી, બરફના ટુકડાઓ ચગળવા ગયાં... અસહ્ય તરસના કારણે કેટલાંક શબો અંદરોઅંદર મુક્કાબાજી કરતાં, બરાબરનાં ઝઘડી પડયાં.

મોર્ગરૂમના એક ખૂણામાં ત્રણ-ચાર સ્ત્રીઓનાં શબો ઊંહકારા કરતાં આળોટી રહ્યાં હતાં. તેમના ઉપર ઓઢાડવામાં આવેલું કપડું એક બાજુ સરી જતાં, તેમની છાતીઓ ખુલ્લી પડી ગઈ હતી. કેટલાંક પુરુષ શબોની નજર એ તરફ પડી; આળોટતાં આળોટતાં બધાં શબો એ બાજુએ ધસવા માંડયાં — એકબીજાને હરાવી કાગી ચીસો પાડતાં પાડતાં. થોડીવારમાં તો મોર્ગરૂમમાં બરાબરનો

હંગામો મચી ગયો. પકડો... મારો... કાપો... બચાવોના શોરબકોરથી મોર્ગરૂમનું અંધારું જાણે ઊંડાં ઊંડાં હીબકાં ભરી રહ્યું હતું...

*

બીજા દિવસની સવાર...

દવાખાનામાં મોર્ગરૂમ પાસે મૃતકોના કુટુંબીઓની કતાર લાગી ગઈ હતી. ક્યારે મોર્ગરૂમનું બારણું ખૂલે અને ક્યારે પોતાના સ્વજનને ઓળખી કાઢે — એ દ્વિધા દરેકના ચહેરા ઉપર તગતગી રહી હતી. આયોજકોની કડક વ્યવસ્થા વચ્ચે મોર્ગરૂમનું બારણું ખોલવામાં આવ્યું. લાશોની ઓળખ માટે ત્રણ-ત્રણ કે ચાર-ચારના ગ્રુપમાં બધાને અંદર પ્રવેશવા દેવામાં આવતાં હતાં. વારાફરતી અંદર પ્રવેશી લાગતાવળગતા પોતાના સ્વજનોની લાશને ઓળખી કાઢવા માટે મથામણ કરવા લાગ્યા. ઓળખાઈ જતાં શબો સ્ટ્રેચરમાં બહાર ધકેલાવા લાગ્યાં. ચારેક કલાકમાં તો લગભગ મૃતદેહો ઓળખાઈ ગયા હતા. હવે માત્ર છ-સાત મૃતદેહો જ એવા હતા, જે પ્રયત્નો કરવા છતાંય ઓળખી શકાયા નહોતા.

દાઝીને સાવ વિકૃત થઈ ગયેલા ચહેરાવાળી એક લાશને શરીરના બાંધા ઉપરથી તેના કુટુંબીઓએ ઓળખી કાઢી હતી. એ લાશ હતી મુંબઈના શ્રીમંત વેપારી જમનાદાસની. શહેરમાં આ સમાચાર પ્રસરી જતાં, શહેરમાં વસતા જમનાદાસના નજીકના અને દૂરના સગાસંબંધીઓ દવાખાને ધસી આવ્યા. મુંબઈથી આવી ચડેલાં જમનાદાસનાં પત્ની અને પુત્રોને કલ્પાંત કરતાં જોઈને અન્ય કુટુંબીઓએ તેમને આશ્વાસન આપ્યું. જમનાદાસની શાખ એવી જબરી હતી કે તેમને શ્રદ્ધાંજલિ આપવા માટે શહેરમાંથી બીજા કેટલાય માણસો દવાખાને આવી પહોંચ્યા. થોડી વારમાં તો ચોગાનમાં ચાહકોના દર્શન માટે રાખેલી લાશ ઉપર શ્રદ્ધાંજલિરૂપે ફૂલોના ગંજ પણ ખડકાઈ ગયા.

એટલામાં ત્યાં બીજા કેટલાક માણસો ચડી આવ્યા, અને

આ લાશ પોતાના જ કુટુંબીની છે એવો દાવો કરવા માંડયા. આમાં બંને પાર્ટીના માણસો લાશનો દાવો કરતાં અંદરોઅંદર એવા ઝઘડી પડયા કે... સારું થયું પોલીસ આવી પહોંચી, નહિ તો... પોલીસની સૂચનાથી પાછળથી લાશનો દાવો કરનાર કુટુંબીઓએ લાશના શરીર ઉપરની અમુક નિશાનીઓ કહી બતાવી. પોલીસે એ પ્રમાણે લાશની ચકાસણી કરી તો લાશના શરીર ઉપરથી ખરેખર એ બધીય નિશાનીઓ મળી આવી.

જમનાદાસ શેઠનાં પત્ની અને પુત્રોને પણ બરાબર ખાતરી થઈ ગઈ કે લાશ પોતાના પતિ/પિતાની તો નથી જ. એટલે ફરીને જમનાદાસનાં પત્ની અને પુત્રો મોર્ગરૂમમાં જઈ, ધારીધારીને બાકી રહી ગયેલી લાશોની ઝીણવટથી ચકાસણી કરવા લાગ્યાં. અને ખરેખર, જમનાદાસની લાશ મળી આવી. ચહેરો અને છાતીનો ભાગ લગભગ બળી ગયો હતો. છતાંય કેટલીક નિશાનીઓ ઉપરથી લાશને જમનાદાસના પુત્રોએ ઓળખી કાઢી હતી. થોડી વારમાં જ લાશને સ્ટ્રેચરમાં કમ્પાઉન્ડમાં લાવવામાં આવી. એટલે જમનાદાસના કુટુંબીઓ, મિત્રો અને ચાહકો પેલી લાશ ઉપરથી ફૂલો ઉઠાવી જમનાદાસની લાશ ઉપર ચડાવવા લાગ્યા. ધીમે ધીમે એ લાશ ઉપરથી બધાં જ ફૂલો ઊંચકાઈ ગયાં. લાશનો ચહેરો ખુલ્લો થઈ ગયો. બધાએ એ લાશ સામે જોયું તો એ લાશના હોઠ મરક મરક હસી રહ્યા હતા! ફૂલોમાં ઢંકાઈ ગયેલો જમનાદાસનો ચહેરો હસતો હતો કે રડતો હતો, તેની કોઈને ખબર પડી શકી નહિ.

*

સમય પૂરો થતાં જ મોર્ગરૂમનું બારણું બંધ કરી દેવામાં આવ્યું. હવે માત્ર છ જ લાશ ઓળખાયા વગરની બાકી રહી જતી હતી. ઓળખાયા વગરની આ લાશો બહાર નીકળવા માટે જોર જોરથી માથાં પછાડી બારણું ખખડાવવા લાગી. તેના ધમપછાડા અને આક્રોશમાં આસપાસનું વાતાવરણ ખળભળી ઊઠયું.

ફરીને જોરજોરથી બારણું ખખડાવતાં આ બધીય લાશો. એકી અવાજે ચિત્કારી ઊઠી: "અમને અહીંથી કાઢો, અહીંથી કાઢો. અમારા કુટુંબીઓ ભલે અમને ન ઓળખી શક્યા. પણ હવે અમે જ એમને શોધી..." ...ને લાશોના આક્રોશ અને આક્રંદથી આખોય મોર્ગ-રૂમ જાણે જીવતો જ...

*

**નોંધ:** તા. ૧૬–૫–'૯૪ના વડોદરા પાસે બસ અકસ્માતમાં દિવંગત થયેલા મુસાફરોના આત્માને ચિર શાંતિ મળે, એવી પ્રાર્થના સાથે હાર્દિક શ્રદ્ધાંજલિ... 

## સાભાર સ્વીકાર

**હસ્તરેખા:** ગઝલસંગ્રહ: આહમદ મકરાણી, પ્ર. પોતે, બગ-સરાવાલા પ્લૉટ, સમસ્ટેશન પાસે, ઉપલેટા, મૂલ્ય પચ્ચીસ રૂપિયા.

**પડઘા પેલા મૌનના:** ગઝલ-અછાંદસ: ચંદુ મહેસાનવી, પ્ર. મહેસાણા જિલ્લા પુસ્તકાલય મંડળ, રાજમહેલ રોડ, સરદાર કૉંગ્રેસભવન, મહેસાણા, મૂલ્ય રૂપિયા ત્રેવીસ.

**ગુજરાતી સાહિત્યવિવેચન:** વિવેચન લેખો: જયંત કોઠારી, પ્ર. પોતે; ૨૪, નેમિનાથ નગર, સત્યકામ સોસાયટી, સુરેન્દ્ર મંગળદાસ માર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૧૫, મૂલ્ય પચાસ રૂપિયા.

છતાં, સૌન્દર્યની અનન્ય આભા એની આસપાસ વર્તુળાયા કરતી. જન્મજાત કલાકારની સૂઝથી એ અદાકારી કરતી. આમાં બૌદ્ધિક આભાસ ઓછો, પણ નરી લાગણીસભર સભાનતા અને અભિનિવેશયુક્ત અભિનય. એના બુલબુલી અવાજથી શ્રોતાઓ મંત્રમુગ્ધ થતા, વિવેચકો વિવેક ભૂલી 'વાહ વાહ'ની વર્ષા વરસાવતા. કવિ થિયોડોર દ બાંવીલના શબ્દોમાં: "તે સ્વયં કવિતા છે, તેના કંઠમાં બુલબુલનું માધુર્ય, પવનનો નિઃશ્વાસ અને વહેતા ઝરણાનો મર્મર ધ્વનિ હોય છે." માર્ક ટ્વેઇને કહ્યું છે: "પાંચ પ્રકારની કલાકાર હોય છે. ખરાબ, સુંદર, સારી, મહાન અને પછી આવે એક અને અજોડ સારા." જ્યોર્જ બર્નાર્ડ શૉએ ટ્વેઇને સારાના માથા પર મૂકેલા મુકુટને ઉડાવી દેતાં એની લાક્ષણિક શૈલીમાં કહ્યું: "એની (સારાની) તદ્દન બાલિશ છતાં ગર્વીલી કલાકારીગીરી, જેમાં તમને વિચાર યા લાગણીની ગહન ગહરાઈમાં લઈ જવાની તાકાત નથી, પણ છેવટે પડદો પડે ત્યારે તેની પ્રશંસા કરવાની, દયા ખાવાની, એની વકીલાત કરવાની, એની સાથે આંસુ સારવાની, એના ટુચકાઓ પર હાસ્યોલ્લાસ કરવાની, ધડકતે હૈયે એના નસીબના તડકાછાંયા નીરખવાની અને તાળીઓના ગડગડાટથી એને વધાવવાની તમને ફરજ પડે છે. પ્રેક્ષકોની, બધી જ નબળાઈઓ પારખી એની સાથે રમત રમવાની આ તરકીબ છે — તમને ભોળવવાની, ડરાવવાની, ઉત્તેજિત કરી મૂરખ બનાવવાની તરકીબ છે." ના, પણ ડી. એચ. લૉરેન્સનો અભિપ્રાય શૉ કરતાં જુદો જ છે: લૉરેન્સ જ્યારે ત્રેવીસ વર્ષનો હતો અને સારા એના કરતાં ચાલીસ વર્ષ મોટી હતી ત્યારે સારાનો એક નાટક જોઈને એણે લખ્યું: "સંકુલ અને ઉત્કટ આવેશથી સંગુપ્ત એવા માનવીય સ્તરના સૌ ઉન્મત્ત આવેગોનો અવતાર જેવી એ (સારા) તો છે. એ સ્ત્રીની આદિમ કામવાસના વિલક્ષણીય રીતે મંત્રમુગ્ધ કરવાની અગાધ શક્તિ ધરાવે છે. હું ખુદ આવી સ્ત્રીને, એના ઘેલા આવેગને પાગલ

થઈ પ્રેમ કરી શકું. સારાને જોવા જાઓ તે પહેલાં ખૂબ વિચાર કરજો. જો તમે મજબૂત કાઠાના નહિ હો તો નહિ જતા. મેં એને જોઈ પછી મારી છાતી પર જે વજન લઈને મારે ફરવું પડયું છે તે હજીય હું અનુભવી શકું છું. એની નમણી, નાજુક, (પ્રેક્ષકને) ઘેલા કરી નાખતી રમતિયાળ ભંગિમા, એનાં દર્દીલાં ગમગીન અલ્પ ઉચ્ચારણો, એની વાઘણ જેવી કિકિયારીઓ, એના ભીષણ—ભયાનક અસ્પષ્ટ બૂમબરાડા, દઝાડી દેનાં એનાં કરુણ ડૂસકાં, નિરાશા, હતાશા અને મૃત્યુ — એક જ સાંજ માટે આ ઘણું વધારે કહેવાય. માનસશાસ્ત્રના મરમી ફ્રોઇડ સારાથી એટલા તો પ્રભાવિત થયા હતા કે એનો ફોટો પોતાના કન્સલ્ટિંગ રૂમમાં રાખતા હતા — કદાચ સંપૂર્ણ સ્ત્રી, યા આમરણ ઉન્માદી સ્ત્રી, યા કલાકાર અને સ્ત્રી વચ્ચેના સેતુના પ્રતીક જેવી આ એકમાત્ર સ્ત્રી હતી.”

સારાનો જન્મ ૨૩થી ઑક્ટોબર ૧૮૪૪માં. એક ફિરંગી જ્યૂની લાવારિસ એ દીકરી. કદાચ શરમ, કદાચ કુનેહ, કદાચ ગુસ્સાને કારણે સારાએ એના પિતાની ઓળખ ક્યારેય ન આપી. એના પિતાએ એક લાખ ફ્રાંક આપી દીકરીને એની માને હવાલે કરી સંબંધનો છેડો ફાડચો. તે જમાનામાં પારી(સ)માં અનાથ સ્ત્રી માટે ત્રણું જ વિકલ્પો હતા — ભરતગૂંથણ, સ્ત્રીચાકર કે રખાત. સારાની માએ ત્રીજો વિકલ્પ સ્વીકાર્યો. આના છાંટા સારાના પ્રારંભના જીવન પર પડયા. પંદર વર્ષની વયે સારાએ સાધ્વી થવાનો નિશ્ચય જાહેર કર્યો. એનો વિરોધ કરવામાં આવ્યો અને એના પિતાના લાખ ફ્રાંક તો એના દહેજ માટે છે એમ યાદ કરાવવામાં આવ્યું ત્યારે અત્યંત નાટકીય રીતે તેણે જાહેર કર્યું; “હું તો ઇશ્વરને પરણીશ.” એના આ નાટકીય પ્રત્યુત્તરથી પ્રેરાઈ એના એક વડીલે એને માટે નાટચગૃહનું દ્વાર ચીંધ્યું. આવા ‘ખરાબ’ ધંધા માટે પ્રારંભમાં તો એને સૂગ હતી પણ સારે નસીબે એલેકઝાંડર

ડ્યૂમા જેવા મહારથીનું એને માર્ગદર્શન મળ્યું — અને સઢ વિનાના નાવને જાણે સુકાન મળ્યું. એક વાર કલાકાર થવાનો નિર્ણય લીધા પછી તો 'જગતની સર્વશ્રેષ્ઠ' કલાકાર થવાનું સ્વપ્નું એ સેવવા લાગી. એ માટે એણે ન રાત જોઈ ન દિવસ, ન રિયાજની કમી, ન કામનું આળસ. સર્વપ્રથમ 'કોમેડી ફ્રાંસ્વા' થિયેટરમાં રાસી(ન)ના 'ઇફીજેની' નાટકમાં કામ કરવાની એને તક મળી. પ્રથમ રાત્રે પ્રથમ પ્રયોગમાં સંવાદમાં લોચા. પ્રયોગ પછી ગુરુ પાસે દોડી. "મને તમે માફ કરી શકશો?" "હું તો કરીશ. પણ રાસી(ન) એની કબરમાંથી પણ તને માફ નહિ કરે!" ગુરુની આ ઉદારતાને કારણે જ કદાચ સારા અભિનયનાં સુંદર શિખરો ઉત્તરોત્તર સર કરવા માંડી. એના કમનસીબે એને એના સાથીઓ સાથે પ્રારંભમાં જ ખટરાગ થયો, જેને કારણે એને સારું એવું શોષાવું પડ્યું. ડ્યૂમા ફરી એની સહાયે આવ્યો. એને માનસિક શાંતિ માટે પારી(સ) છોડી બ્રસેલ્સ જવા સૂચન કર્યું. બ્રસેલ્સના અને ત્યાંના રાજકુંવરના હૃદયને તેણે જીતી લીધું. કમનસીબે એની માની ગંભીર બીમારીના સમાચારે એને પારી(સ) પાછાં ફરવાની ફરજ પાડી. એથી વધુ કમનસીબીની વાત તો એ હતી કે એ માતા બનવાની હતી અને એના પ્રિયતમને આ જવાબદારીના ફંદામાં એ બાંધવા માગતી નહોતી. પણ, એની મા, પોતાનું એવું જ અસ્તિત્વ હોવા છતાં, આ માટે તૈયાર નહોતી. સારા સંપૂર્ણ જવાબદારી એકલે હાથે ઉપાડવા સજ્જ બની અને ૧૮૬૪ની ૨૨મી ડિસેમ્બરે દીકરા મોરિસ બર્નહાર્ટને જન્મ આપ્યો. એને સારે નસીબે બ્રસેલ્સનો રાજકુંવર એના નવા દીકરાને સ્વીકારવા તૈયાર થયો અને એણે લગ્નનો પ્રસ્તાવ મૂક્યો. સારાને આવા લગ્નનાં પરિણામનાં એંધાણ હતાં. સ્વસ્થતાથી એણે એ પ્રસ્તાવ નકાર્યો અને રાજકુંવર માટે એનો વારસો બચાવ્યો! જોકે સારાની 'માત્ર' કલાકાર બનવાની જિદ્દથી રાજકુંવરનું અહમ્ ઘવાયું. ૧૮૬૯થી એણે ઓડિયન થિયેટરોનાં

અસંખ્ય નાટકોમાં મોભાની ભૂમિકાઓ નિભાવી અને લોકચાહનાનો સુવર્ણકળશ એના પર ઢળ્યા કર્યો. ૧૮૬૯માં ફ્રાંકો-પ્રશિયન યુદ્ધ ફાટી નીકળ્યું અને સારાએ એના થિયેટરને એક હોસ્પિટલમાં ફેરવી નાખ્યું. ઘાયલ યુદ્ધકેદીઓની સારવાર કરવા તે હવે કટિબદ્ધ થઈ. ૨૬ વર્ષની યુવાન કલાકાર ઘવાયેલા સૈનિકોની દસ પેરૂતના જોમથી સારવાર કરવા લાગી. યુદ્ધ પછી ફરી પાછી નાટકશાળા અને એ જ યશ, ધૈર્ય અને ધીરલક્ષિત કુશળતાની એ જ અનોખી દાસ્તાન.

એના મિત્રોની યાદી પણ નાનીસૂની કે નજીવી નહોતી. એ તો હતી ભભકાદાર ફ્રાન્સ કે જગતના કોઈ પણ સૌંદર્યધામની સર્વ-પ્રથમ મહાનતમ કલાકાર — આજના જમાનાની ભાષામાં સુપર-સ્ટાર — જેણે વિક્ટર હ્યૂગોથી માંડી માર્સેલ પ્રૂસ્ત અને અમેરિકન 'કાઉબૉય્ઝ'નો એકસરખો આદર અને પ્રેમ સંપાદન કર્યો. પોતાની જાતની અનોખી 'ઓળખ' આપવા ખુદ કફનમાં સૂઈ ફોટો પડાવવાની તરકીબ સુધ્ધાં એણે અજમાવી. તેના ઘનિષ્ઠ મિત્રોમાં ડ્યૂમા, વિક્ટર હ્યૂગો, એમીલ ઝોલા, સુએઝ નહેર બાંધનાર ફર્ડિનાન્ડ, ઑસ્કર વાઇલ્ડ અને નાનામોટા અનેક લેખકો – કવિઓ. રૂઝવેલ્ટ પારી(સ) આવ્યા ત્યારે એને મળવા આવ્યા. સારા એના મિત્રોને કહેતી : "આ માણસ (રૂઝવેલ્ટ) અને હું દુનિયા પર રાજ કરી શકીએ." બ્રિટિશ પ્રિન્સ ઑફ વેલ્સની પણ એ મિત્ર હતી.

એડવર્ડ ગૅરેટ નામના એક અંગ્રેજ સાહસિક વેપારીને સારાને અમેરિકા લઈ જવાનો વિચાર આવ્યો. પ્રારંભમાં સંકોચ પછી ૧૮૮૦માં તે અમેરિકા ગઈ. એક રાતમાં તો તેણે તેનાં કંઠ અને કલાથી અમેરિકાને ઘેલું કર્યું. જોકે શિકાગોમાં એક અભૂતપૂર્વ બનાવ બન્યો. ત્યાંના પાદરીએ સારાની નીતિરીતિની આકરી ટીકા કરી. બીજે દિવસે પાદરીને એક પત્ર મળ્યો :

"મહોદય,

સામાન્ય રીતે હું જાહેરાતના ૫૦૦ ડૉલર ખર્ચું છું. તમારા શહેરમાં મારું એ કામ તમે સરળ કરી આપ્યું, એથી આ સાથેના ૨૫૦ ડૉલર તમારા ચર્ચના શુભકાર્યમાં વાપરશો."

અમેરિકાની પ્રથમ મુલાકાતમાં સારાએ ૫૧ શહેરોમાં ૫૭ શો કર્યા. ત્યાર પછી તો દુનિયાનાં અનેક શહેરોમાં એ રખડી. ૧૮૮૧માં રશિયા ગઈ ત્યારે ઝાર ઍલેકઝાન્ડર ત્રીજાએ એનું ભાવભીનું સ્વાગત કર્યું: "તમે મને નમન નહિ કરશો. મારે તમારું અભિવાદન કરવું જોઈએ." રશિયામાં સારાને એનો ભાવિ પતિ જેક દામલા મળ્યો. સારાથી એ અગિયાર વર્ષ નાનો, પણ સ્વભાવે મોજીલો, મસ્ત, અલ્લડ, અલગારી. જન્મે એ ઍથેન્સનો. દામલા કોઈ પણ ચીલે બાંધ્યો બંધાય એવો નહોતો, એની ઠઠ્ઠામજાકથી સારા ચિંતિત થઈ, અને ૧૮૮૨માં એને લગ્ન કરવાનું આહ્વાન આપ્યું. લગ્ન થયાં, પણ સારાની કુશળતા અને કુશાગ્રતાને કારણે દામલાએ એના પડછાયા થઈ રહેવાનો વારો આવ્યો! દામલા જેવા અલગારી જીવ માટે આ સરલ નહોતું. પરિણામે એ રખડુ, ગંજેરી બન્યો. છૂટાછેડા સિવાય છૂટકો નહોતો. આમ છતાં દામલાના છેવટના દિવસોમાં સારા પોતાનું બધું છોડી રાતદિવસ તેની સેવામાં રહી. એનો મૃતદેહ સારાએ ગ્રીસ મોકલ્યો. પછી તે જ્યારે જ્યારે ગ્રીસ જતી ત્યારે ત્યારે તેની સમાધિ પાસે નિયમિત જતી.

નાટક સિવાય શિલ્પ, સંગીત – પિયાનો, શૂટિંગ, માછલી પકડવી વગેરે અનેક શોખોમાં એ કાર્યરત રહેતી. બીજી કોઈ પણ કલાકાર એના જેટલો સમય કામને એક સાધના તરીકે ભાગ્યે જ આપતી – અને એનું પરિણામ સ્વાભાવિક હતું.

એનાં છેવટનાં વર્ષોમાં તો સારા સમગ્ર 'ફ્રાન્સ'ની એકમાત્ર

પ્રતિનિધિ બની ગઈ. ૧૯૧૪–૧૫માં એ એક કપરા અકસ્માતનો ભોગ બની. પરિણામે એણે એક પગ ગુમાવ્યો — સ્વસ્થતા નહિ. ૬૦ વર્ષની વયે એણે ૫૦ વર્ષના એક કલાકાર સાથે કામ કરવાની ના પાડી – કારણ ? "એ તો ખૂબ ઘરડો છે, મારો બાપ લાગશે!" ૬૫ વર્ષની ઉમ્મરે 'જોન ઑફ આર્ક'નું પાત્ર નિભાવતી વખતે નાટકના એક સંવાદમાં એને એની (જોન ઑફ આર્કની) વય પૂછવામાં આવે છે. "ઓગણીસ" — ૬૫ વર્ષની સારા મુગ્ધ શ્રોતાઓની સમક્ષ મોઢું કરી જવાબ આપે છે. અને યુરોપની નાટ્યપ્રેમી પ્રજા આ ચિરયૌવનાને તાળીઓના થનગનતા ગડગડાટ સાથે વધાવી લે છે.

૧૯૨૩ની ૨૬મી માર્ચે "હું તો તખ્તા પર જ મરીશ, એ એ જ મારી સંગ્રામભૂમિ છે" કહેનાર જગતની આ અનન્ય કલાકાર એનાં મનગમતાં ફૂલોની ચાદર ઓઢી જગતને છેવટની 'અલવિદા' કરી ગઈ. જેમ જેમ એની છેવટની બીમારી વધતી ગઈ તેમ તેમ જગતભરનાં છાપાંમાં એની તબિયત વિશે નિયમિત 'બુલેટિનો' નીકળવા માંડયાં. અલબત્ત સારાને આનો ખ્યાલ નહોતો. પણ એના ઘરની નીચે એકઠી થતી જનમેદનીને એણે જોઈ. "આ બધા પત્રકારો છે?" "આમાંના કેટલાક." તો તો હું તેમને લટકતા રાખીશ. આ લોકોએ મને જીવનભર તાવી છે. હવે હું એમને સતાવીશ." આ હતા સારાના છેવટના શબ્દો. તે દિવસે પારી(સ)-ના બધા કલાકારોએ બે મિનિટનું મૌન પાળ્યું. અને પોતાનું કામ પતાવી બધા જ — કેટલા બધા ? — 'બુલેવાર્ડ પેરેર'માં પોતાને મળેલાં ફૂલો આ મહાન કલાકારને અર્પવા ગયા. ત્રણ દિવસનો શોક પાળવામાં આવ્યો. અનોખા 'કોફિન'માં ગોઠવાયેલો સુકોમળ દેહ, સફેદ વસ્ત્રોમાં સુસજ્જ, ઓશીકા પર જાંબલી (વાયોલેટ) ફૂલોની બિછાત, હાથમાં ચાંદીનો ક્રૉસ, અને કુચકુંજ પર 'લિજિયન ઑફ ઑનર'ની રિબન — જીવનમાં તો એ ભવ્ય હતી જ

પણ મૃત્યુમાં એ ભવ્યતમ લાગતી હતી. એના અનેક મૂક પ્રશંસ-કોય એની છેવટની યાત્રામાં ઊમટચા. એના મૃતદેહ પર ફૂલોનો ઢગ થઈ ગયો — ફ્રાન્સના ઇતિહાસમાં કોઈ પણ સ્ત્રીએ અને બહુ થોડા પુરુષોએ આવો અને આટલો સહજપ્રેમ પ્રાપ્ત કર્યો હશે. તેની કબર આગળ મોટાં પ્રવચનો ન થયાં, માત્ર અશ્રુભરી અંજલિ અપાઈ. એની સમકાલીન સહકલાકારે માત્ર ચાર શબ્દો ઉચ્ચાર્યા જેમાં ત્યાંની માનવમેદનીનો હૈયાધડક પડઘો ઝિલાયો: "અમરો ક્યારેય મરતા નથી." □

## લાલ સૂરજ / અમરજિત કોંકે

હોટલના ઓરડામાં આદમકદ અરીસા પર લાગ્યો છે ચાંદલો, કોઈ ચંચળા લલાટેથી ઉતારીને અરીસા પર ચોંટાડી ગઈ છે.

કોણ જાણે તે અત્યારે ક્યાં હશે, પણ જ્યાંયે હશે, તે હશે સૃષ્ટિની સૌથી સોહામણી સ્ત્રી, જેના મનમાં હશે પ્રબળ ઇચ્છા પોતે હોય કે ન હોય તોપણ ક્યાંક હોવાની — મૂકી ગઈ છે તે નિર્જીવ અરીસા પર પોતાના અસ્તિત્વનો એક ટુકડો.

મારા ગયા પછી પણ આવશે લોકો, આ ઓરડે ઊતરશે, બુદ્ધિજીવી – રાજનેતા, કેટલાક ખાસ, કેટલાક સામાન્ય. અરીસામાં પોતાનો ચહેરો જોતાં એમની નજર પણ પડશે આ લાલ ચાંદલા પર — કોણ જાણે. તેઓ એ લલાટ-માથા વિશે વિચારે કે ન વિચારે, જેના પર થોડા દિવસ પર લાગ્યો હશે આ લાલ સૂરજ.

પરંતુ મારી સ્મૃતિમાં ખીલતો રહેશે લાંબા સમય સુધી, એ આકાશ જેવું લલાટ કોઈ ચંચળાનું. □

## ટૂંકી વાર્તાનાં ઘટકતત્ત્વો / શરીફા વીજળીવાળા

કોઈ પણ સાહિત્યસ્વરૂપની ચર્ચા કરો એટલે એના બંધારણને ઘડતાં, એ સ્વરૂપની આગવી ઓળખ આપતાં તેનાં ઘટકતત્ત્વોની ચર્ચા આવવાની જ. ટૂંકી વાર્તા કથાસાહિત્યનો જ એક પ્રકાર છે અને નવલકથાની જેમ આપણે ત્યાં પશ્ચિમમાંથી આવેલ છે. આથી સ્વાભાવિક રીતે જ આ બંને પરિબળો તેના ઘટકો નક્કી કરવામાં મહત્ત્વનો ભાગ ભજવે જ. પશ્ચિમની વાર્તાઓ ઍરિસ્ટૉટલની વિચારણા પ્રમાણે વિકસી અને તેનું વિવેચન પણ એ વિચારણાને આધારે થયું. આપણે ત્યાં તો આવી કોઈ ચર્ચા ક્યારેય થઈ નથી. માત્ર કુંતકે પ્રબંધને ધ્યાનમાં રાખીને આ પ્રકારની ચર્ચા કરી છે. બાકી તો સ્વતંત્ર શ્લોકના એકમને સ્વીકારીને ચર્ચા થતી. પરિણામે વસ્તુસંકલના, ચરિત્રચિત્રણ જેવા પ્રશ્નોની ચર્ચા આપણે ત્યાં કદી થઈ શકી નહિ. એટલે જ્યારે જ્યારે વાર્તા-નવલકથાનાં ઘટકતત્ત્વોની ચર્ચા કરવાની જરૂરિયાત ઊભી થઈ ત્યારે ત્યારે એ ચર્ચા માટે સ્વાભાવિક રીતે પશ્ચિમના ઢાંચાને અનુસરવાનું બન્યું છે.

પરંપરાગત વિવેચના ઍરિસ્ટૉટલ પ્રમાણે ઘટકોની ચર્ચા કરતી. ઍરિસ્ટૉટલ જ્યારે ઘટકોની વાત કરે છે ત્યારે નાટકના સંદર્ભે કરે છે. કથાસાહિત્યે પણ ઍરિસ્ટૉટલ પ્રમાણે ઘટકતત્ત્વોની ચર્ચા માંડી એટલે સ્વાભાવિક રીતે જ કથનકેન્દ્રની અવગણના થઈ. નાટકમાં તો કથનકેન્દ્ર ન હોય એવું ઍરિસ્ટૉટલ કહે છે. પણ જ્યાં

કથનકેન્દ્ર અગત્યનો ઘટક છે તે કથાસાહિત્યે પણ તેની માંડીને ચર્ચા ન કરી. હંમેશા વસ્તુસંકલના, ચરિત્રચિત્રણ, ભાષા, વાતાવરણની ચર્ચા થતી રહી.

વાર્તા જ્યારે કાનની કળા હતી ત્યારે વસ્તુસંકલના, કથનરીતિ, સંવાદ વગેરે તેના મુખ્ય ઘટક હતા (અમુક લોકો એમાં જીવનદર્શનની ચર્ચાને પણ ઘુસાડતા). એમાં પાત્રો આવતાં હતાં પણ મોટા ભાગે એ બીબાંઢાળ હતાં. પણ વાર્તા વંચાતી થઈ એટલે કે સમૂહભોગ્ય કળામાંથી વ્યક્તિભોગ્ય કળા બની એ સાથે જ તેનાં ઘટકતત્ત્વોમાં મહત્ત્વનો ફેરફાર થયો. હવે ઘટના, પાત્ર, વસ્તુસંકલના, ભાષા પર વધુ ભાર મુકાયો. જે સમયે storytellingનું મહત્ત્વ હતું ત્યારે કથાવસ્તુની સ્થૂળતા, રહસ્ય, ચમત્કૃતિ વગેરે મહત્ત્વનાં હતાં. એ સમયે કથકની ભૂમિકા પણ એકદમ સ્પષ્ટ હતી. કાળક્રમે વિકસતી જતી વાર્તા રૂપરચના પ્રત્યે સભાન બની. અનેક યુક્તિ-પ્રયુક્તિના આધારે તે ઘટનાની સ્થૂળતા ઓગાળતી ગઈ. માત્ર કથા જ નહિ કથકનું સ્થાન, પાત્ર અને વાચકથી કથકનું અંતર, એની ભાષા, ટોન વગેરેની ચર્ચા મહત્ત્વની બની. પરંપરાવાદી વિવેચના સમય, થીમ વગેરેની ચર્ચાને વસ્તુસંકલના સાથે કે બીજે ગમે ત્યાં સાંકળી લેતી. રૂપરચનાવાદી વિવેચકો સમય, થીમની સ્વતંત્ર ચર્ચા કરે છે. પરંપરાવાદી વિવેચના સંવાદની ચર્ચાથી સંતોષ મનાવતી. રૂપરચનાવાદી વિવેચકોએ કથનકેન્દ્રની ચર્ચા આરંભી એ સાથે ભાષા, અંતર, ટોન વગેરેની ચર્ચા શરૂ થઈ. આપણી સામે જે વાર્તાઓના નમૂના છે તેના આધારે આપણે ટૂંકી વાર્તામાં નીચેના ઘટકોની ચર્ચા કરી શકીએ. આ યાદી અંતિમ નથી. હજી આમાં બીજા ઘટકોનો સમાવેશ કરી શકાય.

૧. ઘટના, ૨. થીમ, ૩. વસ્તુસંકલના, ૪. પાત્રનિરૂપણ, ૫. કથનકેન્દ્ર, ૬. ભાષા, ૭. કથકનું સ્થાન એટલે કે અંતર, ૮.

કથકનું વલણ એટલે કે ટોન, ૯. અનુભૂતિ ક્ષણ, ૧૦. સંઘર્ષ, ૧૧. અર્થ.

ટૂંકી વાર્તા સંદર્ભે હવે ભાષાની ચર્ચા કરવાની છે, સંવાદની નહિ એ ખાસ યાદ રહે.

ટૂંકી વાર્તાના કેન્દ્રમાં રહેલી ઘટના વિશે ગુજરાતી સર્જન-વિવેચનમાં ખૂબ જ સંદિગ્ધતા પ્રવર્તે છે એટલે સૌપ્રથમ ઘટનાની જ ચર્ચા કરવાનું ઉચિત રહેશે. ભવિષ્યમાં બાકીના ઘટકોની ચર્ચા કરીશ.

**ઘટના :** ઘટના એટલે કંઈક થવું, બનવું તે. ટૂંકી વાર્તાનું આ સૌથી મહત્ત્વનું ઘટકતત્ત્વ છે. કારણ વાર્તામાં કંઈ ઘટે જ નહિ તો વાર્તા બને કઈ રીતે? એ ઘટના પછી એક પળમાં બને, દિવસમાં બને કે સમયના વિસ્તૃત પટ પર ઘટે. કોઈ એક પાત્રના માનસમાં બને કે એકથી વધુ પાત્રોના મનોજગત, પરિસ્થિતિ તેમાં સંડોવાય. ઘટના ભાવવાચક નામ છે. રા. વિ. પાઠક તેના માટે 'બનાવ', 'વૃત્તાંત' જેવા શબ્દપ્રયોગ પ્રયોજે છે. ઘટના ટૂંકી વાર્તાનું આંતર-લક્ષણ છે. ધારો કે ટૂંકી વાર્તામાંથી સંપૂર્ણપણે ઘટના કાઢી લઈએ તો બાકી શું રહે? વાર્તા શાના સહારે ઊભી રહે? વાર્તાનો પિંડ કઈ રીતે બંધાય? જરૂરી નથી કે કોઈ આત્મહત્યા કરે કે કોઈનું ખૂન થાય એને જ ઘટના કહેવાય. આત્મહત્યા ન કરનાર વ્યક્તિ જે મનોમંથનમાંથી પસાર થાય તેને પણ વાર્તાની ઘટના તરીકે પ્રયોજી શકાય. ઘટના ક્રિયારૂપે જ આવી શકે એવો કોઈ નિયમ નથી. સ્થૂળ પ્રસંગ દ્વારા વાર્તામાં મનોવ્યાપારને આલેખી શકાય. દા.ત., પન્નાલાલ પટેલની 'સાચાં સમણાં' તો ક્યારેક સૂક્ષ્મ મનો-વિશ્લેષણ દ્વારા ક્રિયાને આલેખી શકાય છે. દા.ત., હિમાંશી શેલતની 'સુવર્ણફળ' વાર્તા. ઉત્તમ વાર્તા ઘટનાની સ્થૂળતા અને સૂક્ષ્મતાનું સંયોજન સાધે છે.

ધૂમકેતુએ વાર્તામાં ઘટનાના મહત્ત્વ અંગે કશું કહ્યું નથી પણ તેમની ઘટનાપ્રધાન વાર્તાઓ પરથી એવું તારવી શકાય કે એમને સ્થૂળ ઘટના સામે, ઘટનાના ઘટાટોપ સામે કોઈ જ વાંધો ન હતો. ઘણી વાર તેમણે લાંબા પટમાં ફેલાયેલી ઘટનાઓનો આશરો લીધો છે. દા.ત., 'હૃદયપલટો' વાર્તા. તો ક્યારેક અતિપ્રાકૃત ઘટનાને કારણે તેમની વાર્તા, લોકવાર્તાની નજીક સરી ગઈ છે. દા.ત., 'દોસ્તી', 'રજપૂતાણી' જેવી વાર્તાઓ. આ વાર્તાઓમાં 'વાર્તા' અને 'ટૂંકી વાર્તા' વચ્ચેની ભેદરેખા ભૂંસાઈ જાય છે.

દ્વિરેફ આપણા પ્રયોગશીલ વાર્તાકાર છે. ઘટનાને તે 'બનાવ' કહીને ઓળખાવે છે અને તેમની દૃષ્ટિએ વાર્તામાં અનિવાર્યપણે ઘટના હોવી જ જોઈએ. કેટલા બનાવ હોવા જોઈએ તે અંગે નિયમ ન હોઈ શકે એવું કહેતાં શ્રો પાઠક કહે છે કે: "બનાવની માત્રા માટેનો કોઈ નિયમ હોય તો તે કલામાત્રનો સામાન્ય નિયમ એટલે ઔચિત્યનો નિયમ." બનાવ વગરની વાર્તાને હાડકાં વગરના દેહ સાથે સરખાવતાં દ્વિરેફ બનાવોની પ્રતીતિકરતાની વાત પણ કરે છે. તેઓ કહે છે, "વાર્તાના બનાવો, કુદરતી કે મનુષ્યકૃત, જે હોય તે, સ્વાભાવિક લાગવા જોઈએ. બીજી રીતે કહીએ તો વાર્તાના બનાવો પ્રતીતિકર હોવા જોઈએ... બનાવની સંભવિતતા વાર્તાના વાતાવરણમાંથી જ ઊઠી આવવી જોઈએ... વાર્તામાં બનાવોની પરંપરા હોય ત્યાં, બનાવ સ્વાભાવિક રીતે એકબીજામાંથી ઊગતો હોય, એવી પ્રતીતિ થવી જોઈએ. વાર્તાલેખકે પોતે, અમુક પરિસ્થિતિ ઊભી કરવા કે અમુક પરિણામ લાવવા અમુક બનાવ ઉપસ્થિત કર્યો છે એમ ન લાગવું જોઈએ."[1]

દ્વિરેફની ઘટના વિશેની સમજ એમના સમકાલીન કે એમના બે-ત્રણ દાયકા સુધીના અનુગામી વાર્તાકારોથી ઘણી આગળ હતી તે જોઈ શકાય છે. ઘટનાના ઔચિત્ય સાથે તેની અનિવાર્યતા

ચર્ચા લેતા દ્વિરેફ ઘટનાથી જ વાર્તાનો પિંડ બંધાઈ શકે એવું કહી તરત સામગ્રીના રૂપાંતરણની વાત પણ કરે છે. બનાવો એની જાતે બનવા જોઈએ એવું કહેતા દ્વિરેફ પોતાની પ્રતીતિકરતાની વિભાવનાને સામે છેડે બેસે એવી 'સાચી વાર્તા' જેવી વાર્તા આપે ત્યારે આશ્ચર્ય જ થાય.

ચુનીલાલ મડિયા તો આમેય વાર્તાતત્ત્વને બહેલાવીને કહેવા બેસે છે એટલે એમની વાર્તાઓ સ્થૂળ ઘટનાઓના ભારથી લચી પડેલી છે. આમેય મડિયા માટે ટેકનીકનું 'હૈયાઉકલત'થી વધારે મહત્ત્વ નથી. પરિણામે તેમની વાર્તાઓમાં પ્રસંગ, ઘટના એના એ જ કાચી સામગ્રીના રૂપે દેખા દે છે. એમની વાર્તાઓ ઘણી વાર સામગ્રીના રૂપાંતરણનો નિયમ પણ નથી પાળતી. દા.ત. 'કાળી રાત, કાળી ઓઢણી, કાળી ચીસ'. ઘટનાઓના આ મેદથી જ એમની મોટા ભાગની વાર્તાઓ આજે નિષ્પ્રાણ, નીરસ લાગે છે.

જયંત ખત્રી તો ગુજરાતી ઘટનાપ્રધાન વાર્તાનું શિખર છે. ભારેખમ ઘટનાઓ વગર એમને ચાલ્યું નથી. જોકે વાર્તાકાર તરીકે વાર્તા પરની એમની પકડ એટલી મજબૂત છે કે લાંબાંલચક પ્રકૃતિ-વર્ણનો અને ભારેખમ ઘટનાઓ પછી પણ એમની વાર્તાઓ કંટાળો નથી આપતી. 'લોહીનું ટીપું' વાર્તાના કેન્દ્રમાં બેચર છે. અને વાસનાનું જાગવું ને પછી શમી જવું એ વાર્તાના કેન્દ્રમાં રહેલી ઘટના છે. આ માટે પ્રકૃતિને ઉદ્દીપક વિભાવ તરીકે વાપરતા ખત્રી કુશળ કલાકાર લાગે. વજનદાર ઘટનાને પણ તેઓ અહીં નિર્વાહ્ય બનાવી શકયા છે. પણ વાર્તાના ઉત્તરાર્ધમાં આવતી બળાત્કારની ઘટના માત્ર ચમત્કૃતિ નિપજાવવા લાવ્યા હોય તેવી કૃતક ભાસે છે. આ ઘટના વાર્તાના સત્ત્વને હણી નાખે છે અને પ્રતીતિકરતાના પ્રશ્નો પણ ઊભા કરે છે. જેણે હલીમાનું વર્ણન વાંચ્યું છે તે તેની નિર્દોષતા, ગભરુપણાને સંવેદી શકશે. આવી ગભરુ છોકરી,

ગતના અંધારામાં, આવી પરિસ્થિતિમાં આવી પડે ત્યારે બે-ત્રણ-જણ વચ્ચેના એક માણસની કપાયેલી ટચલી આંગળી જોઈ શકે એ કેટલી હદે શકય છે એવો પ્રશ્ન થાય. ઍરિસ્ટૉટલ કહે છે તેવી 'સંભવિત અશકયતા'ની મર્યાદામાં પણ આ વાતને સમાવી શકાય ખરી? ઉત્તરાર્ધમાં આવતી આ ઘટનાની અનિવાર્યતા લેખક સિદ્ધ કરી શકયા નથી એટલે નિર્વાહ્ય બનતી નથી.

આપણી વાર્તાઓનાં વિવેચનમાં 'ઘટના' વિશે સંદિગ્ધતા પ્રવર્તમાન થઈ તેનાં કારણો જ આ છે. એક લેખકને ઘટના વગર ચાલે જ નહિ, તેના માટે ઘટના જ સર્વસ્વ હોય. દા. ત. ચંદ્રકાન્ત બક્ષી ગાઈવગાડીને કહે છે, "મારે માટે ઘટના ઇઝ ટોટલ લાઇફ. ઘટના ન હોય તો હું ન જ લખી શકું. ઘટના વિનાના જીવનની કોઈ કલ્પના મારા મગજમાં આવી જ શકતી નથી."[૨] પણ આવું બોલનારાઓ પછી ઘટનાપ્રધાન વાર્તાઓ આપીને કશું પુરવાર ન કરી શકે. ઘટનાની તરફદારી કરનાર વાર્તાકારે અનેક નમૂનાઓ ધરીને પુરવાર કરી આપવું પડે. એના બદલે બક્ષીની 'તમે આવશો?' કે 'મીરા'માં કેટલી આછી-પાતળી ઘટનાથી ચલાવ્યું છે લેખકે? સમરસેટ મૉમને ઘણા વિવેચકો ગાળ દે છે પણ તેણે ચિરંજીવ નીવડે તેવી ઘટનાપ્રધાન વાર્તાઓ આપી જ છે.

વાર્તા લખવાને લીલા, અહેતુક નિર્માણની પ્રવૃત્તિ સાથે સરખાવતાં સુરેશ જોષીના નામે આપણે ત્યાં ઘટના નિમિત્તે સૌથી વધુ ઊહાપોહ થયો છે પણ જે વાર્તાસંગ્રહની પ્રસ્તાવનામાં સુરેશ જોષી આ વિવાદને આરંભે છે તેમાં તેઓ ઘટનાપ્રધાન વાર્તાઓ લઈને આવ્યા છે. 'ગૃહપ્રવેશ'ની વાર્તાઓમાં કયાં દેખાય છે ઘટનાનું તિરોધાન? 'ઘટના' અંગેના સુરેશ જોષીના વિચારો અતિ જાણીતા છે. "ઘટના એટલે વાર્તામાં બને તે... દરેક ઘટનાને એનું આગવું વજન હોય છે. એ વજન ગળે બાંધેલા પથ્થર જેવું હોય તો વાર્તાને

ડુબાડે, એ વજન પંખીની પાંખ જેવું હોય તો વાર્તાને ઉરાડી શકે...'સ્થૂળ કે સૂક્ષ્મ ઘટના જેવા ભેદ નકામા છે, કારણ કે સૂક્ષ્મતા વિનાની કલાકૃતિની કલ્પના આપણે નથી કરતા... ઘટનાનો બને તેટલો હ્રાસ સિદ્ધ કરવા તરફ મારો પ્રયત્ન છે... જે ઘટના પર આંગળી મૂકીને કહી દેવાય કે, હા અમે સમજ્યા. લેખક આટલું બતાવવા ઇચ્છે છે, તે ઘટના કલામાં મર્યાદારૂપ બને. લોપ કે હ્રાસ થવો ઘટે તો તે આવી ઘટનાનો. અંતિમે જઈને જો કોઈ કહે કે વાર્તાને ઘટનાની જરૂર શી?—તો એવું અંતિમનું આગ્રહી વલણ કલાને ઉપકારક નહિ નીવડે... ઘટનાનું શું કરવું તે સર્જક જાણે. એના નિયમો ન હોઈ શકે. એનો વાદ પણ નહિ હોય.''[3]

સુરેશ જોષીની ઘટનાનું તિરોધાન કે હ્રાસની વિભાવનાને સમજ્યા વગર જ 'ઘટનાલોપ'ની સામે આપણે ત્યાં વિરોધનો વંટોળ ફૂંકાયો. ચંદ્રકાન્ત બક્ષી જેવા આત્યંતિક બનીને જવાબ વાળે છે તો યશવંત શુક્લ અર્થઘટનની રીતે જવાબ આપે છે. ''વાર્તા અને 'ઘટનાલોપ' એ મારા માટે પરસ્પરવિરોધી શબ્દો છે. ઘટનાનો સદંતર લોપ વાર્તામાં શક્ય જ નથી. પણ ઘટનાનું ગૌણત્વ સંભવે છે... ઘટનાના સદંતર લોપવાળી વાર્તા હું શોધી રહ્યો છું, હજી સુધી મને જડી નથી.''[4]

૧૯૭૬માં યશવંત શુક્લ આવું કહે ત્યારે પ્રશ્ન થાય કે તેમણે જયન્તિ દલાલની 'આભલાનો ટુકડો' કે 'જગમોહને શું જોયું?' નહિ વાંચી હોય? આંગળી મૂકીને બતાવી શકાય એવી કઈ ઘટના છે અહીં? ઘટનાનું તિરોધાન દલાલે કોઈ જાતના ઊહાપોહ વગર જ કર્યું હતું. સુરેશ જોષીએ કહી બતાવ્યું એટલે વિરોધ થયો? આમ જોવા જઈએ તો સુરેશ જોષીને પણ ઘટનાહ્રાસ કે તિરોધાન દ્વારા સંસ્કૃત અલંકારશાસ્ત્રીઓ જેને મુખ્યાર્થબાધ કહે છે તેવું જ કંઈક અભિપ્રેત હશે. એમને મૂળભૂત રીતે કળામાત્રની પ્રથમ શરત સામગ્રીનું રૂપાંતરણ અભિપ્રેત હતું. એટલે તો એ વારંવાર કહેતા

રહ્યા કે, "જો રૂપાન્તરની પ્રક્રિયા જ તમે બાદ કરી નાખો અને ઘટના ઓળખાય એવી, વ્યવહારમાં હોય છે એવી, વાચકો સમજી શકે તેવી, પોતાની સમજ સાથે એનો તાળો મેળવી શકે એવી રાખવાનો આગ્રહ રાખીએ તો કલાતત્ત્વનો ભોગ જ આપવો પડે એમ મને તો લાગે છે."[૫]

આમેય 'ઘટનાલોપ' જેવી સંજ્ઞા તો સુરેશ જોષીએ કદી પ્રયોજી જ નથી. વારંવાર એક યા બીજી રીતે ઘટનાની જરૂરિયાત પર તે ભાર મૂકતા જ રહ્યા છે. એક મુલાકાત દરમિયાન પ્રશ્નનો જવાબ આપતાં તેમણે કહ્યું પણ છે, "પંદરેક વર્ષ પહેલાં વલસાડમાં ટૂંકી વાર્તા વિશે ચર્ચા થયેલી. જ્યોતીન્દ્ર, નગીનદાસ અને બીજાઓ પણ હતા. જ્યોતીન્દ્ર દવેએ આ વાતને બહુ હાસ્યાસ્પદ બનાવીને ઘટનાલોપની વાત કરી ત્યારથી આ શબ્દ પ્રચલિત થયો. મેં તો આ સંજ્ઞા પ્રયોજી નથી. હું તો ઘટનાનું તિરોધાન કહેતો હતો. હું તો કહું છું કે ઘટના હોઈ શકે જ નહિ એવો કોઈ નિયમ ન કરી શકાય."[૬]

આપણે જ્યારે વિશ્વની ઉત્તમ વાર્તાઓના પરિચયમાં આવીએ છીએ, એ વાર્તાઓમાં ઘટનાપ્રાચુર્ય જોઈએ છીએ ત્યારે આ ઘટનાલોપનો આખો ઊહાપોહ જ હાસ્યાસ્પદ લાગે છે. ઘટના સ્થૂળ છે કે સૂક્ષ્મ એ વિવાદનો પ્રશ્ન છે જ નહિ. કારણ ગમે તેવી સ્થૂળ ઘટનાને પણ એનો સર્જક અનિવાર્ય બનાવી શકે તો એ ઘટના વાર્તામાં નિર્વાહ્ય બને જ. જેણે એક પણ વિદેશી વાર્તા કે વિવેચન નહિ વાંચ્યાં હોય એવા પન્નાલાલ પટેલની વાર્તાઓમાં ક્યાંય ઘટનાનો ભાર નથી વર્તાતો. એની સામે વિદેશી વાર્તાઓનાં સતત સંપર્કમાં રહેલા ચુનીલાલ મડિયા રચનારીતિના કોઈ જાતના પ્રયોગ વગર, વર્ણ્યવસ્તુનું સીધેસીધું કથન જ આદરે છે. પરિણામે એમની વાર્તાઓ કોઈ કિસ્સા કે અહેવાલ જેવી બની જાય છે. જયન્તિ દલાલે કોઈ જાતના ઊહાપોહ વગર 'આભલાનો ટુકડો', 'જગમોહને

શું જોવું?' વાર્તામાં આંગળી મૂકીને બતાવી ન શકાય એ રીતે ઘટનાનું વિગલન કર્યું છે.

ઘટના વગર વાર્તા ન જ સંભવે એ કબૂલ, પણ ઘટના એ જ વાર્તા નથી એવું આપણી ઘણી ઘટનાના કાચા પિંડ જેવી રહી ગયેલી, કિસ્સા બની ગયેલી વાર્તાઓ સમજાવશે.

૧. 'ટૂંકી વાર્તા અને ગુજરાતી ટૂંકી વાર્તા' સંપાદક: જયંત કોઠારી, પૃ. ૪૫, ૪૮.

૨. એજન, પૃ. ૨૮૪.

૩. એજન, પૃ. ૧૦૦થી ૧૦૩.

૪. એજન, પૃ. ૨૮૫.

૫. 'આત્મનેપદી', સંપાદક: સુમન શાહ, પૃ. ૫૮.

૬. એજન, પૃ. ૬૧. 

## એક અનુભૂતિ / સુરજીત પાતર

આ તરફ ડૂબતો સૂર્ય છે, પેલી તરફ ખરતાં પાંદડાં; આ તરફ વિહ્વળ નદી છે, પેલી તરફ સૂની પગદંડી. મારી ચારે તરફ આ અરીસા શા માટે લટકાવી દીધા?

## કવિતાનો આસ્વાદ / ભગવતીકુમાર શર્મા

સાહિત્યનાં બધાં સર્જનાત્મક સ્વરૂપો સાથે આસ્વાદપ્રક્રિયા અવિનાભાવે સંલગ્ન હોવા છતાં જગતભરના સાહિત્યમાં કવિતાના આસ્વાદની પ્રક્રિયા, રીતિ તથા ઓજારો પરત્વે વધારેમાં વધારે વિચારણા થઈ છે તે કવિતાસ્વરૂપની વિશિષ્ટતા, મહત્તા તથા વિશેષ આસ્વાદક્ષમતાને સૂચવે છે. માત્ર વિચારણા નહિ, કાવ્યાસ્વાદના હજારો નમૂનાઓ પણ ઉપલબ્ધ છે. કાવ્યશાસ્ત્રીઓ અને કાવ્યરસિકોનું આ બૃહદ્ યોગદાન સહુ કોઈ કવિતાપ્રેમીને ન્યાલ કરી દે તેવું છે.

આસ્વાદ વિશેનો આવો મહદ વિશેષાધિકાર કવિતાને જ સાંપડ્યો છે. તેનાં કારણો શાં હોઈ શકે એ મુદ્દો વિચારવા જેવો છે. પ્રત્યેક સાહિત્યસ્વરૂપ અને તેના ઉપપ્રકારોની પોતપોતાની વિશેષતા તથા આસ્વાદ પરત્વેની લાક્ષણિકતાઓ હોવા છતાં કવિની અનુભૂતિની અભિવ્યક્તિ અને તેમાંથી નીપજતી રસનિષ્પત્તિની સૂક્ષ્મતા, ઊંડાણ, દર્શન, સંવિધાનકૌશલ, લય-છન્દનો વિનિયોગ, રસવાહિતા ઇત્યાદિ બાબતોમાં કવિતાસ્વરૂપની નિઃશંક કંઈક વશેકાઈ છે. મનુષ્યજાતિ માટે ગદ્ય એક સહજ અભિવ્યક્તિ છે, જ્યારે પદ્યાત્મક અભિવ્યક્તિ માટે તેને મથવું પડે છે. એ મથામણ પણ અતંત્ર નહિ, ચોક્કસ નીતિનિયમોને અનુસરે છે. જગતનાં ઘણાં મહાકાવ્યો અને બીજી મહાન રચનાઓ પદ્યાત્મક છે. સાહિત્યસર્જક પાસે ગદ્ય તો પછીથી આવ્યું. આથી પદ્યરચનાઓના આસ્વાદની પ્રક્રિયા વિશે સર્વત્ર ઘણું વિચારાયું છે. નવલકથા-વાર્તા જેવાં સાહિત્યસ્વરૂપો તો ઘણાં નવાગંતુક લેખાય. નવલકથાના આસ્વાદમાંથી સાહિત્યેતર રસાનુભૂતિ થવાનો પણ સંભવ છે. કવિતા

મનુષ્યહૃદયની વધારે નિકટ રહેલી છે તે નિ:શંક છે. કવિતા પ્રત્યેના મર્મજ્ઞોના આવા વાજબી અને સાધાર પક્ષપાતે એક તરફ કાવ્યાસ્વાદની અનેક ક્ષિતિજો ઉઘાડી આપી છે તો બીજી તરફ આપણા ગદ્યલેખકો ક્યારેક એવી ફરિયાદ પણ કરે છે કે વિવેચકો અને મર્મજ્ઞોએ કવિતાને જેટલાં લાડ લડાવ્યાં છે તેની તુલનામાં ગદ્યાત્મક સાહિત્યસ્વરૂપોની ઉપેક્ષા તથા અન્યાય કર્યાં છે. આ ફરિયાદમાં તથ્ય હોય તોપણ તેમાં વિજય કવિતાસ્વરૂપની વશેકાઈનો છે. પિંડમાં બ્રહ્માંડને અનુસ્યૂત કરવાની જે ક્ષમતા કવિતામાં છે તે અન્યત્ર ક્યાં મળવી ? જેનું ગજું આટલું મોટું તેને વધારે લાડ પામવાનો અધિકાર હોય જ. કવિતા દ્વિજોત્તમ સાહિત્યસ્વરૂપ છે અને તેમાંય દ્વિજોત્તમ કવિતાની તો વાત જ શી કરવી ? મનુષ્યજાતિને રસાનન્દની સાથે વીજળીના ઝબકાર જેવું દર્શન આપવાની તેની ક્ષમતા અદ્વિતીય છે. કાવ્યાનન્દને બ્રહ્માનંદસહોદર લેખવામાં આવ્યો છે તે નિરર્થક વાણીવિલાસ નથી. ઉત્તમ કાવ્યના ઉત્તમ આસ્વાદમાંથી આવો કાવ્યાનંદ મળી શકે. આવા કાવ્યાનંદની કાવ્યમર્મજ્ઞોને સદીઓથી એવી ઉત્કટ ખેવના રહી છે કે એ ખેવનાની ફલશ્રુતિરૂપે વિશ્વસાહિત્યમાં પોએટિક્સ, એસ્થેટિક્સ, રસવિચાર, અલંકારશાસ્ત્ર ઇત્યાદિનું એક વિરાટ અક્ષયપાત્ર પ્રાપ્ત થયેલું છે. પોએટિક્સ હોય કે રસવિચાર, અંતતોગત્વા તે કાવ્યપદાર્થને યથાશક્ય ઉત્તમ રીતે પામવા માટેનાં, કાવ્યાસ્વાદને બ્રહ્માનંદસહોદર કાવ્યાનંદની ચરમ પરિણતિએ પહોંચાડવા માટેનાં કાવ્યમર્મજ્ઞ વિદ્વાનોએ રચી આપેલાં અતિ ઉપકારક સાધનો જ છે. આ બધાં શાસ્ત્રોને કેવળ શુષ્ક અને દિમાગી કસરતજન્ય વિતંડાકેન્દ્રો તથા નિરર્થક પિષ્ટપેષણ સાધનો ન લેખતાં તેઓને પરમ કાવ્યાસ્વાદ માટેના અતિ ઉપકારક દિશાસંકેતો ગણવામાં ન્યાયબુદ્ધિ રહેલી છે. અલબત્ત, બીજા વિષયોનાં કેટલાંક શાસ્ત્રો અને શાસ્ત્રજ્ઞોના અભિગમ પરત્વે બન્યું છે તેમ કાવ્યશાસ્ત્રોના કેટલાક મલ્લિનાથી અભિગમને

પરિણામે પણ તેમાંથી નીરસતા, વિતંડા, હેતુભ્રષ્ટતા, જટિલતા વગેરે નીપજવાનો ભય છે જ અને કયારેક, કયાંક તેવું બન્યું છે પણ ખરું. તેનું મુખ્ય કારણ જ એ કે કાવ્યનો ખરેખરો મર્મ અતિશય તરલ તથા છટકણું તત્ત્વ છે. તેને માત્ર શાસ્ત્રીયતાના સાણસાથી, પાઠયપુસ્તકીય પરીક્ષાલક્ષી અભિગમથી, છંદકસરતના ગાણિતિક ઉકેલથી કે અખબારી કટારો ભરવાના ધંધાદારી તકાજાથી પામી ન શકાય. આવા અભિગમો અને ઉપક્રમો વિપરીત પરિણામો નિપજાવનારા જ નીવડે. જેમ કવિતાનું સર્જન કેવળ શાસ્ત્રજ્ઞાનને આધારે ન થઈ શકે તેમ કવિતાના આસ્વાદની વ્યાપક પ્રક્રિયામાં શાસ્ત્રજ્ઞાનનું સ્થાન એક મહત્ત્વના અંશ જેટલું હોઈ શકે. વસ્તુતઃ કવિતાને શાસ્ત્રની નહિ તેટલી શાસ્ત્રને કવિતાની ગરજ છે. સાચી કવિતા શાસ્ત્રને નથી ગાંઠતી. ઉત્તમ કવિતાઓમાંથી શાસ્ત્રો રચાયાં છે. તે જ રીતે કવિતાની રચના આસ્વાદપ્રક્રિયાની પરિચિત રીતિઓને અનુલક્ષીને થતી નથી. પહેલાં કવિતા, પછી આસ્વાદ. આસ્વાદપ્રક્રિયાએ કવિતાએ કવિતાએ સ્થિતિસ્થાપકતા કેળવતા રહી રમણીયતાની શોધ અને પ્રાપ્તિ માટે મથવાનું છે. આસ્વાદનો જે તરીકો એક કવિતાને લાગુ પડે તે બીજી કવિતાને ન પણ લાગુ પડે. પ્રત્યેક કવિતાના પોએટિક્સની જેમ તેની આસ્વાદ-કૂંચીઓ પણ અલગ સંભવે છે. શાસ્ત્રો કવિતાના આત્માને આલોકિત કરવામાં સહાયરૂપ થાય તો તેનો નિઃશંક આદર, પણ જો શાસ્ત્રો કાવ્યાત્માને ધૂંધળો બનાવી કાવ્યેતર ઝાડી-ઝાંખરાંમાં ભાવકને અટવાવે તો એવાં શાસ્ત્રોની ઉપેક્ષા કરવી પડે. કવિ અને કવિતા સાથેની આસ્વાદકની સહૃદયતા શાસ્ત્રોને ઠેકીને પોતાના લક્ષ્યસ્થાને પહોંચવા સમર્થ છે. કાવ્યાસ્વાદની યાત્રા એક પા આવી સહૃદયતા અને બીજી પા શાસ્ત્રજ્ઞાનની સાથોસાથ ચાલે છે. આ બે વાનાં પરસ્પરનાં પૂરક બને ત્યારે આસ્વાદ નીખરી ઊઠે છે. □

(સા. પ.ના સંમેલનમાં આસ્વાદ વિભાગના અધ્યક્ષપદેથી)

# સમાચાર

* કેન્દ્ર સરકારના ખોરાક ખાતાના રાજ્યપ્રધાન શ્રી કલ્પનાથ રાયે જણાવ્યું છે કે દેશમાં ઊભી થયેલી ખાંડની તંગી અને તેના ભાવવધારાને પહોંચી વળવા માટે કુલ્લે ૧૬.૪૦ લાખ ટન ખાંડ આયાત કરવાના સોદા થયા છે. તેમાંની ૪.૪૩ લાખ ટન ખાંડ બજારોમાં પહોંચી ગઈ છે, આવતારા મહિનામાં ખાંડની અછત વર્તાશે નહિ.

* મુંબઈ મહાનગરપાલિકાના સસ્પેન્ડ થયેલા ડેપ્યુટી કમિશનર ગોવિંદ રાઘો ખૈરનારને તેમની સલામતી માટે હાઈરિસ્ક સિક્યોરિટી કવચ પૂરું પાડવા કેન્દ્ર સરકારે મહારાષ્ટ્ર સરકારને જણાવ્યું છે. આખા દેશમાં ૬૫ વ્યક્તિઓને આ કવચ પૂરું પાડવામાં આવે છે.

* ગયા વર્ષે મુંબઈમાં એક સાથે સંખ્યાબંધ બૉમ્બ ધડાકાના આરોપીઓ સામેનો કેસ ટાડા ખાસ કોર્ટમાં શરૂ થઈ ગયો છે. આ કેસમાં ૧૮૯ આરોપીઓ છે, તેમાંના ૪૫ ફરાર થયેલા છે. કેસના કુલ ૩,૫૩૦ સાક્ષીઓ છે. ચાર્જશીટ દસ હજાર પાનાંનું છે.

* મુંબઈમાં ગયા વર્ષે થયેલા બૉમ્બ ધડાકાના ફરાર થયેલા આરોપીઓની ધરપકડ કરવા માટે આધારભૂત માહિતી આપનારાઓને કુલ્લે ૧.૪ કરોડ રૂપિયા વિદેશી ચલણમાં આપવાનું સી. બી. આઈ.એ જાહેર કર્યું છે.

* મલયાલમ ભાષાના જાણીતા લેખક મોહંમદ બશીરનું કોઝિકોડ ખાતે નિધન થયું છે.

* આફ્રિકાના રવાન્ડા દેશમાં ચાલતા ગૃહયુદ્ધમાં પાંચ લાખ માણસો માર્યા ગયા છે.

* બનારસ યુનિવર્સિટીમાં કરવામાં આવેલા પ્રયોગો પરથી એવું પુરવાર થયું છે કે લીમડાનાં તાજાં પાંદડાં ચાવવાથી માનસિક તાણ મટી જાય છે તેમ જ ગાઢ ઊંઘ આવે છે.

## છાંટા વહેંચવા / સંસ્કૃતિરાણી દેસાઈ

આકાશમાંથી પડતા વરસાદના છાંટા
એકાએક
હવામાં સ્થિર થઈ ગયા હોય
ત્યારે તે આવીને એક એક છાંટો ભરી દેતો ટોપલીમાં
હું છાંટાઓ વચ્ચેથી સંકોચાઈને જતી હોઉં
ત્યારે ઢોળી દેતો મારા પર.
મને ભીની થયેલી જોઈને ખુશ થઈ તાળીઓ પાડવા લાગતો.
તો ક્યારેક ટોપલી ભરીને છાંટા લઈ આવતો
ને ટિંગાડી દેતો હવાની ખીંટીઓ પર.
ક્યારેક છાંટાઓને ઉપર ઉછાળી તેમની જ નીચે
ઊભો રહી ભીનો થઈ જતો.
કોઈક વાર છાંટા વહેંચવાય નીકળી પડતો થેલો લઈ
જુઓ. . . .
આજેય પાછો ભીનો થઈ ઊભો છે મારી સામે
આ. . . આષાઢ.

## જીવ્યા ▣ ગઝલ / ભગવતીકુમાર શર્મા

કાગળ-પત્તરમાં જીવ્યા;
કાના-માત્તરમાં જીવ્યા.

બે–ત્રણ અક્ષરમાં જીવ્યા,
પણ સચરાચરમાં જીવ્યા.

પત્રોની રોજિંદી ખેપ;
શ્વેત કબૂતરમાં જીવ્યા.

પીપળડાળે સૂર્ય સમેત
ખર્યા તો ખરખરમાં જીવ્યા!

દેવ થવાનો મોહ તજ્યો;
અમે ન નશ્વરમાં જીવ્યા!

પામ્યા પરવાળાંની સોડ;
જળની ભીતરમાં જીવ્યા.

આંખ મળી અમને જળદ્રુપ;
માનસરોવરમાં જીવ્યા!

## અંતરપટમાં □ ગઝલ / ભગવતીકુમાર શર્મા

કાંઈ નથી અરગટ-પરગટમાં;
સકળ વસે કિન્તુ ઘટઘટમાં.

અંધકારમાં અભિસારિકા,
પણ દીવો ઝળહળ ઘૂંઘટમાં.

કાંઠે આંસુઓ ઝગમગ;
દીપ તણાતો ગંગાપટમાં.

નિર્મળ જળમાં વસે નિરંજન;
કાદવ કમ્મરપૂર કપટમાં.

ફૂલ વિના પણ ભમરો ગુંજે
વીખરાયેલી સુરભિત લટમાં.

ક્યાં વૃન્દાવન? કહે દ્વારકા?
મોરપિચ્છ પણ નથી મુગટમાં.

આકાશ ફૂલ ને કિરણો વચ્ચે;
ઝીણું આકળ અંતરપટમાં.

## કયા સંબંધે ? / શરીફા વીજળીવાળા

આવડા અમથા આયખામાં અથડાતાં–કુટાતાં અહીં લગી પહોંચીને પાછળ નજર નાખું છું તો કોક કોક પ્રસંગ ને કોક કોક વ્યક્તિ છાતીએ જડાઈ ગયેલ લાગે છે. લાખ વાનાં કરું તોય એ ભુલાય કે ભુસાય એમ નથી. બધી વાતુ માંડું તો પાર આવે એમ નથી. પણ આજ આ ત્રમઝટ વરસતો મે' વચાળનાં વરસો તાણી ગયો છે. ને મારી આંખ સામે તગતગે છે આવો જ ગાંડો વરસાદ...

૧૯૭૬નું એ વરસ. જૂન મહિનાની ૬ઠ્ઠી તારીખ. આભમાં જાણે કાંકું પડી ગયું હોય એમ બે દા'ડાથી સૂપડાધારે વરસાદ ત્રાટકતો'તો. બસ્સો કિ.મી.ની ઝડપે ફૂંકાતા પવનના સુસવાટા, કાળુંડિબાંઝ અંધારું ને મે' કયે કે મારું કામ. લાઇટ તો આમેય ઘરે નો'તી. ને દીવો તો આ પવનમાં શેં ટકે? એક ખૂણામાં માંડ કરીને એક ફાનસને ટમટમતું સાચવેલું. ને અમે બધાં ઘરના એક કોરા રહી ગયેલા ખૂણામાં સરપ સૂંઘી ગયો હોય એવાં થઈ ચારે પા આંખ્યું ખેંચતાં બેઠાં'તાં. ઘર પર પતરાં એટલે ત્રમઝટ વરસતો વરસાદ નગારા પર આડેધડ પડતી દાંડી જેવો લાગતો'તો. ઓસરીનાં પતરાનાં કમાડ તો પે'લો જ પવન તાણી ગયેલો. અમને સૌથી મોટી બીક, પતરાં ઊડી ન જાય એ માટે ઘર પર ગોઠવેલા ૧૫–૨૦ મણ પા'ણાની લાગે. બા'રા નીકળ્યું નો થાય. એકાદ પતરું કે પા'ણો ખાબકે તો ? –એ ધાસ્તીમાં સૌ ડાચાં વકાસી બેસી રહેલાં.

ઓસરી-રસોડામાં તો પગ નો મંડાય એવું કિચકાણ થયું'તું. આમેય બે દા'ડાથી ત્રાટકતા મે'એ રસોડામાં જવાની જરૂરેય નો'તી રાખી. બાએ ઘરની જાહોજલાલીના એકમાત્ર નમૂના જેવા, પંદર પિન માર્યા પછી થતા ખડભડિયા પ્રાઇમસ પર ઘરમાં હતાં એટલાં બધાંય ચોખા, બટેટાં નાખી બાફી નાખ્યાં. પાણી નથી એવી ખબર પડયા પછી રણમાં જેમ ગળે કાચકી બાઝવા માંડે એવું જ કંઈક અમારું પણ થયું હશે! બા બિચારી બાઘા જેવી જોઈ રહી ને અમે બધા ભાત ઉલાળી ગયાં. સાંકડમૂકડ સૂઈને રાત કાઢી. સૂરજ તો ત્રણ દા'ડાથી સંતાઈ ગયો'તો ને તોય કાળમુખી સવાર પડતી'તી!

ઊઠતાંવેંત, દિવસના ઝાંખા અજવાળે અમે ઓતરાદી ભીંતને ધીરે ધીરે ગળતી તાકી રહ્યાં. બા-બાપુ ને દાદીએ હાથે ચણેલા આ ઘરે વીસ વીસ વરસ દગો નો'તો દીધો. એટલે બધાંને કાળજે ધરપત કે આ વખતે પણ ઝીંક ઝીલી લેશે. સાંજના પાંચેક થયા ત્યાં તો રાત જેવું અંધારું થઈ ગયું. પવન ને વરસાદનાં જોર ઘટવાને બદલે વધતાં જતાં'તાં. હજી તો રુંઝયું વળવાનું ટાણું થયું કે ભીંતે મસ મોટા ગારાના પિંડા પાડવા શરૂ કર્યા. દર મિનિટે આ પિંડાનું કદ ને ઝડપ વધવા લાગ્યાં. ઓતરાદી કોરનાં પતરાંને નમતાં જોઈ બાની અત્યાર લગી બાંધી રાખેલી હિંમત છૂટી પડી. હવે આજની રાત અહીં કાઢીએ તો આ ઘર જ કબર થાય એવી સૌને ખાતરી થઈ. ને સૌ ઊઠયાં. બધાં (૧૦ જણાં) એકબીજાના હાથના આંકડા ભીડીને બા'રાં તો નીકળ્યાં પણ સાથળ સુધીનાં પાણી, પાંચીકાની જેમ માથે મોઢે વીંઝાતો વરસાદ અને ઘૂમરી લેતો પવન ડગલું માંડવા નો'તો દેતો. પાછાં ને પાછાં ધકેલાતાં હતાં ને તોય પાછાં જવાય એવું તો હતું નહિ. બા'રાં તો નીકળ્યાં પણ જાવું કયાં? ગામની નિશાળ તો ઘણી છેટી પડી જાય. એટલું ચાલવાની કોઈમાં હામ નો'તી. ગામ આખું નોકરિયાત ને દવાખાનાનાં ઘર બધાં ખોબા જેવડાં. એમાં અમારી જંગી જમાતનો સમાવેશ કયાં

થાય? તોય નસીબ પાધરાં કે ગામના બેચાર પરગજુઓ કોથળા ઓઢી અમારા હાલહવાલ જોવા નીકળેલા. એટલે અમને એક ઘરે દોરી ગયા. આ ઘરનાં બધાં, બાજુવાળાને ચાવી સોંપી સગામાં ગયેલાં. પાણી તો ઈ ઘરમાંય એટલું જ ભરાયું'તું. પણ લાદી હતી એટલે ગારો કે કિચકાણ નો'તાં થયાં. એક કોરા ખૂણામાં બધાં ખડકાયાં ને આજુબાજુવાળાં એક પછી એક આવીને ખબર પૂછી ગયાં.

સવારથી ગળતી ભીંતે અમારાં બધાંનું ધ્યાન આખો દા'ડો એક જ બાજુ દોરી રાખેલું. હવે અમને યાદ આવ્યું કે ગઈ કાલે રાતે ભાત ખાધા એ પછી આપણે ભીંત જ જોયે રાખી છે. ઘર બ્રાહ્મણનું હતું એટલે ક્યાંય, કોઈ ચીજને અડવાની અમને છૂટ ન જ હોય!! ને અમે ભાઈબહેનોએ એકબીજાનાં મોઢાં તાકવાને બદલે વાતું કરી ખિખિયાટા કરવાના શરૂ કર્યા. પણ જરા જરા વારે ટાઢોબોળ પવન ધ્રુજાવી જતો'તો ને અમે ગૂંચળાં વળી ચૂપ થઈ જતાં'તાં. સાવ નાનાં તો હતાં નહિ. વળી સંજોગોએ આમેય અમને વખત પે'લાં જ મોટાં કરી દીધેલાં. સાવ નાની ઉંમરે ફૂટી ગયેલી અમારી ડા'પણની દાઢોએ અમને એટલું શિખવાડી દીધેલું કે ક્યારેય કાંઈ માગવું નહિ. હોય તો મળે જ. બાની આંખ નીતરતી ન હોત તોયે અમે ખાવાનું નો'તાં જ માગવાનાં. પણ નખ્ખોદ જાય નીતર્યાં પાણી જેવાં અમારાં ડાચાંનું જે ઠેકીઠેકીને કહી દેતાં-'તાં કે પેટમાં કાંઈ પાડ્યા વિના લાખ પગ પેટમાં ખોસીએ તોય નીંદર છેટી જ રે'વાની. ગમે એવા કાઠા સમયમાં પણ કોઈ દા'ડે અમે ટંક ચૂક્યાં હોઈએ એવું મને યાદ નથી એટલે આવી લાંઘણની સુદ્દલ આદત નહિ. વાતોય પછી તો કેટલીક થાય? અમારી બધી વાતો જઈ જઈને ખાવાની વાત પર જ અટકતી'તી.

ઝાંખા અજવાળામાં આંખો ખેંચી ખેંચીને એકમેકનાં મોઢાં તાકતાં અમે બેઠાં'તાં ત્યાં જ આ જ લાઇનમાં ત્રીજા ઘરે હજુ

નવાંસવાં આવેલાં સવિતામાશી એની ટિટિયા જેવી છોડીને કાંખમાં નાખી માલીપા આવ્યાં. 'કાં બહેન કેમ છો ?' ટહુકીને બેઠાં ઘડીક. "માડી, કાળા કેરપને વરસાદ. બાપજન્મારેય આવે મેં નથી ભાળ્યો." એવો કકળાટ કરતાં જાય ને અમારાં મોઢાં ઉકેલતાં જાય. સડપ દેતાંકને ઊભાં થાતાં "બે'ન, આને રાખોને ઘડીક. રાંડ મોઢામાં જીભ નથી ખોસતી. માથું પકવી દીધું છે વા'લામૂઈએ..." કહેતાંક; સળપાંખડી જેવી છોડીને બેસાડી વાજોવાજ કોથળાની કુશલી ઓઢી નીકળી ગયાં બા'રાં. કલાક-સવા કલાકે પાછાં આવ્યાં ત્યારે હાથમાં ૧૫-૨૦ થાળી જેવડી જ ભાખરીઓ ભરેલી થાળી હતી ને એમની દીકરી મધુના હાથમાં ઉતાવળે ઉકાળેલું સેવ-કુંગળીનું શાક હતું. કાંઈ બોલ્યા વગર થાળી ને તપેલું બધાં વચ્ચે મૂકતાંક, છોકરીને તેડીને નીકળી ગયાં બા'રાં. અમારી બધાની એકસાથે ઊભરાઈ આવેલી આંખોને નીતરતી જોવા ઊભાં ન રહ્યાં. ઘડીક તો કોઈને આંખ લૂછવાનું ભાનેય નો'તું ત્યાં ખાવાની ખબર તો રહે જ શાની ?

આજેય ત્રાટકતા વરસાદમાં મને એ ભાખરી-શાકનો સ્વાદ દાઢની સાથે કાળજે પણ સળકે છે. કયા સંબંધે એ બાઈએ અમને ખવડાવ્યું હશે ? એનો જવાબ તો આજેય મને નથી મળ્યો. □

## સાભાર સ્વીકાર

**પારદર્શક** : ગઝલસંગ્રહ : નઝીર ભાતરી, પ્ર. હલક પ્રકાશન, ૧૨, ઇન્દ્રપ્રસ્થ, ફ્લાય ઓવરબ્રિજ, અંધેરી (પૂર્વ), મુંબઈ-૪૦૦૦૬૯, મૂલ્ય ૨૫ રૂપિયા.

**તલબ** : ગઝલસંગ્રહ : દીપક બારડોલીકર, પ્રાપ્તિસ્થાન ડૉ. રશીદ મીર, ૧૫૫ સબીના પાર્ક, જે.પી. નગર પાસે, આજવા રોડ, વડોદરા-૩૯૦ ૦૧૯, મૂલ્ય ૪૦ રૂપિયા.

બબડૂ / પુ. લ. દેશપાંડે, અનુ. બાલમુકુન્દ પ્ર. પરીખ

વરસાદની છાંટ ચાલુ હતી. હાથમાંની થેલી, ધોતિયું, ક્ષણે ક્ષણે ચપક ચપક કરીને કાદવ સાથે પ્રેમાલાપ કરનારી ચંપલ અને દાંડીના ઉપરના ભાગના તારના ઘોડામાંથી દર ત્રણ મિનિટે ફટક દઈને બંધ થઈ જતી છત્રી, આ બધું સાચવતો સાચવતો હું રસ્તો કાપતો હતો. ખૂબ નજીકથી પસાર થતી મોટરો ધોતિયા ઉપર ચંપલોએ કાઢેલા કાદવના નકશીકામ ઉપર સ્પ્રે-પેઇન્ટિંગ કરતી હતી. થેલીમાં ખાંડ હતી એટલે, જીવ જાય કે રહે પણ ખાંડ ન ભીંજાય એવા પ્રયત્નમાં પ્રાણ કંઠે આવ્યા હતા. ઘર હજી પૂરા ત્રણ ફર્લાંગ ઉપર હતું. ત્રણ મિનિટ થઈ હશે, કારણ કે તારના ઘોડા ઉપરથી નીકળીને છત્રી ફરી એક વાર 'જૈસે થે' થઈ અને સંકટ સોબત લઈને જ આવે તે નિયમાનુસાર બરાબર એ જ વખતે તે વળાંક ઉપર એક ભલી મોટી મોટરગાડી પણ આવી.

જીવ, ધોતિયું અને ખાંડ આ ત્રણમાંથી શું બચાવવું એવી ત્રિધા મનઃસ્થિતિમાં સપડાયો. આવે વખતે જે થશે તે જોયું જશે એમ સમજીને સ્વસ્થ ઊભો રહ્યો. બંધ છત્રી એમ જ પકડીને ઊભો રહ્યો અને ખ્યાલ આવ્યો કે લાગતું હતું એટલા જોરથી વરસાદ પડતો નહોતો. ખાંડની થેલી કોટની અંદર મૂકી હોત તો ચાલી ગયું હોત. વળાંક ઉપર આવવાને લીધે મોટરનો વેગ ધીમો પડ્યો હતો. મોટર ભળતી જ મોટી અને ભભકાદાર હતી. રસ્તા અને બંને કાંઠે વહેતી ગટર વચ્ચે માંડ માંડ બે ફૂટની જગા હતી.

મોટર ડ્રાઇવરે વળાંક લીધો અને બાજુમાં કેટલી જગા છે તે જોવા માથું બહાર કાઢ્યું. મેં પણ "જવા દો, જવા દો, છે જગા" કહીને મારું સારાપણું બતાવ્યું.

આ એક મારા પોતાના સદ્‌ગુણીપણાનો ભાગ છે. કોઈ ગાડી પાછી વાળતું હોય તો હું જાતે થઈને તેમને "આવવા દો, આવવા દો; બડડસ!" એમ કહું છું. અપેક્ષા કંઈ જ નહિ. ટેવ! વીસ-પચીસ વર્ષનો થયો તે પહેલાં ખાનગી મોટરમાં બેસવાનો પ્રસંગ ભાગ્યે જ આવ્યો હતો. એકાદ મોટરવાળો ગામમાં રસ્તો ભૂલી ગયો હોય તો તેને ઘર દેખાડવાની તત્પરતા બતાવવા પાછળ એટલા પૂરતું મોટરમાં બેસવાનું મળે એ જ સુપ્ત હેતુ! એક વાર એને ઇષ્ટ સ્થળે મૂકી આવ્યા કે પાછા ટાંટિયાતોડ કરીને આપણે પોતાને ઘેર!

આ મોટરવાળાએ માથું બહાર કાઢ્યું. હું મારું "જવા દો, જવા દો" કરતો હતો. તેણે ગાડી ઊભી રાખી અને બારણું ઉઘાડીને તે સીધો બહાર જ આવ્યો. મારા કરતાં એક વેંત ઊંચો! આંખો ઉપર વરસાદમાં પણ તડકાનાં કાળાં ચશ્માં પહેરી રાખેલાં. શરીર ઉપર ફૂલફૂલવાળું બુશશર્ટ અને નીચે કોર્ડનું મખમલી વાદળી પેન્ટ. બારણું ઉઘાડીને તે સીધો આગળ આવ્યો અને તે બે અઢી ફૂટની જગામાં મારી સામે આવીને ઊભો રહ્યો. મારી સામે ધારીને એકીટશે જોવા માંડયો.

મને ખરેખર જ કંઈ સમજાતું ન હતું. અજગરની જેમ જોવા વિશે મેં વાંચ્યું છે. પણ મેં પોતે કદી કોઈની સામે અજગરની જેમ જોયું હોય તેમ મને સાંભરતું નથી. પણ તે દિવસે તે ગૃહસ્થની સામે હું જે રીતે જોતો રહ્યો હતો તેને જ અજગરની જેમ જોવાનું કહેતા હશે એવો વિચાર તે ક્ષણે મારા મનમાં ચમકી ગયાનું અત્યારે પણ મને સાંભરી આવે છે. આ વિચાર મનમાં આવવાથી તો હું વધારે જ અજગરની જેમ જોવા માંડયો. તે

ગૃહસ્થના ચહેરા ઉપર સ્મિતની એક રેખા ઊપસી આવી. હોઠ ઉપરની કાતરેલી મૂછોની એક બાજુ ઉપર ગઈ. તેણે આંખો ઉપરથી કાળાં ચશ્માં કાઢયાં અને તેની એ તગતગતી આંખો જોઈ કે તરત જ મારા મગજમાં પ્રકાશ પડ્યો.

"બબડૂ!"

"હે સ્સાલા —" મારા ખભા ઉપર જોરથી હાથ મૂકતાં બબડૂ બોલ્યો. "મને એમ કે સ્કાલર લોક ભૂલી ગયા."

"વાહ! કેમ ભુલાય —" ઊંઘમાં બબડતો હોઉં તેમ હું બોલ્યો.

"પણ મને માત્ર સાલા તારી ઓળખ પડતાં જરા ટાઇમ લાગ્યો. પણ તું બોલ્યો 'જવા દો, જવા દો —' ત્યારે એકદમ સાલું થયું કે અવાજની ષ્ટાઇલ જોણીતી સે. થયું, જોઉં તો સ્કાલર લોકને ઓળખ પડે સે કે નીં."

"એટલે આ બબડૂ જ!" નાટકના પાત્રની જેમ મેં ધીમેથી સ્વગત કહી નાખ્યું. "ગાડી ભભકાદાર છે હોં! કોની?"

"આપણી જ!" ગાડીને એંટથી જોતાં બબડૂએ કહ્યું.

"એટલે તારી પોતાની?"

"હાં! બે સે. એક જૂનું મોડલ સે — ફાટીંએટ્ની ફોર્ડ સે! ડબ્બો; પણ સાલી લકી ગાડી સે! રાખી મૂકી સે એમ જ. આ પ્યાકાડ સે."

"વાહ! પેકાર્ડ એટલે કંઈ પૂછવાનું જ નહિ."

મને ફક્ત ઉચ્ચાર જ બરાબર આવડતો હતો. બબડૂને ગાડીનું નામ બરાબર બોલતાં આવડતું ન હતું પણ વાપરતાં આવડતું હતું. બબડૂની માલિકીની બે બે ગાડીઓ! હું તો મૂંઝાઈ જ ગયો. કારણ કે મેટ્રિકના બે વર્ષ પહેલાં બબડૂએ શાળા છોડી હતી. તે પછી એકાદ વર્ષમાં કોઈ મારવાડીના ઘરમાં દરોડો પાડવા માટે તેને પકડીને પાંચ વર્ષની સજા ફટકારવામાં આવી હતી.

એમ તો બબ્બડૂ વર્ગમાં અતિશય લોકપ્રિય હતો અને ક્રિકેટ ખૂબ સરસ રમતો. ગામની ગુંડા વસ્તીમાં રહેતો. પણ શાળામાં અભ્યાસની વાત જવા દઈએ તો વર્તણૂક ઉત્તમ! વર્ગમાં છેલ્લા બાંકડા ઉપર બેસીને ઘસઘસાટ ઊંઘતો. માસ્તરો પણ ખાસ તેની આડે આવતા ન હતા.

અમારા વર્ગની એક છોકરીની એક મવાલીએ મશ્કરી કરી હતી, ત્યારે ધડ દઈને દફતર ફેંકીને એણે તે મવાલીની કાનપટ્ટી ઉપર ફટકારીને એક જ ક્ષણમાં તેની જ સાઇકલ નીચે દાબીને તેનું કચુંબર કર્યું હતું. "સાલ્યા, આપણા કલાસમાંની છોકરી આપણી બૂન કહેવાય. સાલા અમારી બૂન સાથે ટાયલી કરે છે સાલા —" માત્ર વચમાંની છુટ્ટી વખતે ધીમેથી ક્યાંક જઈને સિગારેટ પી આવતો.

એને ઘેર કોણ કોણ હતું એ જાણવાનો કોઈ રસ્તો ન હતો. કારણ જે વસ્તીમાં તે રહેતો હતો ત્યાં પગ મૂકવાનું પણ અમારું ગજું ન હતું. પ્રગતિપત્રકમાં જાતે જ વાલીની સહી કરતો. "અમારો પાલક સાલો દારૂ પીને પડ્યો હોય છે આખો ટાઇમ" એમ ઉપરથી અમને કહેતો. આડે દિવસે હોમવર્ક વગેરે ન કરી લાવનારા છોકરાઓની છાલ ઉખાડનારા અમારા શિક્ષક તેને એક અક્ષર પણ કહેતા ન હતા. તેની અને કસરત માસ્તરની ફક્ત દોસ્તી હતી.

એક વાર ડ્રોઇંગ માસ્તરે તેને ધમકાવવાનો પ્રયત્ન કર્યો હતો. તેમની સામે જ ડ્રોઇંગ કાઢવાનો કાગળ ફાડી નાખીને તે વર્ગમાંથી નીકળી ગયો હતો. તે ફરી ડ્રોઇંગના વર્ગમાં કદી ગયો નહિ. અમે ડ્રોઇંગના વર્ગમાં જવા નીકળીએ કે ડેસ્ક ઉપર માથું મૂકીને બબ્બડૂ ઊંઘવા માંડતો.

ક્રિકેટ ટીમનો તે કૅપ્ટન હોવાથી વર્ગના છોકરાઓનું તેને સંપૂર્ણ સંરક્ષણ મળતું. શાળાની ટીમમાં ક્રિકેટના બૂટ, ફ્લૅનેલ્સ

અને સિલ્કનું શર્ટ પહેરીને રમનારો તે જ એક ભેરૂ હતો. બાકીનાનાં પેન્ટ એટલે ગોઠણ નીચે ઇસ્ત્રીવાળાં. અમારા કારકુનોના છોકરાઓના બીકણ મેળાવડામાં બબ્દૂનો દેખાવ એટલે ઘેટાંના ટોળામાં શિકારી કૂતરા જેવો. સ્પોર્ટ્સ ડેના દિવસે એનો રુઆબ વધારેમાં વધારે! અનેક કપ્સ, શીલ્ડ્ઝ વગેરે હાથમાં લઈને સ્ટેજ ઉપર ચડતા ઊતરતા બબ્દૂની અમને સહેજે અદેખાઈ આવે! પણ તે માત્ર આ ઇનામો અત્યંત અલિપ્તભાવે સ્વીકારતો.

એક વાર મેં તેની પાસેથી મેડલ જોવા માગ્યો. ત્યારે તેણે 'તું જ લઈ જા' કહીને મને તે આપી જ દીધો. હજી સાંભરે છે મને તે પ્રસંગ. મેં તેને કહ્યું હતું—

"બબ્દૂ, અરે ઘેર માબાપને દેખાડ!"

"અરે છોડ! અમારાં માબાપ કંઈ તમારાં માબાપ જેવાં છે — કંડમ સાલે!"

હું ધ્રૂજી ઊઠ્યો હતો. અમને પણ અમારાં માબાપ ઉપર કોઈ વાર વાર ગુસ્સો આવતો હતો. પણ પોતાનાં માબાપને 'કંડમ સાલે' કહેવાની ધીરજ ન હતી, હિંમત પણ ન હતી.

બબ્દૂની સામે હું ઊભો હતો. બબ્દૂ પોતાની 'પ્યાકાડ' સામે એંટથી જોતો હતો. અને મારી આંખો સામે શાળામાં હતો તેવો બબ્દૂ ઊભો હતો. હજી પણ તેની આંખો તેવી જ હતી. મારી આંખે ચશ્માં આવ્યાં હતાં. વર્ષે વર્ષે નંબર વધતા જ જતા હતા. માથા ઉપરના અરધાથી વધારે વાળ પાકી ગયા હતા. બબ્દૂના વાળનાં જુલફાં શાળામાં હતાં તેવાં જ હતાં. દાંત માત્ર ગંદા દેખાતા હતા. પણ તેમાંનો એક સોને મઢેલો હતો.

"ચલ, બેસી જા — " ગાડીનું બારણું ખોલતાં બબ્દૂએ કહ્યું.

"અરે ના રે! શા માટે? અહીં જ જવું છે ને."

"અરે, ખબર સે મને. તારું ઘર સાધું હું ભૂલ્યો નથી. તારી

બાએ એક વાર મગજનો લાડુ આપ્યો હતો — મદર સે કે તારી ?"

"છે !"

"સાલા ખૂબ વરહ થયાં —" બબડૂ એકદમ જ ક્યાંક ખૂબ ઊંડે જોતો હોય તેમ રસ્તા ઉપર જોવા માંડચો.

ખરું કહું તો શાળામાં હતો ત્યારે બબડૂ આટલી ખરાબ ભાષા બોલતો ન હતો. પાંચ વર્ષના જેલવાસ દરમ્યાન તેની ભાષા બદલાઈ હશે. અત્યારે સારી અને જુદી જુદી બધી જ જાતની ખરાબ ભાષાની અજબ જેવી ભેળસેળ વાપરતો. એણે મારી છત્રી ખેંચી અને મને ગાડીમાં લગભગ ધકેલ્યો જ. આટલી મોટી ગાડી મારા બારણે આવીને ઊભી રહે તેવો આ પહેલો જ પ્રસંગ. એટલે એ ગાડીની ચારે બાજુ ડઝનેક ટાબરિયાં એકઠાં થયાં. મારી બા તો ખરેખર ગભરાઈ જ ગઈ. અકસ્માત્ થયો હોય તો ઈજા પામેલાને મોટરવાળા પોતાની ગાડીમાં ઘાલીને ઘેર પહોંચાડે છે એટલું જ એ માવડીને ખબર.

"આવ." મેં બબડૂનું સ્વાગત કર્યું.

"બસ્ — સ્કૂલમાં હતો ત્યારે હતું તેવું જ સે તારું ઘર.. તારા ફાધર ડાઇડ થયા ને ?" સભ્ય માણસના ઘરમાં આવ્યો હોવાથી બબડૂ પોતાના બર કરતાં વધારે સારા શબ્દ વાપરવા માંડચો હતો.

"બા, આને ઓળખ્યો કે ?"

"જોયો હોય તેવું લાગે છે —"

"અરે આ બબડૂ — મારા વર્ગમાં હતો તે."

આટલું કહ્યું તેમાં મારી બાએ આટલું બધું ચમકવાનું કંઈ કારણ ન હતું. તેનું ચમકવું બબડૂના ધ્યાનમાં નહિ આવ્યું હોય. ભીંત ઉપરનો મારો બી.એ. થયો ત્યારનો કોન્વોકેશનનો ઝભ્ભો

પહેરીને પડાવેલો ફોટો તે જોતો હતો. એટલામાં મારી બાએ હાથ-કડીની નિશાની કરીને જેલમાં ગયો હતો તે જ ને, એમ પૂછી લીધું. મેં તરત જ માથું હલાવીને "હા" કહી નાખી અને વિષય બદલવા માટે કહ્યું, "અરે, તને શું કહું? તેં એને મગજનો લાડુ આપ્યો હતો તે હજી તેને સાંભરે છે."

"અરે ભગવાન! કાલે જ પૂરા થયા લાડુ. ઊભો રહે, જોઉં છું."

"રહેવા દો બા સાહેબ ફરીથી આવીશ. પણ તમારે આવવાનું જ સે ઘેર —"

"ક્યાં રહે છે?" મારી બાએ હેતથી પૂછ્યું. મગજના લાડુની યાદને લીધે મૂઓ જેલમાં ગયો પણ માણસાઈ ભૂલ્યો નથી એવો અભિપ્રાય તેના મનમાં ચમકી ગયો હશે.

"બોરીવલીમાં નાનો સરખો બંગલો બાંધ્યો સે!"

"એમ કે? લગનબગન કર્યાં કે નહિ?"

"હટ!"

"કેમ રે?"

"અરે, અમારા જેવાને કોણ છોકરી આપે? અમે કાંઈ આના જેવા સ્કાલર લોક થોડા જ સીએ —" શાળામાં હતા ત્યારથી બબડૂ મને 'સ્કાલર લોક' એમ જ કહેતો.

અમે પણ શાળામાં ઓછા તોફાની નહોતા. પણ અમારી બહાદુરી પુસ્તકિયા! પ્રત્યેક માસ્તર ઉપર બે બે લીટીની રમૂજી કવિતા લખવી, ચાંપેલું હસ્તલિખિત માસિક કાઢવું, રોજ પાટિયા ઉપર પ્રસિદ્ધ સમાચારની વિડંબના કરીને લખવી — આ ધંધા! અમારા વર્ગની મંદા તામ્હણેની મવાલીએ છેડતી કરી ત્યારે અમે દોડ્યા નહોતા! દોડ્યો હતો બબડૂ! એક વાર બબડૂએ તેને આડો પાડ્યો પછી તે મવાલીની સાઇકલમાંથી હવા કાઢવી, તેના શરીર ઉપર શાહી રેડવી, એ પરાક્રમો અમે કર્યાં. બીજા દિવસે વર્ગ

તરફથી બબડૂને અભિનંદન આપવાનો સમારંભ ગોઠવીને તેમાં ભાષણ કર્યું. આ બધાં કૃત્યો કરનાર તે સ્કૉલર લોક એવી બબડૂની વ્યાખ્યા હતી. મારા બારણા બહાર બબડૂની પેકાર્ડ ઊભી હતી અને ફાટકની અંદર મારા ભાઈની રંગની પતરીઓ ઊડી ગયેલી સાઇકલ હતી.

"આ જો; સ્કાલર વગેરે રહેવા દે. પણ તેં સારું ઘર બાંધ્યું છે એમ કહે છે — મોટર છે, આટલી મોટી બસ જેટલી —" મારી બાને હજી બસ આ મોટામાં મોટી મોટર એમ જ લાગતું હતું! "અને ઘરમાં લક્ષ્મી નહિ એ વળી કેવું?"

બબડૂએ કાંઈ બોલ્યા વિના ખિસ્સામાંથી સિગારેટ કેસ કાઢ્યું અને મારી સામે ધર્યું. બાની સામે જોઈને "બાની આગળ નહિ" એમ તેને નિશાની કરી. તેણે પણ પેટી બંધ કરીને ખિસ્સામાં નાખી.

"તું પી ને, મારે નથી પીવી."

"અરે, ના એમાં શું થયું — આપણે હજી કોઈ પણ વાતમાં ફસાયા નથી."

"ચા લઈશ ને?"

"કેમ?"

"કેમ એટલે — આવ્યો છે આટલાં વર્ષે, ચા પીધા વિના તને કેમ જવા દઈશ? આટલો મોટો મોટરવાળો તું — અમારા ઘેર શાનો આવે?"

"મને થયું, આ સ્કાલર લોક અમારી ઓળખ બતાવે સે કે નીં કોણ જોણે!"

"વાહ! મેં તો તરત જ ઓળખી કાઢ્યો તને."

"અરે, એમ નીં. ગમે તેમ તોય અમે સાલા બદનામ લોક." બબડૂ આ વિષય ઉપર આવે તે મને ગમતું નહોતું.

"છટ્! બદનામ થયા તેથી શું થયું —"

"અરે, જો, મેં પાંચ વરહ જેલમાં કાઢ્યાં. એ વાતની આખી દુનિયાને જાણ સે. છુપાવવામાં શું હુશારી સે?"

"જવા દે ને. ભૂલ કયા માણસથી થતી નથી?"

"પણ સ્કાલર, આવું બધાનું જ માનવું થોડું હોય સે — કેમ?" બબડૂનું 'સ્કાલર' સંબોધન મારાથી સાંભળ્યું જતું નહોતું. મારા શાળાના સ્કૉલરપણાનું કૉલેજનાં ચાર વર્ષમાં તો ઉઠમણું થઈ ગયું હતું. "તારું પાટિયું વાંચ્યું બ્હાર — બી.એ.! સાલું અભિમાન થયું અમને. આપણા ક્લાસમાંનો સ્કાલર બી.એ. થયો."

"અરે, શો ઉપયોગ છે બી.એ. થઈને? મળતા પગારમાં મહિનો પૂરો કરતાં કરતાં તો નાકે દમ આવી જાય છે." મારા મગજમાં ખાંડનું ભીંજાયેલું પડીકું ચમકી ગયું.

"તે તો સાલો લકનો ભાગ સે. બાકી પૈસા તો સાલી રંડી પણ કમાય સે." સાલી પછીનો ભાગ અવાજ ખૂબ ધીમો કરીને બબડૂ બોલ્યો. સભ્ય માણસના ઘરમાં બીજા એકાદ કલાકમાં તો તે ખૂબ જ ગૂંગળાઈ જાત.

"હું કાંઈ પૈસા બૈસા નથી કમાયો પણ તને કહું સું, હરામની એક દમડી પણ લીધી નથી. જેનો સાલો જે ભાગ હશે તે તેને પહોંચાડયો. સૌ સૌના નસીબનું ખાય સે — શું સમજ્યો? ઠીક, સાલું આપણે કોઈનું કાંઈ ભલું કર્યું હશે તો તે ઈશ્વર જોઈ લેસે." આંગળી ઉપરની સાંઈબાબાની વીંટી આંખે અડાડતાં તેણે કહ્યું. આમ કરવાથી શું થાય છે, તે તો કોણ જાણે. પણ આગળની બધી વાતો કરતાં કરતાં તે વારંવાર વીંટી આંખે અડાડતો હતો.

"હવે તને કહું સું. સાલો હું જેલમાં ગયો — દુનિયા જાણે સે! પાંચ વરહ ગયો. સાલું ખરું તો ફાંશીએ ચઢવાનું હતું પણ ઈશ્વર જોતા હતા, બાબા જોતા હતા —" ફરીથી વીંટી આંખે અડાડી. "તું હસીશ. પણ અમે કાંઈ તમારી જેમ આટલી બધી ચોપડીઓ વાંચી નથી." મારા પુસ્તકોથી ભરેલાં કબાટ ઉપર એક

આદરયુક્ત નજર નાખીને બબડૂ બોલવા માંડયો. "તને ખબર સે — સાલું આપણું અને બુઢ્ઢાનું કદી જોગ્યું નીં! અરે; ઘોસાળકર સે કે ડાઇડ થયા રે?"

"ગયા વર્ષે ગયા!"

"ચૂ! સાલા ફસ્ટક્લાસ માસ્તર હતા. ઇંગ્લિશ શું ફાઇન બોલતા. સાલો એક અક્ષર પણ મને સમજાતો નહોતો. પણ સાલો હું પોતે વર્ગમાં બેસીને સાંભળ્યા કરતો. બસ, ઇંગ્લિશ તેના જેવું બોલનારો કોઈ જોયો નથી. ઇંગ્લેંડમાં હોત તો માથા ઉપર લઈને નાચ્યા હોત."

ખરું જોતાં ઘોસાળકર માસ્તરનું ઇંગ્લિશ તે ચોથી પાંચમીના કોઈ પણ માસ્તરની યોગ્યતાનું જ હતું. ફક્ત એટલું જ કે તે અટકયા વિના બોલતા. પણ પાંચમી પછી બબડૂનો બધા જ સુસંસ્કૃત જગતથી સંબંધ તૂટી ગયેલો. પાંચમી સુધીમાં જ તેણે આવી ક્ષણો અનુભવેલી. કોઈ કોઈ વાર તે અનુભવની પોટલી ખોલીને બેઠો બેઠો એક એક દાણો વાગોળતો હશે.

"ઘોસાળકર ડાઈડ થયા શું? એને કાંઈ છોકરાંબોકરાં?"

"છે ને, ચાર છોકરા છે. આપણી જ શાળામાં ભણે છે. તેમને ફ્રીશિપ છે."

"અરે, અરે,! શું સાલી દુનિયા સે! ડાઇડ થયા તે પહેલાં મળવું જોઈતું હતું. તને સાંભરે સે — સાલું મેં તે મવાલીને ઝૂડી નાખ્યો હતો ત્યારે તમે સ્કાલર લોકોએ મને શિવાજીનો ફોટો પ્રેઝન્ટ આપ્યો હતો. ત્યારે ઘોસાળકર માસ્તર શું ફાઇન બોલ્યા હતા — ધિસ બોય ઇઝ ફેમસ એવું કાંઈક બોલ્યા હતા. સાલું અમારું ઇંગ્લિશ પણ પાંચમી ઉપર અટકી પડયું. સાલું તકદીર સે — ખૂલે તો ખૂલે નહિ તો બંધ! મેં બોરીવલીમાં બંગલો બાંધ્યો ત્યારે જંગી પાર્ટી આપી હતી. મુર્ગી, 'આ' વગેરે બધું કંપ્લીટ."

ઉપર અંગૂઠો કરીને 'આ' એટલે બાટલી એમ સૂચવ્યું. મેં ગભ-રાઈને તરત જ અંદર જોયું. રસોડામાંથી બેસન શેકાવાની વાસ આવતી હતી. એણે આગળ ચલાવ્યું.

"પણ આવડી મોટી પાર્ટી આપી — સઘળા સાલા ચારસો-વીસ મસ્ત મજા કરી ગયા. સાલી વરલીથી એક અને દાદરથી બે ભજનપાર્ટી બોલાવી હતી. રાતે નવથી સવારે સ વાગ્યા સુધી ભજન ખરાડવા. સત્યનારાયણ કરી. બધો શો કર્યો. પણ ખરું કહું સું — "સાંઈબાબાની વીંટી આંખ પાસે ગઈ. "સાલા તમારામોંથી કોઈ આવવું જોઈતું હતું તેમ ખૂબ લાગ્યું હતું. તું, સાઠે, ઘોસાળકર માસ્તર — ગમે તે — અરે સાઠે શું કરે સે રે?"

"ડૉક્ટર થયો છે."

"સાલો હુશાર હતો. નાટકમોં શું ફાઇન કામ કરતો હતો! તું શંભાજી અને તે ઔરંગઝેબ — શાળામોં તમે શું સાલું સરસ નાટક કર્યું હતું! ખરું કહું તો ઍક્ટરની લાઇનમોં તેં સાલા પાવડે પાવડે પૈસા ઉલેચ્યા હોત."

મારા મગજમાં ઉપરાઉપરી "તેં શામાંથી પૈસા ઉલેચ્યા છે તે કહે ને" એ જ વિચાર આવતો હતો.

"બાકી ફક્ત પૈસામાં શું સે! નોમ જોઈએ. તારું નોમ મેં પેપરમાં એક બે વાર વોંચ્યું હતું – કયોંક ભાષણ આપ્યું હતું ત્યારે. અમારા દોસદાર લોકોને ત્યારે કહ્યું હતું — આ મારો વર્ગમાં હતો. હેટ! સાલા ઘોસાળકર માસ્તર ડાઇડ થ્યા — ખૂબ ખરાબ થ્યું!"

ઘોસાળકર માસ્તરના મરણથી એમનો એકેય શિષ્ય આટલો ગળગળો નહિ થયો હોય! માસ્તર સારા હતા, અતિશય સાત્ત્વિક અને પ્રેમાળ હતા. પણ આટલા દુઃખી થવા જેવા હતા તેવું મને લાગ્યું નહિ.

"તારા મનમાં ઘોસાળકર માસ્તર મરી ગયાનું ખૂબ જ લાગી

આવ્યું હોય એમ લાગે છે—"

"શું કહું તને—" અને બબડૂની આંખો એકદમ જ ભીની થઈ. કોઈ આમ રડવા બડવા માંડે તો હું તરત જ હિંમત હારી જાઉં છું. બોલવા માટે શબ્દો જડતા નથી. શું કરવું તે સમજાતું નથી. "હું તને પેલા મારવાડીને ત્યાંના દરોડા વિશે કહેતો હતો ને. ખરી વાત સાલી એક મને ને બીજા ભગવાનને ખબર!" ફરીથી બાબાની વીંટી આંખને અડી. "મને પોંચ વરહની સજા થઈ. ખરૂં જોતાં તો ફાંશી થાત. મેં પણ તે જ તૈયારી કરી હતી. સાલો સહેજમાં બચી ગયો. દરોડાનો આરોપ મૂક્યો સાલાઓએ—ભગવાન દેખતા હૈ—તને કહું સું, તેના ઘરની ચંપલ પણ ચોરી નહોતી. પણ બીજા દિવસે મારા ઘેર પોલીસોએ સાલી બૅગ ઉઘાડી તો સાલા તેના ઘરના દાગીના—બોલ!"

"શું કહે છે?"

"બાબાની વીંટી આંગળીએ પહેરું સું. ખોટું બોલું તો સાલી આંગળીઓ ખરી પડે!"

"પણ જો તેં દાગીનાને હાથ પણ અડાડ્યો નથી તો તારી બૅગમાં દાગીના આવ્યા કેવી રીતે?"

"સ્કાલર લોક, તમે દુનિયા શું જોઈ સે? આ તો એક સાલી અંદરની વાત સે. તને વિશ્વાસ નહિ બેસે. તું કહીશ કે બબડૂ બેઠો સે અહીં બંડલ ફેંકતો. પણ ના—તે ધંધો નથી કર્યો. આપણો ધંધો ઉઘાડો સે. જેની તાકાત હોય તે મારા અંગ ઉપર હાથ અડાડીને પસી જુએ મજા."

"પણ તેં મારવાડીનું ઘર ફાડ્યું હતું તે તો ખરું ને?" હવે મારા ગળામાં જીવ આવ્યો હતો.

"સો ટકા ખરું! ઘર તો શું મારવાડીને જ ફાડી નાખવાનો હતો, સ્કાલર. સાલાનું તકદીર જોરદાર. નવ ઇંચનું પોનું હતું સરાનું. ત્યારે હંમેશો હું સરો લઈને ફરતો હતો. હવે કોંઈ નીં. તપાસી

જો. નોનું ચપ્પુ પણ હાથમાં નીં આવે. કોઈની સાલી હિંમત નથી આ શરીરને અડવાની! હું ઘર શા માટે ફાડું? તેના બારણે ભૈયાને ફક્ત આઠ આના આપ્યા અને સરાનું પોનું બતાવ્યું. સાલા ફક્ત આઠ આના. એણે સાલાએ આઠ આનામાં નોકરીનું સાલું ઈમાન વેચ્યું. સાલા દસડી આગળ ફુરો. મારવાડીની ખોલી ઉઘાડી આપી તે ભૈયાએ! હું ફક્ત — આપણી સ્કૂલમાં હેડમાસ્તરની પાસળ સાલો ઇન્સ્પેકટર એંટથી આવતોને તેમ તેની પાસળ પાસળ. પણ મારવાડી સાલો હુશાર. તેની ખોલીમાં બે ગુરખા અંધારામાં બેઠેલા. એ સાલું ભૈયાને પણ ખબર નીં, પછી શું, સાલો સીધો જ પકડાઈ ગયો. પસી બૂમાબૂમ — અને સાલી પોંચ વરહની સજા —"

"પણ તો પછી પેલા દાગીનાનું શું?"

"તે જ છે ખરી ષ્ટોરી. સ્કાલર. આવી ષ્ટોરી તમને ફિલ્મમાં પણ જોવા નીં મળે. પોલીસે ખૂબ માર્યો મને — શા માટે ગયો હતો કહે. મેં ચોખ્ખું કહ્યું, મારવાડીનું ખૂન કરવા. આપણે ગુનો એકદમ કબૂલ કરવાના હતા. ડરપોક એટલે નીં — પણ ખરી વાત એટલે. પસી પોલીસને શો ફાયદો — અને સાલા પોલીસ અને મારવાડી એક થઈ ગયા અને મારા ઘેર આવીને મારી બૅગમાં તેના ઘરના દાગીના મૂકી ગયા. હવે જે સાલો દાગીના ચોરે તે શું પોતાના ઘરમાં ઉઘાડી બૅગમાં મૂકે? પણ અમારું તકદીર જ ત્યારે ઊલટું હતું.

"આ દાગીના લાવીને બૅગમાં નાખનાર કોણ એ ખબર સે? મારી બા પોતે — અને હું એ મારવાડીનું ખૂન કરવાનો હતો તે તેના જ લીધે. નાનપણમાં સમજાતું નહોતું. પણ સાલું શાળામાં ક્લાસમાં આવીને બેસું કે માથું ઘૂમવા માંડતું, અને એટલું એક ઘોસાળકર માસ્તરનું ઇંગ્લિશ શરૂ થયું કે સાલું સારું લાગતું. સાલું મહોલ્લામાં બહાર જવાનું પણ બને નીં. જે તે પાસળથી મારવાડીનો સોકરો તેમ કહેતું ફરતું. ઘેર સગ્ગો બાપ સાલો દારૂ

ઢીંચીને ચોવીસે કલાક લાશની જેમ પડચો રહેતો. મોથું ફરે નીં તો શું થાય?

"પણ દુનિયાદારી જોવાની બાકી હતી. સ્કાલર, બુકમાં ગમે તે લખ્યું હોય; પણ સાલી કપાળની પાટી ઉપર જે કાંઈ અક્ષર મોંડેલા હશે તે જ સાલા ખરા! બાકી જૂઠ સે! મને પોંચ વરહની સજા થઈ. હું ખુશીથી ગયો. મનમાં એક જ વિચાર — પોંચ વરહમાં બે ખૂન. એક મારવાડીનું અને બીજું —"

"એટલે?" હું ખૂબ જ ગભરાઈ ગયો. "તારી સગી માનું ખૂન કરવાનો હતો?"

"ના, સ્કાલર. તમે ફક્ત બુક વોંચો. માના ખૂન માટે નરક સે — પસી માની ગમે તેટલી મોટી ભૂલ કેમ ન હોય. પહેલોં મારો તે જ પ્લાન હતો. પણ જેલમાં એક જાણકાર જમાનાનો ખાધેલ કેદી મળ્યો. તેણે મને કહ્યું — સ ખૂન કરીને પચાવ્યોં હતોં. પણ સ્વભાવે એકદમ જ સાલસ, સાલા ડબલ ઘોડા સિલ્ક જેવો. તેણે મને કહ્યું કે મારવાડીને કાપી નાખ અને પછી તારા બાપને કાપી નાખ! સાલો તે તેવો હતો એટલે તારી બાની આ દશા!"

મારા સુસંસ્કૃત ઘરની ભીંતો એટલામાં થરથર કંપવા લાગી હતી. એક પાઘડીવાળા પૂર્વજના તૈલચિત્રમાં તેના કપાળ ઉપર પરસેવાનાં ટીપાં ફૂટયાં હોય તેવો ભાસ મને થયો. નસીબ સારું કે મારું કુટુંબ પિયર ગયું હતું. અમે એટલે રહસ્યકથાના ખૂનથી ડરનારા. અહીં મારી સામે જેણે પાંચ વર્ષ પથરા ફોડેલા એવો એક બાલમિત્ર એક નહિ પણ બે બે ખૂન કરવાની વાત કરતો હતો.

"પણ તેં એવું કંઈ કર્યું નથી ને?" મેં બીતાં બીતાં પૂછ્યું.

"અરે, મારે શા માટે કરવું પડે — ભગવાન જોતો હતો ને! સાલું જેલમાં ગયાને પૂરા સ મહિના પણ નથી થયા ત્યાં તો દેવાળું ફૂંકીને મારવાડી ગાયબ. બાપ પેટના રોગથી ખલાસ! જોયું.

ઈશ્વરની લાકડી અવાજ કરતી નથી. અને જે માએ મારું સત્યાનાશ કર્યું તે મા આજે મારા બંગલામેં રહે સે. પેશલ દેવઘર બોંધી આપ્યું સે. બસ, વાર તહેવારે કોઈ કોઈ સાધુસંન્યાસી એકઠા કરે સે. મનમેં આવે તે ભજન કરે સે. પૂજા કરે સે. પોંચ વરહ જેલમેં રહ્યો. સાલા ડાકુ લોકોને પણ મળવા તેમના ભાઈબંધો આવતા. પણ સાલા પોંચ વરહમેં — તેમાંથી ચાર મહિના સારી ચાલચલગત માટે ઓસી થઈ મારી સજા; પણ ચાર વરહ અને ચાર મહિના —"

"એટલે ચાર વર્ષ અને આઠ મહિના..." શાળામાં પણ તેને આવા જ ઉત્તર હું કહેતો હતો.

"જેલમેં કાઢ્યા. પણ બસ, એક માણસ પણ મને મળવા આવ્યો નથી! નીં બાપ, નીં દોસ્ત, નીં કોઈ! બોલ, કોણ આવ્યું હશે મળવા? સાલું હું પણ એકદમ જ ચક્કર ખાઈ ગયો. વાર્ડર બહાર લઈ ગયો... તો ઘોસાળકર માસ્તર! મેં કહ્યું, 'માસ્તર તમે?' "

"એટલે કે ઘોસાળકર માસ્તર તને મળવા આવ્યા હતા?"

"અરે, તે પણ એક ષ્ટોરી સે. સાલી ફિલમમેં પણ આવી ષ્ટોરી નીં મળે. જેલમેં બાગકામ કરતો હતો, ત્યારે જેલર તેમની વાઈફને લઈને બાગ બતાવવા આવ્યા. અને ખારકર સાહેબની વાઈફ કોણ ખબર સે? આપણા કલાસની મંદા તામ્હણે! આપણી શાળાની ષ્ટોરી એણે એના વરને કહી જ હશે. પસી શું, પસીનાં સાલાં તઈણે વરહ સાલો રુઆબ મારતો હતો. જેલની ટીમમાં ક્રિકેટ રમ્યો. સાલ્લા બાવન રન ફટકાર્યા અને પોંચ વિકેટો લીધી. પહેલા જ વરહે...

"જે દિવસે સૂટયો તે દિવસે સાલું બપ્પોરનું જમવાનું ખારકર સાહેબને ત્યાં. ખારકર સાહેબની એક સોકરી સે. ચારેક વરહની હશે. એવી હુશાર — મામા, મામા કરતી. સૂટયો ત્યારે જેલમેં કામ

કર્યું હતું તેના પઇહા એકઠા થયા હતા. દહે રૂપિયા સોકરીના હાથમેં મૂકચા. તો ખારકર સાહેબ લેતા નહોતા. માના સોગંદ આપ્યા. ખારકર સાહેબ ખૂબ મોટા માણુસ થશે, તને કહૂં સું. મંદાતાઈ પણુ એકદમ જંટલમન બાઈ. જેલના બગીચાની ભાજી લે તો તાબડતોબ પઈહા ચૂકતે. મફતિયા હરામખોરી નીં મળે. મેં મારી બધી ષ્ટોરી સાહેબને અને તાઈને કહી — સાલા આંખોમેં ઓંહું આયેં બંનેને. બહાર આવ્યો ત્યારે ખબર પડી કે મારવાડીયે ખતમ અને બાપ બી ખતમ! મનમેં કહ્યું ભગવાનને ઘેર હજ્જુય ઇન્સાફ સે!"

"પણુ તે પછી આટલાં વર્ષોમાં આટલા પૈસા મેળવ્યા કઈ રીતે?"

"બસ, બાબાની કૃપા સે!" આંખોને વીંટી અડી. બબડૂએ ખિસ્સામાંથી હાથરૂમાલ કાઢીને મોં લૂછ્યું. કોઈ જાતની સેન્ટની વાસ આખી ખોલીમાં ફરી વળી.

"ખરું કહું સું તને. પહેલોં પહેલોં નોકરી શોધવાની ખૂબ કોશિશ કરી. પણુ સાલું મેટ્રિક પણુ પાસ નીં અને બીજો કોઈ ઇલમ નીં મળે. જેલમેં દોસદાર થયા હતા પણુ સઘળા સાલા ચારસો વીસ! મારી બા પણુ થાકી હતી. તે ભાજી વેચતી. મેં પણુ ધંધોપાણી કરવાનો વિચાર કર્યો. પણુ સાલું પઇહાનું બ્યાકિન નીં મળે. ઠીક, મારી બાની સાથે ભાજી વેચવામાં સાલું મન લાગતું નહોતું. પેપર વેચવાનું નક્કી કર્યું. પણુ સાલું ગોમમેં ફરવાની શરમ આવતી. એટલે અહીંથી ગોમ સોડીને ગયો કાંદીવલી. ત્યોં પણુ જોમ્યું નીં. સાલા ખૂબ હાલહવાલ થયા. એક દિવસ રસ્તામેં બસ આ વીંટી મળી અને તકદીરનું તાળું ખૂલી ગયું!"

"પણુ તકદીરનું તાળું ખૂલી ગયું એટલે થયું શું? આકાશમાંથી પૈસા પડચા કે ગુપ્ત ધનનો ખજાનો સાંપડચો... શું થયું, શું?"

"તને સ્કાલરને નીં હમજાય ! જવા દે. ભગવાનની દયાથી ઠીક સે. કોણ કહેતાં સાલી કોઈની બીક નથી. પણ દુનિયામેં ચારસોવીસ થયા સિવાય સાલો બીજો મારગ નીં મળે. તને કહું સું — કોંદીવલી ટેશન પર હમાલી શરૂ કરી. તો શેઠિયા લોકો પાવલી ઠરાવીને માઈલો ને માઈલો ચલાવે અને પછી બે આની ફેંકે ! બે મહિનામેં થયું, મારો ગોલી ! કલ્યાણ ગયો. જેલમેં એક દોસદાર હતો. મરી ગયો સાલો. એવો દિલદાર માણસ. મુસલમાન હતો – પણ એ આદમી માટે શું કહેવું, સ્કાલર ! શેરકા બચ્ચા ! આમ સામે વાર્ડર જાય. પણ આ ખિસ્સામેંથી ગોલફ્લેક કાઢીને દમ ભરે. વાર્ડર ધમકાવવા મેંડે તો આવો આ કહેતો, તુમ ભી પીઓ મેરી જાન ! વાર્ડર ખતમ ! એની આગળ તો આપણી અક્કલ જ ગાયબ. જેલમેં ગોલફ્લેક મેળવીને પીએ. સાલા જેલની ભીંતની બીજી બાજુથી ઈદના દિવસે એના દોસદારો મીઠાઈના ડબા અંદર નોખતા —"

"પણ તો પછી તે જેલમાં આવ્યો કઈ રીતે?"

"તકદીરનું ચક્કર બાબા ! જે ન કરવું જોઈએ તે કર્યું. એક લોંડીના નાદે ચડ્યો. તેણે જાળ પાથરી અને શેર સપડાયો. પણ તેના દોસ્ત કેવા ? આને સજા થઈ તે દિવસે સાંજે તે સોકરી ખતમ ! પણ તેની મહોબ્બત સાચી હતી. મારી સામે ચક્કી પીસતો જાય, શે'ર સંભળાવતો જાય અને રડતો જાય ! એણે મને એક ઉપદેશ આપ્યો હતો — બેટા, ચોરી કર, ધાડ પાડ, ખિસ્સાં કાપ ... આવા ધંધામેં કોંઈ જ ખતરો નીં મળે. બસ, એક ખતરો ...ઔરત. એનાથી બચજે. તેમેં ગોથું ખાધું કે કયામત !"

કયામતનો અર્થ મને સમજાયો નહિ. પણ તે શબ્દ ઉચ્ચારતાં બબ્દૂએ એવી જાતનો અભિનય કર્યો કે કયામત એ કોઈ ભયંકર બનાવ હશે એવું મને લાગ્યું.

"જેને આઝાદ રહેવું હશે તેને એક વાર જેલખાનાની જંજીર

ચાલશે, પણ મહોબ્બતની જંજીર નીં ચાલે." બબડૂ ગુરુદેવની વાણી સંભળાવતો હતો એટલે ઉર્દૂ શબ્દો વાપરતો હતો. "એટલે હજી એ ફંદામાં ફસાયો નથી. જિંદગીમાં લાખ્ખો બાઈઓ આવી ને ગઈ. ચાર ઓની ફેંકી, સોદો પતાવ્યો – દિલને ડાઘ નીં મળે."

બબડૂની આ નીતિમત્તા સાથે મારે કંઈ ખાસ નિસ્બત ન હતી. મને કુતૂહલ હતું તે તેને મળેલી શ્રીમંતાઈનું. દરવાજે ઊભેલી પેકાર્ડ આને ઘેર આવી કઈ રીતે તેનું! પણ ફરીથી તે પ્રશ્ન પૂછવાની ધીરજ નહોતી. પણ બબડૂ પોતે જ આત્મચરિત્ર કહેવાના રંગમાં હતો.

"કલ્યાણ ગયો. ઉસ્માન કેદખાનામાંથી સૂટીને આવ્યો હતો. સ મહિનાથી હાજી મલંગની મશીદમાં ચિલ્લા કરતો હતો."

"ચિલ્લા એટલે?"

"એટલે એક પ્રકારની અલ્લાની ભક્તિ જ હમજને."

"એટલે વ્રત વગેરે?"

"હાં, હાં, વ્રત... આપણે ગુરુચરિત્રનું વ્રત કરીએ સીએ ને, તેમ હું પણ કરું સું, કારતક મહિનામાં ધંધોપોણી બંધ. દાઢીયે કરતો નથી. કાંદાલસણ ખાતો નથી. બાબાની પોથી વાંચવાની અને ફક્ત દૂધ-ખારેક એટલું જ ખાઈને રહેવાનું. પણ ચિલ્લા ખૂબ જ કડક. ચાર કલાક કુરાને શરીફ વાંચવાનું, અને એક કલાક આરામ. એમ ચાલીસ દિવસ અને ચાલીસ રાત ચિલ્લા કરવાના. તું હાજી મલંગ ગયો સે કદી? કડક સે..."

"એમ કે?" એકંદરે દેવ, સાધુ, સંત એ બધાથી હું દૂર રહેતો હોવાથી હાજી મલંગના કડકપણાથી બીવાનું મારે કોઈ કારણ નહોતું.

"એકદમ સ્ટ્રાંગ દેવ! આપે ત્યારે સાપરું ફાડીને આપે. કોપ્યા તો સૂપડાં સાફ! ઉસ્તાદને મશીદમાં મળ્યો. તેણે મને દાળિયા આપ્યા, અને એક પડીકીમાં ભસ્મ આપી, અને નવી લાઇન બતાવી–

બસ. ઉસ્તાદની અને આપણી આ સેલ્લી મુલાકાત. બિચારો ભેખડ ઉપરથી પડતું મૂકીને ખુદકુશી કરીને મર્યો —"

"ખુદકુશી ?"

"હાં, એટલે આપણે આપણો પોતાનો જાન લઈએ તે... ભેખડ ઉપરથી પડતું મૂકીને !"

"અરે, અરે ! પણ કેમ ?"

"તે જ મહોબ્બતને લીધે. મશીદમોં ચિલ્લા કરતો હતો ત્યારે પણ એણે મને કહ્યું હતું — બેટા, ઇસ કુરાને શરીફકે પન્ને પન્ને પર મુઝે સલીમાકી સૂરત નજર આતી હૈ. અલ્લા રહેમ કરે, બેટા. શું ફાઇન બોલતો હતો ! ઘોસાળકર માસ્તરનું ઇંગ્લિશ અને અમારા ઉસ્તાદનું ઉર્દૂ — લાજવાબ ! બસ, એણે મને પિક પાકેટની લાઇન ઓપન કરી આપી. કલ્યાણમોંના થોડા દોસદારોનાં અડ્રેસ આપ્યાં. સંકેતના બોલ શિખવાડચા. અને બે વર્ષ મેં પિકપાકેટની લાઇન ચલાવી —"

"એટલે... તું... તું ખિસ્સાં કાપતો હતો ?" મારું ગળું સુકાવા માંડયું હતું. કઈ પીડા ઘરમાં લાવ્યો એમ થયું. દરવાજે ઊભેલી પેકાર્ડ ત્યાંથી ક્યારે જશે એવા વિચારો આવવા માંડચા. બાની ચા પણ થઈ નહોતી. બબડૂનું આત્મચરિત્ર બંધ થાય એટલા સારુ થઈને અંદર ગયો.

"ઊભો રહે, હં. ચાની કેટલીક વાર છે તે જોઈ આવું."

રસોડામાં મારી બા લાડુ વાળતી હતી.

"આ શું ... ચા નથી થઈ હજી ?"

"અરે, તેણે લાડુનું કહ્યું — થયું, ખવડાવું બિચારાને લાડુ. એમાં કેટલી વાર લાગે છે ? જો તો કેટલાં વર્ષોની યાદ રાખી છે એણે !"

"અરે, પણ..."

"જવા દે ને !" મારી બાએ અવાજ એકદમ ધીમો કરીને

કહ્યું, "ચોર-દરોડેખોર થયો પણ છેવટે તો માણુસ જ ને ? જો તો એની જીભે યાદ કેટલી તાજી રાખી છે. બજારનાં પાંઉબિસ્કૂટ તો મૂઆને ખૂબ મળશે, પણ ઘરના લાડુ ઓછા મળવાના છે?"

મારી જીભ સિવાઈ ગઈ. બાએ જો પિકપોકેટની લાઇનની કથા સાંભળી હોત તો લાડવા માટે વાળેલી મૂઠી બીજા બે કલાક સુધી ઊઘડી ન હોત.

"ઠીક, ઠીક. તને વાર છે ને બબ્બૂ ?" હું બહાર આવ્યો.

"હા, હા, કેમ પણ ?"

"અરે, બાએ તારે માટે મગજના લાડુ કરવા માંડ્યા છે."

"ચૂ ચૂ ચૂ... શા માટે તકલીફ? સ્કાલર, આ આવું કોઈ દેખાય સે ને ત્યારે લાગે સે કે જિંદગીમેં માયા સે. આપણે સાલા ધ્યાનથી જોતા નીં મળે. ઉસ્તાદ હંમેશા કહેતો, બેટા બે કોળિયા કમાજે. એક કોળિયો કોઈ ભૂખ્યા માટે રાખજે. સેવટે ચોર તો બધા જ સે... તો હું શું કહેતો હતો..."

"એમ... તો એકંદરે ખૂબ જ ઇંસ્ટેરેસ્ટિંગ છે તારી સ્ટોરી. ચલ પણ, હવે તો બધું ઠીક છે ને?" મેં તેની પોથી સમેટવા માટે ઝડપથી ઇતિ શ્રી રેવાખંડે સ્કંદપુરાણે બબ્બૂકાણ્ડે પિકપોકેટ લાઇન નામ દ્વિતીયોઽધ્યાયઃ કહી નાખ્યું. પણ બબ્બૂનો અધ્યાય પૂરો થતો ન હતો.

"...હાં, તો પિકપોકેટની લાઇન ચાલુ કરી. સાલું તકદીર પણ એકધારું સાથ આપતું હતું, અને સોકરાઓ પણ સાલા એવા ઇમાનદાર મળ્યા હતા કે હજાર રૂપિયાનું પાકીટ માર્યું હોય તો પણ એક ઓનોય આઘોપાછો કરતાં નહોતા. આપણે પણ ખુશીથી દશ દશ રૂપિયાની બક્ષિસ આપતા હતા. સાલું મહેનતની કદર કરવી જ જોઈએ. સ્કૂલમેં સેંચુરી કરી ત્યારે જોગળેકર માસ્તરે બે રૂપિયા પ્રાઇઝ આપ્યું હતું. ત્યારે હું કેવો ખુશ થયો હતો! પણ મારા ધંધામેં અને બીજા પિકપાકિટવાળાના ધંધામેં ફેર. એક

તો સ્ત્રીઓની પર્સ મારવાની નીં. તને ખોટું લાગશે, પણ એક વાર એક સોકરાએ લેડીઝ પર્સ મારી. બસ્સો રૂપિયા હતા. સિવાય પાઉડર અને લિપસ્ટિક અને ઘરનું સરનામું અને સેફની ચાવીઓ પણ! તે સોકરાના દેખતાં નોટો બાળી નાખી ને પર્સ સંડાસમાં જઈને નાખીને કહ્યું, 'સાલા હાથ નાખ અને ટોપલીમાંથી કાઢ બહાર!' આપણી લાઇન ચાલતી તે ફક્ત શેઠિયા લોકોના બજારમાં અને રેસ કોર્સ પર. સાલા હરામના પૈસા કમાવા ભેગા થાય છે. બતાવી આપું!"

"પણ તને બીક નહોતી લાગતી?"

"શાની? સાલા તમે પોંચના પચાસ કરવા જાઓ સો ભૂલેશ્વર કાળબાદેવી અને મહાલક્ષ્મી. પણ ભૂલેશ્વર ને કાળબાદેવી ને મહાલક્ષ્મી શું તમારા ઉપર જ વરહી પડશે, અમારા ઉપર નીં? અમે દેવળના દરવાજે ઊભેલી સ્ત્રીઓના ચાર આઠ આના ચોરવાની હરામખોરી કરી નથી. સાલા પચીસ પચીસ હજાર રૂપિયા ખિસ્સામાં લઈને ફરતા હોય તેમને શું એમ ને એમ જવા દેવાના? અમારા સોકરા પહેલાં પહેલાં ખૂબ ઈમાનથી કામ કરતા. પણ સાલી ખરાબ સંગત સહેજમાં લાગી જાય સે, તને કહું સું, સ્કાલર. બીજી ગેંગના લોકોએ તેમને ખરાબ નાદે ચડાવ્યા. સાલા નખ જેટલાં સોકરાં કમિશનની ભાષા બોલવા મોંડચાં. સાલાંનાં માબાપને હું પોષતો હતો. પોલીસના હાથ હું ગરમ રાખતો હતો. પકડાય તો વકીલ મારો, કોર્ટમાં મુદત પડાવવાના પઈહા આપણા, ઉપરથી મહિનાની પહેલી તારીખે પગાર. સાલા ચાલીસ સોકરાઓને પોષતો હતો. પણ ધીમે ધીમે બગડવા મોંડચા.

દિવસે દિવસે ટાઇમ ખરાબ આવતો જાય સે. આપણે માસ્તરને માન આપતા હતા, અત્યારના સોકરા કયાં આપે સે? આપણા કલાસમાંની સોકરીઓ કેવી ભૂત જેવી લાગતી. અત્યારે શાળા કોલેજની સોકરીઓ કેવી રીતે વર્તે સે? આમાંથી જ ધરતી ડૂબવાની.

મારા સોકરાઓ પણ સામા થવા મોંડચા. એક દિવસ સાલો કંટાળો આવ્યો. બધા સોકરાને ઘેર બેસાડચા અને લાઇન બંધ કરી નાખી. ત્યારથી કારતક મહિનાનું વ્રત શરૂ કર્યું. સાલું એક મહિનો ઘેર બેસીને ખાધું. પણ મારી પાસેથી સોકરાઓ ફૂટી ગયા તે સ મહિનામોં સાલા બધા જ જેલખાનામોં બંધ. સાલી નિયત ખરાબ થઈ ને તેમની હાનેષ્ટી રહી નીં. કયોંક ગરીબ માણસને સેતરવો, કયોંક આંધળા ભિખારીની ભીખ ચોરવી — આ કોંઈ ધંધો કહેવાય? બસ, ભગવાનની અવાજ વગરની લાકડી ફરી વળી — સબ લોક જાવ જેલખાનેમેં. વોંદાની જેમ બધા પકડાઈ ગયા. વખત આવ્યો ત્યારે એક પણ દાદો ઊભો રહ્યો નીં. બધા કોંઈ બબ્બૂ શેઠ બત્તીવાલે -નીં મળે — ”

“બત્તીવાલે?”

“હાં, દુનિયા હવે આપણને બબ્બૂશેઠ બત્તીવાલે એ નામથી ઓળખે સે. કિટસન ધાસલેટ બત્તીની દુકાન સે આપણી બોરોલીમોં.”

“અરે, વાહ! આ ધંધામાં બરાબર જામી ગયો છે એવું લાગે છે.”

“અરે, બત્તીના ધંધામોં શું ગાડી આવવાની? ખટારો પણ નો આવે બે બળદિયાનો!” બબ્બૂ પોતાના વિનોદ ઉપર ખૂબ હસ્યો. તેમાં મારા અજ્ઞાન ઉપર હસવાનોયે ભાગ હતો. “હમણોં આપણી જ બાટલીઓ ચાલે સે બોરબેમોં —”

મારા મગજમાં તેની દુકાનની બધી જ પેટ્રોમેકસની બત્તીઓનો પ્રકાશ એકસામટો પડચો. એની એ ખારણે ઊભેલી ગાડી! એમાં કયા કયા ઠેકાણે બાટલીઓ હશે, ભગવાન જાણે! એટલામાં જો પોલીસે છાપો માર્યો તો મર્યા. સાઇકલની બત્તી પણ ત્રણ ત્રણવાર નીચે ઊતરીને તપાસીને રાતે ટાંટિયાતોડ કરનારા પાપભીરુ વર્ગના સન્માનનીય પ્રતિનિધિ અમે! અહીં બોરબે આખામાં અત્યારે પોતાની જ બાટલીઓ ચાલે છે એમ છૂટથી બિનધાસ્ત કહેનારો મહાપુરૂષ

મારી સામે બેઠેલો ! જ્યાં જ્યાં પહેલાં પરસેવો ફૂટવા માંડે તે બધા જ મારા અવયવોમાંથી ઝરા વહેવા માંડ્યા. બબડૂના મોં ઉપર દિગ્વિજયનું વલય ખીલતું હતું.

"અત્યારે ગાડીમેં નહિ નહિ તોયે સો બાટલીઓ હશે. પહેલી ધારનો માલ સે !"

આ પહેલી ધારની વાત કંઈ મને સમજાઈ નહિ. પણ મારા માથા ઉપરથી પરસેવાની સેંકડો ધારાઓ વહેવા માંડી હતી. પરાણે હિંમત એકઠી કરીને મેં કહ્યું, "અરે, વાહ ! પણ આપણને એમાં કશી સમજણ પડતી નથી, હોં !"

"બાબા રે, ઝેર સે. મારી નજર નીચે રોજ પોંચસો બાટલીઓ ભરાય સે. પણ હજી મોંમાં એક ટેંપુએ નથી નોખ્યું. ફક્ત વાસ ઉપરથી માલ પારખું સું અને કિંમત ઓંકું સું. કુલાબાના સાહેબ લોકોની સહુથી વધારે મોંગ સે — વિલાયતીને ટક્કર મારે તેવો સે અમારો આ દેશી માલ !"

"પણ તને બીક નથી લાગતી ?"

"શાની ?" આ સવાલનો જવાબ મારી પાસે નહોતો. "પોલીસની ? ખરા ચારસોવીસ તો તે, અમારા કરતાંયે વધારે ! આખી દુનિયાની ગાડીઓ ચેક કરશે. મારી ગાડીને સલામ ભરશે ! આપણી નિયત હલકટ નીં મળે. અમારા ગોમના હવાલદારના સોકરાની ફી ભરું સું. સાલો હુશાર સોકરો સે. કહ્યું, આપણે પોંચમી ફેલ સીએ, તું થા એમ.એલેલબી. વકીલ કાલે આપણા જ કોમમેં આવીશ — ઘરનો વકીલ હોય તો બહારના ચારસોવીસ વકીલને શા સારુ દમડી ખટાવવી ? કારતક મહિનામેં ભઠ્ઠી બંધ ! કામદારને એક મહિનાની ચાલુ પગારે રજા ! કોઈને શિરડી-પંઢરપુર જવું હોય તો બોનસ આપું સું. સાલા ઈમાનનો પરસેવો પાડે સે આગ આગળ — ખાવા દે ! સાલો આપણને એક આઇડિયા આવ્યો ... આપણા ઘોસાળકર માસ્તર ડાઇડ થયા. તેના નામે મેટ્રિકમેં

આપણી શાળામોં ઈંગ્લિશમોં સહુથી વધારે માર્ક લાવે તે સ્કાલરને દરસાલ પચીસ રૂપિયા ઇનામ આપવાનું રાખું તો કેવું? ફાઇન આઇડિયા?"

"સારો છે!"

"તો તું હિસોબ મોંડ. દરસાલ પચીસ રૂપિયા વ્યાજ આવે તેના માટે કેટલું મુદ્દલ રોકવું પડે? સાલા હજારો રૂપિયા આ હાથ ઉપરથી ગયા, પણ હિસોબ ફાવતો નથી, સાલા દુનિયામોં પોલીસ સુપ્રિટેણથી પણ બીતો નથી, પણ સાલી ગણિતની ધાસ્તી બેસી ગઈ સે. પેલો કોણ માસ્તર રે — મોંજરી આંખોવાળો?"

"ગોડબોલે."

"હા, એ જ. શું સાલો ફટફટ આંકડા મોંડતો હતો! તે સે કે પસી તે પણ ડાઇડ થયો?"

"ના. હજી ભણાવે છે."

"સાલો એ મરવાનો નીં. ઘોસાળકર માસ્તર મરશે. સાલી ભગવાનના ઘેર પણ કોઈ કોઈ વાર ચારસોવીસી થાય સે. તો આંકડો કહે. કાલે લાવીને નોટોનું બંડલ હાજર કરું સું. હેડમાસ્તરને આપ. કોણ તે કાણિયો?"

"રાજવાડે."

"હા, તે જ. ફાઇન હતો. સ્પૅાર્ટવાળાઓનો દોસ્ત. હું ક્રિકેટ સારું રમતો એટલે નાપાસ થયો તોપણ હાપ ફ્રી રાખી હતી એણે મારી. તેને પૈસા આપી આવ. કેટલા થશે —"

"આપ હજાર રૂપિયા પોસ્ટમાં રોકીને. પચીસ રૂપિયા વ્યાજ આવશે." મારો બૅન્કનો વ્યવહાર પોસ્ટથી આગળ ગયો નહોતો.

"ફકત હજાર રૂપિયા? સાલી બે દિવસની કમોણી." ખિસ્સામાં હાથ નાખીને બબડૂએ પાકીટ કાઢીને તેમાંથી સો સોની દશ નોટો ગણી. "પણ સ્કાલર, એક વાત મોનવાની —"

"શી?"

"રાજવાડે માસ્તરને આપણું નામ નીં કહેતો."

"એટલે ?"

"અરે, બદનામ માણસ હું. તેને થશે, આ કચો'ક ધાડ પાડીને પઈહા લાવ્યો હશે. એને શી ખબર કે આ પરસેવો પાડીને કરેલી કમાણી સે? તેની જોણમાં તો બબરૂ એટલે દરોડાખોર!"

"છટ્ છટ્! માણસ સુધરતો નથી? હરામના પૈસા હોત તો તારી પાસે ટકત કેવી રીતે?" હું પણ તેના તત્ત્વજ્ઞાન સાથે — કદાચ બીકને લીધે પણ હોય — સમરસ થતો જતો હતો.

"લાખની વાત કરી! પણ બધા તારા જેવા દિમાગવાળા થોડા જ હોય સે? એમને એમ જ પૈસા આપને — ઘોસાળકર માસ્તરના નોમે."

"તેના કરતાં હું કહું તેમ કર. તેમના છોકરા ભણે છે. તેમને આપ."

"અરે, તે તો હું અડધી રાતે આવશે તો પણ આપીશ. તે સોકરાઓને કહી રાખજે, દર મહિનાની પહેલી તારીખે તેમના આડ્રેસ ઉપર પઈહા આવી જશે. પણ ઘોસાળકર માસ્તરના જીવને આ ઈંગ્લિશના ઇનામથી ભગવાનના ઘેર આરામ મળશે. અરે રે! સારો માણસ ડાઇડ થયો. આજ હોત તો ઘેર બોલાવીને ઈંગ્લિશ બોલવાનું કહ્યું હોત અને ભટજીને પોથીની દક્ષણા આપે સે તેમ આપી હોત."

"કયા ભટજીને દક્ષણા આપવાનો છે? પૂજાબૂજા કરવાનો છે કે શું, સત્યનારાયણની? અમે પણ આવીશું, હોં — તે બહાને ઘર પણ જોવાઈ જશે." લાડુની રકાબી મૂકતાં મારી બાએ કહ્યું.

"બા સાહેબ, કારતકમાં મહાપૂજા કરું સું. તે વખતે જાતે ગાડી લઈને આવીશ અને બોલાવી જઈશ."

"શા માટે? ક્યારે છે તે કહેવડાવજે. અમે જ આવી જઈશું. અહીંથી બોરીવલી કંઈ દૂર નથી." મેં કહ્યું. બબરૂની ગાડીમાં

સુખરૂપ પહોંચવા માટે અમારા જેવાને ઓછામાં ઓછું એક હજાર સત્યનારાયણનું પુણ્ય તો જોઈએ જ. મારી આંખો આગળ તેની ગાડીમાંની બૉક્સમાં આજકાલ ચાલતી બાટલીઓ ચમકતી હતી.

"મોંએથી કહ્યું એટલે પહોંચ્યું બાબા! આટલા પૈસા કમાય છે તો બરાબર સાચવીને રાખ. દર મહિને ત્રીસ પચીસ રૂપિયા નિયમિત પોસ્ટમાં મૂકવાનું રાખ — "

મને મારી બાની, મારી, ટેબલ ઉપરના અને ભીંત ઉપરના મારા બધા પૂર્વજોની, ઘરની ચાર ભીંતોની અને અંદરના યચ્ચ-યાવત્ સ્થાવર-જંગમ સજીવ-નિર્જીવ બધાની આયુષ્યમાં પહેલી જ વાર અત્યંત — અત્યંત દયા આવી.

"બા સાહેબ, તમારા ઘેર નાનપણમાં ખાધો હતો તેવો જ — બરાબર તેવો જ ટેસ્ટ છે આ લાડવાનો પણ! સહેજે ફરક નથી." બબ્બૂએ લાડુ ખાતાં કહ્યું. સામેનાં કપરકાબીમાં કપના કાનાની કપચી ઊખડી ગઈ હતી. તે પણ અનેક વર્ષોથી તેમનાં તેમ જ હતી. અમારા ઘરમાં — નહિ, અમારી આખી પોળમાં — બધું જ જેમનું તેમ રાખવામાં અમારું બધું અભિમાન, અમારા જીવનની બધી ધડપડ સમાઈ જાય છે.

લાડુ ખાવાનું પત્યું. ચા પતી. બબ્બૂ ઊઠ્યો. ફરી એક વાર મોં લૂછતાં પેલા સેન્ટની વાસ ફરી વળી. જતી વખતે વાંકા વળીને તેણે મારી બાના પગ ઉપર માથું મૂકીને નમસ્કાર કર્યા.

"આયુષ્માન્ ભવ. આવાં જ સરસ ઘર બાંધ. અમને પણ એમાં સારી જગા આપ. આ ઘર હવે નાનું પડે છે, સમાસ થતો નથી. વહુઓ આવી. પોતરા આવ્યા — " બબ્બૂના નમસ્કારને મારી બાએ ભરપૂર આશીર્વાદ આપ્યા.

બબ્બૂએ મોટરમાં બેસતાં બેસતાં સિગારેટ કેસ ઉઘાડયું. અંદરથી કાઢીને એક સિગારેટ મને આપી.

"અરે, નહિ!"

"અરે, સંડાસમોં જઈને પીજે! બાસાહેબનું મોન રાખે સે, સારું સે." એણે એક સિગારેટ જાતે સળગાવી અને ગાડી આગળ ચલાવી.

હું તેની ગાડીની પાછળ જોતા ઊભો રહ્યો. હાથમાંનો સિગારેટ તરત જ ખિસ્સામાં સંતાડી. ટેબલ ઉપર સો સોની નોટો તેમ જ પડી હતી. 'એક હિતચિંતક' એ નામે ઘોસાળકર ગુરુજીના પવિત્ર સ્મરણાર્થે મારે તે રાજવાડે માસ્તરને પહોંચાડવાની હતી.

સૂનમૂન થઈને હું બહાર નીકળ્યો. વરસાદ બંધ થયો હતો. ઘરમાં ફરીથી ઉકળાટ શરૂ થયો હતો. અંદરથી મારી બાનો અવાજ આવ્યો. "ખાંડ બધી જ પલળી ગઈ છે! ચાસણી કરીને ડબ્બામાં નાખી દઈશ ત્યારે."

[આ કૃતિ જેમાં સમાવિષ્ટ છે તે પુસ્તક 'વ્યક્તિ આણિ વલ્લી'(લે. શ્રી પુ. લ. દેશપાંડે)ના પ્રકાશક શ્રી શ્રી. પુ. ભાગવતના સૌજન્યથી]

## સમગ્ર ગઝલ

**આઠોં જામ ખુમારી :** સમગ્ર ગઝલ સંગ્રહ: અમૃત ઘાયલ, પ્ર. અમૃત ઘાયલ અભિનંદન સમારોહ સમિતિ, મુંબઈ અને રાજકોટ, મૂલ્ય ૩૫૦ રૂપિયા.

સમગ્ર કવિતાના પ્રકાશનો ગુજરાતીમાં પ્રગટ થવા લાગ્યાં તે પછી સમગ્ર ગઝલના સંગ્રહ પ્રગટ થવાની ઘટના નોંધપાત્ર છે. શૂન્યની સમગ્ર ગઝલ પછી અમૃત ઘાયલની સમગ્ર ગઝલો આ ગ્રંથમાં એકસાથે મળે છે. ગઝલને વિવેચનથી પર રાખી શકાશે નહિ. આવા ગ્રંથો તે માટેની અભ્યાસસામગ્રી બની રહેશે.

# કેટલાક મધ્યકાલીન શબ્દો / જયંત કોઠારી

## અકજ, અકાજ

**અકજ** કે **અકાજ** એટલે અકાર્ય, ન કરવા જેવું કાર્ય, અઘટિત કે નિંદ્ય કાર્ય. મધ્યકાળમાં આ શબ્દ 'નકામું, વ્યર્થ, ખોટું' એવા અર્થમાં પણ વ્યાપક રીતે પ્રયોજાયો છે.

'અખાની કાવ્યકૃતિઓ' (સંપા. શિવલાલ જેસલપુરા)માં એક સોરઠો નીચે મુજબ મળે છે:

રાજસ કેરી રજ આવી પેઠી આંખમાં,
તેણે થયું **અકજ** શુદ્ધ વસ્તુ અવિલોકવા.

સંપાદકે **અકજ**નો 'અકાર્ય, ન કરવા જેવું કામ' એવો અર્થ લીધો છે. પણ વધારે યોગ્ય રીતે 'ન થવા જેવું, અઘટિત' એવો અર્થ લેવો જોઈએ: 'શુદ્ધ વસ્તુ અવલોકવા માટે અઘટિત થયું.'

**અકાજ**નો એક પ્રયોગ એમાં આ પ્રમાણે છે:

અલવે-શું આલે જ જાતાં, ઘસાયે ગજરાજ,
તેણે ગ્રહસ્થનાં ઘર ગડગડે, વાહાલા! ત્યમ અડે થાય **અકાજ**.

સંપાદકે આનો પણ 'અકાર્ય, ન કરવા જેવું કામ' એવો અર્થ આપેલો છે. અહીં પણ ન કરવા જેવું નહિ, પણ ન થવા જેવું કામ એમ અર્થ કરવો વધારે યોગ્ય છે. 'હાનિ' કે 'નુકસાન' એવો અર્થ પણ લઈ શકાય:

'માર્ગે ચાલતાં ગજરાજ જરાક ઘસાય તેનાથી ગૃહસ્થનાં ઘર

ખખડી પડે છે, તેમ વહાલા! તમારા અડવાથી હાનિ/નુકસાન થાય છે.' આગળ કૃષ્ણ નેત્ર નાખે ત્યાં પ્રાણ હરે છે એવી વાત છે. તેમ એનો હાથ અડવાથી પણ હાનિ થવાનું જ અભિપ્રેત હોય. હાથીનું દૃષ્ટાંત પણ એ જ સૂચવે છે.

શિવદાસકૃત 'રૂપસેન ચતુષ્પદિકા' (સંપા. કનુભાઈ શેઠ)માં સંપાદકે **અકાજ**નો અર્થ 'વ્યર્થ' આપ્યો છે. પણ એ અર્થ સંદર્ભમાં બંધબેસતો નથી. સંદર્ભ એવો છે કે કુંવરી ભોગમગ્ન હોવાની વાત રાજા પાસે આવે છે ત્યારે એ ગુસ્સે થઈને બોલે છે કે 'રે રે કિસિઉ **અકાજ**?' દેખીતી રીતે જ અહીં 'અઘટિત કાર્ય, નિંદ્ય કાર્ય' એવો અર્થ છે: 'આ કેવું અઘટિત કાર્ય?'

શાલિસૂરિકૃત 'વિરાટપર્વ'(સંપા. ચિમનલાલ ત્રિવેદી, કનુભાઈ શેઠ)માં **અકાજિ**નો અર્થ સંપાદકોએ 'અકારણ' આપ્યો છે. 'ગુર્જરરાસાવલી'(સંપા. બી. કે. ઠાકોર વગેરે)માં પણ આ કૃતિ છપાયેલી છે અને ત્યાં પણ **અકાજિ**નો અર્થ 'વિધાઉટ એની પરપઝ' આપેલો છે. બન્નેમાં લેવાયેલો અર્થ શંકાસ્પદ લાગે છે. સંદર્ભ એવો છે કે કીચકે વર્તાવેલા ત્રાસ પછી દ્રૌપદી વિરાટ રાજાને ફરિયાદ કરતાં કહે છે કે 'ઈણઇ હઉં ઇમ **અકાજિ** પીડી/વિગોઇ.' કીચકે દ્રૌપદીને ત્રાસ આપ્યો તે અકારણ, કોઈ હેતુ વિના કે અઘટિત કાર્યથી, અઘટિત રીતે, ખરાબ રીતે, ખોટું કરીને? 'એણે મને આમ ખોટી રીતે, ખરાબ રીતે પજવી' એમ અર્થ હોવાનો વધારે સંભવ છે.

### અખત્ર, અખંત્ર, અખતર, ખત્ર

મધ્યકાળમાં આ શબ્દ 'નિંદ્ય, ખરાબ, અયોગ્ય, અનિષ્ટ' એવા અર્થોમાં વપરાયેલો દેખાય છે. પ્રાકૃત કોશ **અખત્ત(અક્ષાત્ર)** 'ક્ષત્રિયધર્મથી વિરુદ્ધ, જુલમ' એવા અર્થમાં નોંધે છે. પણ 'ક્ષત્રિયધર્મથી વિરુદ્ધ' એટલે 'નિંદ્ય, ખરાબ' એવો અર્થ પણ થઈ શકે. એ નોંધપાત્ર છે કે મધ્યકાલીન ગુજરાતીમાં **અખત્ર** કે **અખંત્ર**

ક્ષાત્રધર્મના સંદર્ભમાં જ નહિ, વ્યાપક, સર્વસામાન્ય સંદર્ભમાં વપરાયો છે.

'ગુર્જરરાસાવલી'–અંતર્ગત વસ્તિગકૃત 'ચિહુંગતિ ચોપાઈ'માં એક પંક્તિ આમ મળે છે:

**ખત્રઅખત્ર** કીધાં સવિ વાર, ડોકરની કોઈ ન કરઈ સાર.

વૃદ્ધાવસ્થાની સ્થિતિના વર્ણનની આ પંક્તિ છે. દેખીતી રીતે, માણસે જિંદગીમાં કરેલાં સારાંનરસાં કાર્યોનો અહીં ઉલ્લેખ છે. **ખત્ર** એટલે 'સારું, યોગ્ય', **અખત્ર** એટલે 'ખરાબ, અયોગ્ય'. સંપાદકોએ અનુક્રમે 'ગુડ' અને 'ઇમ્પ્રોપર' અર્થો આપ્યા છે તે બરાબર છે.

મલયચંદ્રકૃત 'સિંહાસનબત્રીસી'(સંપા. રણજિત પટેલ)માં સંપાદકે **અખત્ર, અખંત્ર**નો 'ક્ષત્રિયને ન છાજે એવું કાર્ય' એવો સ્થૂળ શબ્દાર્થ કર્યો છે, તેમાં એ વાત વીસરી જવાઈ છે કે આ શબ્દ અહીં ક્ષત્રિયને નહિ, બ્રાહ્મણને સંદર્ભે વપરાયો છે. 'લોભ લગઇ **અખંત્ર** જ કિઉ' તથા 'પરીક્ષા જોઇ, નવિ કરું **અખત્ર**' બન્નેમાં 'નિંદ્ય, ખરાબ કર્મ' એવો સામાન્ય અર્થ સ્પષ્ટ છે: 'લોભને લીધે નિંદ્ય કર્મ કર્યું', 'આ તો પરીક્ષા કરી. હું કદી નિંદ્ય કર્મ કરું નહિ.'

રત્નદાસકૃત 'હરિશ્ચન્દ્રાખ્યાન'(સંપા. કેશવલાલ હ. ધ્રુવ)માં સંપાદકે **અખત્ર**નો 'ગંદુ' એવો અર્થ આપ્યો છે તે પણ બરાબર નથી. બાગ ઉજાડી નાખવામાં આવ્યો તેના સંદર્ભમાં એવી પંક્તિ આવે છે કે 'જાત ન રહી પુષ્પ કેરી, થયું પરમ **અખત્ર**.' અહીં 'ઘણું ખરાબ – ખોટું કાર્ય થયું/અનિષ્ટ થયું/નુકસાન થયું' એમ અર્થ કરવો જ યોગ્ય છે.

'આરામશોભા રાસમાળા' (સંપા. જયંત કોઠારી)–અંતર્ગત રાજસિંહકૃત 'આરામશોભાચરિત્ર'માં દીકરીની અવદશા થયેલી છે તેને અનુલક્ષીને માતા બોલે છે કે 'અણચીંત્યું એ **અચત્ર** સૂં

દીસઇ?' સંપાદકે આપેલો 'અનિષ્ટ' અર્થ અહીં બરાબર બંધ બેસે છે.

'ભગવદ્‌ગોમંડલ' **અખત્ર = અખતર**નો 'ગંદુ', મેલું, નઠારું' એવો અર્થ નોંધે છે તેમાં 'ગંદું', મેલું'ના અર્થનો આધાર કદાચ 'હરિચન્દ્રાખ્યાન' હોય. બીજા '૧. મળ, વિષ્ટા, ૨. ઘણું, બહુ' એવા અર્થો પણ નોંધાયા છે, પણ એના કોઈ આધારો અપાયા નથી. 'પોતાની જાતને ડાહ્યું માનતું મનાવતું' એવો અર્થ આપી નિષ્કુળાનંદની આ પંક્તિ ટાંકી છે — 'અતિ **અખતર** નર નરસા ઘણા રે.' પરંતુ એમાં 'નિંદ્ય' એવો અર્થ જ હોવા સંભવ છે, પાછળ 'નરસા' (= ખરાબ) શબ્દ આવતો હોવા છતાં. આને અર્થની દ્વિરુક્તિ લેખી શકાય.

### અગમ, નિગમ

**અગમ** ને **નિગમ**નું જોડકું ઘણી વાર વપરાય છે. એમાં એ બે શબ્દો ખરેખર શું દર્શાવે છે તે વિચારવા જેવું છે. એના કેટલાક પ્રયોગો જોઈએ.

'અખાની કાવ્યકૃતિઓ':

**નિગમ અગમ** કહે, પાર કો નવ લહે.

'નરસિંહની કાવ્યકૃતિઓ' (સંપા. શિવલાલ જેસલપુરા):

○ ન લહે જોગિયા, મુનિવર કોટિયા,
**નિગમ** ને **અગમ** તે હુંને થાપી.

○ **અગમ** ગુરુ થકી **નિગમ** શિષ્ય નિપતા,
બ્રહ્મની વાતનો ભેદ જાણે.

'મદનમોહના' (સંપા. હરિવલ્લભ ભાયાણી):

○ શાહાસ્ત્ર ભણાવો એહને સાર, **અગંમ-નીગંમ** જે અપરંપાર

○ **અગંમનીગમ** જોતીક-જનીન ન્યાઅ-વાત પર નેહ.

**નિગમ** શબ્દ એકલો વપરાયેલો પણ મળે છે. પણ એનો બધે એકસમાન પ્રયોગ છે. જેમકે,

ક્ષાત્રધર્મના સંદર્ભમાં જ નહિ, વ્યાપક, સર્વસામાન્ય સંદર્ભમાં વપરાયો છે.

'ગુર્જરરાસાવલી'–અંતર્ગત વસ્તિગકૃત 'ચિહુંગતિ ચોપાઈ'માં એક પંક્તિ આમ મળે છે:

**ખત્રઅખત્ર** કીધાં સવિ વાર, ડોકરની કોઈ ન કરઇ સાર.

વૃદ્ધાવસ્થાની સ્થિતિના વર્ણનની આ પંક્તિ છે. દેખીતી રીતે, માણસે જિંદગીમાં કરેલાં સારાંનરસાં કાર્યોનો અહીં ઉલ્લેખ છે. **ખત્ર** એટલે 'સારું, યોગ્ય', **અખત્ર** એટલે 'ખરાબ, અયોગ્ય'. સંપાદકોએ અનુક્રમે 'ગુડ' અને 'ઇમ્પ્રોપર' અર્થો આપ્યા છે તે બરાબર છે.

મલયચંદ્રકૃત 'સિંહાસનબત્રીસી'(સંપા. રણજિત પટેલ)માં સંપાદકે **અખત્ર, અખંત્ર**નો 'ક્ષત્રિયને ન છાજે એવું કાર્ય' એવો સ્થૂળ શબ્દાર્થ કર્યો છે, તેમાં એ વાત વીસરી જવાઈ છે કે આ શબ્દ અહીં ક્ષત્રિયને નહિ, બ્રાહ્મણને સંદર્ભે વપરાયો છે. 'લોભ લગઇ અખંત્ર જ કિઉ' તથા 'પરીક્ષા જોઇ, નવિ કરું અખત્ર' બન્નેમાં 'નિંદ્ય, ખરાબ કર્મ' એવો સામાન્ય અર્થ સ્પષ્ટ છે: 'લોભને લીધે નિંદ્ય કર્મ કર્યું', 'આ તો પરીક્ષા કરી. હું કદી નિંદ્ય કર્મ કરું નહિ.'

રત્નદાસકૃત 'હરિશ્ચન્દ્રાખ્યાન'(સંપા. કેશવલાલ હ. ધ્રુવ)માં સંપાદકે **અખત્ર**નો 'ગંદું' એવો અર્થ આપ્યો છે તે પણ બરાબર નથી. બાગ ઉજાડી નાખવામાં આવ્યો તેના સંદર્ભમાં એવી પંક્તિ આવે છે કે 'જાત ન રહી પુષ્પ કેરી, થયું પરમ **અખત્ર**.' અહીં 'ઘણું ખરાબ – ખોટું કાર્ય થયું/અનિષ્ટ થયું/નુકસાન થયું' એમ અર્થ કરવો જ યોગ્ય છે.

'આરામશોભા રાસમાળા' (સંપા. જયંત કોઠારી)–અંતર્ગત રાજસિંહકૃત 'આરામશોભાચરિત્ર'માં દીકરીની અવદશા થયેલી છે તેને અનુલક્ષીને માતા બોલે છે કે 'અણચીંત્યું એ **અચત્ર** સૂં

દીસઇ ?' સંપાદકે આપેલો 'અનિષ્ટ' અર્થ અહીં બરાબર બંધ બેસે છે.

'ભગવદ્‌ગોમંડલ' **અખત્ર = અખતરનો** 'ગંદું, મેલું, નઠારું' એવો અર્થ નોંધે છે તેમાં 'ગંદું', મેલું'ના અર્થનો આધાર કદાચ 'હરિચન્દ્રાખ્યાન' હોય. બીજા '૧. મળ, વિષ્ટા, ૨. ઘણું, બહુ' એવા અર્થો પણ નોંધાયા છે, પણ એના કોઈ આધારો અપાયા નથી. 'પોતાની જાતને ડાહ્યું માનતું મનાવતું' એવો અર્થ આપી નિષ્કુળાનંદની આ પંક્તિ ટાંકી છે — 'અતિ **અખતર** નર નરસા ઘણા રે.' પરંતુ એમાં 'નિંદ્ય' એવો અર્થ જ હોવા સંભવ છે, પાછળ 'નરસા' (= ખરાબ) શબ્દ આવતો હોવા છતાં. આને અર્થની દ્વિરુક્તિ લેખી શકાય.

### અગમ, નિગમ

**અગમ** ને **નિગમ**નું જોડકું ઘણી વાર વપરાય છે. એમાં એ બે શબ્દો ખરેખર શું દર્શાવે છે તે વિચારવા જેવું છે. એના કેટલાક પ્રયોગો જોઈએ.

'અખાની કાવ્યકૃતિઓ' :

**નિગમ અગમ** કહે, પાર કો નવ લહે.

'નરસિંહની કાવ્યકૃતિઓ' (સંપા. શિવલાલ જેસલપુરા) :

○ ન લહે જોગિયા, મુનિવર કોટિયા,
 **નિગમ** ને **અગમ** તે હુંને થાપી.

○ **અગમ** ગુરુ થકી **નિગમ** શિષ્ય નિપના,
 બ્રહ્મની વાતનો ભેદ જાણે.

'મદનમોહના' (સંપા. હરિવલ્લભ ભાયાણી) :

○ શાહાસ્ત્ર ભણાવો એહને સાર, **અગંમ-નીગંમ** જે અપરંપાર

○ **અગંમનીગમ** જોતીક-જનીન ન્યાઅ-વાત પર નેહ.

**નિગમ** શબ્દ એકલો વપરાયેલો પણ મળે છે. પણ એનો બધે એકસમાન પ્રયોગ છે. જેમકે,

વિશ્વનાથ જાનીકૃત 'ચતુરચાલીસી' (સંપા. મહેન્દ્ર અ. દવે) :

નીગમ નેતનેત કરી ભાખે

'નરસિંહની કાવ્યકૃતિઓ' :

નેતિનેતિ કરી નિગમ ભાખે

'પ્રેમાનંદની કાવ્યકૃતિઓ' (સંપા. કે. કા. શાસ્ત્રી, શિવલાલ જેસલપુરા) :

જેને નિગમ નેતિનેતિ ગાય.

'અખાની કાવ્યકૃતિઓ'માં **અગમનો** અર્થ 'અગમ્ય' આપવામાં આવ્યો છે. 'નરસિંહની કાવ્યકૃતિઓ'માં પહેલી પંક્તિ પરત્વે 'અગમ્ય, કળી ન શકાય એવું' એ અર્થ તથા બીજી પંક્તિ પરત્વે 'ગૂઢ શક્તિ ધરાવનાર, ભવિષ્યનો વિચાર કરી શકનાર' એ અર્થ આપવામાં આવ્યો છે. આ બીજો અર્થ **અગમ** શબ્દ ગુરુનું વિશેષણ હોવાને કારણે અપાયો છે પણ એ અર્થ લેવા માટે શો આધાર છે તે સ્પષ્ટ થતું નથી. આ પંક્તિ પરત્વે નિગમનો અર્થ તો અપાયો જ નથી. એમ લાગે છે કે અન્યત્ર બધે **અગમનિગમ** એ શાસ્ત્રગ્રંથોને દર્શાવતું જોડકું હોય તો અહીં પણ એમ જ માનવું જોઈએ અને 'ગુરુ' શિષ્ય' એ શબ્દોને જુદી રીતે ઘટાવવા જોઈએ. **અગમ** ને **નિગમ** એમ બન્ને છૂટાં પાડીને ઉલ્લેખવામાં આવે છે તે પરથી એ બંને શાસ્ત્રગ્રંથોના પ્રકારો હોવાનું સ્પષ્ટ છે તેથી **અગમનો** 'અગમ્ય, ન કળી શકાય એવું' એ અર્થ પણ યોગ્ય નથી.

'મદનમોહના'માં **અગંમનો** અર્થ 'આગમ, શૈવ શાસ્ત્રો' આપવામાં આવ્યો છે. સંસ્કૃત કોશ 'આગમ'નો એક આવો અર્થ નોંધે છે પણ બીજા 'પરંપરાગત પવિત્ર શાસ્ત્રગ્રંથો' 'બ્રાહ્મણગ્રંથો' 'વેદ' એવા અર્થો પણ નોંધે છે. અહીં 'શૈવ શાસ્ત્રો' એવો સંકુચિત વિશિષ્ટ અર્થ લેવા માટે શું કારણ છે એ સમજાતું નથી. **અગંમ**નો એ અર્થ કરીએ તો એની સાથે આવેલા **નીગમ** શબ્દનો શો

સંપાદકે અઘાટનો 'પૂરેપૂરું' આપ્યો છે તે સંદર્ભમાં બેસાડી શકાતો નથી. ઉપરાંત **અઘાટ** આવો અર્થ કેવી રીતે આપી શકે તે પ્રશ્ન છે.

આપણે ત્યાં **આઘાટ** ચતુઃસીમા માટે વપરાતો શબ્દ છે. મકાન **આઘાટ** એટલે એની ચાર સીમા સાથે વેચાણ આપ્યાનું લખાતું હોય છે. અહીં **ઊભો આઘાટનો** અર્થ 'ચારે આઘાટ – સીમા વચ્ચે ઊભો રહીને' એટલે 'જાહેરમાં, ખુલ્લેખુલ્લું' એમ હોવાનું સમજાય છે: 'રાજાને તેં કેમ માર્યો એ જાહેરમાં, ખુલ્લેખુલ્લું સાચું બોલી દે.' એ નોંધપાત્ર છે કે **અઘાટનું આઘાટ** એવું પાઠાંતર મળે છે.

**અચ્છઉં, આછું**

**આછું** શબ્દ અત્યારે ગુજરાતીમાં 'ઝીણું, બારીક' એવા અર્થમાં પ્રયોજાય છે, પણ સંસ્કૃત-પ્રાકૃતમાં **અચ્છ** એટલે 'સુંદર, નિર્મલ' એવા અર્થો છે. હિંદીમાં **અચ્છું** શબ્દ 'સુંદર, સરસ' એવા અર્થમાં છે એ જાણીતું છે અને રાજસ્થાની કોશ પણ **આછૌના** 'અચ્છા, સુંદર, ભલા, ઉત્તમ' અવા અર્થો નોંધે છે, 'બારીક, ઝીણું' એવો અર્થ નહીં.

મધ્યકાલીન ગુજરાતીમાં પણ આ શબ્દ 'સરસ, સુંદર'ના અર્થમાં હોય એવું જણાય છે. નરપતિકૃત 'વીસળદેવ રાસ' (સં. જહોન ડી. સ્મિથ)માં **આછઉ** શબ્દનો 'ગુડ, ફાઇન' (સરસ, સુંદર) એવો અર્થ જ લેવાયેલો છે. ત્યાં 'આછિ ગોરી' 'આછા ચાવળ' એવા પ્રયોગો મળે છે તે આ અર્થનું સમર્થન કરે છે.

પરંતુ 'તેરમાચૌદમા શતકનાં ત્રણ પ્રાચીન ગુજરાતી કાવ્યો'-(સંપા. હરિવલ્લભ ભાયાણી)માં **અચ્છય** શબ્દનો 'આછું' અર્થ અપાયેલો છે. 'અતિ અચ્છઉં સુકુમાલ ચીરુ' એવી ઉક્તિને સંદર્ભે એ અપાયો છે એટલે **આછું**નો અત્યારે પ્રચલિત 'બારીક, ઝીણું' એ અર્થ જ અભિપ્રેત હોવાનું માની શકાય.

'પ્રાચીન ફાગુ સંગ્રહ'માં પણ **આછઉં**નો 'ઝીણું' અર્થ

સંપાદકે 'અગ્રાહ્ય, અગાધ' એવો અર્થ આપ્યો છે. અગ્રાહ્ય એટલે 'જેનો પાર ન પામી શકાય એવો, વિશાળ' એવી અર્થછાયા એમાં જોઈ શકાય.

'આરામશોભા રાસમાળા' અંતર્ગત સમયપ્રમોદકૃત 'આરામશોભાચોપાઈ'માં નીચે મુજબની પંક્તિ મળે છે:

આરામસોભા સું લીધઉ સંજમ રાજીયઇ રે
તે ગુરુ પાસિ **અગાજ**.

**અગાજ** અહીં 'સંજમ'નું વિશેષણ છે. એનો સંપાદકે 'દુષ્કર' અર્થ આપ્યો છે તે એમ બેસાડી શકાય કે 'જેને સહેલાઈથી ગ્રહણ ન કરી શકાય તે, જેને સહેલાઈથી આચરી ન શકાય તે.'

**અગાજ**નો કોયડારૂપ પ્રયોગ તો લાવણ્યસમયકૃત 'વિમલપ્રબંધ' (સંપા. ધીરજલાલ ધ. શાહ)માં છે:

વીરપુત્ર બોલાવિવા, એ તુ આવિવા,
રાઉ કરઇ તુ **અગાજ** તુ.

સંપાદકે **અગાજ**નો 'વગર હરકતે' એવો અર્થ આપ્યો છે તે કેવી રીતે આવી શકે તે તો પ્રશ્ન છે જ, તે ઉપરાંત સંદર્ભમાં એ બંધબેસતો થતો નથી. સંદર્ભ તો વીર વણિકને ત્યાં પુત્ર વિમલ જન્મ્યો એનો છે. વિમલના જન્મને અનુલક્ષીને રાજા **અગાજ** કરે છે. આ **અગાજ** એટલે શું? પછી વર્ણન તો જન્મોત્સવનું આવે છે. **અગાજ** એટલે 'અગ્રાહ્ય, ઘણું મોટું' એવો અર્થ થઈ શકે. આગળ આપણે 'વિશાળ' અર્થ કર્યો જ છે. તો અહીં **અગાજ** એટલે 'મોટો ઉત્સવ' એવો અર્થ કરી શકાય?

## અઘાટ (આઘાટ) ઊભો

શામળકૃત 'નંદબત્રીસી'(સંપા. ઇન્દિરા મરચન્ટ)માં આ પ્રમાણેની ઉક્તિ આવે છે:

સાચું બોલ **ઊભો અઘાટ**, રાજા તેં મારો શા માટ?

## શેઠની સ્વગતોક્તિઓ / પ્રાણજીવન મહેતા

(વીંજણો ઢાળતા વાણોતરે કાન દઈ સાંભળી પછી નોંધી-વિસ્તારી તે)

પેલો પણે ઊભો માળો ઘાંચો
ક્યારનો વાણોતરને ઘોંચ પરોણ કર્યા કરે.
દોકડાનું તેલ લેવું ને કિગલા આખાની માથાફોડ.
એ શેં પરવડે ભલા, ભા?

વાણોતરને ચોખ્ખું કીધું છે—
તેલ જોખ કે તલ જોખ
પછી ધૂળ જોખ કે ઢેફાં
બધું કેસરી પાંચિયા ધરમકાંટે જોખતો હોય
તેમ જ જોખ.
જોખફેર ના પરવડે મને જરીયે.
હા, જોમ ફેરનું જોખમ પણ જાણ જરી.

ઘાંચો પણે ઊભો ઊભો શીંગદાણાનો ભાવ પૂછે;
પણ ગજવે ફોતરાં ખરીદવાનાય ફાંફાં.
આને કેમ પુગાય?

ત્યાં પેલો દાતેણિયો ક્યારનો હથેળીમાં આમતેમ
ઘઉં ફેરવે કે કાંકરા ભાળે તે પરખાતું નથી.
એને રોટલા ખાવા છે કે પછી રેતી

# વૃક્ષારોપણની સહિયારી ઝુંબેશ
# ગુજરાતને રાખશે હરિયાળું હંમેશ
## આવો, વૃક્ષ વાવીએ.

ગુજરાતની ધરતીને હરિયાળી બનાવવા સમૃદ્ધ વનીકરણનું લોકઅભિયાન આપણે હાથ ધર્યું છે. એમાં કાર્યરત થવાનો આ અવસર છે. આ વર્ષે જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં વધારેમાં વધારે વૃક્ષો આપણે વાવીએ અને ઉછેરીએ.

વૃક્ષ ઉછેર આપણા જીવન વ્યવહારનો અંતર્ગત ભાગ બની રહે અને હરિયાળા ગુજરાત દ્વારા સમૃદ્ધ ગુજરાતનું સ્વપ્ન સાકાર થાય તે માટે હું વન-સંવર્ધનના કાર્યમાં પ્રવૃત્ત થવા જાહેર અપીલ કરું છું.

-- છબીલદાસ મહેતા
મુખ્યમંત્રી, ગુજરાત રાજ્ય



# કંકાવટી

ઑકટોબર ૧૯૯૪

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૪ : અંક ૪૧૬ : મૂલ્ય : ૪ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બૅંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*

તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

માલિક : આર. આર. રૂપાવાળા

કંકાવટી, ૨૪, રીવર બેન્ક સોસાયટી,

ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી

સૂરત–૩૯૫ ૦૦૯. ફોન નં. ૬૮૫૬૪૧

*

પ્રકાશન સ્થળ : ૨૪, રીવર બૅંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી, સૂરત–૩૯૫ ૦૦૯

મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ-૪

## હરિદ્વાર–હૃષીકેશ : એક લટાર / જયન્ત પાઠક

વાટે ને ઘાટે
પડી છે
ભૂખ વાગોળતી દીંગણી ગો-માતાઓ;
ભગવાં વસ્ત્રોમાં
ઇચ્છાઓને જેમ તેમ લપેટીને
પડયા છે
બગાસાં ખાતા બાવાઓ;
જતા-આવતા
એક પણ જણ પાસે
માગવાનું ચૂકતા નથી
નિત્યજાગ્રત ભિખારીઓ;
ગંગા વહે છે ખળખળ...
સ્વર્ગાશ્રમ ને કનખલ
પુરાણા પહાડો
બોખા ને બોડા
ઊંઘમાંથી ઓચિંતા જાગી જઈ
–રિપ વાન વિંકલની જેમ–વિમાસે છે :
કયાં ગયા પેલા કિન્નરો ને વિદ્યાધરો!
યક્ષો ને યતિ!
દક્ષ પ્રજાપતિ!
કામ અને રતિ!
યંત્રયાનોના ઊછળતા ઘોંઘાટમાં
ડૂબી જાય છે ગંગાજીની લયલલિત આરતી —

# રાત્રિના અંધારિયા હોજમાં / સંસ્કૃતિરાણી દેસાઈ

રાત્રિના અંધારિયા હોજમાં
ભડભડતાં ડાઈવિંગ બોર્ડ ઉપરથી
કેલેન્ડરમાંથી એક તારીખે કૂદકો માર્યો.
આકાશમાં સ્કાયસ્ક્રેપરો ઊગ્યાં
જમીન પર આનંદમાર્ગીઓએ સરઘસ કાઢ્યું
સમુદ્રોએ હાથ મિલાવ્યા
'કેમ્પ ડેવિડ' ઉપર મંત્રણાઓ ગોઠવાઈ
સૂરજના સરખા ભાગે કટકા કરીને
યુ.નો.ના સભ્ય દેશોને વહેંચાયા
સગાંસંબંધીઓ 'જિગ્સૉ પઝલ'માં ગોઠવાયા
ને તારીખે રાજીનામું આપ્યું.

ગઝલ /'રાઝ' નવસારવી

આમ તો એ લગાર બોલે છે,
પણ બહુ ધારદાર બોલે છે.

બોલવા દો, દિલના સૌ જખ્મો
આજ પહેલી જ વાર બોલે છે.

છે સમસ્યા જુદી જ ભીતરની
લોક જુદું બહાર બોલે છે.

અસલિયત સાંભળી લો જીવનની
જર્જરિત સૌ મઝાર બોલે છે.

એમાં અવકાશ દંભને ક્યાં છે?
એક પાગલનો પ્યાર બોલે છે.

છે પળેપળમાં વેદના યુગની,
'રાઝ'નો ઇન્તેજાર બોલે છે.

ગઝલ / જિગર ટંકારવી

ફૂલ છે, ગંધ છે, રૂપ છે, રંગ છે
એક મોસમ સમું તારું આ અંગ છે

થાય હળવું મિલન આપણું ક્યાં પછી
આજ વાતાવરણ કેટલું તંગ છે

તોય છોડે નહીં પુષ્પ ફોરમ કદી
જન્મ સોતો મળ્યો શૂળનો સંગ છે

જ્યાં સુધી શ્વાસની આવજા ખોળિયે
ત્યાં સુધી ભૂખ ને પ્યાસનો જંગ છે

આજ ઊભો હતો હું જ મારી સમક્ષ
આયનો પણ મને જોઈને દંગ છે

## સૂનકાર / રતિલાલ 'અનિલ'

કબૂતરની વસ્તી છે એનો સભાન ખ્યાલ આ સૂનકારમાં જ આવ્યો. સૂની જમીન પર એકાકી કબૂતર ઊતરી આવે છે, ચાંચથી થોડી ખણખોદ કરે છે, ફરે છે, ઊડી જાય છે. કદાચ સામેની જમીન પર એ પ્રથમ વાર જ આ દિવસે ઊતરતું જણાય છે. સામેની ભીંતની પાળ પર પણ પારેવાની હિલચાલ અનુભવું છું. હવામાં ઇલેક્ટ્રિક પંખો ફરે છે એની ચક્રગતિનો આછો ધ્વનિ રહે છે તોપણ ચકલી આવીને ઓરડામાં ડોકિયું કરી જાય છે, ચક્ચક્ કરે છે. એની આ પ્રવૃત્તિ પણ ધ્યાન બહાર રહેતી નથી. કબૂતર નિર્ભય બનીને કદાચ વારંવાર એકલું આંગણે ઊતરી આવે છે.

વસ્તીમાં ઘણી વાર સૂનકાર અનુભવ્યો છે. ઘોંઘાટ પછીનો સૂનકાર, કોઈના મરણ પછીનો સૂનકાર, કન્યાવિદાય પછીનો સૂનકાર — સૂનકાર પણ કેટકેટલા પ્રકારના હોય છે! આસપાસ પ્રવૃત્તિ સામાન્યપણે ચાલતી હોય ત્યારે પણ ક્યારેક સૂનકાર ઘેરી વળે છે. કોઈ વાર એ કોઈ ઘટના, કોઈ અનુભવ પછીનો બોધ હોય છે. પણ તેને સ્તબ્ધતા કહીશું. સ્તબ્ધતા અને સૂનકાર વચ્ચે શી રીતે ભેદરેખા દોરું? છતાં એ બંને વચ્ચે સૂક્ષ્મ ભેદ હોવાનું અનુભવું છું. આઘાત પછીની શૂન્યતા એ વળી જુદો સૂનકાર છે. અત્યારે સૂનકારને અનુભવું છું એ રીતે એને અનુભવી શકાય નહિ. વાસ્તવમાં તે પોતે જ આપણને ઘેરે છે. ક્યારેક દબાણ હેઠળ રહેવાને કારણે કોઈ અંગ શૂન્યતા અનુભવે છે. એ અંગ થોડો સમય લોહીનો ગુણ-

ગુમાવી બેઠું હોય છે. આઘાતની શૂન્યતા અને કશું ન હોવાની શૂન્યતા વચ્ચે પણ ભેદ છે. નિરાશા-વિષાદની શૂન્યતા જુદી છે. એનો જુદો બોધ હોય છે. કાર્ય પૂર્ણ થયા પછીની હાશ, એ અનુભવ હોય છે. તે કાર્ય પૂરું થઈ ગયા પછી જાણે એકલા પડી ગયા હોઈએ એવો બોધ પણ મને અજાણ્યો નથી.

પેલાં ત્રણેક કબૂતર વળી ઊડીને પોતાની હાજરીનો ખ્યાલ આપી ગયાં. શહેરી થયા પછી કર્ફ્યુના સન્નાટાનો અનુભવ ક્યારેક ક્યારેક થાય છે. પણ તે સૂનકાર કદાચ સ્તબ્ધતા હોય છે. ભયનો એક મૂંગો રેખા વગરનો ચહેરો જણાય છે. જીવ હેઠે બેઠાની નિરાંતવી શાંતિ અને કર્ફ્યુની ઊંચા જીવની ડરામણી શાંતિ જુદી જ વળી. સ્તબ્ધતાની પણ જાણે શ્રેણીઓ છે. ભયના અનેક ચહેરા હોય છે. મુંબઈના એક બાગમાં બેઠો હતો. ઉતારે પાછો ફર્યો ત્યારે લાગ્યું કે અરે, કવિતાની ડાયરી તો બાંકડે જ રહી ગઈ. હું કંઈ એવો કવિ નથી કે જેને પોતાની કવિતા કંઠસ્થ હોય! રાત્રે શું બોલીશ? બાગમાં પાછો ફર્યો તો ડાયરી જેમની તેમ પડી હતી. પ્રાપ્તિનો લોભ રહ્યો જ નથી એટલે સ્થૂળ ચીજો ભેગી જ ન થઈ ઝાઝી, એટલે તે ગુમ થવા, ખોવાવાના આઘાત જ નહિ. હા, જ્યારે ભૂતકાળમાં ગઝલમાં પ્રવેશ કર્યો ત્યારે જાણે લેહ લાગી હોય એમ કવિતા સિવાય સર્વનું વિસ્મરણ થઈ જતું. એવે વખતે યંત્રવત્ થતી ક્રિયાને કારણે આઘાતના અવસર આવી જાય ખરા.

મેળામાં નથી ગયો, પણ મેળો વિખેરાઈ ગયા પછીનો સૂનકાર અનુભવવા ગયો છું અને અકથ્ય ભાવો અનુભવ્યા છે. પેલી કયામત કહે છે, તે આવશે તે પછી પેલો ઈશ્વર શું મારા જેવી જ અનુભૂતિ કરવાનો હશે? એવો વિચાર આવી જાય.

જાન ગયાને ખાસ્સો સમય થયો છે. થાકેલા લોકોય આડા થઈ ગયા છે. લગનની ધમાલ, વાજાંનો ઘોંઘાટ — બધું અદૃશ્ય થઈ ગયું છે. આંગણે માત્ર માંડવો ઊભો છે — ઝાકઝમાળ રોશની છે.

## સૂનકાર / રતિલાલ 'અનિલ'

કબૂતરની વસ્તી છે એનો સભાન ખ્યાલ આ સૂનકારમાં જ આવ્યો. સૂની જમીન પર એકાકી કબૂતર ઊતરી આવે છે, ચાંચથી થોડી ખણખોદ કરે છે, ફરે છે, ઊડી જાય છે. કદાચ સામેની જમીન પર એ પ્રથમ વાર જ આ દિવસે ઊતરતું જણાય છે. સામેની ભીંતની પાળ પર પણ પારેવાની હિલચાલ અનુભવું છું. હવામાં ઇલેક્ટ્રિક પંખો ફરે છે એની ચક્રગતિનો આછો ધ્વનિ રહે છે તોપણ ચકલી આવીને ઓરડામાં ડોકિયું કરી જાય છે, ચક્ચક્ કરે છે. એની આ પ્રવૃત્તિ પણ ધ્યાન બહાર રહેતી નથી. કબૂતર નિર્ભય બનીને કદાચ વારંવાર એકલું આંગણે ઊતરી આવે છે.

વસ્તીમાં ઘણી વાર સૂનકાર અનુભવ્યો છે. ઘોંઘાટ પછીનો સૂનકાર, કોઈના મરણ પછીનો સૂનકાર, કન્યાવિદાય પછીનો સૂનકાર —સૂનકાર પણ કેટકેટલા પ્રકારના હોય છે! આસપાસ પ્રવૃત્તિ સામાન્યપણે ચાલતી હોય ત્યારે પણ ક્યારેક સૂનકાર ઘેરી વળે છે. કોઈ વાર એ કોઈ ઘટના, કોઈ અનુભવ પછીનો બોધ હોય છે. પણ તેને સ્તબ્ધતા કહીશું. સ્તબ્ધતા અને સૂનકાર વચ્ચે શી રીતે ભેદરેખા દોરું? છતાં એ બંને વચ્ચે સૂક્ષ્મ ભેદ હોવાનું અનુભવું છું. આઘાત પછીની શૂન્યતા એ વળી જુદો સૂનકાર છે. અત્યારે સૂનકારને અનુભવું છું એ રીતે એને અનુભવી શકાય નહિ. વાસ્તવમાં તે પોતે જ આપણને ઘેરે છે. ક્યારેક દબાણ હેઠળ રહેવાને કારણે કોઈ અંગ શૂન્યતા અનુભવે છે. એ અંગ થોડો સમય લોહીનો ગુણ-

ગુમાવી બેઠું હોય છે. આઘાતની શૂન્યતા અને કશું ન હોવાની શૂન્યતા વચ્ચે પણ ભેદ છે. નિરાશા-વિષાદની શૂન્યતા જુદી છે. એનો જુદો બોધ હોય છે. કાર્ય પૂર્ણ થયા પછીની હાશ, એ અનુભવ હોય છે. તે કાર્ય પૂરું થઈ ગયા પછી જાણે એકલા પડી ગયા હોઈએ એવો બોધ પણ મને અજાણ્યો નથી.

પેલાં ત્રણેક કબૂતર વળી ઊડીને પોતાની હાજરીનો ખ્યાલ આપી ગયાં. શહેરી થયા પછી કર્ફ્યુના સન્નાટાનો અનુભવ ક્યારેક ક્યારેક થાય છે. પણ તે સૂનકાર કદાચ સ્તબ્ધતા હોય છે. ભયનો એક મૂગો રેખા વગરનો ચહેરો જણાય છે. જીવ હેઠે બેઠાની નિરાંતવી શાંતિ અને કર્ફ્યુની ઊંચા જીવની ડરામણી શાંતિ જુદી જ વળી. સ્તબ્ધતાની પણ જાણે શ્રેણીઓ છે. ભયના અનેક ચહેરા હોય છે. મુંબઈના એક બાગમાં બેઠો હતો. ઉતારે પાછો ફર્યો ત્યારે લાગ્યું કે અરે, કવિતાની ડાયરી તો બાંકડે જ રહી ગઈ. હું કંઈ એવો કવિ નથી કે જેને પોતાની કવિતા કંઠસ્થ હોય! રાત્રે શું બોલીશ? બાગમાં પાછો ફર્યો તો ડાયરી જેમની તેમ પડી હતી. પ્રાપ્તિનો લોભ રહ્યો જ નથી એટલે સ્થૂળ ચીજો ભેગી જ ન થઈ ઝાઝી, એટલે તે ગુમ થવા, ખોવાવાના આઘાત જ નહિ. હા, જ્યારે ભૂતકાળમાં ગઝલમાં પ્રવેશ કર્યો ત્યારે જાણે લેહ લાગી હોય એમ કવિતા સિવાય સર્વનું વિસ્મરણ થઈ જતું. એવે વખતે યંત્રવત્ થતી ક્રિયાને કારણે આઘાતના અવસર આવી જાય ખરા.

મેળામાં નથી ગયો, પણ મેળો વિખેરાઈ ગયા પછીનો સૂનકાર અનુભવવા ગયો છું અને અકથ્ય ભાવો અનુભવ્યા છે. પેલી કયામત કહે છે, તે આવશે તે પછી પેલો ઈશ્વર શું મારા જેવી જ અનુભૂતિ કરવાનો હશે? એવો વિચાર આવી જાય.

જાન ગયાને ખાસ્સો સમય થયો છે. થાકેલા લોકોય આડા થઈ ગયા છે. લગનની ધમાલ, વાજાંનો ઘોંઘાટ — બધું અદૃશ્ય થઈ ગયું છે. આંગણે માત્ર માંડવો ઊભો છે — ઝાકઝમાળ રોશની છે.

મધરાતની એ નીરવતાને તેનો નજીકનો રણઝણતો, રણકતો, ઘોંઘાટિયોય બની જતો નજીકનો ભૂતકાળ બે અનુભવોની સંધિ બનીને જુદી જ અનુભૂતિ કરાવે છે.

એક જ પખવાડિયામાં હું બે વિરલ કહી શકાય એવા સૂનકાર અનુભવી રહ્યો છું. આંગણે ગળાપૂર તાપીનાં ડહોળાં નીર આછો પણ ઘોર રવ કરતાં વહી રહ્યાં હતાં. આંખ સામે તાપીનો પટ જાણે સાગર થઈ ગયો હતો. આસપાસનાં બેઠાં ઘરો ખાલી થઈ ગયાં હતાં. જાણે પાણી સિવાય કશાની જ વસ્તી નહોતી. મારા સુધી કલ્પના પહોંચે પણ અડવા નહિ એવી અલગતા હતી. રાત્રે તો ચોમેર અંધકાર, માત્ર પાણી સિવાય કોઈનો વાસ, હિલચાલ ન હોય એવો સૂનકાર. નુકસાન અંગે તટસ્થ થયા પછી જે સૂનકાર અનુભવ્યો તેને કયા શબ્દોમાં વર્ણવું ? કુતૂહલ, જિજ્ઞાસા, ભય — આવા ભાવો વિના હું કેવળ સ્તબ્ધતામય સૂનકારને અનુભવતો રહ્યો – ત્રણ દિવસની રાત્રિએ. આ તાપીકાંઠે જ ગણેશની સેંકડો મૂર્તિઓને તાપીને ચરણે ધરી દેવા લોકોનાં ટોળાં ને ટોળાં, ઢોલ ઢબુકાવતાં આવ્યાં હતાં. મધરાત સુધી કિનારો ગાજતો હતો, લાઇટો હતી, વાહનોની અને લોકોની આવ-જા હતી. એ પણ રાત્રિ હતી. એ પહેલાંની તાપીની ત્રીજે દિવસે આવેલી રેલની રાત્રિને પેલી રાત્રિ સાથે સાંધી શકતો નથી. રેલના ત્રણ દિવસની એ સ્તબ્ધ સૂની રાત્રિઓ અને રેલની પૂંઠે આવેલા પ્લેગની વસ્તીવિહોણી સૂની રાત્રિનો મેળ પાડવા મથી રહ્યો છું. આસપાસનાં ઊંચાં ભવનો લગભગ ખાલી પડયાં છે. કશી આવ-જા નથી. કોઈ વાહન દોડતું નથી. ભયના ભેંકાર બે દિવસ તો રહ્યો, અફવાયે મારા સુધી પહોંચતી નથી. આ એક જુદો જ સૂનકાર છે. કોઈ બારણે ટકોરા મારવા આવે એવું બનતું નથી. પાક લણાઈ ગયા પછીના ખેતરના સૂનકારને ચિત્તમાં અનુભવ્યો છે. અંતર જાણે પોતે કૃતાર્થભાવે આરામ કરતું હોય એવું ભાવારોપણ ખોટું નહિ. તે છતાં, કોણ જાણે એવી શૂન્યતા

મહત્ત્વાકાંક્ષાઓ અને ચમકતાં સ્વપ્નો ભરીને. દિલમાં ઉત્સાહ, ઉમંગ અને થોડોક દબાયેલો ડર લઈને. અને પછી નામની પાછળ ઉમેરાઈ ગયેલી વધારે ઊંચી ડિગ્રીઓ, ગરદન ટટ્ટાર કરી દે તેવી વ્હાઇટ કોલર જોબ, જિગરમાં ખુમારી ભરી દે તેવા ડૉલર્સ... વચ્ચે એક વર્ષ માટે પાછો ફર્યો હતો. પરણીને નલિની સાથે પુનઃ અમેરિકા ઊપડી ગયો. પછી વધારે જવાબદારીઓ, વધારે સત્તા અને વધારે ડૉલર્સવાળી નવી જોબ સ્વીકારાઈ, ડેટ્રોઇટથી લૉસ એન્જલીઝ શિફ્ટ થવાયું. નવું ઍપાર્ટમેન્ટ, ચકચકિત નવી કાર... સ્થિરતા આવતી ગઈ, એક સફળ વ્યક્તિ તરીકે સતત વ્યાપક સ્વીકૃતિ મળતી ગઈ, છિદ્રો શોધી ન શકાય એવા સળંગ સુખની જમાવટ થતી ગઈ...

વીસ વર્ષમાં આજે ત્રીજી વખત એ દેશ આવ્યો હતો. ઉંમરની સાથે વતનનું આકર્ષણ પાણીની સપાટી પર વિસ્તરી રહેલાં વર્તુળના પરિધિની માફક વધતું ગયું હતું. આ વખતે હિંદુસ્તાન આવવાનું અચાનક જ નક્કી થઈ ગયું. નલિની અને ડૉલી આવી શકે એમ ન હતાં. એ એકલો જ આવી ગયો.

ઑલિવ ગ્રીન કલરની ફિયાટ લઈને નિલય આવ્યો. સામાન ડિકીમાં ગોઠવાયો. રસ્તામાં વાતો થતી રહી, અભ્યાસ વિશે, મોટાભાઈની સ્લિપ્ડ ડિસ્કની બીમારી વિશે, સગાં-સંબંધીઓ વિશે. ગાડી મધ્યમગતિએ ચાલતી રહી. નિલય આત્મવિશ્વાસપૂર્વક ડ્રાઇવિંગ કરી રહ્યો હતો. સુબોધ બારી બહારની દુનિયાને નીરખતો રહ્યો. દુનિયા નહિ, વતન! એનું હૃદય પીગળ્યું, આંખો ઝળઝળી. આ જ રસ્તાઓ પરથી એ સેંકડો વખત પસાર થઈ ચૂક્યો હતો. પૂરપાટ ઝડપે બાઇક દોડતી હતી અને એના કરતાંય બમણી ગતિએ પાછલી સીટ પર બેઠેલા ટીન્ચુની જીભ ચાલતી હોય. ટીન્ચુની વાતોથી, એની તીક્ષ્ણ રમૂજોથી સુબોધને એટલું બધું હસવું આવી જતું કે પોતે મોટરસાઇકલ પરનો કાબૂ ગુમાવી બેસે એ પહેલાં ખાસ હસી લેવા માટે રસ્તાની એક બાજુ બાઇક થંભાવી દેવું પડતું. પાગલની માફક

મહત્ત્વાકાંક્ષાઓ અને ચમકતાં સ્વપ્નો ભરીને. દિલમાં ઉત્સાહ, ઉમંગ અને થોડોક દબાયેલો ડર લઈને. અને પછી નામની પાછળ ઉમેરાઈ ગયેલી વધારે ઊંચી ડિગ્રીઓ, ગરદન ટટ્ટાર કરી દે તેવી વ્હાઇટ કૉલર જૉબ, જિગરમાં ખુમારી ભરી દે તેવા ડૉલર્સ... વચ્ચે એક વર્ષ માટે પાછો ફર્યો હતો. પરણીને નલિની સાથે પુનઃ અમેરિકા ઊપડી ગયો. પછી વધારે જવાબદારીઓ, વધારે સત્તા અને વધારે ડૉલર્સવાળી નવી જૉબ સ્વીકારાઈ, ડેટ્રોઇટથી લૉસ એન્જલીઝ શિફ્ટ થવાયું. નવું ઍપાર્ટમેન્ટ, ચકચકિત નવી કાર... સ્થિરતા આવતી ગઈ, એક સફળ વ્યક્તિ તરીકે સતત વ્યાપક સ્વીકૃતિ મળતી ગઈ, છિદ્રો શોધી ન શકાય એવા સળંગ સુખની જમાવટ થતી ગઈ...

વીસ વર્ષમાં આજે ત્રીજી વખત એ દેશ આવ્યો હતો. ઉંમરની સાથે વતનનું આકર્ષણ પાણીની સપાટી પર વિસ્તરી રહેલાં વર્તુળના પરિઘની માફક વધતું ગયું હતું. આ વખતે હિંદુસ્તાન આવવાનું અચાનક જ નક્કી થઈ ગયું. નલિની અને ડૉલી આવી શકે એમ ન હતાં. એ એકલો જ આવી ગયો.

ઑલિવ ગ્રીન કલરની ફિયાટ લઈને નિલય આવ્યો. સામાન ડિકીમાં ગોઠવાયો. રસ્તામાં વાતો થતી રહી, અભ્યાસ વિશે, મોટાભાઈની સ્લિપ્ડ ડિસ્કની બીમારી વિશે, સગાં-સંબંધીઓ વિશે. ગાડી મધ્યમગતિએ ચાલતી રહી. નિલય આત્મવિશ્વાસપૂર્વક ડ્રાઇવિંગ કરી રહ્યો હતો. સુબોધ બારી બહારની દુનિયાને નીરખતો રહ્યો. દુનિયા નહિ, વતન! એનું હૃદય પીગળ્યું. આંખો ઝળઝળી. આ જ રસ્તાઓ પરથી એ સેંકડો વખત પસાર થઈ ચૂક્યો હતો. પૂરપાટ ઝડપે બાઇક દોડતી હતી અને એના કરતાંય બમણી ગતિએ પાછલી સીટ પર બેઠેલા ટીન્ચુની જીભ ચાલતી હોય. ટીન્ચુની વાતોથી, એની તીક્ષ્ણ રમૂજોથી સુબોધને એટલું બધું હસવું આવી જતું કે પોતે મોટરસાઇકલ પરનો કાબૂ ગુમાવી બેસે એ પહેલાં ખાસ હસી લેવા માટે રસ્તાની એક બાજુ બાઇક થંભાવી દેવું પડતું. પાગલની માફક

એ હસતો રહેતો.

"ટીન્ચુડા, તું મને ક્યારેક મારી નાખીશ...!"

ટીન્ચુ! ઓહ.

સુબોધ સ્તબ્ધ થઈ ગયો. આ કોનું સ્મરણ થઈ ગયું એનાથી? એ દોસ્તનું, એ દિલોજાન દોસ્તનું કે જેણે છેલ્લાં પંદર વર્ષથી એને એક નાની ચિઠ્ઠી પણ નહોતી લખી?

*

"સુબોધ અંકલ, મેં મારા લિફ્ટમેન અંકલને કહ્યું જ હતું કે તમે મારા માટે બહુ બધાં રમકડાં લાવશો. અમે બન્નેએ શરત લગાવી હતી. ને લ્યો, હું શરત જીતી પણ ગઈ!" પૂજાનો ખુશ-ખુશાલ અવાજ એના કાને અથડાયો.

"પૂજા..." નિલયે મોં પાછળ ફેરવીને ઊંચા અવાજે કહ્યું. "આખો દિવસ લિફ્ટમેન અંકલની વાતો કરી કરીને અંકલને બોર ન કરતી."

સુબોધનું ધ્યાન તેમની વાતોમાં નહોતું. પહેલી વાર દેશ છોડીને અમેરિકા જઈ રહ્યો હતો ત્યારે એણે ટીન્ચુને ભારે અવાજે કહ્યું હતું, "જો ટીન્ચુ, હું જાણું છું કે તને પત્રો લખવાનો કંટાળો આવે છે. પણ તારે એ કંટાળો મારે ખાતર સહી લેવો પડશે, મારા સંતોષ ખાતર, કમસે કમ મને એ વાતનો તો સતત ખ્યાલ રહેવો જોઈએ કે મારો જિગરિયો શું કરી રહ્યો છે."

ખૂબ વાચાળ નહિ બની શકતા અને લાગણી પ્રદર્શનની બાબતમાં સંયમિત રહેતા સુબોધની લાગણી ટીન્ચુને સ્પર્શી ગઈ હતી. એનું હૃદય ભરાઈ આવ્યું હતું. પણ એણે એ જ બેફિકરા મોજીલા અંદાજમાં જવાબ આપેલો, "પત્રો? શા માટે? પત્રો લખવાની જરૂર જ નહિ પડે. વજ્રાયુધ પરશુરામ પાર્થસારથિનું નામ દેશવિદેશનાં અખબારોમાં સતત ચમકતું જ રહેશે!"

વજ્રાયુધ પરશુરામ પાર્થસારથિ!

સુબોધને હસવું આવી ગયું. કેવું વિચિત્ર નામ પસંદ કર્યું હતું એણે! વજ્રાયુધ પરશુરામ પાર્થસારથિ! આ નામને યાદ કરવામાં જ અઠવાડિયું જતું રહેશે, એણે કહ્યું હતું. "અફકોર્સ!" શર્ટનો કોલર ઠીક કરતાં ટીન્ચુએ કૃત્રિમ ગર્વથી જવાબ આપ્યો હતો, "અસાધારણ વ્યક્તિનું નામ પણ અસાધારણ હોવું જોઈએ!"

હળવી બ્રેક સાથે કાર થંભી ગઈ. ટ્રાફિક આઇલેન્ડ પાસે બે દિશાઓનો વ્યવહાર અટકી ગયો. સુબોધે ઊંડો નિઃશ્વાસ ફેંક્યો. અંકલનો અચાનક બદલાઈ ગયેલો મૂડ જોઈને નિલયને નવાઈ લાગી.

સુબોધનું મન સમગ્રપણે ટીન્ચુ વિશે વિચારતું હતું. પછી એને ખુદને આશ્ચર્ય થવા માંડ્યું. ટીન્ચુ આજે આટલી તીવ્રતાથી શા માટે યાદ આવી રહ્યો છે? આ માણસ એના સ્મરણપટ પરથી લગભગ ભૂંસાઈ ચૂક્યો હતો. માત્ર થોડી સ્મૃતિરેખાઓ બચી હતી જે ક્યારેક આછીપાતળી ઝબકી જતી. ક્યારેક જ. પછી તો તે ઝબકારાઓ પણ ઝાંખા અને સંવેદનારહિત બનવા લાગ્યા હતા. અમેરિકાથી ભારત આવવાનો પણ આ કંઈ પહેલો પ્રસંગ ન હતો. તો પછી આજે અચાનક જ, કોઈ પણ સંદર્ભ વિના જ, આટલી વેધકતાથી ટીન્ચુ સ્મૃતિનાં સાત પાતાળ ભેદીને સપાટી પર શા માટે આવી રહ્યો છે? કે ટીન્ચુ કદી ભુલાયો જ નહોતો? એ માણસને ભૂલી શકવું અશક્ય હતું. એની સ્મૃતિ સતત ભીની ભીની ભલે નહિ રહી હોય, પણ મનના કોઈ ને કોઈ ખૂણે એ ધબકી જરૂર જતો હતો, પળવારમાં જન્મીને ફૂટી જતા નાના નાના પારદર્શક પરપોટાઓની જેમ.

આ વખતે ટીન્ચુનો પત્તો મેળવવો જ છે, એ સાલાને પકડીને જ જંપવું છે — સુબોધે નક્કી કરી લીધું.

એ એકાએક સ્વસ્થ થઈ ગયો.

ગળું ખંખેરીને, હળવાશથી, હસવાનો પ્રયત્ન કરતો એ

બોલ્યો, "અચ્છા પૂજા! તું તારા લિફ્ટમૅન અંકલની શી વાત કરતી હતી બેટા?"

"અરે અંકલ, એ લિફ્ટમૅનનું તો ભૂલથી પણ નામ ન લેશો. આ પૂજાડીની રેકોર્ડ ચાલુ થઈ જશે તો પછી અટકવાનું નામ નહિ લે." પૂજા કંઈ જવાબ આપે તે પહેલાં નિલય બોલી ઊઠયો, "આપણી બિલ્ડિંગમાં પહેલાં એક બુઢ્ઢો શીખ લિફ્ટમૅન હતો. એને ઍક્સિડન્ટ થયો એટલે એની જગ્યાએ છેલ્લા એકાદ વર્ષથી આ જોકર લિફ્ટમૅન તરીકે અપૉઇન્ટ થયો છે. પોતાને તો કંઈ ઘર-કુટુંબ જેવું છે નહિ. આખો દિવસ બિલ્ડિંગના નાના છોકરાંઓને ભેગાં કરીને ધમાલ કરતો રહે છે, બસ! આ ટાબરિયાંઓનો તે ફેવરિટ છે."

પૂજા ગુસ્સાથી મોં ફુલાવીને અદબ ભીડી ચુપચાપ બેસી રહી.

સુબોધ હસી પડયો. "જોવો પડશે તારા લિફ્ટમૅન જોકરને, પૂજા!"

ટીન્ચુને સૌથી પહેલો કયારે જોયો હતો? સુબોધના મનમાં વિચાર આવી ગયો. ટીન્ચુનું સ્મરણ બહુધા એક વિદૂષકના સ્વરૂપમાં જ થતું. પુષ્કળ હસાવતો, હસતો રમતિયાળ વિદૂષક. એની અદ્‌ભુત રમૂજવૃત્તિ મુગ્ધ બનાવી દેતી, ચકિત કરી દેતી. માણસમાં જો સારું સેન્સ ઑફ હ્યૂમર હોય તો એના નાના ગુનાઓ કયારેક અનાયાસે જ માફ થઈ જતા હોય છે. રમૂજવૃત્તિ વગરનો માણસ ભારેખમ બની જતો હોય છે, ટીન્ચુ કહેતો. બીજાઓ માટે અને કયારેક ખુદને માટે પણ ટીન્ચુની રમૂજમાં કેવળ રમૂજ ન રહેતી, એમાં ચમકાવી દેનારું તત્ત્વ રહેતું — વિચારનો તણખો પ્રગટાવી દે તેવું.

ટીન્ચુ સાથે મૈત્રી થઈ એ કદાચ કૉલેજના શરૂઆતના દિવસો હતા. સુબોધે યાદ કરવા માંડયું. કૉલેજના કોઈ ફંકશનમાં એણે એકાદ સુરસ ગીત ગાયું હતું અને સુબોધ એનાથી પ્રભાવિત થઈ

ગયો હતો. ગીત પૂરું થઈ ગયા બાદ એને ખાસ અભિનંદન આપવા એ બૅકસ્ટેજ તરફ દોડી ગયો હતો.

"એક એન્જિનિયર આટલું સરસ ગાઈ શકે એ માનવું મુશ્કેલ છે," અભિનંદન આપતાં સુબોધે કહેલું, "ચાલો, મારી એક માન્યતા સરસ રીતે ખોટી પુરવાર થઈ."

"ગાનું અને એન્જિનિયરિંગ બન્ને તદ્દન ભિન્ન બાબતો છે. અને એન્જિનિયરોને તમે કોઈ ચોક્કસ ચોકઠામાં શા માટે કેદ કરી દો છો?" સ્પષ્ટ ઉચ્ચારો, રણકતો અવાજ. સુબોધને લાગ્યું હતું કે બોલતી વખતે આ માણસ વધારે પ્રભાવશાળી લાગે છે.

"ખરી વાત છે. આઈ એમ સુબોધ," પોતાનો પરિચય આપતાં સુબોધે કહેલું, "સુબોધ મહેતા."

"અમિત પારેખ, પણ મને મારું નામ બિલકુલ નથી ગમતું," પ્રથમ પરિચયથી જ એ ખૂલવા માંડયો હતો. પ્રોફેસરો માટે હું રોલ નંબર પાંચસો પચ્ચીસ છું અને દોસ્તો માટે ટીન્ચુ!"

"એટલે કે મારા માટે પણ ટીન્ચુ!"

હળવી ચિચિયારી સાથે કારને સહેજ આંચકો લાગ્યો. અતીતમાંથી ઊંચકાઈને સુબોધ એકદમ વર્તમાનની સપાટી પર આવી ગયો. આગલી સીટ પર નિલય મોં વડે વ્હીસલથી કોઈ ગીત વગાડતો હતો.

દોસ્તી શી ચીજ હોય છે? સુબોધે વિચાર્યું. મૈત્રીમાં કયું રસાયણ હોય છે? આપણી સભરતાઓ, વિરોધાભાસો, અપૂર્ણતાઓ અને દુર્બળતાઓનું થરથરતું પ્રતિબિંબ ઝીલનારો દોસ્ત હોય છે. સુખ, આનંદ અને ખુશાલીની ક્ષણોનો ગુણાકાર કરીને એને તીવ્ર બનાવી મૂકનારો મિત્ર હોય છે. જિંદગીના અંતિમ છેડા સુધી હવાના અદૃશ્ય આવરણની માફક વીંટળાયેલ રહીને જીવવાની ક્રિયાને 'કિક' આપ્યા કરનારો મિત્ર હોય છે. પંદર વર્ષ...સુબોધના દિલમાં હળવી ટીસ ઊઠીને વેરાઈ ગઈ. પંદર વર્ષથી ટીન્ચુના કાંઈ સમાચાર નહોતા.

એ અમેરિકા ગયો ત્યાર પછી શરૂઆતનાં વર્ષોમાં ટીન્ચુના ફક્ત બે પત્રો આવ્યા હતા. ટૂંકા ટૂંકા, તદ્દન ઔપચારિક. "હું લખી શકતો નથી સુબોધ," ટીન્ચુ કહ્યા કરતો, "બોલવું, બોલવું એ મારું કામ છે. મારી પાસે શક્તિશાળી જીભ છે, કલમ નથી."

સુબોધે ઊંડો શ્વાસ લીધો. અત્યારે એ સાલો કોઈ ટોચની કંપનીનો એક્ઝિક્યુટિવ ઑફિસર બનીને કંપનીની એરકન્ડિશન્ડ કારમાં ફરતો હશે અથવા પોતાની પ્રાઇવેટ ફર્મની ઑફિસમાં રિવૉલ્વિંગ ચૅર પર બેઠો બેઠો ગોળ ગોળ ઘૂમતો હશે. જો કે એના તરંગી દિમાગમાંથી અવનવા તુક્કાઓ ફેંકાયા કરતા. એ ક્યારેક હસતાં હસતાં કહેતો, "લાગે છે કે મારું જીવન કોઈ એવી દિશામાં ફંગોળાઈ જશે કે જેની કોઈનેય કલ્પના નહિ હોય, મને પણ નહિ!" પણ એ કોઈ પણ ક્ષેત્રમાં હશે, નોંધપાત્ર હશે, પોતાનું આગવું વાતાવરણ રચીને બેઠો હશે. એ માણસમાં શક્તિ હતી. આગની જ્વાળાઓ જેવી, સતત આકાર અને રંગો બદલતી. અને બે-ત્રણ-ચાર છોકરાઓનો બાપ બની ગયો હશે. સુબોધને આ કલ્પનાથી મોજ પડી. અચાનક યાદ આવ્યું, ટીન્ચુ કહેતો, "શી જરૂર છે લગ્નની? એક જ વ્યક્તિ સાથે જિંદગીભર શી રીતે બંધાયેલા રહી શકાય? લગ્નની સંકલ્પના અવૈજ્ઞાનિક છે. પણ દીકરી, યેસ... મારે લગ્ન કરવાં પડશે કારણ કે મારે બેબી જોઈએ. મારી પોતાની બેબી અને એક જ બેબી. મારામાં, સુબોધ, પિતૃત્વનો ભાવ, એક વાત્સલ્યભાવ ઠાંસી ઠાંસીને ભર્યો હોય એવું લાગે છે. મારી બેબી મારી ડ્રીમગર્લ છે. આઈ એમ ઇન લવ વિથ ધૅટ અનનોન કિડ. હું સારો પતિ બનું કે ન બનું પણ મને લાગે છે કે એક બાપ તરીકે હું અદ્દભુત હોઈશ!"

બસસ્ટૉપ નજીકના સર્કલ પાસેથી કારે તીવ્ર વળાંક લીધો.

"અંકલ, શા વિચારમાં ખોવાઈ ગયા છો?" નિલયે પાછળ મોં ફેરવીને હસીને પૂછ્યું.

"બસ, એમ જ. ખાસ કશું નહિ—"

"અરે અંકલ; યાદ આવ્યું," નિલયે કહ્યું, "મમ્મી ગઈ દિવાળી પર ઘરની સાફસૂફી કરતી હતી ત્યારે એક જૂની બૅગમાંથી તમારી લખેલી કેટલીક ડાયરીઓ મળી આવી છે. ઘણાં વર્ષો જૂની, તમારા સ્કૂલ કૉલેજના જમાનાની."

સુબોધે સ્મિત કર્યું. "તેં વાંચી એ ડાયરીઓ?"

"થોડી થોડી. ઉપર ઉપરથી. મારે જોવું હતું કે તમારે કૉલેજમાં અફેર્સ જેવું કશું હતું કે નહિ!"

"મસ્ટ બી ડિસઅપૉઇન્ટેડ—!"

"યેસ!"

સુબોધ ખડખડાટ હસી પડ્યો. નિલયે પણ સાથ પુરાવ્યો. વાતાવરણમાં હળવાશ ઊતરી આવી. કશુંક યાદ કરતો સુબોધ ક્યાંય સુધી હસતો રહ્યો.

"અંકલ, આપણું ઘર આવી ગયું...!" પૂજાએ ઉત્તેજિત સ્વરે ચીસ પાડી.

સુબોધે બારીની બહાર જોયું. આઠ માળનું એ વિશાળ સફેદ બિલ્ડિંગ લયબદ્ધ નજીક આવી રહ્યું હતું.

"પેલું નજીકમાં શું નવું બની ગયું છે? શૉપિંગ સેન્ટર?"

"ગ્રાઉન્ડ ફ્લોર પર દુકાનો છે; વચ્ચે એક રેસ્ટોરન્ટ છે અને સૌથી ઉપર ગર્લ્સ હાઈસ્કૂલ છે!"

"વન્ડરફુલ! આ ક્ષા-કુઝીન રેસ્ટોરન્ટનું નામ છે કે સ્કૂલનું?" કારનો દરવાજો ખોલીને સુબોધ બહાર આવ્યો.

"રેસ્ટોરન્ટનું નામ છે." નિલય જરા તોફાની અંદાજમાં બોલ્યો, "પણ સ્કૂલની અમુક વાનગીઓ ખૂબ જ સ્વાદિષ્ટ છે અંકલ!"

"સ્કૂલની કાચી કાચી વાનગીઓ નહિ ખાવાની નિલય." સુબોધે આંખો પહોળી કરી. "પેટમાં દુખશે! કેમ તારી કૉલેજમાં પાકી વાનગીઓની તંગી છે?"

ડિકીમાંથી સામાન બહાર કાઢતો નિલય હસી પડ્યો. સામાનમાં માત્ર બે મોટી ઍરબૅગ જ હતી.

લિફ્ટ ખાલી હતી. બધાં પાંચમા ફ્લોર પર પહોંચી ગયાં. મોટાભાઈ સામે જ ઊભા હતા.

"વેલકમ હોમ બ્રધર !"

સુબોધ ભાઈને ભેટી પડ્યો. ખુશાલીનું, આત્મીયતાનું, હૂંફનું એક ભીનું ભીનુ મોજું ફરી વળ્યું.

બધાં ઘરમાં દાખલ દાખલ થયાં. સુબોધ ભાભીને પગે લાગ્યો. નલિની–ડૉલીને ફરી યાદ કરાયાં. વાતોમાં, હાસ્યની છોળોમાં, આનંદ-ઉલ્લાસના એક સભર વાતાવરણમાં બધાં ઓગળતાં ગયાં. અને રાત્રિના એકના ટકોરે ભાભીએ કહેવું પડ્યું :

"સુબોધભાઈ, હવે આરામ ફરમાવો. થાકેલા હશો. ઊંઘ આવતી હશે."

"મને ? બિલકુલ નહિ. હું પ્લેનમાં સરસ સૂઈ શકું છું."

મોટાભાઈ હસ્યા, "તુ તો એવી રીતે વાત કરે છે કે જાણે..." પછી વાક્ય અધૂરું મૂકી દઈને તરત વાત બદલી નાખી, "અચ્છા, કાલે સવારે મારે દોઢ-બે કલાક માટે ઑફિસે જઈ આવવું પડશે. તું ઊઠીને ફ્રેશ થશે ત્યાં સુધીમાં તો હું પાછો આવતો રહીશ."

"ધેટ્’સ નાઇસ."

ગુડનાઇટ કહીને સૌ પોતપોતાના ઓરડામાં ગયાં. લાઇટ ઑફ કરીને સુબોધ પથારીમાં પડ્યો.

*

સવારે આંખ ખૂલી ત્યારે દિવસ ખાસ્સો ચડી ગયો હોય એમ લાગ્યું. ટિપોઈ પરથી રિસ્ટવૉચ ઉઠાવીને સમય જોયો તો એ ચમકી ગયો. પછી તરત ઝબકારો થયો, ઘડિયાળ હજુ અમેરિકન સમય બતાવી રહ્યું હતું.

"સુબોધભાઈ, તમે તો ઘરમાં પણ સરસ સૂઈ શકો છો !"

ટ્રેમાં ચાનો કપ લઈને ભાભી અંદર પ્રવેશ્યાં.

સુબોધે બગાસું પૂરું કર્યું. પછી સ્મિત કર્યું, છાપા પર સરસરી નજર ફેરવી લઈને ફટાફટ પ્રાતર્વિધિઓ પતાવવા માંડી. શેવ કરી લીધું, નાહી લીધું. ફ્રેશ થઈ જઈને કિચનમાં પહોંચી ગયો, "ભાભી, મને હેવી બ્રેકફાસ્ટની આદત છે!"

"એની જ કામગીરી ચાલે છે. તમે એમ કરો, ડાઇનિંગ ટેબલની ખુરશી ખેંચીને અહીં મારી પાસે બેસો અને વાતો કરો. હું તમારો હેવી બ્રેકફાસ્ટ બનાવું છું."

"એના કરતાં ભાભી," સુબોધને અચાનક યાદ આવ્યું, "મારી પેલી જૂની ડાયરીઓ મને આપી દો. હું એ જ વાંચું છું."

ભાભીએ આપેલી એક મોટી પોલિથીનની બૅગ લઈને એ પલંગ પર ગોઠવાઈ ગયો. અંદરથી ડાયરીઓ બહાર કાઢી. થોડા પત્રો પણ હતા. સ્કૂલમાં હતો ત્યારે એણે થોડી પેનફ્રેન્ડ્ઝ બનાવેલી. સાઉથ આફ્રિકાની એક વ્હાઇટ છોકરી ફેલિસિટી રો હતી જે પછીથી પરણીને મિસિસ ફેલિસિટી મીર બની ગઈ હતી અને પછી તેના પત્રો આવતા બંધ થઈ ગયા હતા. એક અમેરિકન સામન્થા મેગન્સ હતી જે પત્રોમાં હંમેશા એનાં બન્ને કૂતરાંઓ અને બોયફ્રેન્ડ્ઝની વાતો લખ્યા કરતી...સુબોધ આનંદિત થઈ ગયો.

બ્રાઉન કલરના લેધર જેકેટવાળી એક ડાયરીના પહેલા પાના પર જ લખ્યું હતું, થોડા લાગણીશીલ બનીને: "પાસપોર્ટ-વીસા તૈયાર થઈ રહ્યા છે. હિન્દુસ્તાનમાં માગ આ છેલ્લા દિવસો છે... પછી અમેરિકા... વિશ્વના સૌથી એક્સાઇટિંગ દેશોમાંનો એક... ઘર-મિત્રોને છોડીને ત્યાં કેટલી હદે ગોઠવાઈ શકીશ! ટીન્ચુ સાલો મારા ઉત્સાહ પર પાણી ફેરવી દે છે."

ટીન્ચુના ઉલ્લેખે એને ચમકાવી દીધો. કશાકનું ધક્કા સાથે પુનઃસંધાન થઈ ગયું. ગઈ કાલે ટીન્ચુને ખૂબ યાદ કર્યો હતો, સુબોધને યાદ આવ્યું. તેણે આગળ વાંચવા માંડ્યું. શું કહેતો

હતો ટીન્ચુ?

"અમેરિકા? સપનામાં પણ નહિ. જો અમેરિકાનો પ્રેસિડેન્ટ સામેથી આમંત્રણ પાઠવે કે મિસ્ટર વજ્રાયુધ પરશુરામ પાર્થ-સારથિ, તમે અમેરિકા આવી જાઓ. તમારું રેડ-કાર્પેટ સ્વાગત કરવામાં આવશે, તમને મનપસંદ જોબ, ઘર, ગાડી આપવામાં આવશે. તોપણ હું કહી દઉં, સૉરી મિસ્ટર પ્રેસિડેન્ટ, આઇ કાન્ટ, એ અશક્ય છે... અરે યાર, ચાર-છ-આઠ મહિના ફરવા માટે અમેરિકા બરાબર છે પણ અમેરિકા કે બીજા કોઈ પણ દેશમાં જિંદગીભર શી રીતે રહી શકાય? મારું સુખ, મારું દુઃખ, મારી ખુશી, મારી વેદના, મારું એકાંત, મારું રોમેરોમ ભારતીય હોય પછી હું બીજા કોઈ દેશમાં શી રીતે વ્યક્ત થઈ શકું? હું એ વિચારને પણ ધિક્કારું છું."

સુબોધે ડાયરી બંધ કરી. બે-ચાર પળો એ ચુપચાપ પડયો રહ્યો. જાતને વ્યક્ત કરી શકવી એટલે શું? સત્તાશાળી હોવું, પ્રતિષ્ઠા હોવી, સુખ હોવું, સફળતાનું ઝળહળતું લેબલ હોવું – શું બાકી રહી જાય છે આ સિવાય જાતને વ્યક્ત કરવામાં?

ડાયરીમાં એક જગ્યાએ અવતરણ ટાંકેલું હતું: "બ્રહ્મવૈવર્ત-પુરાણ કહે છે કે—" સુબોધને આશ્ચર્ય થયું.— બ્રહ્મવૈવર્તપુરાણ? આગળ વાંચ્યું: "સંબંધ ત્રણ પ્રકારના હોય છે: વિદ્યાથી નીપજતો, યોનિમાંથી નીપજતો અને પ્રીતિમાંથી ઉત્પન્ન થતો. પ્રીતિમાંથી ઉત્પન્ન થતા સંબંધોમાં મૈત્રીનો સંબંધ ખરેખર દુર્લભ છે."

આ અવતરણ ટીન્ચુના સંદર્ભમાં લખાયેલું હતું. એની પિસ્તા-લીસ વર્ષની ઉંમરમાં બનેલા બે-ચાર શ્રેષ્ઠ મિત્રો પૈકીનો એક ટીન્ચુ હતો. અને સૌથી જૂનો મિત્ર પણ એ જ હતો. એને સંસ્કૃત સુભાષિત યાદ આવી ગયું: "મિત્રોમાં જૂનો મિત્ર શ્રેષ્ઠ હોય છે..." ટીન્ચુ વિશે શું કહી શકાય? બન્ને વચ્ચેનો સંબંધ તૂટી નહોતો ગયો? સમયની થપાટો અને પરિસ્થિતિનાં આંદોલનો સંબંધનો

ચહેરો ધૂંધળો બનાવી દે, એના સ્વરૂપ અને તીવ્રતામાં પરિવર્તન આણી દે એવું બને. પણ તીવ્રતાથી જોડાયેલો અને સચ્ચાઈપૂર્વક વિકસેલો પ્રામાણિક સંબંધ કદાચ ક્યારેય તૂટતો નથી.

સુબોધને લાગ્યું કે હજુ પણ એ ટીન્ચુ માટે લાગણીશીલ બનીને વિચારી શકતો હતો. એણે બધી ડાયરીઓ ક્રમવાર ગોઠવી. ટીન્ચુના ઉલ્લેખો ઠેરઠેર હતા. સુબોધ ધ્યાનપૂર્વક ટીન્ચુ વિશેનું લખાણ વાંચતો ગયો. વીસ-બાવીસ વર્ષનો આખો સમયખંડ પીગળતો ગયો અને હૃદયમાં ઊંડે ઊંડે ધરબાઈ ગયેલો એનો દોસ્ત ક્રમશઃ સપાટી પર આવતો ગયો...

કૉલેજના વર્ગો કરતાં કૉલેજની કેન્ટીનમાં ટીન્ચુની હાજરી વધારે રહેતી. મિત્રોમાં એની હાજરી અને ગેરહાજરી સ્પષ્ટ અસર જન્માવી જતી. એ ન હોય ત્યારે કશુંક વેધક અધૂરાપણું વાતાવરણમાં ઝળૂંબ્યા કરતું. એની ઉપસ્થિતિમાં એની વાતોથી, રમૂજોથી, ગીતોથી, ધમાલથી અને વિદૂષકવેડાથી સમગ્ર વાતાવરણ જીવંત બની ઊઠતું. એ માણુસના આંતરિક સત્ત્વ અને કુશાગ્ર બુદ્ધિનું એના વાચાળપણા સાથે એવું અદ્ભુત સંમિશ્રણ થઈ જતું, કે એના કોઈ સભાન પ્રયત્નો વિના જ એ ટોળામાં અલગ તરી આવતો.

બહિર્મુખ અને બિન્દાસ ટીન્ચુ સાથે સંતુલિત અને અંતર્મુખ પ્રકૃતિ ધરાવતા સુબોધની જબરી સંવાદિતા સધાઈ ગઈ હતી. બન્ને એટલા ઝડપથી ગાઢ મિત્રો બની ગયા હતા કે એમને પણ આશ્ચર્ય થતું હતું.

"એવું બનતું હોય છે, સુબોધ. જીવનમાં જેમને મળવાનું લખાયું હોય છે એ મળી જ જાય છે." અને પછી નાટકીય બનીને ટીન્ચુ કહી દેતો, "તું તો મારો ફ્રેન્ડ છે યાર!"

'ડ્રીમગર્લ' મળી જાય ત્યારે ખરું!"

"'ડ્રીમગર્લ'..." ટીન્ચુ કંઈક ઉપહાસભાવે હસ્યો હતો. 'નવા નવા ટીનએજર્સ હોય અને દૂધિયા દાંતની જેમ મૂછો કે સ્તનો

ફૂટી રહ્યાં હોય તેમના માટે આ ડ્રીમબૉય – ડ્રીમગર્લ જેવા શબ્દો ઠીક છે. પણ જ્યારે પૃથ્વી પર પેદા થયા એ ઘટનાને બબ્બે દાયકા વીતી ગયા હોય પછી નજર સામે દસે દિશાઓમાં ફક્ત એક જ વસ્તુ દેખાય છે — સફળતા, સકસેસ, યશ! બાકી બધું જ ગૌણ છે. પરિઘને હું ધિક્કારું છું. મારે સતત કેન્દ્રમાં રહેવુ છે... સતત ચર્ચાસ્પદ... આઈ ઑલવેઝ વૉન્ટ ટુ બી ટન્સિડર્ડ, લોકો પર છવાઈ જવું છે મારે... મારી મહત્ત્વાકાંક્ષાઓ, મારાં સપનાંઓ.... આ પૃથ્વી જ નહિ, બ્રહ્માંડને ભેદીને પેલે પાર જવું છે મારે...”

“સપનાં જોવાનો કશો વિરોધ નથી, ટીન્ચુ, આકાશમાં ગમે ગમે તેટલા ઊંચા ઊડીએ, પણ પગને વાસ્તવિકતાની ધરતી પર ટેકવી રાખવા જોઈએ. સપનાંઓ પણ તર્કસંગત હોવાં જોઈએ.”

“શા માટે?” આ પ્રકારની વાતો કરતી વેળાએ ટીન્ચુ ઉત્તેજિત બની જતો, એની આંખો પ્રકાશી ઊઠતી. “હું આ તર્કસંગતતા શબ્દને જ ધિક્કારું છું. શા માટે બધું તર્કસંગત જ હોવું જોઈએ? મને અતાર્કિકપણું, ઍબ્સર્ડિટી આકર્ષે છે. હું ચકલીનું ઈંડું જોઈને ધગધગતો લાવા ફેંકતા જ્વાળામુખીની કલ્પના કરું છું. તાજા જન્મેલા બાળકની સુગંધ મારા મનમાં કરોડો પ્રકાશવર્ષ દૂર પ્રકાશી રહેલા તારાઓ અંગેના વિચારો જન્માવી શકે છે. અતર્ક, અતાર્કિકપણું એ જ એકમાત્ર વાસ્તવિકતા છે. સપનાંઓમાં પણ, તર્કસંગતતા શોધવી એ સામાન્ય સ્તરના લોકોનું કામ છે. વ્યવહારુ બનો, પ્રૅક્ટિકલ બનો– આ બધા સામાન્યપણાના કૂંડાળામાથી બહાર નહિ આવી શકતા, ખદબદતી ઇયળો જેવા લોકોનાં સૂત્રો છે.”

“સાફ-સુંદર-સુશોભિત અને અઘરા શબ્દોમાં વિચારો કર્યા કરવાથી મહાન બની ગયા હોવાનો ભાસ થતો રહે છે, ટીન્ચુ”

“હોઈ શકે. પણ વીસ-બાવીસ-પચ્ચીસ શિક્ષિત, બુદ્ધિવાળો વિચારશીલ યુવાન જીવનમાં યશ અને સફળતા મેળવવાની મહત્ત્વાકાંક્ષા ધરાવતો હોય તો એ તદ્દન ઉચિત નથી શું? અને આ ઉંમરે

મોહમાયા અને ત્યાગ અને સંતતિની વાતો કર્યા કરતાં યુવાનો મને અત્યંત ઘૃણાસ્પદ લાગે છે."

થોડી પળો ચુપકીદી છવાઈ ગઈ.

"સફળતા અને ખુશી," ટીન્ચુએ ફરી બોલવાનું શરૂ કર્યું હતું, "આ બન્ને વસ્તુઓ જીવનમાં હાંસલ થવી જોઈએ. સફળતા જોકે સાપેક્ષ છે. પણ ખુશી નિચોવી લીધેલી સફળતા નપુંસક બની જતી હોય છે."

એકાએક એ એકદમ હળવો બની ગયો હતો. ખડખડાટ હસતાં એણે કહેલું, "પણ મારે શા માટે કશી ચિંતા કે ઉતાવળ હોવી જોઈએ? પેલો આકાશમાં બેઠો છે ને મારો દોસ્ત, ભગવાન? વજ્રાયુધ પરશુરામ પાર્થસારથિને એ બધું જ આપશે, હું જાણું છું. આફ્ટર ઑલ, આઈ એમ હિઝ ફેવરિટ કિડ, યાર!"

વજ્રાયુધ પરશુરામ પાર્થસારથિ નામને તે બેહદ ચાહતો હતો. "હું અમિત પારેખ નથી, વજ્રાયુધ પરશુરામ પાર્થસારથિ જ છું. આઈ જસ્ટ લવ ધિસ નેઇમ. હકીકતમાં, હું મારી સાથે સંકળાયેલી દરેક ચીજને પાગલની માફક પ્રેમ કરતો હોઉં છું — મારું નામ, મારો દેખાવ, મારા મિત્રો, મારી રૂમ, મારી એક એક વૃત્તિ—મારી પલાયનવૃત્તિને પણ. આ એક પ્રકારની સંકુચિતતા છે, છતાં પણ!"

ડાયરીમાં એક જગ્યાએ સુબોધે લખ્યું હતું: "ટીન્ચુના વ્યક્તિત્વમાં એક હળવી નકારાત્મક ધાર છે, કશીક વિશિષ્ટ સુંવાળી અને સુરીલી કર્કશતા છે. પણ આ નકારાત્મકતા અને કર્કશતા એના વ્યક્તિત્વને વધારે તીક્ષ્ણ, ધારદાર અને આકર્ષક બનાવી મૂકે છે..." આગળ એક જગ્યાએ લખ્યું હતું: "આ છોકરો ધારે તો યુનિવર્સિટી સ્તરે ફર્સ્ટ-ક્લાસ-ફર્સ્ટ લાવી શકે તેમ છે. પણ એ સાલો ભણવામાં એની કુશાગ્ર બુદ્ધિનો ઉપયોગ જ કરતો નથી. હંમેશા એક જ વાત કહ્યા કરે છે, 'મને એક વાર એન્જિનિયર

બનીને ફીલ્ડમાં જવા દો, પછી જુઓ મારી મહેનતની કમાલ.' ક્યારેક ડર લાગે છે કે આ માણસને પલાયનવાદ એને પાછો ન પાડી દે."

"આટલું ધ્યાનથી શું વાચી રહ્યો છે સુબોધ?" મોટાભાઈ ઝભ્ભાની બાંય વાળતાં રૂમમાં પ્રવેશ્યા.

સુબોધે ડાયરી બંધ કરી.

"બસ એમ જ. ખાસ કશું નહિ."

"ચાલ, નાસ્તો તૈયાર છે."

બન્ને ડાઇનિંગ ટેબલ પર ગોઠવાયા, નિલય પણ આવી ગયો.

"બોલ, શો પ્રોગ્રામ છે આજે તારો?"

"પ્રોગ્રામ નહિ પણ મિશન. આ વખતની ઇન્ડિયાની વિઝિટમાં એક મિશન પાર પાડવાનું છે." સુબોધ બે પળ ચૂપ રહ્યો. પછી કહ્યું, "તમને યાદ છે મોટાભાઈ, મારો કૉલેજનો ફ્રેન્ડ ટીન્ચુ?"

મોટાભાઈએ આંખો ઝીણી કરીને યાદ કરવાનો પ્રયત્ન કર્યો.

"પેલો આપણી જ બિલ્ડિંગમાં ગ્રાઉન્ડ ફ્લોર પર રહેતો હતો એ?"

"નહિ, નહિ, એ નહિ." સુબોધે ખાવા માંડ્યું. "ટીન્ચુ... ઘઉંવર્ણો, થોડો ઊંચો, કપડાંની બાબતમાં મોટે ભાગે અવ્યવસ્થિત, ખૂબ સરસ અવાજ હતો એનો. તમે એના માટે ઘણી વખત કહેતા કે આ છોકરાની આંખો ખૂબ પ્રભાવશાળી છે...મારે એને શોધવાનો છે. હી ઇઝ એન ઇલેક્ટ્રિકલ એન્જિનિયર. ખબર નથી, શી રીતે શોધીશ એને..."

મોટાભાઈ ચુપચાપ કૉફી પીતા રહ્યા.

"અટ હી વૉઝ જસ્ટ અ વન્ડરફુલ પર્સન. એના જેવી અદ્ભુત વ્યક્તિઓ મેં ખૂબ ઓછી જોઈ છે મારી જિંદગીમાં. જબરદસ્ત

સેન્સ ઑફ હ્યૂમર, તીક્ષ્ણ બુદ્ધિ, બહિર્મુખપણું અને સાથે સાથે ચિંતનશીલ હોવું, સમૃદ્ધ આંતરિકતા ધરાવવી, હૃદયથી શુદ્ધ હોવું આવું કૉમ્બિનેશન ખૂબ ઓછું જોવા મળે છે."

"લાગે છે, તું એનાથી અંજાઈ ગયો હતો કૉલેજના દિવસોમાં..."

"ઑલમોસ્ટ. એ માણસ જ એવો હતો. જો કે છેલ્લાં પંદર વર્ષથી અમારો સંપર્ક તૂટી ગયો છે. એ હતો એન્જિનિયર, પણ એનો આત્મા કલાકારનો છે. વજ્રાયુધ પરશુરામ પાર્થસારથિ..." સુબોધથી અનાયાસ સ્મિત થઈ ગયું. "એણે પોતે જ પોતાનું આવું વિચિત્ર નામ રાખ્યું હતું..."

"કેવી રીતે શોધીશ એને?"

"સૌથી પહેલાં તો એ રહેતો હતો એ કૉલોનીમાં તપાસ કરીશ. હું ધારું છું, એનાં મમ્મી-પપ્પા કદાચ બેંગલોર જતાં રહ્યાં હશે. એની નાની બહેન પણ હતી, યેસ, ટીન્કુ...પણ એ તો ક્યારની પરણી ગઈ હશે."

"તમારા ફ્રેન્ડનાં મમ્મી-પપ્પા ખરેખર રમૂજી માણસો લાગે છે," નિલય હસ્યો. "પોતાનાં બન્ને સંતાનનાં નામ કૂતરાંનાં હોય એવા પાડ્યાં છે — ટીન્ચુ અને ટીન્કુ!"

"નિલય!" મોટાભાઈએ ડિશમાંથી છેલ્લું બિસ્કિટ ઉપાડ્યું, "તું સાંજે અંકલની સાથે જ જજે. કદાચ—"

"અફકોર્સ, પાપા! હું અંકલની સાથે જ રહેવાનો છું." નિલયે સુબોધ સામે શરારતથી આંખ મીંચકારી. "મારે અંકલ સાથે સ્વાદિષ્ટ વાનગીઓની ઘણી બધી વાતો કરવાની છે!"

સુબોધે સ્મિત કર્યું. નાસ્તો પૂરો થયો. તે ઘરમાં આરામથી આમતેમ ટહેલવા લાગ્યો. એ ખૂબ હળવાશ અને નિરાંત અનુભવી રહ્યો હતો. ડૉલી અને નલિની યાદ આવી ગયાં. અત્યારે શું કરી રહ્યાં હશે બન્ને? કદાચ નલિનીએ બાજુના ટાઉનમાં એની કઝીનને

ફોન કરીને વીકએન્ડ પર આવવા માટે આમંત્રણ આપી દીધું હશે અથવા કદાચ એ બન્ને જ ત્યાં ઊપડી જવાનાં હશે...

ટેપરેકોર્ડરમાંથી કોઈ ગંભીર ગઝલ પુરુષસ્વરમાં સંભળાઈ રહી હતી. ટીન્યુ ગાલિબનો જબરદસ્ત ચાહક હતો, સુબોધને યાદ આવ્યું. ગાલિબની સંખ્યાબંધ રચનાઓ એની જીભ પર હાજર રહેતી. પણ એ તો કહ્યા કરતો, "ના ભાઈ ના, હું તો ફક્ત એક જ વ્યક્તિનો ચાહક હોઈ શકું — વજ્રાયુધ પરશુરામ પાર્થ-સારથિનો!"

તદ્દન પાગલ માણસ હતો એ. શું કરતો હશે અત્યારે એ સાલો? જો આ જ શહેરમાં હશે તો તરત ભેટો થઈ જશે. એ કોઈ પ્રતિષ્ઠિત ઇલેક્ટ્રિકલ ફર્મના શિખર પર જ હોવાનો. કે પછી એના મનગમતા ગાયનના કે એવા કોઈ ક્ષેત્રમાં આગળ વધી ગયો હશે? નામ બદલી કાઢ્યું હશે? કહેશે. "બસ, વજ્રાયુધ નામથી ધરાઈ ગયો. નાઉ આઈ જસ્ટ હેઇટ ઇટ. હવે મારું નામ ફલાણું-ફલાણું-ફલાણું છે!" શક્ય છે. એ વિચિત્ર માણસ માટે કંઈ પણ શક્ય છે. એને થપ્પડ મારીને પૂછીશ, સાલા, લેટર કેમ નહોતો લખતો? એ એના એ જ લહેજામાં બોલશે, મહાન માણસોને એવી ફાલતુ બાબતો માટે સમય નથી હોતો! અને પછી મને જોરથી ભેટી પડશે. ખુશાલીથી તરબતર ચહેરે, લાગણીથી રૂંધાયેલા અવાજે મને પૂછશે, સુબોધ, ખુશ છે ને તું? બન્નેની આંખો વરસી પડશે... પછી બન્ને પાગલની માફક હસીશું, ચીસો પાડીશું, બાઇક પર સવારી કરીશું, એ પાછળ બેઠો હશે અને એની કાતર જેવી જીભ ચાલ્યા કરશે, પહેલાંની જેમ જ... જિવાયેલી એ ક્ષણોને ફરીથી જીવી લઈશું, જિંદગીને થોડી રિવાઇન્ડ કરી લઈશું... અદ્દ્ભુત! અદ્દ્ભુત હશે અમારું મળવું—

"નિલય! બેટા તું તૈયાર થઈ જા. આપણે અંધેરી જવાનું છે... અંધેરી વેસ્ટ! હમણાં જ!"

તૈયાર થઈને બન્ને બહાર નીકળ્યા. ઉનાળાની બપોરનું વાતાવરણ એકદમ ગરમ હતું. સાંજે બહાર નીકળ્યા હોત તો સારું થાત — સુબોધના મનમાં વિચાર આવી ગયો. પૅસેજ તદ્દન ખાલી હતો. માત્ર સામેના ફ્લૅટમાંથી કૂતરાનો એકધારો ભસવાનો અવાજ આવી રહ્યો હતો.

નિલયે લિફ્ટની સ્વિચ દબાવી.

"આ સ્ટુપિડ લિફ્ટમૅન લિફ્ટને લૉક કરીને ભાગી ન ગયો હોય તો સારું." એના અવાજમાં ગુસ્સો ઓગળેલો હતો. "એ માણસ તદ્દન અનિયમિત છે. ગઈકાલે આપણે ઍરપૉર્ટ પરથી આવ્યા ત્યારે પણ એ ગેરહાજર હતો."

સુબોધે રૂમાલ વડે ગળા પરથી પરસેવો લૂછ્યો. નિલયે ફરી સ્વિચ દબાવી. ઇન્ડિકેટરમાં લાલ ડાઉન ઍરો ઝબક્યો.

"થૅન્ક ગૉડ. લિફ્ટ છે તો ખરી." નિલયે રાહતનો શ્વાસ લીધો. "પણ અંકલ, આ લિફ્ટમૅન છે મળવા જેવો માણસ —"

સુબોધે કશો જવાબ ન આપ્યો.

લિફ્ટ ધીરે ધીરે નીચે આવી રહી હતી. ગરમી ખરેખર ખૂબ હતી. ડૉલી આવી હોત તો ચોક્કસ બીમાર પડી જાત.

લિફ્ટનો દરવાજો ખૂલ્યો.

"આવી જાઓ, સાહેબ!"

સુબોધ ચમક્યો. ફડફડાટ કરતું કશુંક સુબોધની એકદમ નજીકથી પસાર થઈ ગયું. નિલયની પાછળ સુબોધ યાંત્રિકપણે દોરવાયો. વૃદ્ધ દેખાતા લિફ્ટમૅને દરવાજો બંધ કર્યો. લિફ્ટ ધીમે ધીમે નીચે ઊતરવા માંડી.

"સૉરી નિલયભાઈ," લિફ્ટમૅન નિલયને કહી રહ્યો હતો, "પેલી દસમા માળવાળી ગોરી પારસણ બાઈએ મને પકડી રાખ્યો હતો એટલે નીચે આવતાં મને સહેજ મોડું થયું."

સુબોધ સ્તબ્ધ બની રહ્યો હતો. વરસાદ ત્રાટકે એ પહેલાં

જેમ કાળું ડિબ્બાંગ આકાશ ગર્જના કરવા માંડે એમ લિફ્ટમેનના અવાજે સુબોધને ખળભળાવી મૂક્યો. અરે કોણ છે આ લિફ્ટમેન? સુબોધના દિલમાં ઊંડે ધરબાયેલું કશુંક સપાટી પર આવવા માટે તરફડિયાં મારવા લાગ્યું.

"એ પારસણ," લિફ્ટમેને ફરી બોલવાનું શરૂ કર્યું, "સેન્ટ છાંટેલા રૂમાલથી આંસુ લૂછતી લૂછતી મને પોતાનાં દુઃખોની રેકોર્ડ સંભળાવતી હતી. ખરેખર, દુઃખી થવું, આકર્ષક રીતે દુઃખી થતા રહેવું એ એક આવડત છે!"

"આવડત નહિ, કળા." નિલય બોલ્યો.

"અને આવડતને કળામાં ખપાવી દેવી તે પણ એક એક આવડત છે." લિફ્ટમેન હસ્યો, પછી તરત બોલ્યો, "સોરી, કળા!"

—અને લિફ્ટમેનને ધારી ધારીને જોઈ રહેલા સુબોધ પર વીજળી પડી. એક સ્ફોટ સાથે દિલમાં ધરબાયેલું પેલું 'કશુંક' બધાં પડળો ફાડીને તળ ઉપર આવી ગયું. સુબોધના મોંમાંથી રાડ નીકળી ગઈ:

"અરે ટીન્ચુ..." એનો અવાજ ફાટી ગયો, "ટીન્ચુ તું...?"

સ્તબ્ધ બની ગયો લિફ્ટમેન!

"તમને મારા નામની..." લિફ્ટમેન થોથવાયો, "મારા નાનપણના નામની શી રીતે..."

"અરે ટીન્ચુ હું છું... સુબોધ!" સુબોધની મુખરેખાઓ તરડાઈ ગઈ, "ટીન્ચુ, આ તને શું થઈ ગયું છે, મારા ભાઈ?" લિફ્ટમેન અવાચક બની ગયો. બે-ચાર ક્ષણો પછી હળવે-હળવે એના ચહેરા પર પરિચયનું આછું સ્મિત ઝલક્યું. એ ધ્રૂજતા અવાજે બોલ્યો, "સુબોધ...! તું અહીં..?" એની આંખોમાં આનંદ ઊછળી આવ્યો.

સુબોધે આવી અપેક્ષા નહોતી રાખી. લિફ્ટમેનના માથાથી પગ સુધી એણે થથરતી નજર ફેરવી. ચહેરા પર કરચલીઓ પડી

ગઈ છે: ખાખી શર્ટમાં બે-ત્રણ થીંગડાં દેખાય છે. ચોળાઈ ગયેલું અસ્તવ્યસ્ત સફેદ પેન્ટ કદાચ છેલ્લા પંદર દિવસથી ધોવાયું નથી. શરીર સહેજ કમરથી ઝૂકી ગયું છે: વૃદ્ધ થઈ ગયો છે મારો ટીન્ચુ... મારો દોસ્ત. સુબોધનું હૃદય કકળી ઊઠયું.

એ ટીન્ચુને જોરથી ભેટી પડ્યો. એની આંખોમાંથી આંસુઓ વહેવા લાગ્યાં: "ટીન્ચુ, આ શી હાલત થઈ છે તારી? શું થઈ ગયું છે તને?"

મિત્રના આલિંગનમાં એ જ વર્ષોજૂની ઉષ્મા હતી, આત્મીયતા હતી. તો પછી શું ખૂટતું હતું? ટીન્ચુને અળગો કરીને સુબોધે એની સામે જોયું. એની આંખો વરસતી હતી.

"ટીન્ચુ, ક્યાં હતો તું આટલાં વર્ષો? ના કોઈ પત્ર, ના કોઈ સમાચાર... અને પંદર વર્ષ પછી મળે છે તે પણ આવી હાલતમાં?" સુબોધનો અવાજ ચિરાતો ગયો. "શી મુશ્કેલી આવી પડી ટીન્ચુ? હું તો તને સફળતાની ચોટી પર જોવા ઇચ્છતો હતો અને તું... આમ સાવ એક મામૂલી લિફ્ટમેન?"

ટીન્ચુએ આંખો લૂછી. ખોંખારો ખાઈને ગળું સાફ કર્યું.

"થઈ કશું ગયું નથી સુબોધ, મેં જ બધું કર્યું છે..." એની આંખો ફરી ઝળઝળી ઊઠી, "અને શું થયું છે મને? હું? હું એ જ છું, તારો કૉલેજકાળનો ટીન્ચુ..."

સુબોધ એની તરફ કરુણ દૃષ્ટિએ જોતો રહ્યો. ભૂતભવિષ્યની છાતી પર ચાલીને વર્તમાનને પોતાની ભુજાઓમાં રહેંસી નાખતો ટીન્ચુ આ જ છે? સમૃદ્ધ અંતઃસત્ત્વ અને કુશાગ્ર બુદ્ધિનો માલિક આ જ છે? તો પછી વિશ્વને જીતી લેવાની મહત્ત્વાકાંક્ષાઓમાં સળગતો રહેતો પેલો વીજળી જેવો જુવાન કોણ હતો? મનનશીલ દિમાગ અને વિશાળ હૃદયનો સ્વામી કોણ હતો?

"તમે... તું કેમ છે સુબોધ?" ટીન્ચુએ ધીમેથી કાંપતા અવાજે

પૂછ્યું. શું હતું એના અવાજમાં? અફસોસ, ગમગીની, પસ્તાવો? જીવનમાં પડછાટ ખાઈને સમયથી પાછળ રહી ગયાનો ઝેરીલો ડંખ? નિષ્ફળતાની કારમી ચોટમાંથી ઊઠતો કાળો ચિત્કાર? કે પછી નિઃસ્પૃહતા, અલગારીપણું, મુક્તિ?

"હું તો...ઠીક છું ટીન્ચુ..." સુબોધે સંયત બનવાનો ભરપૂર પ્રયત્ન કર્યો, "અમેરિકામાં જ છું. સ્થિર છું, સુખી છું, સફળ છું... આઠ વર્ષની બેબી છે, સરસ છે—"

ટીન્ચુના ચહેરા પર આનંદ અને સંતોષનો ભાવ છવાયો.

"અને ટીન્ચુ, તારો પરિવાર?"

"મારો પરિવાર?" ટીન્ચુ તિરસ્કારથી, કંઈક દુઃખથી હસ્યો, "લગ્ન ત્રણ વર્ષ ટક્યાં. પછી ડિવોર્સ થઈ ગયા. મા-બાપ ત્રણ વર્ષ પહેલાં જ ગુજરી ગયાં. બસ, એકલો છું, મઝામાં રહું છું—"

"ખુશ છે ટીન્ચુ?" સુબોધના સ્વરમાંથી દર્દ ટપક્યું.

"ખુશ તો છું જ." ટીન્ચુએ ગમગીન સ્મિત કર્યું. "સફેદ કાગળ પર પાડેલ કાળા અક્ષરો જેવી કાળી મજા તો આવ્યા જ કરે છે જિંદગીમાં. અને બૅકગ્રાઉન્ડમાં સફેદ સફેદ વેદના પણ ઝરતી રહે છે, આગળ-પાછળ, ઉપર, નીચે, સતત... કદાચ એટલે જ ખુશ રહી શકું છું..."

સુબોધ કશું જ ન બોલ્યો. ટીન્ચુ ખામોશ બની ગયો. વાતાવરણ ભારઝલ્લું બની ગયું.

"અને સફળતા? સફળતાનું શું ટીન્ચુ?"

"બસ, આ એક જ વસ્તુ સાથે મારે કદી દિલથી દોસ્તી થઈ નથી." ટીન્ચુએ સુબોધના ચહેરા પરથી નજર હટાવી લીધી. "શા માટે? શા માટે દુનિયાની નજરમાં હંમેશા સફળ હોવું જોઈએ? મારા માટે એ બિલકુલ બિનજરૂરી છે. અને સફળ થવું એટલે શું? સફળતા-નિષ્ફળતાનાં કોષ્ટકો પણ સમય સાથે બદલાતાં

રહે છે."

સુબોધ ટીન્ચુ સામે જોઈ રહ્યો.

"મને મારી જાત સામે કોઈ ફરિયાદ નથી કે રોષ નથી. બસ, જીવું છું તીવ્રતાઓમાં, અંતિમો પર... હા, તીવ્રતાઓમાં જીવવું ક્યારેક થકવી નાખે છે. અને હવે આ તબક્કે તીવ્રતા અને અંતિમ જેવા શબ્દો પણ અર્થહીન લાગવા માંડયા છે. પણ હું ખુશ છું અને જીવું છું — ઝનૂનથી, આવેગથી, સતત મારી આસપાસ મારું પોતાનું વર્તમાન રચીને અને પછી મારા જ હાથો વડે એ વર્તમાનને તોડીફોડીને એને દૂર ફગાવી દઈને... આ એક નશા જેવી સ્થિતિ છે. એની આદત પડી જાય છે. સફળ–નિષ્ફળની સપાટીથી ઘણે ઊંચે, હું એક સુખી વ્યક્તિ છું..."

એ જ પાગલપણું. એ જ દીવાનાપણું. કઈ માટીનો બનેલો છે આ માણસ? ગહનતા એક મર્યાદા પછી છીછરાપણામાં પરિણમી જતી હશે? આ માણસને કઈ કક્ષામાં મૂકી શકાય? અશક્ય છે આ માણસને સમજવો.

ઇન્ડિકેટરમાં લાલ લાઇટ ઝબકી ઊઠી. લિફ્ટ ક્યારની નીચે આવી ગઈ હતી.

"સુબોધ, મારે ઉપર જવું પડશે. આઇ એમ ઑન ડ્યૂટી!" ટીન્ચુ કટાક્ષથી હસ્યો. "તું હજુ રોકાવાનો છે ને? તારી ઇચ્છા હશે તો આપણે પછી મળીશું. ચલ—"

સુબોધ અને નિલય લિફ્ટની બહાર નીકળ્યા. હવે ક્યાં જવાનું બાકી રહી ગયું છે? લિફ્ટનો દરવાજો બંધ થયો. એક વલોવી નાખતો ખાલીપો સુબોધને ઘેરી વળ્યો. ઝાટકા સાથે કશુંક વિચ્છેદાઈને શરીરથી અલગ થઈ ગયું હોય એવી લાગણી સુબોધને થઈ રહી હતી.

"અંકલ," નિલય ઘણી વારે બોલ્યો, ધીમેથી. અવાચક બનીને

એ બન્નેને જોયા કરતો હતો. "અંકલ, તમે આનું કયું નામ કહ્યું હતું? પેલું ખૂબ વિચિત્ર અને લાંબું?"

સુબોધે આંખો બંધ કરી દીધી. એ કશું ન બોલી શક્યો. પછી ઘેરો નિઃશ્વાસ ફેંક્યો. અત્યંત કષ્ટ પડતું હોય તેમ, ઊંડો શ્વાસ લઈને એ માંડ માંડ બોલી શક્યો, "વજ્રાયુધ પરશુરામ પાર્થસારથિ, બેટા!" □

## ફકીર અને અમીર

એક વાર એક બાદશાહે નોકરને બોલાવીને, સોનામહોરની થેલી આપીને કહ્યું, 'લે, આ સોનામહોરો તું ફકીરોમાં વહેંચી આવ.'

નોકર સમજદાર હતો. એ આખો દિવસ ફર્યો અને રાતે પાછો ફર્યો. બાદશાહે એના હાથમાં સોનામહોરોની પેલી થેલી જેવી ને તેવી જોઈને પૂછ્યું, 'કેમ, તું થેલી પાછી કેમ લાવ્યો?'

'હજૂર, મેં ફકીરોને બહુ શોધ્યા પણ મને ક્યાંય કોઈ ફકીર મળ્યો નહિ!'

બાદશાહને ગુસ્સો ચડ્યો, એ ગર્જ્યા, 'તું આ શું કહે છે? ફકીરોની તે વળી કમી હોય! સેંકડો ફકીરોને તો હું પોતે જાણું છું!'

'આપ યોગ્ય જ કહો છો હજૂર! પરંતુ જે ફકીરો હતા તેમણે સોનામહોર લેવાની ના પાડી અને જે લોકો સોનામહોર લેવા ઇચ્છતા હતા તે લોકો ફકીર નહોતા! આવી હાલતમાં હું શું કરું?'

એ સાંભળીને બાદશાહને પોતાની ભૂલ સમજાઈ.

—શેખ સાદી




## બ. ક. ઠાકોર અને આપણી આજ / નીતિન મહેતા

ત્રીસીની કવિતાના અગ્રણી, નિયંતા, ઇતિહાસ, રાજ્યશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના અભ્યાસી; પૃથ્વી છંદનો કેટલીક કવિતામાં સમર્પક સર્જકતાથી વિનિયોગ કરનાર, છંદને પ્રવાહી રીતે વહેતો કરનાર, અગેય પદ્યરચના, યતિભંગ તથા વિચારપ્રધાન કવિતાને જ કવિતાજાતિમાં દ્વિજોત્તમ ગણનાર પણ ઊર્મિશૂન્યતા કે ઊર્મિવિહીનતાને કવિતામાં ન ચલાવી લેનાર બ. ક. ઠાકોર આપણી ભાષાના એક મહત્ત્વના કવિ, વિવેચક અને પરમ બૌદ્ધિક છે. તેમની વિચારક તરીકેની વિશિષ્ટતા એ છે કે તેઓ શરણાગતિ સ્વીકારતા નથી, સત્તા સામે પ્રતિકાર કરે છે. છંછેડે છે અને છંછેડવાનું આહ્વાન પણ આપે છે. નાનાં નાનાં સમાધાનો કરનાર આજના મોટા ભાગના લેખકોના મિજાજ કરતાં એમનો મિજાજ કંઈ ઓર છે. પોતાના સમયની કાવ્યવિભાવનાનાં ન ગમતાં તત્ત્વો સામે તેઓ સદા લડતા રહ્યા છે અને હઠપૂર્વક પોતાનો આગવો કાવ્યસિદ્ધાંત સ્થાપવાના આગ્રહી રહ્યા છે. લડવામાં પણ એમણે મોટાઓને જ 'શરલક્ષ્ય' બનાવ્યા છે. "...અને તેઓનો, તેમના અનુચરોનો અણગમો મારા પર ઊતરે તેની તમા રાખી નથી." 'નવીન કવિતા વિષે વ્યાખ્યાનો'ના નિવેદનમાં અંતે તેઓ નોંધે છે કે "અંતે હું તો પ્રાર્થું છું, કે મ્હારા ગુજરાતે અને મ્હારા પ્રિય કાવ્યકલાક્ષેત્રે લડવું કર્તવ્ય બને ત્યાં ત્યાં લડી લેનાર ક્ષત્રિયત્વનાં સુકવણાં ન પડશો!" પણ આજે પરિસ્થિતિ જરા વિચિત્ર છે. ગઈ કાલના બગરાખોરો આજના

સમાધાનકારીમાં રૂપાંતરિત થઈ ગયા છે. વિદ્રોહ કે બળવાનો મિજાજ જેટલો વાણીમાં છલકાય છે તેટલો વર્તનમાં ઝબકતો નથી. મુખવટાની માયા ત્યજાતી નથી. પણ સબૂર, રખે એવું માનતા કે પંડિતયુગમાં બધું સોનું જ હતું ને આજે તો બસ બધે કથીર જ છે. નરસિંહરાવ દિવેટિયા, નાનાલાલ કે બ. ક. ઠાકોર મર્યાદાઓથી પર હતા એમ માનવાનું કોઈ કારણ નથી. તેઓના રાગદ્વેષ, પૂર્વગ્રહો વધારે પ્રગટ હતા. કવિતાકલાની વાત વખતે તેઓ ક્યારેક પોતાના પૂર્વગ્રહોની સીમામાં બદ્ધ નથી રહ્યા, તેનું બ્રેકેટિંગ કરવાના કેટલાક સુખદ દાખલાઓ છે જ. બ. ક. ઠાકોરની નાનાલાલના કાવ્ય 'વીરની વિદાય'ની નોંધ જુઓ : "આવાં સર્વાંગસંપૂર્ણ ગીત ગુજરાતીમાં બહુ ઓછાં છે" (આપણી કવિતાસમૃદ્ધિ, પૃ. ૨૦૧). તો બીજી બાજુ ન. ભો. દિ. ના 'બુદ્ધચરિત' વિશેનું માર્મિક કથન જુઓ. જે સ્વયં સ્પષ્ટ છે, બાંધછોડ વિનાનું છે : " 'બુદ્ધચરિત'થી ન. ભો. દિ.નું પદ ગુજરાતી કવિઓમાં જરા પણ ઉચ્ચતર આવે એવી એ કૃતિ છે જ નહિ. કવિ લેખે ન. ભો. દિ.ની પદવીનો આધાર એમના આગલા કાવ્યસંગ્રહો ઉપર જ રહેશે" (નવીન કવિતા વિષે વ્યાખ્યાનો, પૃ. ૧૧૯–૨૦).

સર્જક-વિવેચક તરીકે બળવંતરાય ઠાકોર મોટે ભાગે ઉત્તરપક્ષના રહ્યા છે. ઉમાશંકર જોશીનો શબ્દ યોજીને કહીએ તો "વ્યૂહ રચનારા રહ્યા છે." પોતાના સમયની કવિતા તથા કાવ્યાભિભાવનાથી અસંતુષ્ટ, મૂંઝાયેલા, અકળાયેલા રહ્યા છે. એ સમયની કવિતા અને કાવ્યભાવના સામેના પ્રતિકારમાંથી જ એમની કવિતા ને કાવ્યભાવના પ્રગટયાં છે. નાનાલાલનું અપદ્યાગદ્ય, ડોલનશૈલી, (બ. ક. ઠા. એને 'અછાંદસ' કહેતા), વાગાડંબર, કલ્પનાના હવાઈ કિલ્લા સામે તેઓ અગેય પદ્યની, છંદની પ્રવાહિતાની અને અર્થપ્રધાનતાની વાત લઈ આવે છે. બીજી બાજુ કલાપીની રોમેન્ટિક ઉદ્રેકવાળી, પોચટ આંસુ સારતી, ઊર્મિમાંદ્ય કવિતાની સામે ઊર્મિશૂન્ય નહિ પણ નક્કર

વાસ્તવની જિકર કરતી કવિતા લઈ આવે છે. મિત્ર કાન્તની કાવ્ય-શૈલીથી અંજાતા નથી, કાન્તની કવિતાના અનન્ય ચાહક છે પણ પોતાની આગવી કાવ્યશૈલી હઠપૂર્વક તેમની સામે સજાવે છે. બ. ક. ઠા.ને લોકપ્રિય કવિતા સામે ચોક્કસ પ્રકારનો અણગમો છે:

મને વ્હાશો? ના હું લલિત લલકારાવલિ તરલ;
નહિ વ્હાશો? હું તો હૃદય ઉતરું તે પછી સરલ.

આ આખા સૉનેટમાં 'મને વ્હાશો?'વાળી પંક્તિ પૂર્વપક્ષની કાવ્યવિભાવનાનું સમર્થન કરતી નથી પણ 'નહિ વ્હાશો?' એ બીજી પંક્તિ પોતાની કાવ્યવિભાવનાને સ્થાપે છે. પોતાના સમકાલીનોની કવિતાનું વિવેચન અને પોતાની કવિતા વિશેની માન્યતાનું સમર્થન આ રચનામાં છે એટલું જ એનું ઐતિહાસિક મૂલ્ય.

કાવ્યસર્જનપ્રક્રિયા વિશેની 'ભણકારા' કવિતા અનન્ય છે. આ કાવ્ય તેની ભાવચ્છટા, અર્થદ્યુતિ, શબ્દસંયોજન, લયાત્મકતા, અપૂર્વ અલંકારયોજના અને પ્રતીકાત્મકતાથી બ. ક. ઠા.ના વિરલ કવિકર્મનો પરિચય કરાવે છે. સ્થળ, સમય અને ચિત્તનાં પરિમાણોનો ક્રમશઃ ઉઘાડ, દૂર ને નજીકનાં, સ્થિરતા અને ગતિનાં ચિત્રોની એક પછી એક આવતી હાર સર્જનની ક્ષણોને અજવાળે છે. સૃષ્ટિનાં બૃહત્ પરિમાણો અંતે ઈષત્માં, ઝાકળબિન્દુમાં શબ્દ-રૂપે ઝગમગી ઊઠે છે આપણી ચેતનામાં. કવિ કહી ઊઠે છે:

પુષ્પે પાને વિમલ હિમમોતી સરે, તેમ છાની
બાની ભીની નિતરી નિંગળે અંતરે શીય, સેહ્ની!

પણ કવિતાને વિષય બનાવી લખાતી કવિતાનાં ઘણાં જોખમો છે. એ જોખમો બ. ક. ઠાકોરે ખેડયાં છે કેમ કે પોતાની જ કવિતા વિશેની વિભાવનાને શરણે તેઓ ગયા છે, તેના આધિપત્ય નીચે આવ્યા છે. પરિણામ સ્પષ્ટ છે: તેઓ નિષ્ફળ ગયા છે. મોટા ભાગની રચનાઓમાં સામગ્રી રૂપાન્તર પામી નથી, ઉદ્બોધનો, શબ્દોનો ઘોંઘાટ, સૂત્રાત્મકતા ને કવિતા વિશેના વિચારો અથડાયાં કરે છે.

કલાની વ્યાખ્યા પણ અહીં છે 'વિનશ્વર બધું, અનશ્વર કલા સદા એકલી' પછી વિચારવિસ્તાર ચાલે છે. તેમનાં ઉત્તમ સોનેટોનાં માત્ર નામ જ આપીએ. 'પ્રેમની ઉષા', 'વધામણી', 'જર્જરિત દેહને', 'જૂનું પિયેરઘર' વગેરે. એકાદ બે સોનેટની પંક્તિ જોઈએ.

કંપી ડોલી લચિ વિખરિ શોભા પડી સ્કંધ દેશે

(પ્રેમની ઉષા)

ગોરું ચૂસે સતત ચુચુષે અંગુઠો પદ્મ જેવો
આવી જોઈ દયિત ઉચરો લોચને કોણ જેવો?

(વધામણી)

આ ઉપરાંત બ. ક. ઠાકોરે તત્કાલીન ઘટનાઓને વિષય બનાવી અનેક રચનાઓ કરી છે. પોતાના સાંપ્રત સાથે તેઓ સજીવપણે સંકળાયેલા રહ્યા છે તેની પ્રતીતિ આ રચનાઓ કરાવે છે તે જરૂર કહી શકાય. આ રચનાઓમાં દરેક વખતે સામગ્રીનું નિગરણ થયું જ છે, મુખ્યાર્થ-બાધ થયો જ છે તથા વ્યંજનાને વિસ્તરવા માટેનો અવકાશ કવિ રચી શક્યા છે તેવું ઉત્સાહથી આપણે કહી શકીશું ખરા? આપણે જાણીએ છીએ કે મોટા ભાગના કવિ પોતાના સમય માટે જ લખે છે, પણ એ સમય વિસ્તરતો વિસ્તરતો આપણી ચેતના સુધી આવે ત્યા સુધી તાજો કેમ રહેતો નથી? કાન્ત જેવા કવિની કેટલીય રચનાઓ, કે બ. ક. ઠાકોરની કેટલીય રચનાઓ આજે ગમતી હોય તો તેનું કારણ એ છે કે તે મુક્ત અંતવાળી, અર્થઘટનોની અનેક શક્યતાઓ વિસ્તારી આપતી રચનાઓ છે. પણ દસ્તાવેજી મહત્ત્વ ધરાવતી કેટલીક રચનાઓ સમયના બદલાતા વિભાવ કે કાવ્યના બદલાતા દૃષ્ટિકોણ સાથે ચાલી નથી શકતી. પોતાના સમયમાં પણ તેનું કેટલું મૂલ્ય હશે તે પ્રશ્ન પણ થાય, માત્ર સમયના, ઇતિહાસના ચોક્કસ બિન્દુએ એનું સાહિત્યના ઇતિહાસના સંદર્ભે મૂલ્ય સંભવી શકે.

કવિતા વિશેનો બ. ક. ઠાકોરનો આદર્શ ઘણો ઊંચો હતો.

એઝરા પાઉન્ડના ઇમેજિસ્ટ મેનિફેસ્ટોને આધારે એમણે આદર્શ કવિતાની આ પ્રમાણે વ્યાખ્યા આપી. "સુસ્પષ્ટ, કલ્પનોત્થ, મધુર-સુષ્ઠુ, તેજોમય અને પ્રસાદયુક્ત, હૃદયવેધી અને ભવ્યગંભીર એ ગુણવાળી હોય તે ઉત્તમ કવિતા. તે જ કવિતાનું નામગૌરવ દીપાવતી કવિતા." કાવ્યની દરેક વ્યાખ્યાની જેમ આ વ્યાખ્યા પણ અધૂરી છે. ફેલાયેલી છે. પછી વિવેચકે આ વ્યાખ્યાનો વિગતે ખુલાસો આપ્યો છે. એક જ કવિતામાં આટલા બધા ગુણો સંભવી શકે કે કેમ તે પ્રશ્ન થાય. ક્યારેક એમણે 'વિચારપ્રધાન' કવિતાની વાત કરી છે, ક્યારેક આનંદશંકર ધ્રુવે ભવભૂતિને આધારે આપેલી કવિતાની વ્યાખ્યા 'કવિતા આત્માની કલા'નો આધાર લીધો છે. વળી કોઈ વાર આત્માને સ્થાને કવિતામાં 'દર્શન' હોવું જોઈએ એવું પણ તેઓ માને છે. કોઈક વાર તેઓ કહે છે: "કાવ્યત્વ મુખ્ય તો છે form અને mannerમાં, ઉક્તિમાં તે નથી એટલું ઉક્તિના લીલાપ્રકારમાં છે." અહીં સહજ રીતે ભાષારમત, લીલા કે 'ક્રીડન'નો મુદ્દો મનમાં રમી જાય. આ બધી વ્યાખ્યાઓ આપવા પાછળ એમની કાવ્યતત્ત્વને પામવાની મથામણ વરતાઈ આવે છે. આ વિચારો છૂટાછવાયા છે, એકરૂપતા પામ્યા નથી એટલું જ અત્યારે નોંધીએ.

'આપણી કવિતાસમૃદ્ધિ'માં સંપાદક તરીકે સૂઝબૂઝ, ચીવટ, નિષ્ઠા અને કાવ્યપરીક્ષાનાં કડક ધોરણો એમની પસંદગીમાં જોવા મળે છે. એમાં નબળા કવિઓ પ્રવેશી નથી ગયા એમ નહિ. એમની કેટલીક પસંદગીને આજે આપણે પુષ્ટિ ન આપીએ તે વાત જુદી. કવિતાનું આદર્શ સંપાદન કેવું હોવું જોઈએ તેનો આદર્શ નમૂનો બ. ક. ઠાકોરે આપણને પૂરો પાડ્યો છે. દરેક કાવ્ય વિશેની તેમની નોંધ, એ નોંધમાં પ્રગટતી તેમની કાવ્યવિચારક તરીકેની લાક્ષણિકતા, નિખાલસ અભિપ્રાય આપવાની એમની નિષ્ઠાનું ઓછું મૂલ્ય આજેય ન આંકી શકાય. દરેક વખતે એમના અભિપ્રાય સાથે આપણે સંમત ન પણ થઈએ, ક્યારેક મતફેરવાદી પણ થઈએ.

આ સંપાદનની સામે આજે અઢળક થતાં સંપાદનોને જરા વાર મૂકી જુઓ. ઉતાવળે, ડાબે હાથે, જયંત કોઠારીના શબ્દોમાં કહેવું હોય તો 'ટપાલી'ની જેમ, બે ચાર, ના, ના, થવાદોને દસબાર સંપાદનોનો ઢગલો! આ ઉત્સાહ કંઈ જેવો તેવો નથી. આગળનાં બેચાર પાનાંમાં કવિનું જીવન, તેની કાવ્યભાવના, થોડા વિવેચકોનાં અવતરણો, કાવ્યપંક્તિઓ, ઇધરસે ઉધરસે બે ચાર અભિપ્રાયોની ફેંકાફેંક ને બેચાર કવેતાઈ નિરીક્ષણો ઠઠાડી દો એટલે હાંઉં. લો થઈ ગયું થીંગડિયું સંપાદન ને થોડા વખતમાં તો યુનિવર્સિટીમાં, કોલેજમાં આવ્યું જ સમજો. નો મોર કોમેન્ટ્સ. પૂર્વજો પાસેથી નિષ્ઠાના, પ્રામાણિકતાના ને મહેનતના પાઠ શીખવામાં નાનમ થી!

'આપણી કવિતાસમૃદ્ધિ'માં અંતે બ. ક. ઠાકોરે જે વિવેચનાત્મક નોંધ મૂકી છે, એમાં, કાવ્યની સધ્ધીવાચના જોઈ શકાય છે. કેટલીક વાર એઓએ અભિપ્રાય ઉતાવળે આપ્યા છે. ઉમાશંકર જોશીની 'નિશીથ' કવિતા વિશેનો એમનો અભિપ્રાય તપાસવા જેવો છે. એમને 'નિશીથ' કાવ્યમાં પ્રકૃતિસૌંદર્યનું કાલ્પનિક ઉદ્દીપક કાળ-ગ્રસ્ત લાગે છે. "વેદનું નામ પડતાં ગાડા બનતા પુરાભક્તોમાંનો હું નથી" (પૃ. ૧૪૭). સુરેશ જોષીએ એમની લાક્ષણિક રીતે નોંધ્યું છે કે "અહીં વિષય પરત્વેનો એમનો પૂર્વગ્રહ એમને 'નિશીથ'ના કાવ્યત્વ સુધી જતાં અટકાવે છે." ક્યારેક બ. ક. ઠાકોરે ઘણી સારી કવિતાને ઉતારી પાડી છે. પોતાની રુચિની મર્યાદાને ક્યારેક તેઓ કાવ્યની મર્યાદા ગણી આગળ ચાલ્યા છે. કેટલાક નબળા કવિઓને એમણે ઠીક ઠીક ઊંચે ચડાવ્યા છે જેને આજે આપણે ભાગ્યે જ યાદ કરીએ. જોકે આજે એવું આપણા ગુજરાતી સાહિત્યમાં છેક થતું નથી એવું કોણ કહી શકશે? એમનાં સંપાદનમાં કેટલીક મર્યાદાઓ હોવા છતાં બ. ક. ઠાકોરનો આદર્શ હમેશાં ઉત્તમનો રહ્યો છે. એમણે સતત સમકાલીન કવિતા વિશે લખવાનું સાહસ કર્યું છે. અનેક દેશકાળની કવિતા — સાહિત્યના ઉત્તમ નમૂનાઓ વારંવાર

જોવાની અને એ દ્વારા રસેન્દ્રિયને કેળવવાની હિમાયત એમણે વારંવાર કરી છે. એક બૌદ્ધિક તરીકે એમણે દરેક ક્ષણનો હિસાબ આપવાનો સતત પ્રયત્ન કર્યો છે.

વિવેચક તરીકે એમની ભાષા તપાસવા જેવી છે. મલાવી મલાવીને વાત કહેવી, હૃદની પ્રદક્ષિણા દાખલાદલીલો સાથે કરવી પોતાના મતનું સમર્થન કરતા રહેવું, પાશ્ચાત્ય સાહિત્યના નમૂનાઓ ટાંકવા, કવિની રચનાના ઉત્તમ અંગ પર આંગળી મૂકવી આ બધાં એમની વિવેચનાનાં લક્ષણવિશેષો છે.

આપણે જોયું કે બ. ક. ઠાકોરનો મૂળ વાંધો પોતાના સમયની કવિતા ને કાવ્યભાવના સામે હતો. નાનાલાલ, કાન્ત તથા કલાપીની કાવ્યસત્તાની સામે અન્ય કાવ્યસત્તા એઓ સ્થાપવા માગતા હતા. સ્થાપી. પછી એ 'રાજમાર્ગ' બની. અનેક સર્જકો એ માર્ગને અનુસર્યા. તેમાંય પછી આગળ જતાં એકવિધતા આવી. રેઢિયાળ શૈલી-રમતો દાખલ થઈ. અગેય પદ્યને નામે, વિચારપ્રધાનતાને નામે પદ્ય-નિબંધો મળ્યા. સર્જક હતા તે ટકી ગયા પણ લહિયાઓએ દાટ વાળ્યો. એ વખતે પ્રહ્લાદ પારેખ, હરિશ્ચંદ્ર ભટ્ટ ને શ્રીધરાણીએ તથા રાજેન્દ્ર શાહે અવાજ કર્યા વિના, સત્તાને તાબે થયા વિના પોતાનો આગવો અવાજ પ્રગટાવ્યો. નિરંજન ભગતે, પ્રિયકાન્ત મણિયારે, હસમુખ પાઠકે વગેરેએ પોતાની આગવી કાવ્યયાત્રા આરંભી, પછી સુરેશ જોષીના કાવ્યવિચારો, વિવેચનાએ આધુનિકતાના સંપ્રત્યયને વિકસાવ્યો, દઢાવ્યો. પણ આજે આપણી કેટલીક કવિતા જાણ્યે-અજાણ્યે ગાંધીયુગની કવિતાને માર્ગે તો ગતિ નથી કરતી ને? કોઈ સત્તાના અંકુશ વિના, પ્રભાવની ચિંતામાંથી મુક્ત થઈ નિજી માર્ગે વળવાનું સાહસ ૭૦–૮૦ના દાયકા પછી કરશે ખરી? આધુનિક કવિતાના સમર્થ આંદોલન પછી આપણી સર્જકતા કયા માર્ગે છે?—એવા પ્રશ્નનો ઉત્તર શોધવાનો હજી બાકી છે. બ. ક. ઠા.ની સત્તાને તો ઓળંગી શક્યા પણ પોતાનાં જ અનુકરણોના

દાસ થઈ હજી હવે આપણે કઈ સત્તાની શોધમાં નીકળીશું? નાનાં નાનાં રજવાડાંઓમાં ભક્તિ તો આરંભી દીધી છે કેટલાકે. કોઈ 'સાહેબ' ફરી આવશે તેની રાહ જોતા અછાંદસ ગદ્યનિબંધો, ષષ્ઠિ-વિભક્તિનાં ગાણાં, ચમત્કૃતિભરી ગઝલો ને 'અનુભવ' તથા 'વાસ્ત-વિકતા'ને નામે ભળતું જ આપ્યા કરવાની રમતો ક્યાં સુધી રમ્યા કરીશું? કે અવાજ કર્યા વિના બધું ચલાવ્યે રાખીશું? દરેકે પોતાનો જવાબ બ. ક. ઠા.ની સવાસોમી જન્મજયંતી પ્રસંગે અંદર, નિજમાં શોધવાનો રહેશે. કદાચ. કળાસાહિત્ય કે નિજની ભાવકતા પ્રત્યે આજે આપણી કોઈ accountibility ખરી? □

(બ. ક. ઠાકોરની સવાસોમી જન્મજયંતી પ્રસંગે પ્રાસંગિક વક્તવ્ય, ૧-૧૧-૯૩, મુંબઈ)

---

## કંકાવટીના વાચકોને

'કંકાવટી' માસિકનું વાર્ષિક લવાજમ રૂ. ૩૦ છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. કંકાવટીનું બે વર્ષનું સામટું લવાજમ રૂ. ૬૦, એક રૂપિયો પુસ્તકના પોસ્ટેજનો મળી રૂ. ૬૧ કાર્યાલયને સીધા મોકલનારને કંકાવટી પ્રકાશન 'મસ્તીની પળોમાં' મુક્તક-સંગ્રહ (રતિલાલ 'અનિલ') રૂ. ૨૫ ભેટ આપવામાં આવશે. પોતાનું તેમજ બીજાનું એકસાથે એકેક વર્ષનું લવાજમ સાથે ભરનારને પણ આ ભેટનો લાભ મળશે.

કંકાવટી, ૨૪, રીવર બૅન્ક સોસાયટી, રીવર ટાવર પાછળ,
અડાજણ પાણીની ટાંકી, સૂરત-૯

---



# ટૂંકી વાર્તા સંદર્ભે કેટલાક પ્રશ્નોની ચર્ચા

શરીફા વીજળીવાળા

ટૂંકી વાર્તાની તપાસ કરતી વખતે મોટા ભાગે આપણે આટલા પ્રશ્નોની ચર્ચા કરતાં આવ્યા છીએ. વાર્તાનું વિશ્વ, તેનાં પાત્રો કેવાં છે? પાત્રો કયા સ્તરમાંથી આવે છે? તેમને કેવા પ્રશ્નોનો સામનો કરવો પડે છે? પાત્રોમાં આવતું પરિવર્તન સ્વીકાર્ય બને છે કે નહિ? વસ્તુસંકલના, તેમાં આવતાં પુનરાવર્તનો, વાર્તાનો અંત વગેરે સઘળું તાર્કિક છે કે નહિ? વાર્તાનો ટોન કેવો છે? કૉમિક, વક્રતાભર્યો, ઉષ્માહીન, અહેવાલાત્મક, શોકાતુરી... જરૂર કરતાં વધુ લાગણીવેડા દર્શાવતા લેખક માટે પણ પ્રશ્ન ઊભો કરી શકાય. પાત્રની ભાષા વિશે પણ પ્રશ્નો ઊભા કરી શકાય. ભાષા અને શૈલી વિશે પ્રશ્નો ઊભા કરી કથનકેન્દ્રની પ્રતીતિકરતા પણ ચર્ચી શકાય. આ બધા પ્રશ્નોને અંતે શોધવાનું એટલું જ છે કે વાર્તા કેટલા અંશે સુસંગત છે? સંવાદી છે? આ બધા પ્રશ્નોની ચર્ચા કરવાથી થીમની ચર્ચા આપોઆપ જ થઈ જાય છે અને તેની સાથે જ વાર્તાનો સ્વીકાર કે અસ્વીકાર પણ નક્કી થઈ જાય છે.

થીમની ચર્ચા કરતી વખતે જે પ્રશ્નોની ચર્ચા કરીએ છીએ એ સિવાય અમુક પ્રશ્નો બાકી રહી જાય છે, જેને એકબીજા સાથે નજીકનો સંબંધ છે અને વાર્તા સાથે પણ એટલો જ મહત્ત્વનો

સંબંધ છે. એટલે આ પ્રશ્નોને સ્વતંત્ર રીતે તપાસવાનો અહીં ઉપક્રમ છે.

લેખક વાર્તા લખવાની શરૂઆત કરે તે સાથે જ નીચેના પ્રશ્નોનો તેણે સામનો કરવો પડે છે :

૧. લેખકના રસનું કેન્દ્ર : Focus of interest

૨. કેન્દ્રવર્તી પાત્ર : Focus of character

૩. કથનરીતિ : Focus of narration

આપણે આ પ્રશ્નોને વિગતે સમજીએ.

**૧. લેખકના રસનું કેન્દ્ર**

લેખક વાર્તા લખવાની શરૂ કરે એ સમયે તેની સામે સૌથી મોટો પ્રશ્ન આવીને ઊભો રહેશે વાચકનું ધ્યાન આકર્ષિત કરવાનો. વાચક થોડીક વાર પૂરતું ધૂંધળાપણું ચલાવી લે. પણ એ થોડીક વાર જ ચાલી શકે. વાચકને પોતાની સાથે રાખવા લેખકે પોતાના રસનું કેન્દ્ર જેમ બને તેમ જલદી શોધી લેવું પડે.

વાચકની આતુરતાનો કોઈ પાર નથી હોતો. તેના મગજમાં કેટલાય પ્રશ્નો ગૂંચવાઈને પડ્યા હોય છે. વાર્તા વાંચતાં નવા પ્રશ્નો પણ જાગી શકે છે. અને તે આ બધા જ પ્રશ્નોના જવાબ એકી સાથે માગે છે. શું ? કોણ ? ક્યારે ? ક્યાં ? શા માટે ? આખરે આ બધાનો અર્થ શો ? જેવા પ્રશ્નો તે પૂછવાનો. દેખીતી રીતે જ આ બધા પ્રશ્નોના જવાબમાં આખી વાર્તા સમાઈ જવાની. એવું જરૂરી નથી કે બધા પ્રશ્નોના જવાબ એકી સાથે મળી જાય. વાર્તા વાંચતાં વાંચતાં એક પછી એક જવાબ મળતા જશે. વળી એવું પણ જરૂરી નથી કે દરેક વાર્તામાં બધા જ પ્રશ્નો મહત્ત્વના હોય. જુદી જુદી વાર્તામાં આ પ્રશ્નોનું મહત્ત્વ પણ જુદું જુદું હોઈ શકે. કોઈ વાર્તામાં 'ક્યાં ?' એટલે કે સ્થળનું મહત્ત્વ હોઈ શકે. આ પ્રશ્નના જવાબ પાછળ વાર્તાનું સત્ત્વ છુપાયેલ હોય. દા.ત. જયંત ખત્રીની 'ધાડ' વાર્તામાં રણનું વર્ણન આખી વાર્તાને પ્રતીકા–

ત્મકતા બક્ષે છે. આ વાર્તામાંથી રણ બાદ કરી લો તો શું બચે ? વિલિયમ ફોકનરની 'અ રોઝ ફોર એમિલી' કે મધુ રાયની 'વટલાવવાનો એક કિસ્સો' વાર્તાઓમાં 'કોણ ?' પ્રશ્ન મહત્ત્વનો છે. અહીં 'કયાં ?'નું મહત્ત્વ નથી. ચેખોવની 'ધ લેમેન' કે ધૂમકેતુની 'પોસ્ટ-ઓફિસ'માં 'શું' મહત્ત્વનું છે. ફ્રાન્ઝ કાફકાની 'ઇન ધ પીનલ કોલોની' કે દ્વિરેફની 'જમનાનું પૂર'માં 'આખરે આનો અર્થ શો ?' પ્રશ્નનું મહત્ત્વ છે.

દરેક વાર્તા એકીસાથે બધા પ્રશ્નોને સરખું મહત્ત્વ ન આપી શકે. અમુકમાં 'કયાં ?' મહત્ત્વ ધરાવે તો અમુકમાં 'કોણ ?' કયારેક એવું પણ બને કે એક જ વાર્તા એકીસાથે એકથી વધુ પ્રશ્નને મહત્ત્વ આપતી હોય. દા.ત. શેરવુડ ઍન્ડરસનની 'આઇ વૉન્ટ ટુ નો વ્હાય ?' વાર્તામાં કોણ ?(એક વિશિષ્ટ છોકરો)ની સાથે કયાં ? (ઘોડાની રેસ યોજાતી હોય એવું શહેર) અને 'આનો અર્થ શો ?' એ ત્રણે પ્રશ્નો અગત્યના છે.

કયારેક એવું પણ બની શકે કે જે પ્રશ્નને કેન્દ્રમાં રાખ્યો હોય તેના કરતાં ન રાખ્યો હોય એવો પ્રશ્ન આખી વાર્તા માટે વધુ અગત્યનો હોય. જેમ વાર્તાના ઘટકોમાં સુસંગતતા હોવી જોઈએ તેમ સારી વાર્તાના પ્રશ્નોમાં પણ સુસંગતતા જરૂરી છે. એક પ્રશ્ન બાકીના પ્રશ્નોને પોતાની સાથે સાંકળી લે અથવા પોતાનામાં સમાવી લે અને એકસૂત્રે બંધાયેલી વાર્તાને જન્મ આપે તે વાર્તાની સજીવ એકતા માટે અપેક્ષિત છે, જરૂરી પણ છે. પોતાની સામગ્રીને એકસૂત્રે બાંધી વાચકના ધ્યાનને આકર્ષિત કરવાના પ્રશ્નનો લેખકે સફળતાપૂર્વક સામનો કરવો જ પડે. આપણે ત્યાં ચુનીલાલ મડિયા, બકુલેશ, જિતુભાઈ મહેતા વગેરે મૂળ વાર્તા સુધી પહોંચતાં એટલી બધી વાર લગાડે છે કે વાચક વાર્તામાંથી રસ જ ગુમાવી બેસે છે. મડિયાની 'ચંપો અને કેળ' આનું ઉદાહરણ છે.

## ૨. કેન્દ્રવર્તી પાત્ર

આ પણ વાર્તાનો અગત્યનો પ્રશ્ન છે. સાવ સરળ ભાષામાં વ્યક્ત કરવું હોય તો એવું કહી શકાય કે 'આ વાર્તા કોની છે?' એ પ્રશ્નનો જવાબ મહત્ત્વનો છે. કારણ વાર્તા કંઈ નરી ઘટનાઓની સાંકળ નથી. ઘટનાઓના કર્તા પણ હોવાના જ. આ ઘટનાઓ કોઈ ખાસ વ્યક્તિ કે વ્યક્તિજૂથની સાથે સંકળાયેલી હશે. અને આવી એક વ્યક્તિને, વ્યક્તિજૂથ વચ્ચેથી કેન્દ્રમાં લાવવાના પ્રશ્નનો લેખકે સામનો કરવાનો છે. દા.ત. જયંત ખત્રીની 'તેજ, ગતિ અને ધ્વનિ' વાર્તા પ્રસાદજી, નરપત અને વજેસંગ જેવા ત્રણ પુરુષો વચ્ચે ફરતી, ઘેરાતી હોવા છતાં એ છે તો કસ્તૂરની વાર્તા. આરંભથી અંત સુધી વાર્તાના કેન્દ્રમાં કસ્તૂર જ છે. બધી જ આનુષંગિક ઘટનાઓ, પાત્રપ્રવેશ બધું કસ્તૂરના સંદર્ભે જ થાય છે. પિરાન્દેલોની 'વૉર' વાર્તામાં રેલવે કંપાર્ટમેન્ટમાં હાજર રહેલા બધા મુસાફરોમાં લેખકનું ધ્યાન જાડી સ્ત્રી અને ઓવરકોટ પહેરેલા વૃદ્ધ પર જ કેન્દ્રિત થાય છે. શર્લી જૅક્સનની 'લૉટરી' વાર્તામાં ટેસી હચીસનનું ભાવિ દાવે લાગવાનું છે એવો સંકેત જૂથની વચ્ચે તેના પર ધ્યાન કેન્દ્રિત કરીને સર્જક આપી દે છે. ક્યારેક કેન્દ્રવર્તી પ્રશ્ન બાબતે લેખક ચાલાકી કરતા લાગે. દા.ત. 'ધ કિલર્સ' વાર્તામાં હેમિંગ્વે આપણને પાત્રોની વચ્ચે મૂકી દે છે. આ વાર્તાનું કેન્દ્ર નિક છે એ તારવતાં વાચકને મુસ્કેલી પડવાની. હેમિંગ્વેના વાર્તાજગતથી સાવ જ અપરિચિત ભાવક ઑલ ઍન્ડરસનને કેન્દ્રવર્તી પાત્ર માની લે તો આશ્ચર્ય ન થાય.

એનો અર્થ એવો નથી કાઢવાનો કે વાર્તાને મુખ્ય પાત્રની નજરે જ જોઈ શકાય. અહીં જે અભિપ્રેત છે તે આટલું જ: પાત્ર અને ઘટનાઓ વચ્ચેનો સંબંધ વાર્તાની સંરચનામાં પાયાનો સિદ્ધાંત છે. ગાંઠે માત્ર આટલું જ બાંધવાનું છે: મોટા ભાગની વાર્તાઓમાં કોઈ એક પાત્ર કેન્દ્રસ્થાને હોય જ. લેખક કાચી સામગ્રી

હાથ પર લેતો હશે કે તરત જ, મનોમન મુખ્ય પાત્ર નક્કી કરી લેતો હશે. વાર્તારંભે જ લેખકે એક પ્રશ્ન પૂછવાનો છે જાતને કે, "આ વાર્તા કોની છે?' આ પ્રશ્નનો જવાબ આપતા પહેલાં આવા જ બીજા એક પ્રશ્નનો સામનો કરવા તૈયાર રહેવું પડશે. "આ વાર્તામાં કોનું ભવિષ્ય દાવ પર લાગ્યું છે?" ક્યારેક જવાબ સરળતાથી મળી જશે. દા.ત. જયંત ખત્રીની 'ખીચડી', ધૂમકેતુની 'ભૈયાદાદા' વાર્તા. ક્યારેક જવાબ મેળવવા થોડીક મથામણ કરવી પડશે. દા.ત. જયંત ખત્રીની 'તેજ, ગતિ અને ધ્વનિ'. અને ક્યારેક આ જવાબ આપવો ઘણો અઘરો પણ પડી શકે. દા.ત. હેમિંગ્વેની 'ધ કિલર્સ' વાર્તામાં અંતે જતાં ખબર પડે છે કે અહીં ઓલ એન્ડરસનનું નહિ પણ નિકનું ભવિષ્ય દાવ પર લાગેલું છે. નિક જિંદગીની નવી વાસ્તવિકતા તરફ ડગ માંડવાનો છે. અભિજ્ઞાન નિકના પક્ષે છે.

### (૩) કથનરીતિ

કથનરીતિના આ પ્રશ્નની ચર્ચા એટલે 'કથનકેન્દ્ર'ની ચર્ચા. ક્યારેક આ ત્રીજા પ્રશ્નની વિગતે ચર્ચા કરવા વિચાર છે. અત્યારે તો આટલું જ. *

* 'અન્ડરસ્ટેન્ડિંગ ફિક્શન'ના આધારે આ લેખ તૈયાર કર્યો છે.

## સાભાર સ્વીકાર

**સંસ્કૃતિ : ગઝલસંગ્રહ :** સુધાકર જાની, પ્ર. ઇન્દુલાલ જાની, હેમાંગ પ્રકાશન, ભટ્ટ ફળી, હળવદ–૩૬૩ ૦૩૦, મૂલ્ય નવ રૂપિયા.

**ગાંધીના ક-ખ-ગ :** વિવિધ વિષયો પરના ગાંધીવિચારનો સંગ્રહ : સં. મહેન્દ્ર મેઘાણી, પ્ર. લોકમિલાપ ટ્રસ્ટ, પો. બો. નં. ૨૩, (સરદારનગર) ભાવનગર, મૂલ્ય ચાર રૂપિયા.

## 'સાહિત્યમાં સન્નિધીકરણ' / ભરત સોલંકી

'Juxtaposition' સંજ્ઞાને આપણે ત્યાં વિવેચકો દ્વારા -સન્નિધીકરણ, સંનિધિ, સહોપસ્થિતિ જેવા શબ્દોથી ઓળખાવવા પ્રયત્ન કર્યો છે અને ત્યાર પછી પોતપોતાની રીતે ઓળખાવવા સમજાવવા પ્રયત્ન કર્યો છે.

આ સંજ્ઞા કે પ્રવિધિ વિશે ચર્ચા કરતાં પહેલાં થોડી ભૂમિકા બાંધવી આવશ્યક છે. ખાસ વાત તો એ છે કે સાહિત્યમાં સમૃદ્ધ થયેલી આ પ્રવિધિ સાહિત્યની તો નથી જ. આ પ્રવિધિનાં મૂળ એક રીતે જોતાં ચિત્રકલામાં પડેલાં છે. એથી આગળ કહેવું હોય તો કહી શકાય કે આ પ્રવિધિનાં મૂળ વિજ્ઞાનમાં પડેલાં છે.

વિજ્ઞાનીઓ–રસાયણશાસ્ત્રીઓ પ્રયોગો કરતી વખતે એક કરતાં વધારે રસાયણોને એક પાત્રમાં ભરતા હોય છે. એકબીજાને એકબીજામાં ભેળવી કશું ત્રીજું રાસાયણિક તત્ત્વ શોધતા હોય છે. ચિત્રકલામાં પણ આ પ્રવિધિ કંઈક આ રીતે જ પ્રયોજાતી રહી છે. ચિત્રકાર ક્યારેક એકબીજાથી તદ્દન ભિન્ન રંગોનું મિશ્રણ કરી નવા રંગની શોધ આદરે છે. ક્યારેક ચિત્રમાં બે પરસ્પર વિરોધી ચિત્રો પણ પાસપાસે મૂકી વિરોધાભાસ ઊભો કરી — અને એમ કરી કશા ત્રીજા પરિમાણની શોધ કરે છે.

હવે પ્રશ્ન થાય કે આ પ્રવિધિ સાહિત્યમાં શી રીતે પ્રવેશી? આનો જવાબ કંઈક આમ આપી શકાય.

ફ્રાન્સ, યુરોપ, અમેરિકા, રશિયા વગેરે દેશોમાં કોઈ નિશ્ચિત

જગ્યાએ કલાકારો એકત્રિત થતા હતા. કલાકારોના આ સમૂહમાં કોઈ શિલ્પી હોય તો કોઈ ચિત્રકાર હોય તો કોઈ સંગીતકાર તો કોઈ સાહિત્યકાર પણ હોય. આ બધા કલાકારો ભેગા મળી અરસપરસ પોતપોતાની કલાઓ અને કલાઓમાં પ્રયોજાતી પ્રવિધિઓ વિશે ચર્ચાઓ કરતાં, એક કલાકાર બીજી કલાની પ્રવિધિને પોતાની કલામાં પ્રયોજી જોવા પ્રયત્ન કરતો અને એમ કરતાં કેટલાંક સારા પરિણામોય મળતાં. આ પ્રવિધિને જ્યાં સુધી લાગેવળગે છે ત્યાં સુધી આ પ્રવિધિને સાહિત્યમાં લાવવાનો અને સાહિત્યમાં પ્રથમ વાર પ્રયોજવાનો યશ માલાર્મેના ફાળે જાય છે. તેમણે તેમના 'ધ સન ઑફ રાઇઝ' કાવ્યમાં સૌ પ્રથમ બે વિરોધી અર્થસંકેતો પાસે પાસે મૂકી કવિતામાં (સાહિત્યમાં) ત્રીજા પરિમાણની શોધ આદરી. આ રીતે ચિત્રકલામાં સમૃદ્ધ થયેલી સન્નિધીકરણની પ્રવિધિને સાહિત્યમાં પ્રયોજી સિદ્ધ કરી.

આ પછી તો પશ્ચિમના સાહિત્યમાં માત્ર કવિતા પૂરતી આ પ્રવિધિ સીમિત ન રહેતાં નાટક, નવલકથા, વાર્તા વગેરેમાં વિકસી. ગુજરાતી સાહિત્યમાં સભાનપણે આ પ્રવિધિ સુરેશ જોષીના હાથે વાર્તામાં પ્રયોજાઈ અને પછી તો અનેકોએ આ પ્રવિધિ સિદ્ધ કરી છે.

## આભાર સ્વીકાર

**મેંદી લાલ ગુલાલ :** લોકઊર્મિગીતો : અમૃત પટેલ, મૂ. ૫૧ રૂપિયા.

**બા અને બાળક :** આરોગ્ય દષ્ટિએ બાળઉછેર : વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી, મૂ. ૧૯૫ રૂપિયા.

## ટૂંકી વાર્તા

'અહીં આપણે ટૂંકી વાર્તા વિશે જે વાત કરીએ છીએ તે કલાકૃતિ લેખે વાત કરીએ છીએ. એટલે કે જેમાં આંતરિક જીવનની સામગ્રી સૂક્ષ્મ સંઘટના પામી હોય, જેમાંથી એક સુગ્રથિત રૂપ સિદ્ધ થયું હોય, તેવી કૃતિઓની આપણે વાત કરીએ છીએ. જૂની વાર્તાઓ પાસે આવી અપેક્ષાઓ કેટલી હતી? તેમાંથી કેટલીમાં સૌન્દર્યનિષ્ઠ રૂપ સિદ્ધ થયું હોવાનુ કહી શકાય? તે જ પ્રમાણે ઘણી આધુનિક ટૂંકી વાર્તાઓ પણ કેવળ ઉપલકિયા મનોરંજન કે ચિત્તવિનોદ માટે હોય છે. એ ખરું કે મનોરંજન ઉપરાંત વાર્તા અને અર્વાચીન ટૂંકી વાર્તા માહિતી આપવાના કામમાં આવતી હોય છે. સંસ્કાર પણ આપી શકે. તેમાંથી ઉપદેશ, ભાવના અને પ્રેરણા, કોઈને આશ્વાસન કે છુટકારો પણ પ્રાપ્ત થાય. શામળ વગેરે મધ્યકાલીન લેખકોની તથા ઘણાયે અર્વાચીન લેખકોની કૃતિઓમાં આવું જ કોઈ પ્રયોજન પ્રધાન હોય છે, અને તેની કૃતિઓ બીજી રીતે ઘણી ઉપયોગી પણ જણાય. છતાં પ્રધાનપણે રસાનુભૂતિ કરાવવા સિવાયના ગમે તે બીજા ઉપયોગમા આવતી વાઙ્મયરચનાને કલાકૃતિ ન કહેવાય. આગળની વાર્તાઓ કરતાં ટૂંકી વાર્તાને કલાકૃતિ લેખે અનેક સૂક્ષ્મ અપેક્ષાઓ પૂરવાની હોય છે. અત્યારે બીજાં શાસ્ત્રો તથા વિજ્ઞાનો પૂર્વે ગણાવેલાં ઇતર પ્રયોજનોને અપૂર્વ સામર્થ્યથી અને વ્યાપકતાથી સિદ્ધ કરી શકે છે, તેથી તો સાહિત્યકૃતિમાં કશી જ ભેળસેળ હવે નભે તેમ નથી.'

'ભાવન વિભાવન: ૨'માંથી —હરિવલ્લભ ભાયાણી

ફંફાવટી

નવેમ્બર ૧૯૯૪

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૪ : અંક ૪૧૭ : મૂલ્ય : ૪ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલે), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બૅંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*

તંત્રી–મુદ્રક–પ્રકાશક
રતિલાલ મૂ. 'અનિલ'
માલિક : આર. આર. રૂપાવાળા
કંકાવટી, ૨૪, રીવર બૅન્ક સોસાયટી,
ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી
સૂરત–૩૯૫ ૦૦૯. ફોન નં. ૬૮૫૬૪૧

પ્રકાશન સ્થળ : ૨૪, રીવર બૅંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી, સૂરત–૩૯૫ ૦૦૯

મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ-૪

## એકલતા / એના બ્લાન્ડીઆના
અનુ. અંજુમ વાલોડી

એકલતા એ એક નગર છે
જ્યાં—
બધાં જ મૃત છે;
ચોખ્ખી શેરીઓ, ખાલી બજારો,
અને દરેક વસ્તુ
ખાલીપણામાં ઘોળાઈને છતી થાય છે.

એકલતા એ એક નગર છે
જ્યાં—
હંમેશ હિમવર્ષા થતી રહે છે.
અને કોઈ પણ પગલું
પ્રકાશના થરોને અપવિત્ર કરતું નથી.
અને જ્યાં કેવળ તું જ,
નિદ્રાધીન થયેલાં સૌને,
જાગ્રત આંખે જુએ છે
ને અનુભવે છે.
ત્યાં એટલી શાંતિ અને નિર્દોષતા હોય છે
કે ત્યાં

ના તો કોઈ ઝઘડે છે,
કે ના તો જૂઠું બોલે છે.
— અને ત્યાં
આંસુઓ પણ એવાં પવિત્ર હોય છે
કે કોઈ નજીવા, ત્યજી દેવાયેલા જંતુને પણ
કાંઈ હાનિ પહોંચાડી શકતાં નથી.
દુઃખ અને મૃત્યુ વચ્ચેની
એ ખીણમાં એકલતા એ એક નગર છે.

## પાંદડાં / લિયોનિડ માર્ટિનોવ

અનુ. અંજુમ વાલોડી

પાંદડાં
પડયાં હતાં રસ્તામાં
–ને પછી અચાનક
કોઈ વળગણ વળગ્યું હોય તેમ,
પોતાનો રંગ બદલી
નાચવા મંડયાં,—
ડાકણોની જેમ.
"કોણ છો તમે?"
ગભરાઈને મેં પૂછયું.
"પાંદડાં છીએ અમે તો;"
સરસરાટ કરતાં તે બોલ્યાં,
"અમે તો
પ્રાકૃતિક દૃશ્યો દોરનાર કલાકારનાં
સ્વપ્નાં સેવ્યાં હતાં;
પણ પીંછી પકડનાર એ હાથને
કોઈ પ્રેમ નહોતો
અમારા પ્રત્યે.
ને તેથી
અમે ઊડી રહ્યાં છીએ
બસ, ઊડી રહ્યાં છીએ!" 



## ઘણા દિવસથી / અંજુમ વાલોડી

નથી ચઢયો તોફાને દરિયો ઘણા દિવસથી;
તોય નથી કાં આવ્યાં વ્હાણો ઘણા દિવસથી!
ગામ આખામાં છે સન્નાટો ઘણા દિવસથી;
ફરી રહ્યો છે એક પડછાયો ઘણા દિવસથી.
કેમ રહી નથી મારે માટે ઉલ્ઝન કોઈ,
એ ઉલ્ઝનમાં છું ઉલ્ઝાયો ઘણા દિવસથી.
તારા મૌનને મારી વાચા આપે એવો
કોઈ શબ્દ ન દિલમાં ઊગ્યો ઘણા દિવસથી.
રમતાં-ઝઘડતાં શેરીમાંનાં બાળક જોઈ
યાદ આવે છે વીત્યા દિવસો ઘણા દિવસથી.
શહેરની આ લાંબી, વળ ખાતી સડકો પર
શોધું છું એક ગામનો રસ્તો ઘણા દિવસથી.
વત્તા-ઓછા-ગુણિયાની શી વાત? – અહીં
એક ઉપર છે આંકડો અટકયો ઘણા દિવસથી.
થઈ ગયું છે શુષ્ક જીવન મારું, અંજુમ!
છૂટી જાતાં સાથ ગઝલનો ઘણા દિવસથી.



## ગીત / કિસન સોસા

અંધારે અંધારે પગલાં, પગલે પગલે અજવાળું
રજનીગન્ધા ગરી રાતભર આંગણિયે ફૂલ વાળું
દેહ અને ધરતીથી ઊઠે એકસરીખી ગન્ધ
કદમ્બ લળે ફૂલોએ, સ્વપ્ને લળે કુંવારા સ્કન્ધ
આભ ઓસનું ઊતર્યું હેઠું અંગ વીંટાયો સાળુ
રજનીગન્ધા ગરી રાતભર આંગણિયે ફૂલ વાળું
દસ્તક વિના પૂરવ દિશાને અંતર ઊઘડે ઓજ
પૂરી થાતી ભૂલા પડેલા જાત્રાળુની ખોજ
શ્વાસ શ્વાસને અંકોડે બંધ અરવ તૂટતું તાળું
અંધારે અંધારે પગલાં, પગલે પગલે અજવાળું....

### મુક્તક / રતિલાલ 'અનિલ'

અવસ્થાના મુકામે જિંદગી થઈ,
નદી જાણે ઉનાળે ક્ષીણ થઈ ગઈ!
વળી વર્ષા ઋતુયે આવશે ક્યાં?
નવા પટનીયે શું સંભાવના રહી?

## બારીએ / મહેશ દાવડકર

સાંજ કોની પ્રતીક્ષા કરે બારીએ ?
સાવ ભૂરી ઉદાસી અરે, બારીએ !
જળપરી તું બની આવતી આંખમાં,
દૃશ્ય આખું પછી તો તરે બારીએ.
આ બધાં ક્યાં જતાં, અંતમાં ક્યાં જશે ?
એક ચહેરો વિચાર્યા કરે બારીએ.
કોઈ છાયા સમી યાદ તારી બની
સાવ હળવે રહી વિસ્તરે બારીએ.
શહેર જંપી જતું રોજ અંધારમાં,
કાળ સૂનો બનીને ફરે બારીએ.

## ગઝલ / રાઝ નવસારવી

ઓર છે આ મારી ચાહત ઓર છે,
નિત્ય પોતાની જ સંગત ઓર છે.
દર્દ જે જાહેર છે તે કંઈ નથી,
વેદનાઓ મારી અંગત ઓર છે.
મૌન તોડી એમણે વાતો કરી,
એમ લાગે છે કે બાબત ઓર છે.
પાનખરમાં એક લીલું પાંદડું
જિંદગીની એક ઇજ્જત ઓર છે.
'રાઝ', મારી ધારણા ખોટી પડી,
એમને મારી શિકાયત ઓર છે.

## રાજજા / ઈઝાક બાબેલ

અનુ. શિરીષ પંચાલ

લગ્નવિધિ પૂરો થયો હતો. રબાઈ આરામખુરશીમાં ફસડાઈ પડ્યા, થોડી વાર બેઠા અને પછી આખા ચોગાનમાં ગોઠવાયેલાં ટેબલખુરશી પર એક નજર નાખવા બહાર નીકળ્યા. એટલાં બધાં ટેબલખુરશી હતાં કે દરવાજામાં થઈને ઠેઠ શેરી સુધી ગોઠવવાં પડ્યાં હતાં. વેલવેટથી સજાવેલાં ટેબલ ચોગાનમાં સર્પાકારે લાગતાં હતાં, અને એ સાપના ઊંધા પડેલા શરીરે વેલવેટના રંગબેરંગી પટ્ટા દેખાતા હતા. એ રાતા અને નારંગી પટ્ટીઓમાંથી જાણે ઘેરી, મનને છલકાવી દેતી સૂરાવલિઓ પ્રગટતી હતી.

રહેવાના ઓરડાઓને રસોડામાં ફેરવી નાખ્યા હતા. ધુમાડાથી કાળાં થયેલાં બારણાંઓમાંથી અગ્નિની જ્વાળાઓ લપકતી હતી, ઉન્મત્ત લાગતી હતી અને તેની ધુમાડિયા જ્યોત ધ્રૂજતી હડપચીઓ અને લબડી પડેલી છાતીઓવાળી વૃદ્ધાઓના ગરમ થઈ ગયેલા ચહેરાઓને પ્રકાશિત કરતી હતી. ગરમ થઈ ગયેલી માનવકાયાઓના ચરબીભર્યા માંસ પરથી લોહી જેવા રાતા અને હડકાયા કૂતરાના મોંમાંથી ટપકતી લાળ જેવા પરસેવાના રેલાના રેલા નીતરતા હતા. લગ્ન માટેની રસોઈ ત્રણ રસોઇયા કરી રહ્યા હતા, વાસણ માંજનારી બાઈઓ તો જુદી; આ રસોઈ ઉપર એક ઠીંગણી, ખૂંધી ડોશી દેખરેખ રાખી રહી હતી. એંસી વરસની ઉંમરની આ વૃદ્ધાને તોરાના પવિત્ર ગ્રંથની જેમ બધા આદર આપતા હતા.

ભોજન પહેલાં ચોગાનમાં એક અજાણ્યો જુવાન રસ્તો કરતો કરતો આવ્યો, તે બેન્ની ક્રીકને મળવા માગતો હતો. તે બેન્ની ક્રીકને બાજુ ઉપર લઈ ગયો. તેણે કહ્યું: 'સાંભળો રાજ્જા ત્યારે. થોડી વાત કહેવા આવ્યો છું. કોસ્ટેરિકયા પોળનાં હન્ના કાકીએ મને મોકલ્યો છે.'

બેન્ની ક્રીકને બધા 'રાજ્જા' કહીને બોલાવતા હતા, તેણે કહ્યું, 'હં અ...બોલ...'

'ગઈ કાલે એક નવો પોલીસ અમલદાર આવ્યો છે. કાકીએ આ સંદેશો આપવા જણાવ્યું છે.'

'પરમ દિવસથી આ વાતની મને ખબર છે. બીજું કંઈ?' બેન્નીએ કહ્યું.

'એ અમલદારે બધા માણસોને ભેગા કરીને ભાષણ આપ્યું.'

'નવો સાહેબ જરા રુઆબ વધારે દેખાડે. તે છાપો મારવા માગે છે, બીજું કંઈ?'

'રાજ્જા, છાપો ક્યારે મારવા માગે છે તેની તમને ખબર છે?'

'આવતી કાલે.'

'ના, આજે.'

'દીકરા, તને કોણે કહ્યું ?'

'હન્ના કાકીએ કહ્યું. તમે એમને ઓળખો છો ને ?'

'એટલે અમલદારે બધા માણસોને એકઠા કર્યા અને તેમને ભાષણ આપ્યું. તેણે કહ્યું: આપણે બેન્ની ક્રીકનું નામોનિશાન મટાડી દેવાનું છે — સમ્રાટ હોય ત્યાં કોઈ રાજા સંભવી ન શકે. એટલે હવે સમય આવી પહોંચ્યો છે. આજે બેન્નીની બહેનનું લગ્ન છે એટલે લગ્નમાં તો બધા જ આવવાના.'

'બીજું કંઈ?'

'સિપાઈઓ તો ગભરાઈ ગયેલા અને કહે: ''જો આજે આપણે છાપો મારીશું અને એના રંગમાં ભંગ પાડીશું તો બેન્ની સળગી

ઊઠશે અને લોહી રેડાશે.'' પણ અમલદાર એક જ વાતની રઢ લઈને બેઠો છે. મારે પણ મારો મોભો સાચવવો છે.'

'સારું, ઊપડ.' રાજાએ જવાબ આપ્યો.

'આ વિશે મારે હેન્ના કાકીને શું કહેવાનું ?'

'એમને કહેજે કે બેન્ની આ છાપા વિશે જાણે છે.'

એ અજાણ્યો યુવાન ત્યાંથી રવાના થયો. બેન્નીના ત્રણ માણસો તેની પાછળ અડધા કલાકમાં પાછા આવવાનું કહીને નીકળ્યા. અડધા કલાકમાં તો તે પાછા આવી ગયા. બસ આટલી ઘટના બની.

મહેમાનો ટેબલ આગળ ઉંમર પ્રમાણે ગોઠવાયા ન હતા. જેવા નબળા પોચા હૃદયના યુવાનો તેવા જ વૃદ્ધો. પૈસા પ્રમાણે પણ ટેબલ પર તેઓ બેઠા ન હતા. ખૂબ પૈસો હોય ત્યાં દુઃખ પણ એવાં જ હોય છે.

સૌથી મોખરે નવદંપતી બેઠાં હતાં. આજે તો તેમનો દહાડો હતો. એમની બાજુમાં રાજાના સસરા સેંડર આઇકબામ બેઠા હતા.—ત્યાં બેસવાનો તેમનો અધિકાર હતો. સેંડર આઇકબામ અહીં ક્યાંથી બેસી શકે એની તો લાંબી વારતા છે, તમારે એ વાર્તા તો સાંભળવી જ જોઈએ.

બેન્ની ક્રીક એટલે તો લૂંટારો અને લૂંટારાઓનો સરદાર; એ વળી કેવી રીતે સેંડર આઇકબામનો જમાઈ બની ગયો ? સાઠની સંખ્યામાં માત્ર એક જ ઓછી એટલે કે ઓગણસાઠ દુધાળી ગાયો ધરાવતા આ સજ્જનનો તે જમાઈ કેવી રીતે બની બેઠો ? હાં, તો આ વાત એક હુમલા દરમિયાન બની. એક વરસ પહેલાં બેન્નીએ આઇકબામને ધમકીભર્યો પત્ર લખ્યો હતો.

**મહેરબાન આઇકબામ.**

૧૭ નંબરની શેરીના દરવાજા આગળ વીસ હજાર રૂબલ મૂકી જવાની મહેરબાની કરજો. જો તમે એમ નહિ કરો તો કશુંક એવું અણધાર્યું બની જશે કે આખું ઓડેસા રાત-

દિવસ એની જ વાતો કર્યા કરશે.'

—તમારો બેન્ની રાજા

ત્રણ કાગળ એક પછી એક મોકલવામાં આવ્યા. દરેક વખતે ધમકીની ભાષા જલદ બનતી હતી પણ એકેનો ઉત્તર આપવામાં ન આવ્યો. એટલે બેન્નીએ પગલાં ભર્યાં. તેમણે રાતે હુમલો કર્યો – નવ માણસો લાંબા વાંસડા હાથમાં લઈને આવ્યા હતા. વાંસના છેડે ડામરથી લથબથ ચીંથરાં વીંટાળેલાં હતાં. આઇકબામના વાડામાં નવ તાપણાં કરવામાં આવ્યાં. વાડાનાં તાળાં બેન્નીએ તોડી નાખ્યાં અને એક પછી એક ગાયને હાંકવા માંડી. હાથમાં છરી લઈ એક બીજો માણસ બહાર ઊભો હતો. દરેક ગાયને મરણતોલ ઘા કરતો હતો અને તેની છાતીમાં છરી હુલાવી દેતો હતો. લોહીથી લથબથ જમીન પર મશાલો સળગતા ગુલાબ જેવી દેખાતી હતી અને હવામાં બંદૂકના અવાજ ગડગડાટ જેવા સંભળાતા હતા. વાડા તરફ દોડી આવેલી ભરવાડણોને ગભરાવવા માટે હવામાં ગોળીબાર કરવામાં આવ્યા હતા. બીજા લૂંટારુઓએ પણ હવામાં ગોળીબાર કરવા માંડ્યો કારણ કે જો હવામાં ગોળીબાર ન થાય તો કોઈ વીંધાઈ પણ જાય. જ્યારે છઠ્ઠી ગાયે મરણચીસ પાડી અને રાજાના પગ આગળ ઢળી પડી ત્યારે આઇકબામ ચકીલેર ધસી આવ્યો અને બરાડ્યો :

'બેન્ની, આ બધું શું કરી રહ્યો છે?'

'જો મને પૈસા નહિ આપો તો તમારી પાસે એકે ગાય નહિ રહેવા દઉં. આઇકબામ સાહેબ, સીધોસાદો હિસાબ છે.'

'બેન્ની, જરા અંદર આવ જોઈએ.'

અને બંને જણે સમજૂતી કરી લીધી. કતલ કરેલી ગાયો બંનેએ સરખે ભાગે વહેંચી લીધી. બેન્નીએ ભવિષ્યમાં આઇકબામની સલામતીની જવાબદારી ઉપાડી – લખાણ કરી આપ્યું. પણ વધુ રસિક ઘટના પાછળથી બની.

એ ભયાનક રાતે જ્યારે ઘવાયેલી ગાયો ચીસો નાખતી હતી

અને તેમનાં વાછરડાં ગાયોના લોહીમાં રગદોળાતાં હતાં, ઘૂમરાતા જળની જેમ તોફાની જવાળાઓ જ્યારે ભભૂકી ઊઠી હતી, ૩૮ બોરની રાઇફલોમાંથી થયેલા અવાજોથી ભરવાડણો જ્યારે કમકમી ઊઠી હતી ત્યારે એ રાતે વાડામાં આઇકબામની દીકરી ત્સિલ્યા નીચા ગળાનું બ્લાઉઝ પહેરીને ધસી આવી હતી. અને રાજાનો વિજય પરાજયમાં ફેરવાઈ ગયો.

બે દિવસ પછી આઇકબામ પાસેથી પડાવેલા પૈસા પરત કરીને બેન્નીએ તેને અચરજમાં મૂકી દીધો અને ત્યાર પછી એક સાંજે તે મળવા આવી ચડ્યો. નારંગી રંગનો સૂટ તેણે પહેર્યો હતો અને કોટની એક બાંય નીચે હીરાની પહોંચી ચમક ચમક થતી હતી. તે ઓરડામાં દાખલ થયો, નમ્રતાથી આઇકબામની આગળ ઝૂકચો અને તેની દીકરીનું માગું કર્યું. એ વૃદ્ધને ભૂતકાળમાં હૃદયરોગનો હુમલો થયો હતો પણ એમાંથી તે હેમખેમ બહાર આવી ગયો હતો. હજુ તે વીસેક વર્ષ જીવી શકે એમ હતો.

રાજાએ આઇકબામને કહેવા માંડ્યું : ‘સાંભળો મહાશય, તમે જ્યારે મરી જશો ત્યારે હું તમને યહૂદીઓના કબ્રસ્તાનમાં દરવાજા પાસે જ દફનાવીશ. રાતા સંગેમરમરની કબર તમારે માટે ઊભી કરીશ. બ્રોડ્સ્કીના દેવળમાં તમને હું હોદ્દો અપાવીશ. તમને મારી આવડતનો લાભ મળશે અને તમે મારા ભાગીદાર બનશો. તમારા સિવાયના બધા જ ગોપાલકોને મારી નાખીશ. તમારી પાસે બસો ગાય હશે. તમે જ્યાં રહો છો ત્યાં કોઈ ચોર પગ નહિ મૂકી શકે. આ શેરીઓને વટાવીએ ત્યાં તમારા માટે ઉનાળો ગાળવા એક મકાન બંધાવી આપીશ. અને આઇકબામ, યાદ છે ને તમારી જુવાનીમાં તમે રબાઈ ન હતા. આઇકબામ, બનાવટી કાગળિયાં તૈયાર કરનારાઓને આ વાતની યાદ અપાવવાની ન હોય. કોઈ મિજાજી જુવાન તમારો જમાઈ નહિ બને પણ આ રાજા તમારો જમાઈ બનશે, આ રાજા બનશે.’

અને એમ બેન્ની ક્રીકે પોતાનું ધાર્યું કર્યું; એ ઉત્કટ રાગદ્વેષ-વાળો હતો અને દુનિયા પર રાજ કરે છે રાગદ્વેષ. નવદંપતી ત્રણ મહિના મોજમજા કરી આવ્યાં. ત્રણ મહિના સુધી દ્રાક્ષ ખાધી, જાતજાતની વાનગીઓ આરોગી, આલિંગનોનો પરસેવો માણ્યો. પછી બેન્ની પોતાની ચાળીસ વર્ષની બહેન ડોબ્રાને પરણાવવા માટે ઓડેસામાં પાછો ફર્યો. તેની બહેનને ગલગંડનો રોગ હતો અને સેન્ડર આઇકબામની વાર્તા પૂરી કર્યા પછી આપણે રાજાની બહેન ડોબ્રાના લગનની વાત પર પાછા આવીએ.

લગનની મિજબાનીમાં તેમણે મરઘી, મરઘાંબતકાંનાં સિઝાવેલાં માંસ, મસાલાભરેલી માછલી, મોતીની જેમ ચમકતી લીંબુની ચાંરીઓવાળો માછલીનો સૂપ; મરી ગયેલા બતકના માથા ઉપર પીછાંઓની જેમ શોભતાં ફૂલ ઝૂલતાં હતાં, પણ શું ઓડેસાનાં ફેનિલ મોજાં તળેલાં મરઘાં કાંઠે ફંગોળતાં હોય છે?

સારામાં સારી અને ઉમદામાં ઉમદા વસ્તુઓએ, દૂર દૂરના પ્રદેશોની ખૂબ જ જાણીતી વાનગીઓએ એ ભૂરી અને તારાખચિત રાત્રિએ કામણ કર્યાં હતાં અને અનેરા સુખની લહાણ કરી હતી. પરદેશી દારૂએ પેટમાં ગરમાવો આણ્યો હતો, પગને ધીરે ધીરે લથડતા, અને મગજને ઘૂમરાતાં કર્યાં હતાં અને યુદ્ધવાજિંત્રોના નાદની જેમ નિરાંતના ઓડકાર ખાતા કર્યા હતા. પ્લુટાર્ક સ્ટીમરનો હબસી રસોઇયો પોર્ટ સૈયદમાંથી ત્રણ દિવસ અગાઉ આવી ગયો હતો અને જમૈકાના રમની મોટી મોટી બાટલીઓ, મોર્ગનની મોંઘીદાટ સિગાર, જેરૂસલેમ પાસેની વાડીઓમાંથી નારંગી તથા એવી જાતજાતની વસ્તુઓ ચોરીછૂપીથી તે લઈ આવ્યો હતો. ઓડેસાના સમુદ્રતટ પર ફેનિલ મોજાંઓ પર થઈને આ બધું આવ્યું અને યહૂદીઓના લગન વખતે ઓડેસાના ભિખારીઓ પણ એ જ રીતે તૂટી પડતા હતા. પણ ડોબ્રાના લગન વખતે તેમને ભાગે જમૈકાનો રમ જ આવ્યો અને તેમણે ગળા સુધી ઢીંચઢોંચ કર્યો. પછી યહૂદી ભિખારીઓ

તેમની લાકડીઓ લઈને કાન ફૂટી જાય એવા અવાજો કરવા લાગ્યા. આઇકઆમ ખુલ્લા બટનનો કોટ પહેરીને આ ઊમટેલી મેદનીને એક આંખ ત્રાસી કરીને જોયા કરતો હતો અને સંતોષથી હેડકીઓ ખાતો હતો. ઓરકેસ્ટ્રા વાગતો હતો. જાણે લશ્કરી કવાયત થઈ રહી ન હોય. ઓરકેસ્ટ્રાનો અવાજ બધા અવાજોને શાંત કરી દેતો હતો. લૂંટારાઓ એકબીજાની સોડમાં ભરાઈને બેઠા હતા; અજાણ્યાઓની હાજરીમાં તેઓ અસ્વસ્થતા અનુભવતા હતા, પણ પાછળથી થોડી મોકળાશ અનુભવતા થયા. લેની રુસ્કીએ તેની પ્રિયતમાના ઓળખીતાના માથા પર વોડકાની બાટલી ફોડી અને મેન્ની બંદૂકબાજે હવામાં ગોળીબાર કર્યો. પણ જૂના રીતિરિવાજ પ્રમાણે જ્યારે મહેમાનો નવદંપતીને ભેટસોગાદો આપવા માંડ્યા ત્યારે ઉત્તેજનાની પરાકાષ્ઠા આવી. દેવળમાંથી પણ જાહેરાત કરનારાઓ ટેબલ પાસે આવી ચડ્યા અને મોટા મોટા શોરબકોર સાથે દરેક ભેટમાં મળેલી રકમની જાહેરાતો થવા માંડી. પછી રાજાના મિત્રોએ પુરવાર કરી આપ્યું કે ભૂતકાળના ખાનદાન લોહી અને સૌજન્ય મરી પરવાર્યાં નથી. અદ્દભુત કુશળતા અને સ્વસ્થતાથી તેમણે હાથ વડે સોનાના સિક્કા, વીંટીઓ અને પ્રવાલમણિમાળાઓથી ભરેલી તાસકો ઉછાળી.

મોલ્ડાવેંકાથી આવેલા આ ખાનદાની નબીરાઓએ ચુસ્ત ડગલા પહેર્યા હતા, ખભાને જાકીટથી ઢાંક્યા હતા, તેમના ભરાવદાર પગ ઉપર ભૂરા ચામડાના જોડા ઊપસેલા હતા અને અવાજ કરતા હતા. ઊંચા કદના, પેટને આગળ કરીને ઊભેલા આ લૂંટારુઓ અવારનવાર સંગીતની સાથે તાલ આપતા હતા અને પરંપરાગત રીતે બોલતા ‘ચૂમી, ચૂમી’ શબ્દોની બૂમો પાડતા હતા, નવદંપતી ઉપર ફૂલો ફેંકતા હતા. બેન્ની ક્રીકની ચાળીસ વર્ષની બહેન ડોર્યા સૂજી ગયેલા મોઢાથી બેડોળ બની ગઈ હતી, તેની આંખોના ડોળા બહાર નીકળી આવ્યા હતા. એક માંદલા યુવાનની સાથે તે ઓશીકાના

ઢગલા પર બેઠી હતી, અત્યારે લાચાર બનીને તે મૂગો બેઠો હતો; આઇકઆમે પૈસાથી તેને ખરીદી લીધો હતો.

લગ્નની ભેટો આપવાનો વિધિ હવે પૂરો થયો હતો; ભેટની જાહેરાત કરનારાઓના અવાજ હવે ઘોઘરા થવા આવ્યા હતા; વાયોલિન સાથે બીજાં વાજિંત્રોનો મેળ હવે પડતો ન હતો. ચોગાનમાં કશુંક બળી રહ્યાની આછી ગંધ આવી રહી હતી.

બેન્નીના પિતા પાપા ક્રીકે કહ્યું, 'બેન્ની, મારા મનમાં શું છે તેનો તને અંદાજ છે ખરો? ચીમનીમાં કશુંક સળગી રહ્યું લાગે છે.' તેના પિતા ભૂતકાળમાં કઠોર માણસ તરીકે ઓળખાતા હતા. તે દારૂનાં ગાડાં હાંકી જવાનું કામ કરતા હતા.

રાજાએ પોતાના પીધેલા પિતાને કહ્યું: 'પાપા, બસ પીધે રાખો, ખાયા કરો. મનમાં આવા બધા વિચાર નહિ કરો.'

પાપા ક્રીકે દીકરાનું કહ્યું માની લીધું. ખાવાપીવામાં તે તલ્લીન રહ્યા. પણ ધુમાડાના ગોટા વધુ ને વધુ પ્રસરવા લાગ્યા. દૂર દૂર ક્ષિતિજ રાતી દેખાવા લાગી અને એકાએક તલવારની ધાર જેમ અગ્નિજ્વાળા પ્રગટી ઊઠી. મહેમાનો અધીરા બનીને હવાને સૂંઘવા લાગ્યા; સ્ત્રીવર્ગ ચાસાચોસ કરવા લાગ્યો. ગુંડાઓ એકબીજાની સામે સૂચક નજરે જોવા લાગ્યા. માત્ર બેન્નીએ કશા પર ધ્યાન ન આપ્યું. તે હતાશ થઈને બરાડ્યો, 'મારી આ મિજબાનીનું શું થશે? ભાઈઓ, ખાઓપીઓ– ખાધે રાખો.' એ જ વખતે પહેલાં આવેલો અજાણ્યો માણસ ફરી ચોગાનમાં આવ્યો.

'રાજા, તમારી સાથે થોડી વાત કરવી છે.'

'બોલવા માંડ. દર વખતે તારી પાસે કંઈક હોય છે.'

એ અજાણ્યો યુવાન ખીખી કરવા લાગ્યો: 'વાત કેવી રીતે કરવી એ જ સમજાતું નથી; પોલીસચોકી તો ભડકે બળે છે.'

દુકાનદારો મૂંગામંતર થઈ ગયા. ગુંડાઓ એકબીજાની સામે જોઈને હસવા લાગ્યા. 'દૂરના વિસ્તારના લૂંટારાઓની એક ઘરડી

વંશજે મોઢામાં આંગળી નાખીને જે તીણી સિસોટી પાડી કે તેની બાજુમાં બેઠેલા ગભરાઈ ગયા.

બેન્નીએ તેને ચેતવી: 'માન્યા, અત્યારે તું અમારી સાથે નથી. એકદમ શાંત થઈ જા...'

જે યુવાને આ આશ્ચર્યજનક સમાચાર આપ્યા હતા તે હજુ પણ હસ્યા કરતો હતો.

તે ત્રણુતરી કરતાં કરતાં બોલ્યો. તેનાં જડબાં જોરથી કચડાઈ રહ્યાં હતાં: 'ચાળીસ જણુ સ્ટેશનની બહાર આવી રહ્યા હતા અને છાપો મારવાની તૈયારીમાં હતા. પચાસ ડગલાંય માંડ ચાલ્યા હશે ત્યાં આખી ચોકી ભડકે બળવા માંડી. તમે જરા જઈને જુઓ તો ખરા.'

પણુ બેન્નીએ પોતાના મહેમાનોને ત્યાં જવાની અને આગ જોવાની મના ફરમાવી. તે પોતાના બે સાથીદારોને લઈને નીકળ્યો. આખી ચોકી ભડકે બળતી હતી, સિપાઈઓ તેમના ફૂલા હલાવતા હલાવતા દોડતા હતા. ધુમાડાથી ભરાયેલા દાદરા ચડઊતર કરતા હતા અને બારીઓમાંથી પેટીઓ નીચે ફેંકતા હતા. આ બધી અંધાધૂંધીમાં કેદીઓ ભાગી ગયા. બંબાવાળાઓ દિલ દઈને આગ ઓલવવા માગતા હતા પણુ આસપાસના વિસ્તારમાં ક્યાંય પાણી ન હતું. નવો પોલીસ અમલદાર સામી ફૂટપાથ પર ઊભો રહીને મૂછો આમળ્યા કરતો હતો. તેની મૂછોના છેડા તેની મોંફાડ તરફ વળેલા હતા. નવો સાહેબ જરા વધારે રુઆબ દેખાડવા માગતો હતો; નવા સાહેબ સાવ સ્થિર થઈને ઊભા હતા. બેન્ની તેમની આગળથી પસાર થયો અને તેને લશ્કરી ઢબે સલામ ભરી:

'કેમ છો સાહેબ!' તે સહાનુભૂતિપૂર્વક બોલ્યો: 'તમારું નસીબ બહુ ખરાબ નીકળ્યું, નહિ? જીવતુંજાગતું દોજખ ઊભું થયું!'

તેણે બળતી ઇમારત સામે જોયું, ધીરે રહીને ડોકું ધુણાવ્યું

અને મરઘીની જેમ બબડ્યો, 'હંઅ...હંઅ...'

બેન્ની પાછો ફર્યો ત્યારે ચોગાનના દીવા ઓલવવા આવ્યા હતા. પરોઢ ફૂટી રહ્યું હતું. મહેમાનોએ વિદાય લીધી હતી અને સંગીતકારો ઝોકાં ખાતા હતા. તેમનાં વાજિંત્રો ઉપર જ તેમનાં માથાં ઢળી ગયેલાં હતાં. માત્ર ડોબ્રાની આંખોમાં જ ઊંઘ ન હતી. તે બંને હાથે પોતાના બીકણ પતિને મધુરજનીના ખંડ તરફ જવા ઇશારો કરી હતી. બિલાડી જેવી રીતે પોતાના મોંમાં ઉંદર પકડી રાખે અને ધીમે ધીમે દબાવી તેનો સ્વાદ લે તેવી રીતે આખો વખત તેની ચમકતી, ગ્રસી જવા માગતી આંખોથી તેની સામે ટગરટગર તાક્યા કરતી હતી.

(અંગ્રેજી અનુવાદ: રિચાર્ડ રેવેનલ)

*

## થોડું આ વાર્તા વિશે

ઈ. સ. ૧૯૨૩માં લખાયેલી 'ધ કિંગ' વાર્તાની ગણના ઇઝાક બાબેલની કેટલીક વિશિષ્ટ વાર્તાઓમાં થાય છે. અહીં રશિયન ટૂંકી વાર્તાપરંપરાથી થોડા દૂર જઈને વાર્તા લખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. અહીં વજનદાર ઘટનાઓ બને છે અને છતાં વાર્તાને વસ્તુપ્રધાન કહી ન શકાય. આ વાર્તા બેન્નીને કેન્દ્રમાં રાખીને લખાયેલી છે. કોઈ આદર્શ ચરિત્ર કે અનુકરણીય માનવી આપણી સામે ધરવાને બદલે બાબેલે એક ગુંડાને આપણી સામે ધર્યો છે. પણ હૃદયપરિવર્તન કે તેની ગુંડાગીરીની પડછે માનવતાનું નિદર્શન કરાવવાનો કોઈ આશય અહીં નથી. આવો માણસ કેવી ક્રૂરતાથી અને ઠંડે કલેજે વર્તી શકે તે જ અહીં તો લેખક બતાવવા માગે છે. ખાણીપીણીના ઉત્સવથી શરૂ થતી આ વાર્તા સ્થૂળ ભોગ-વિલાસમાં રચ્યાપચ્યા રહેતા માનવીઓની દુનિયામાં લઈ જાય છે. આ જગતમાં એકચક્રી શાસન રાગદ્વેષનું પ્રવર્તે છે એવી એક ઉક્તિ વાર્તામાં આવે છે અને એ જ ઉક્તિ વાર્તાના કેન્દ્રસ્થાને છે. અહીં

રાજાના રાગદ્વેષથી બધી ઘટનાઓ દોરાય છે. એની ઇચ્છા વિના તો એકકે પાંદડું હાલતું નથી; પૈસાથી, સત્તાથી આખી દુનિયા ખરીદવા નીકળેલા રાજા પાસે બહુ ઓછા શબ્દો બોલાવડાવ્યા છે; પણ જે બોલાવડાવ્યા છે તે તેની નઠોરતા, ક્રૂરતા પ્રગટ કરવા માટે પૂરતા છે. અહીં પુત્ર તરીકે, પતિ તરીકે એની કોઈ છબી સર્જવામાં આવી નથી; માત્ર નિર્દય માનવીની જ છબી મૂર્ત થાય છે. પોતાની ઇચ્છાથી જમાઈ બનવું, કોઈને જમાઈ બનાવવા; પોતાની ઇચ્છાથી બધાની નિયતિને અંકુશમાં રાખવી – આ પ્રકારની સત્તા જુદા જુદા સંદર્ભોમાં જુદા જુદા વેશે આવતી આપણે સૌએ જોઈ જ છે. બન્ની રાજાની અંતિમ ક્રૂરતા માઝા મૂકી જાય છે; સળગાવી દીધેલી પોલીસ ચોકી આગળ સામે ચાલીને જવું અને એ લાચાર માણસને એની હીનતાનું ભાન કરાવવું – આ ઠંડી ક્રૂરતા માનવવ્યક્તિત્વની જ એક બાજુ – અંધારી તો અંધારી – રજૂ કરે છે. □

## 'સતી' / મુનિકુમાર પંડયા

મોટાભાઈ મને લાડમાં સરસ્વતીના બદલે સતી કહેતા. પછી તો ધીરે ધીરે મારું નામ સતી જ પડી ગયું. શાળાના રજિસ્ટરમાં સરસ્વતી હતું એટલું જ. "સરસ્વતી એટલે વિદ્યાની દેવી" મોટાભાઈ કહેતા; "મારે સતીને ખૂબ ખૂબ ભણવવી છે."

"તો પછી એના માટે ઝાઝું ભણેલો મુરતિયો જોતવો પડશે. મળશે?" મોટાભાઈની વાત સાંભળીને બા કહેતી.

"હા. હા. મળશે." મોટાભાઈ જવાબ આપતા ને ઉમેરતા: "એવડું ભણેલો મુરતિયો નહિ મળે તો મારે ક્યાં મારી લાડકીને પરણાવવી છે? એ તો કુંવારી રહેશે. સરસ્વતી દેવી કુંવારી. સરસ્વતી નદી પણ કુંવારકા નદી કહેવાય. અને મારી આ સરસ્વતીય એની જેમ કુંવારી રહેશે. કેમ, ખરુંને સતી?"

"રાખો, રાખો હવે. એવું તે કાંઈ બને?" બા પ્રતિવાદ કરતી.

"બને નહિ એવું જ આપણે બનાવવું છે મારી સતી માટે." મોટાભાઈ મને ઊંચકી લઈને ગાલે બચીઓ દેતા – "મારી દીકરી સતુડી ભલે કુંવારી રહે. મારે એને સાસરે નથી મોકલવી. બને નહિ એવું જ મારે બનાવવું છે."

મારા બાળપણમાં મોટાભાઈ અને બા વચ્ચે વારંવાર આ સંવાદ બોલાતા. એમનું હું એકમાત્ર અને એટલે લાડકું સંતાન હતી. પરણવું અને કુંવારા રહેવું એના અર્થની મને એ વખતે

ઊંડી ગતાગમ નહોતી. પણ પછી ઉંમર વધવાની સાથે ધીરે ધીરે એ અંગે મારી અંદર કશુંક ઊગતું રહ્યું, ફૂલતુંફાલતું રહ્યું અને વેલની પેઠે વિકસતું રહ્યું.

હું નવ વર્ષની હતી ત્યારે બા જોડે મામાના ઘરે એના ગામડે ગયેલી. મોટાભાઈ અમને સ્ટેશન ઉપર મૂકવા આવેલા. ગાડી ઊપડતી વખતે મોટાભાઈએ મારું નાક પકડીને મને હલાવતાં કહ્યું "સતી વહેલી વહેલી આવતી રહેજે હોં!"

મામાની દીકરી ઇલા તો મને ભાળીને "સતી આવી, સતી આવી" કહેતીક કૂદવા જ લાગી. મારો હાથ પકડીને એનાં રમકડાં પાસે મને લઈ ગઈ. લાકડાનું એક પૂતળું દેખાડીને મને કહ્યું — "જો આ મારો ઢીંગલો ચકુભાઈ. આજે એનાં લગન છે."

"લગન?"

"હા. સામેના ડેલામાં સંતોક રહે છે ને એની ઢીંગલી જોડે. બપોરે આપણે જઈશું. તુંય આવજે. બહુ મજા પડશે."

બપોરે જમી લીધા પછી હું અને ઇલા ઢીંગલાને લઈને સંતોકના ડેલામાં ગયાં. મોટા બધા એ ડેલામાં ભેંસો અને બળદ બાંધેલાં હતાં. ખૂણાના એક ઢાળિયામાં ઢીંગલા-ઢીંગલીનાં લગ્ન કરવામાં અમે પડયાં. હું, ઇલા, સંતોક અને રેવલી ઉપરાંત સંતોકનો ભાઈ દેવજી પણ રમતમાં સામેલ હતો. મારાથી થોડો ઊંચો લાગતો'તો એ. તેલ નાખ્યા વિનાના જથરપથર વાળવાળો, કેડિયું ને ચોરણી પહેરેલો દેવજી મારી તરફ વિસ્મયથી જોઈ રહ્યો. મારી નજર પણ એની ઉપર હતી.

"સતલી, તું આ ઢીંગલીને લઈને ચકુભાઈ પાસે બેસાડ" — ઇલાએ મારા હાથમાં એક શણગારેલી ઢીંગલી આપીને કહ્યું. "દેવલા, તું ચકુભાઈને સરખો ગોઠવી દે."

ચકુભાઈનાં ઢીંગલી જોડે લગ્ન થયાં. ઘાંટા પાડી પાડીને અમે જેવાં આવડયાં એવાં, કયાંક કોઈ વાર સાંભળેલાં ગીતો ગાયાં.

નાચ્યાં કૂદ્યાં રમ્યાં, દોડાદોડી કરી મૂકી બપોર આખી.

આ દોડાદોડીમાં દેવજી મને વારંવાર અડકી જતો. મારા શરીરમાં ઝીણી ઝણઝણાટી થઈ જતી.

મોસાળમાં હું અને મારી બા એકાદ અઠવાડિયું રોકાયેલાં. દરરોજ બપોરે દેવજી ખેતરેથી પાછો આવતો ત્યારે મામાના ઘર પાસેથી પસાર થતાં એને હું જોઈ રહેતી. કાંઈ ને કાંઈ કામ માટે મામાના ઘરે તેનું આવવાનું થયા કરતું. દેવજી આવતો ત્યારે હું તેની પાસે જઈને ઊભી રહેતી. કોકનો ફેડો ચાવતી ચાવતી તેની સામે જોયા કરતી. દેવજી પણ મને તાકી રહેતો.

ઇલાના ચકુભાઈ જેવું જ લાકડાનું એક બીજું પૂતળું મારા મામાએ મારા માટે કરાવી આપ્યું. મેં ય એનું નામ ચકુભાઈ પાડ્યું. ઇલાના ચકુભાઈ પરણેલા હતા. મારા ચકુભાઈનાં લગ્ન કરવાનાં બાકી હતાં.

પણ એ અવસર આવ્યો જ નહિ. એ પછી બેચાર દિવસમાં જ અમારે પાછા જવાનું થયું.

જે દિવસે અમે જવાનાં હતાં તે દિવસે અમને સ્ટેશને લઈ જવા ભળભાંખળામાં ખડકી પાસે ગાડું આવીને ઊભું. ચકુભાઈને લઈને હું ગાડામાં બેસી ગઈ. બા અને મામા પણ ગાડામાં બેઠાં. ખખડખખડ ખખડખખડ કરતું ગાડું વહેવા લાગ્યું.

એ જ વખતે દેવજી તેના બાપુ ઝવેરભાઈ સાથે ખેતરે જવા નીકળ્યો. ગાડા સાથે બંને થઈ ગયા.

પાદરે ગાડું પહોંચ્યું. અહીંથી પૂર્વ તરફ સ્ટેશનનો સીધો રસ્તો હતો. સામેનો નેળિયાનો રસ્તો વાડીખેતરમાં જતો હતો. ઝવેરભાઈ અને દેવજી અમારાથી છૂટા પડીને નેળિયામાં ઊતરી ગયા. દેખાતા બંધ થયા. અમારું ગાડું સ્ટેશન બાજુના રસ્તે વળી ગયું.

હું રડી પડી, "મા આપણે અહીં પાછાં ફરી આવશું ને?"

"હા બેટા, રજાઓ પડે એટલે તારે ચોક્કસ અહીં આવવાનું

જ છે હો!" મામા બોલ્યા, "બે'ન, ભાણુકીને લઈને તું જરૂર આવજે."

"મૂઈ તારી ભાણુકી" આછું મલકતાં બા બોલી. "ત્યાં એના બાપથી છૂટી નહોતી પડતી ને અહીં આવી તો અંહીંની માયા એને વળગી."

ઊડતી ધૂળમાં આછું આછું થતું મોસાળ થોડી વારમાં અદૃશ્ય બન્યું.

મોસાળથી લાવેલ ચકુભાઈને હું મારાથી અળગો ન કરતી. મારી જોડે જ રમે, જમે અને સૂઈ જાય. કોઈ વાર ગતે હું જાગી જાઉં ને ચકુભાઈ આડોઅવળો થઈ ગયો હોય તો એને ઉપાડીને હું મારી છાતી જોડે ચાંપી દેતી. ચકુભાઈના નાક ચહેરો જોતાં મને દેવજી યાદ આવી જતો. કોઈ વાર રાતે ઊંઘમાં હું એને બચી પણ ભરી લેતી.

પોષ મહિનાની એક રાતે ચકુભાઈને લઈને ચોકમાં હું રમતી હતી. મોટાભાઈના બે મિત્રો બેસવા આવેલા એમની જોડે બા અને મોટાભાઈ વાતોમાં મશગૂલ હતા. મને ઊંઘ આવવા લાગી. બા પાસે જઈને એના ખોળામાં માથું મૂકીને હું સૂઈ ગઈ. બાને કહ્યું, "બા, તું ચકુભાઈને સુવાડી દેજે. મને બહુ ઊંઘ આવે છે." બાનું વાતોમાં ધ્યાન હતું, તેણે પૂરું નહિ સાંભળ્યું હોય.

શિયાળાની એ કડકડતી ટાઢમાં બીજા દિવસે હું બહુ મોડી — બાએ જગાડી ત્યારે જાગી. જાગતાંવેંત મને ચકુભાઈ યાદ આવ્યો.

"બા, મારો ચકુભાઈ ક્યાં ?"

બા ઘરકામમાં વ્યસ્ત હતી. "આટલામાં જ ક્યાંક હશે, તારી મેળે જ ગોતી લેને સતી." કહેતી એ તો ઘરકામ કરતી જ રહી.

મેં આમતેમ જોયું. રાતે બહાર ચોકમાં રમતી હતી ત્યાં કદાચ ચકુભાઈ હશે એમ માનીને હું ચોકમાં દોડી ગઈ. ચોકના ડાબી બાજુના ખૂણામાં પાણી ગરમ કરવા માટેનો ચૂલો હતો એની

ઉપર પાણીનું દેગડું હતું. ચૂલાની અંદરનું લાકડું બળીને ઓલવાઈ જવા આવેલું. આછો ધુમાડો નીકળતો હતો. લાકડાની નીચે ચકુભાઈનો અધેર્ા બળી ગયેલો અવશેષ હતો, મેં એ ખેંચ્યો. મારા હાથમાં નાનકડો પગ આવ્યો, બાકીનો ભાગ બળી ગયો હતો.

છવાયેલા ધુમ્મસના કારણે ઠંડી ઘણી લાગતી હતી. રાતના અચાનક માવઠું થયું હશે એની અસરથી વાતાવરણ ઘેરાયેલું હતું. બાએ કહ્યું, "આજે તને નવરાવવી નથી. શરદી થઈ જશે."

દિવસ આખો ધુમ્મસ રહ્યું. સૂરજ દેખાયો જ નહિ. બપોરે પણ ટાઢ લાગતી હતી. મારી આંખો લાલ થઈ ગઈ. ખાવાનું ભાવ્યું નહિ. બાએ મને ગરમ કપડાં પહેરાવી. ગોદડું ઓઢાડી સુવાડી દીધી. મારા શરીરની અંદર બળતરા થતી હતી.

એકાદ વખત ઝબકીને જાગી ગઈ. ચકુભાઈને મારા પાસે ખેંચી લેવા મેં હાથ લંબાવ્યો ત્યાં કોઈ નહોતું. ચકુભાઈ ક્યાં? મનમાં પ્રશ્ન થયો ન થયો ને હું તંદ્રામાં સરી ગઈ...

વખતને વીતતાં કાંઈ વાર લાગે છે? નવમા ધોરણની વાર્ષિક પરીક્ષાના આગલા દિવસે બાએ મને માથાબોળ નવરાવતાં કહ્યું, "સતી માટે મુરતિયો શોધવાની તેની ઉંમર થઈ ગઈ છે. હવે એ નાની નથી આજે એને..." કહીને તેમના કાન પાસે મોં લઈ જઈને કશીક ગુસપુસ કરી.

મોટાભાઈ આછું મરકયા. "મારી સતી તો બાલકુંવારી રહેવાની છે."

આવી મજાક તો મોટાભાઈ વારંવાર કરતા. પણ હવે મને એ કુંવારા રહેવાની મજાક ગમતી નહિ.

પહેલું પેપર ગુજરાતીનું હતું. શરદઋતુ વિશે નિબંધ પુછાયો હતો. લખવા માટે મેં પેન ખોલી. ધોકા જેવી જાડી પેન ખાસ પરીક્ષા માટે જ મેં ખરીદેલી. પેપરમાં અક્ષરો પાડવાની મેં શરૂઆત કરી.

'શરદ... શરદ... શરદને મેં ગઈકાલે જ જોયેલો. મારા માથે વાદળની પેઠે ઝળૂંબવા જતો હતો ને હું આવી સરી ગઈ. મારે સરી જવું પડ્યું. દૂધવાળાને ત્યાંથી દૂધ લઈને સાંજે હું ઘરે જતી હતી. મોડું થઈ જવાથી દવાખાનાવાળો ટૂંકો રસ્તો મેં પસંદ કર્યો. સામેના રસ્તે બારમામાં ભણતા બેચાર છોકરા ઊભા હતા. એમાં શરદ પણ હતો. દવાખાનાના કમ્પાઉન્ડ પાસે વળાંક વળી, શરદ પોતાના મિત્રોથી છૂટો પડીને મારી પાછળ આવતો હોય એવું લાગ્યું. ઝડપથી મારી પાસેથી પસાર થતાં મને ઘસાતાં તે સહેજમાં રહી ગયો. તેના પરસેવાની ગંધ મને સ્પર્શતી નાકમાંથી મારી અંદર ઊંડાણમાં ઊતરી ગઈ. મારું અસ્તિત્વ એનામાં એકરૂપ થવાને થનગની રહ્યું.

"હેઈ...હેઈ...હેઈ..." બકરાં લઈને પસાર થઈ રહેલા ભરવાડની નજર મારા ઉપર પડી હશે. મેં ચાલ વધારી.

દવાખાનાના કમ્પાઉન્ડમાં પોસ્ટમોર્ટમની રૂમ પાસે એકાંત હતું. શરદ ત્યાં ઊભો રહીને સાથળ ખંજવાળી રહ્યો હતો તેણે મને પાસે આવવા ઇશારો કર્યો. પણ હું જઈ શકી નહિ. બાએ મને માથે નવરાવતી વખતે શિખામણ આપેલી કે તુ હવે મોટી થઈ છો છોકરાઓ જોડે બોલવાનું હવેથી બંધ કરવાનું, સમજી કે?"

ટન્...ટન્...પરીક્ષાનો અર્ધો કલાક પૂરો થયાનો બેલ વાગતાં હું ચમકી. હાથમાંથી ખુલ્લી પેન મારા ખોળામાં સરી પડી. બંને સાથળ વચ્ચે ભીંસીને મેં પેનને નીચે પડતાં અટકાવી. ખાસ્સીવાર પેન સાથળ સાથે દબાયેલી રહી. પેનનો સ્પર્શ મૂળ સુધી પહોંચ્યો. બંને સાથળ એકબીજા જોડે ઘસ્યા. પેન ઊંચીનીચી ફરતી રહી.

'અરે! મને કોઈ જોઈ જશે તો!' પરીક્ષાખંડમાં ઊંચે, આસપાસ બધે જ મારી નજર ફરી વળી. બધા નીચું જોઈને લખવામાં તલ્લીન હતા. સુપરવાઈઝરના ચમચમ થતા બૂટના અવાજ સિવાય શાંતિ હતી. તેણે ઈન્શર્ટ કરેલું તેનું શરીર છટાદાર લાગતું

હતું. આમતેમ ફરતી વખતે પેન્ટના ઉપરના ભાગમાં પડતા ઉભેળાતા સળ તરફ મારી આંખો ખેંચાયા કરી. પેપર લખવામાં હું બરોબર ધ્યાન આપી શકી નહિ. સપ્લીમેન્ટરી માગવાના બહાને તેના હાથના આંગળાને સ્પર્શવાની મને તીવ્ર ઝંખના જાગી પણ મારાથી ક્યાં લખી શકાય છે?

ગુજરાતીનું મારું પેપર નબળું ગયું. બીજાં બે પેપર પણ નબળાં ગયાં. નવમીમાં હું નપાસ થઈ.

બીજા વર્ષે માંડ માંડ ચડાવો પાસ થઈને હું દસમીમાં આવી. ટ્રાયલ ઉપર ટ્રાયલ આપતી રહી પણ હું આગળ ભણી શકી નહિ. મોટાભાઈની મને ખૂબ ભણાવવાની હોંશ પૂરી થઈ શકી નહિ. હું મોટી થતી ગઈ. પરણવા જેવડી ઉંમરે પહોંચી.

મારી બહેનપણીઓ એક પછી એક પરણી જવા લાગી. જ્યોતિ, સ્વાતિ, અલકા બધાં પરણ્યાં લગ્ન પછી સાસરે જઈ આવ્યાના એમના 'મીઠા' અનુભવો સાંભળીને મને થયા કરતું કે મારાં લગ્ન ક્યારે થશે? મને કેવો વર મળશે? શરદ જેવો? દિલીપ જેવો? હસમુખ જેવો? શાળામાં સાથે ભણતા છોકરાઓ એક પછી એક મારી સામે તરવરી રહેતા. મને કેવો વર ગમે? હૃષ્ટપુષ્ટ શરીરવાળો, આછી મૂછો હોય; સોહામણો લાગતો હોય, ભયની પેઠે છાતીમાં ખૂંચી જતી આંખોવાળો હોય. વરની કલ્પનામાં મને આનંદ મળતો. કલ્પનામાં પણ આવો આનંદ મળે છે તો વાસ્તવમાં કેટલો બધો આનંદ મળે? આહા::મારા અણુ અણુ નાચી રહેતા.

અને આખરે એ દિવસ પણ આવી પહોંચ્યો.

અભિજિત જોડે મારો સંબંધ કરવાનું મોટાભાઈએ નક્કી કર્યું. અભિજિતને દેખાવડા ન કહી શકાય. અનાકર્ષક ચહેરો, માથા પરના ટૂંકા વાળ, દોદળું શરીર અને તીણો અવાજ પહેલી નજરે

મને એના પ્રત્યે કાંઈ આકર્ષણ જાગ્યું નહિ. મારા મનને એ માટે મારે પરાણે તૈયાર કરવું પડ્યું.

મને થયું કે અભિજિત જોડે સંબંધ બાંધવાની ના પાડી દઉં. પણ પછી મેં વિચાર્યું કે મોટાભાઈ નિવૃત્ત થવાના આરે આવીને ઊભા છે. હમણાં હમણાંની તેમની તબિયત પણ સારી રહેતી નથી. અવારનવાર રજા લઈને ઘરે સૂતા જ રહે છે. પોતાના શરીરનો એમને ભરોસો રહ્યો નથી. નિવૃત્ત થવા પહેલાં મોટાભાઈ મારાં લગ્ન કરી નાખવાને ઉત્સુક હતા. મેં સંમતિ દર્શાવી.

લગ્ન થયાં. હું સાસરે આવી. અભિજિતનાં માતાપિતા તો ગુજરી ગયેલાં. કાકાકાકીએ તેમને ઉછેર્યા, ભણાવ્યા અને લગ્ન કરાવી આપ્યાં. અભિજિતના ભાગમાં આવેલું ઘર કાકાના ઘરને અડીને એના ઘરની બાજુમાં જ હતું. ઘરમાં હું અને અભિજિત એકલાં જ.

લગ્નની એ પહેલી રાત. મારા ગૃહસ્થાશ્રમી જીવનનો આજથી આરંભ. લગ્નમાં આવેલા મહેમાનો એક પછી એક વિદાય થઈ ગયા. કાકાકાકી પણ પોતાના ઘરે ગયાં. અમે પતિપત્ની એકલાં પડ્યાં. બંનેમાંથી કોઈ બોલતું નથી. એક વાર સહેજ આંખ ઊંચી કરીને મેં અભિજિત તરફ જોયું. તેને જોતાં જ તેનું દોદળું પેટ મારી નજરમાં અથડાયું. પેટ પરથી મારી નજર પાણીના રેલા પેઠે નીચે ઊતરી...

અચાનક લાઇટ ચાલી ગઈ. અંધારું છવાઈ ગયું. "ચાલો હવે સૂઈ જઈએ" – અભિજિતે મૌન તોડ્યું. તેમના અવાજ પરથી લાગ્યું કે તે ઊભા થયા હશે.

હું પણ ઊભી થઈ. ઘર મારા માટે અજાણ્યું હતું. અજાણ્યા ઘરમાં પાછો અંધકાર ઉમેરાયો. ભીંતના આધારે ફંફોસતી ફંફોસતી હું સૂવાના ઓરડા બાજુ ચાલી. ભીંત પરના એક ફોટા જોડે મારો હાથ અથડાતાં ફોટાની ખીલી નીકળી ગઈ. ખણણણ...કરતોકને

ફોટો નીચે પડ્યો. તૂટેલા કાચના કકડા ચોમેર વેરાયા. હું આઘી ખસી છતાં મારા પગમાં કાચની કણી વાગી, 'વોય, અરે' મારા મોંમાંથી ચીસ નીકળી ગઈ. હું નીચે બેસી પડી.

અને મારા બેસવાની જ જાણે રાહ જોતી હોય એમ લાઇટ ઝબકી ઊઠી.

અજવાળામાં મેં જોયું તો અભિજિતનાં બાનો ફોટો નીચે ફરસ ઉપર પડ્યો હતો. લગ્ન કરીને અમે બંનેએ આજે જ્યારે ગૃહપ્રવેશ કર્યો ત્યારે આ ફોટા આગળ અભિજિત મને લઈ આવ્યા અને બહુ જ ભાવપૂર્વક કહ્યું, "બાનો ફોટો છે. હું આઠ વર્ષનો હતો ત્યારે બા ચાલી ગયેલી. બાપુજી તો એથીય વહેલા મને દોઢ વર્ષનો મૂકીને ચાલ્યા ગયેલા."

મારા પગમાંથી લોહી નીકળતું હતું. અભિજિતે પાણિયારેથી પાણી લઈ આવી રૂમાલ ભીંજવીને મારું લોહી લૂછી નાખ્યું.

"ભીંત નબળી છે. ખીલી બરાબર લાગતી જ નથી. થોડા દિવસમાં જ ઢીલી પડી જાય. જરાક અડકવા જતાં હાલી ઊઠે." પાટો બાંધતાં બાંધતાં અભિજિત કહેતા હતા.

અમે ઓરડામાં ગયાં. બત્તી બંધ કરી પથારીમાં પડ્યાં.

અભિજિતનું દોદળું શરીર. પ્રયત્ન નિષ્ફળ. તરત હાંફી ગયા. ઊંચું નીચું થતું તેમનું પેટ. થોડી વારમાં બાજુમાં ઢળી પડ્યા. કપડાં પણ સરખાં કરી શક્યા નહિ. મને વળગીને જરા વારમાં તે ઘસઘસાટ ઊંઘવા લાગ્યા. મને ઊંઘ આવી નહિ. હું અકળાઈ ઊઠી. અભિજિતના હાથની પકડ મને વીંટળાયેલી હતી બા...બા...બા... અભિજિત ઊંઘમાં બબડતા હતા. એમના ઊંડા શ્વાસે મારી અકળામણ વધારી દીધી. તરસ લાગી હતી પણ અભિજિતની પકડમાંથી છૂટીને પાણી પીવા જવું કેમ? અભિજિત જાગી જાય તો? બંધ બારીબારણાં અને માથા પરનો પંખો ગરમ હવા ઝીંકી રહ્યો હતો. હું તંદ્રામાં સરી પડી. સ્વપ્નું આવ્યું — અફાટ રણ પસાર કરવાનું

છે. તરસે જીવ જાય છે. પાણીનો પ્યાલો મળ્યો પણ કાણો નીકળ્યો. તરસ છીપી નહિ. બીજો પ્યાલો લીધો એય કાણો...અધૂરો...તરસ છીપી નહિ. ત્રીજો પ્યાલો...તરસ છીપતી નથી. તંદ્રા સ્વપ્ન નીંદર રાત બધું એકાકાર થઈ ગયું.

માંડ માંડ રાત વીતી. દિવસ વીત્યો. પાછી રાત...રાત પછી રાત. દૈદળું શરીર, ઊંચુંનીચું થતું પેટ. જલદી ચડતી હાંફ, બા... બા... બા ગરમ શ્વાસોચ્છ્વાસ. ન છટકી શકાય એવું બંધન. અકળામણ. ન છિપાતી તરસ. બંને સાથળ એકબીજા સાથે ઘસતી હું પડી રહેતી.

ઘરની ભીંત ખરેખર નબળી હતી. ચણતર નબળું હતું.

છતાં લોકોની નજરે હું સુખી ગણાતી હતી. પડોશની સ્ત્રીઓ કયારેક બપોરે બેસવા આવતી ત્યારે મને કહેતી, "તું તો મહાસુખી છો બે'ન, કે આ અભિજિત જેવો વર તને મળ્યો. નહિ ધરાળ કે નહિ ઉલાળ. સાસુસસરા કે જેઠજેઠાણીની પળોજણ પણ તારે નથી. બાળક જેવા સ્વભાવના છે અભિજિત. તને કશી વાતની ખોટ પડવા નહિ દે. પાણી માગતાં દૂધ હાજર કરે એવા છે."

વાત તો સાચી હતી. અભિજિત સાવ બાળક જેવા જ હતા ને કેટલીક બાબતમાં ! પાણી માગતાં દૂધ હાજર કરે એવા. પણ પાણીની તરસ દૂધથી કેમ છીપે ભલા ?

મેડી પરના ઓરડાની પાછળ એક બારી હતી. ત્યાં હું ઘણી વાર ઊભી રહેતી. આસપાસ લુહાર કડિયા વગેરે કારીગર વર્ગ રહેતો હતો. ત્યાં પશા લુહારનાં ઘર અને દુકાન હતાં. અંડરવેર અને સેંધો પહેરેલો પશો દુકાનમાં બેઠો બેઠો ધમણ ચલાવી રહ્યો હોય ત્યારે તેના સ્નાયુબદ્ધ બાવડાં હું જોઈ રહેતી. સોટા જેવા તેના મજબૂત શરીર ઉપર મારી નજર ચીંપકી રહેતી. નજરને પરાણે ખસેડવી પડતી. એ અહીં આવે ? અભિજિત બહારગામ ગયા હોય ત્યારે આ બારીએથી એને અંદર બોલાવું તો ?' બારી નીચે

ખાળનું પાણી ભરાયેલું રહેતું. ત્યાં ઘાસ વેલા બધું ઊગેલું. એક વેલો આગળ વધતો હતો. આજુબાજુ કોઈ ઝાડ નહોતું! પણે પશાના ઘર પાસે પીપર હતી પણ વેલો ત્યાં કેમ પહોંચી શકે?

એક વાર મને અભિજિત કહે, "આવતા રવિવારે મેડી પરની પેલી બારી કડિયાને બોલાવીને પુરાવી દેવી છે. કોઈ વાર ભૂલમાં ઉઘાડી રહી જાય તો ત્યાંથી ચોરબોર ઘરમાં પેસી જાય. મને બીક લાગ્યા કરે છે. તારી સંમતિ છે ને સતી?"

પતિના પ્રશ્નમાં હકારની અપેક્ષા ડોકાતી હતી. 'સતી'નો જવાબ જુદો શું હોઈ શકે? મોટાભાઈ વારંવાર મજાક કરતા એ શબ્દો મને યાદ આવી ગયા:

"મારી સતી તો બાલકુંવારી રહેવાની છે." □

---

## 'કંકાવટી'ના વાચકોને

'કંકાવટી' માસિકનું વાર્ષિક લવાજમ રૂ. ૩૦ છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. 'કંકાવટી'નું બે વર્ષનું સામટું લવાજમ રૂ. ૬૦, એક રૂપિયો પુસ્તકના પોસ્ટેજનો મળી રૂ. ૬૧ કાર્યાલયને સીધા મોકલનારને કંકાવટી પ્રકાશન 'મસ્તીની પળોમાં' મુક્તક-સંગ્રહ (રતિલાલ 'અનિલ') કિં. રૂ. ૨૫ ભેટ આપવામાં આવશે. પોતાનું તેમજ બીજાનું એકસાથે એકેક વર્ષનું લવાજમ સાથે ભરનારને પણ આ ભેટનો લાભ મળશે.

કંકાવટી, ૨૪, રીવર બૅન્ક સોસાયટી, રીવર ટાવર પાછળ,
અડાજણ પાણીની ટાંકી, સૂરત–૯

---

## ધંધો / બહાદુરભાઈ જ. વાંક

"સૈયા તુમ રૂઠે રહો, મૈં મનાતી રહૂં..."

"પાન ખાયે સૈયા હમારો..."

પોતપોતાના ઝરૂખામાં મોંમાં પાન ચાવતી રૂપજીવિનીઓના ગળામાંથી વહેતાં ગીતોના સૂર નજાકતભરી અંગભંગિઓનાં નખરાંમાં વળ ખાતી ડ્રીમલૅન્ડની ગલીઓ. આવકાર અને પ્રતીક્ષાની મુદ્રામાં નાચતી ચીતરેલી આંખો...

અહીં ચડી આવેલા મનસુખ અને સુધાકરના કાન તરબતર થઈ ગયા. સુધાકરને પાછા ફરી જવાનું મન થઈ ગયું. કંઈક શરમાતાં તે બોલ્યો: "મનસુખ, મને આ બધું નહિ ફાવે..."

મનસુખ તેનું બાવડું પકડતાં બોલ્યો: "યાર, આ પણ એક દુનિયા છે જોવા જેવી. જરા આવ તો ખરો. આજની રાત તો અહીં જ..."

'ના, મારી તો હિંમત જ નહિ ચાલે...તારે જવું હોય તો જા. બાકી હું તો..." સુધાકરને આંખોમાં ઝાંખપ આવી જતી લાગી.

તે પાછો ફરવા જતો હતો, ત્યાં મનસુખ બોલ્યો: "આમાં ક્ષોભ પામવા જેવું કશું નથી. આ લોકોના અંતરંગ જીવનમાં પ્રવેશવાનો પણ એક લહાવો છે."

હા–ના હા–ના કરતો સુધાકર ધડકતી છાતીએ અને નીચી નજરે મનસુખ પાછળ ઘસડાયો. બંને કતારબંધ ગોઠવાયેલા ઝરૂખાઓ વચ્ચે આવીને ઊભા રહી ગયા. પછી ધીમે ધીમે પગથિયાં

ચડી બંને પહેલા માળ ઉપર આવ્યા. લાઇનબંધ ઓરડાઓ તરફ નજર કરતાં બંને આગળ વધવા લાગ્યા.

હાર્મોનિયમ ઉપર વીંઝાતી આંગળીઓ. તબલા ઉપર દેવાતી થાપો. સારેગમની ધૂનો સાથે વહેતો બેગમ અખ્તરની ગુલાબી ગઝલોનો આલાપ...

"જીયો રાની...જીયો."

"અલ્લા સલામત રખે તેરે જલ્વાયે હુસ્નકો."

"હાય રે! ક્યા નજાકત પાયી હૈ!"

"માશાઅલ્લાહ!"

શબ્દોની શરાબી છાંટને કાનોમાં ઝીલતો સુધાકર સ્તબ્ધ બની ગયો. મનસુખે તેને જરા ઢંઢોળ્યો. બંને પાછા જરા આગળ વધ્યા — ઓરડાઓમાં નજર નાખતા નાખતા...

ઝૂમતા હાથોની ચપટીઓ. તાલીઓ. કાજળના અજવાળે ઊડાઊડ કરતી આંખોની ભમરીઓ. ઘૂંઘરુના તાલે નાચતા પગોના ઠમકાઓ. હાથની અંગડાઈઓ. છાતી-ખભેથી વારે વારે સરી જતા રંગબેરંગી દુપટ્ટાઓ...

આ બધું જોઈ સુધાકર ઊંડા વિચારોમાં ખોવાઈ ગયો. મનસુખ તેનો ખભો હલાવતાં રંગમાં આવી જઈ બોલ્યો: "યાર, નઝારા દેખનેકી ચીજ હૈ, સોચનેકી નહીં!"

થોડે દૂર ઊભેલી બે-ત્રણ રૂપજીવિનીઓને કાને આ શબ્દો પડ્યા. બધી સુધાકર-મનસુખ પાસે આવી, મુગલાઈ સલામ ભરી દાદ આપતાં બોલી ઊઠી: "શુભાન અલ્લા! ક્યા બાત કહી આપને!"

મનસુખ બરાબર મૂડમાં આવી ગયો.

તેની સામે જોતાં બધા વતી એક બોલી: "હમ તો આપકે ખયાલોંકી મલિકાએં. ફરમાઇયે."

"તને એકેય પસંદ પડી?" ધીરેથી મનસુખે સુધાકરને પૂછ્યું.

સુધાકર જાણે સાંભળતો જ ન હોય તેમ ચોતરફ નજર

ઘુમાવી રહ્યો હતો.

"યાર, એકાદ શોધી લેને... મેં તો પસંદ કરી લીધી છે." સુધાકરના ખભાને હલાવતાં મનસુખ બોલ્યો.

છતાંય સુધાકર તો સાવ ગુમસૂમ જ...

"ક્યોં જી, મેરે સરકારકા જી કહીં ભી નહીં લગતા?" અહીંની 'ચીફ એક્ઝિક્યુટિવ' જેવી મૌસી સુધાકર સામે જોતાં બોલી.

સુધાકરને બદલે મનસુખે જ જવાબ આપ્યો: "ના, ઐસી કોઈ બાત નહીં. શાયદ વો..."

અચાનક સામેના ભાગે બારસાખે કમર ટેકવી ઊભેલી એક રૂપજીવિની ઉપર મનસુખની નજર પડી. એના તરફ આંગળી ચીંધતાં તે બોલ્યો: "સુધાકર, પેલી અસલ મારાં ભાભી જેવી જ છે હો!"

સુધાકર એ સ્ત્રી સામે જોતાં જ ચમકી ગયો. છ માસ પહેલાં ગુજરી ગયેલી સાક્ષાત્ પત્ની, વાસંતી જ જાણે! એ જ મોં, એ જ આંખો ને એ જ નાક-નકશી! બારણાની ફ્રેમમાં શિલ્પની જેમ મઢાઈ ગયેલી એ સ્ત્રી તેની આંખોમાં વસી ગઈ. આંખો ઉપર સુગંધી ગુલાબજળની જાણે કોઈએ તેને છાલક મારી!

મનસુખ બધું સમજી ગયો. સુધાકરથી જુદા પડતાં બોલ્યો: "અચ્છા, હવે આપણે સવારે જ..."

સુધાકરે જરા સ્મિત કરતાં ડોકું ધુણાવ્યું ને પેલીના ઓરડા પાસે આવી ઊભો રહી ગયો. તેને આવકાર આપતાં એ સ્ત્રી બોલી: "ગભરાઈયે મત. બડે શૌક સે તશરીફ લાઈયે."

સુધાકર ઓરડામાં દાખલ થઈ ચોતરફ નજર ફેરવતાં પલંગ ઉપર બેઠો. પેલી સ્ત્રીએ પાણીનો પ્યાલો ભરી તેના હાથમાં મૂક્યો. પાણી પીને તેણે સિગારેટ સળગાવી. સિગારેટનો કશ ખેંચતાં તે બોલ્યો: "ક્યા નામ હૈ આપકા?"

"જી, મેરા નામ કસ્તૂરી હૈ—કસ્તૂરીબાઈ..."

"બહોત અચ્છા નામ હૈ."

"જી, સરકાર. આપકી મેહરબાની." ને કસ્તૂરી તેની બાજુમાં પલંગ ઉપર બેસી ગઈ. સુધાકર તેને ધારી ધારીને જોઈ રહ્યો.

જરા રહી સુધાકર બોલ્યો: "ન જાને આપકી સૂરત અસલ મેરી ઔરત જૈસી હી... લગતા હૈ શાયદ આપ હી મેરી..."

કસ્તૂરીબાઈ કંઈક શરમાતાં બોલી: "મૈં આપકી શુક્રગુજાર હૂં કિ આપને મુઝે..." ને સુધાકર સામે એકીટશે જોતાં પૂછ્યું: "આપકી ઔરત કા નામ...?"

"નામ તો વાસંતી થા." સુધાકરે ટૂંકો જવાબ આપ્યો.

"ક્યા અબ વો નહીં?"

"નહીં, વો તો ચલ બસી..." ને સુધાકરે પોતાની પત્નીના સ્વભાવ વિશે, તેની માંદગી વિશે કસ્તૂરીબાઈને થોડી વિગતથી વાત કરી ને પાકીટમાંથી પત્નીનો પાસપોર્ટ સાઇઝનો ફોટો બહાર કાઢી કસ્તૂરીબાઈને બતાવ્યો.

ફોટાને હાથમાં પકડી જોતાં જ કસ્તૂરીબાઈ આશ્ચર્યમાં ડૂબી ગઈ: "કમાલ હૈ! મેરી શકલસે બિલકુલ મિલતીજુલતી શકલ હૈ!"

સુધાકર પાકીટમાં પાછો ફોટો નાખતાં બોલ્યો: "આજ આપકો દેખતે હી વો..." તેનો અવાજ જરા ભારે થઈ ગયો. તેણે ફરી સિગારેટ સળગાવી — જરા ઉધરસ ખાતાં ખાતાં...

તેને આશ્વાસન આપતાં કસ્તૂરીબાઈ બોલી: "બચ્ચે હૈં?"

"હાં, તીન લડકી હૈં."

"આપને દૂસરી શાદી નહીં કી?" અચાનક કસ્તૂરીબાઈએ પ્રશ્ન કર્યો.

"આપ મિલ જાતી તો શાયદ શાદી કર લેતા." કંઈક હસી મજાક કરતાં તેણે જવાબ આપ્યો. કસ્તૂરીબાઈ પણ જરા હસી પડી.

ફરી સુધાકરને ઉધરસ ચડી.

કસ્તૂરીબાઈ જરા તેની નજીક સરી, તેના માથા ઉપર હાથ ફેરવતાં બોલી: "આપકી તબિયત તો અચ્છી હૈ ન? મૈં આપકી ક્યા ખિદમત..."

"નહીં નહીં, આપ સિર્ફ બૈઠે રહિયે." ને તે પથારીમાં જરા લાંબો થયો. એટલે કસ્તૂરીબાઈ તેના પગ દબાવતાં બોલી: "શાયદ આપ થકે હુએ લગતે હૈં."

"નહીં, નહીં. આપને તો મેરી સભી થકાવટ હી... આપ ખામખા તકલીફ ઉઠાતી હો."

"નહીં, નહીં. ઇસમેં તકલીફ કૈસી?" ને તે સુધાકરના પગ દાબવામાં જ...

"આપ કભી શાદીશુદા થી?"

અચાનક પુછાયેલા સુધાકરના પ્રશ્નને ટાળી દેતાં કસ્તૂરીબાઈ બોલી: "અબ આપકી તબિયત કૈસી હૈ?"

"મેરી તો અચ્છી હૈ. શાયદ આપ થક ગઈ હોગી મેરે પાંવ દબાકે."

"નહીં નહીં. આપ ક્યા બાત કરતે હૈં? મેરી સભી તકલીફ તો આપકો છૂતે હી..." ને સુધાકરને જાણે ઠપકો દેતી હોય તેમ બોલી ઊઠી: "આપ મુઝે આપ, આપ કહકે મત બુલાઇયે. મૈં તો આપકી હી..."

સુધાકર તેને પોતાની પાસે ખેંચતાં બોલ્યો, "જૈસી તેરી મરજી. લગતા હૈ મૈં તુઝે બહુત સાલોંસે..."

"બસ યહી તો મેરી ખુશનસીબી."

પછી બંને ક્યાંય સુધી પલંગ ઉપર...

અચાનક સુધાકરને સિગારેટ પીવાની ઇચ્છા થઈ આવી. ઊભા તેણે સિગારેટ પેટાવી ને પાછો ફિધરસ.

"લગતા હૈ આપ બહુત સિગારેટ પીતે હૈં."

"ક્યા કરૂં? આદત હી ઐસી..."

"આપ સિગારેટ પીના છોડ દે. ઇસસે તો તબિયત..."

"લેકિન અબ મુઝે જીનેકી કોઈ ચાહ નહીં હૈ. જબસે વો..."

"મૈં તો હૂં ન?"

ને એકદમ આવેશમાં આવી જઈને તેણે કસ્તૂરીબાઈનો ચહેરો સાવ પોતાની પાસે લીધો. ને તેના મોંમાં રહેલી સિગારેટ કસ્તૂરીબાઈના કપાળને અડી ગઈ. એકદમ વેદના અનુભવતાં તે હળવી ચીસ પાડી ઊઠી: "અરે, જરા દેખિયે તો સહી. આપકી સિગારેટને મુઝે હી..." સુધાકરને જરા ધક્કો મારતાં, તે પોતાના કપાળને ચોળવા લાગી. પછી સુધાકરના મોંમાંથી સિગારેટ ઝૂંટવી બહાર ફગાવી દેતાં બોલી: "આપકો મેરી કસમ, અગર આપને ફિરસે સિગારેટ..."

ઉધરસ ખાતાં સુધાકરે દિલગીરી વ્યક્ત કરી.

હજુ પણ કસ્તૂરીબાઈને કપાળમાં બળતરા થઈ રહી હતી. તેણે કપાળમાં મલમ જેવું કંઈક ઘસ્યું. સુધાકરને હજુ પણ ઉધરસ ખાતો જોઈ, તેણે કબાટમાંથી મધની શીશી કાઢી, તેમાથી થોડું મધ વાટકીમાં ઠાલવ્યું. તેમાં કંઈક ચૂર્ણ મેળવી સુધાકરના હાથમાં મૂકતાં બોલી: "ઇસે ચાટ લીજિયે. ખાંસી બંધ હો જાયગી."

સુધાકર આંગળીથી મધ ચાટવા લાગ્યો. તેને રાહત થતી લાગી. એટલે તેણે બાકીનું મધ પડતું મૂકી દીધું. કસ્તૂરીબાઈએ તેને બધું મધ ચાટી જવાનો આગ્રહ કર્યો. પણ તેણે જરા મોં બગાડી અનિચ્છા વ્યક્ત કરી. એટલે વધેલુ બધું મધ કસ્તૂરીબાઈ ચાટી ગઈ.

એટલે સુધાકર બોલ્યો: "તુઝે તો ખાંસી નહીં હૈ. ફિર ભી..."

"શાયદ આપકી ખાંસી મુઝે લગ જાતી તો... હસતાં હસતાં કસ્તૂરીબાઈએ જવાબ આપ્યો.

કસ્તૂરીબાઈને કપાળ ઉપર હજુ પણ બળતરા થઈ રહી હતી. એટલે વારે વારે તે તેનો હાથ કપાળ ઉપર ફેરવી લેતી હતી.

તેની આ પ્રકારની ચેષ્ટા જોઈ સુધાકર બોલ્યો: "તૌને તુઝકો બહોત પરેશાન કર દિયા."

જરા હસીને કસ્તૂરીબાઈ બોલી: "નહીં, નહીં. કયા આપ અપની ઔરતકો પરેશાન નહીં કરતે થે? બસ વૈસે હી..."

સુધાકર મૌન રહી માત્ર તેને તાકી રહ્યો.

એટલે કસ્તૂરીબાઈ બોલી: "આપકી નિગાહોંને મેરી સભી પરેશાનિયાં કો હી..." ને સુધાકરના ખોળામાં તેણે પોતાનું માથું છુપાવી દીધું.

*

આખી રાત બંને ખાસ ઊંઘી શકયાં નહોતાં, છતાં બંને વહેલી સવારના પથારીમાંથી ઊભાં થઈ ગયાં. કસ્તૂરીબાઈએ સુધાકરના હાથમાં ટૂથ-પેસ્ટ-બ્રશ મૂકયાં. સુધાકરે કોગળો કર્યો. પછી કસ્તૂરીબાઈએ હળદરવાળું દૂધ ગરમ કરી આપ્યું.

"તૂં કયોં ઐસી તકલીફ ઉઠાતી હૈ?"

"ઇસમેં તકલીફ કૈસી? બસ થોડી આપકી સેવા કરનેકા મૌકા..."

દૂધનો પ્યાલો મોઢે માંડતાં તે બોલ્યો: "તૂ ઇધર કૈસે રહ સકતી હે? ઇસ ગંદી બસ્તી મેં."

કસ્તૂરીબાઈએ કંઈ જવાબ આપ્યો નહિ. તેના ચહેરા ઉપર તગતગી રહેલા મૌનમાં એક સ્ત્રીની વેદના ઘૂંટાઈ રહી હતી. સુધાકરે જોયું તો તેની આંખો જરા ભીની થઈ ગઈ હતી.

જરા રહી સુધાકર બોલ્યો: "મુઝે દુઃખ તો ઇસ બાતકા હેતા હૈ કિ તેરે જૈસી ઔરત ઇધર કૈસે આ ગઈ?"

કસ્તૂરીબાઈ આંખો લૂછતાં બોલી: "છોડો ઇન સભી બાતોં કો."

થોડી વાર બંને એકમેક સામે જોતાં ચુપચાપ બેસી રહ્યાં. પછી કસ્તૂરીબાઈની વિદાય લેતાં ખિસ્સામાંથી સોસોની બે નોટ કાઢી

તે કસ્તૂરીબાઈના હાથમાં મૂકવા જતો હતો, ત્યાં કસ્તૂરીબાઈ નારાજ થતાં બોલી: "આપ યહ ક્યા કર રહે હૈં ? મૈં તો..."

"જાનતા હૂં ફિર ભી ઇસે રખ લો..."

સુધાકરે ફરી આગ્રહ કર્યો.

"નહીં જી. ઐસી બાત મત કરો. ક્યા આપ મુઝે બેગાના માનતે હૈં ? ક્યા આપ મેરા થોડાસા સુખ ભી છીન લેના ચાહતે હો ? આજ મૈં કોઈ ઐસીવૈસી ઔરત નહીં હૂં, મૈં તો સિર્ફ આપકી હી."

સુધાકર લાચાર બની ગયો. તેણે નોટો પાછી પોતાના ખિસ્સામાં મૂકી દીધી. બહાર નીકળતાં તે બોલ્યો: "મેરે લાયક કોઈ ભી કામકાજ હો તો..."

"નહીં જી. સિર્ફ એક હી અર્જ હૈ — આપકી તબિયતકા ખયાલ રખના." ને તેણે ધીમેથી ઉમેર્યું: "ફિર આઓગે ન...?"

સુધાકરના હોઠ જાણે સિવાઈ ગયા. ભારે હૈયે તે આગળ વધ્યો. દૂર મનસુખ તેની પ્રતીક્ષા કરતો ઊભો હતો.

દૂરથી સુધાકરને ટાંપી રહેલી કસ્તૂરીબાઈ ઓરડામાં આવી. પોતાના વીખરાયેલા વાળને સરખા કરતાં તેણે અરીસામાં જોયું. કપાળ ઉપર ઊઠી આવેલું સિગારેટનું ટપકું તેની નજરે પડ્યું. સિગારેટના એ ટપકા – ડાઘ ઉપર તેણે હળવેકથી આંગળી ફેરવી. સુધાકરે તેના કપાળમાં જાણે લાલ ચાંદલો જ ચોડી દીધો હોય તેવી તેને લાગણી થઈ આવી. તે ક્યાંય સુધી કપાળમાંના એ ટપકાને જોઈ રહી. ને સ્વગત બબડી ઊઠી: "શાયદ ઇતના સુખ તો મૈંને જિન્દગીમેં કભી ભી..."

ત્યાં અચાનક મૌસી તેની પાસે ચડી આવતાં બોલી ઊઠી: "ક્યોં કસ્તૂરીબાઈ ! આજ બહોત ખુશ લગતી હો..." ને કસ્તૂરીબાઈ સમક્ષ આંખ મારતાં ઉમેર્યું: "આજ કિતને રુપયોંકા ધંધા કિયા ?" □

## ટૂંકી વાર્તાનાં ઘટક તત્ત્વો / શરીફા વીજળીવાળા

### ભાષા

ટૂંકી વાર્તા કથનાત્મક સાહિત્યસ્વરૂપ છે. એટલે તેના ઘટકોની ચર્ચામાં ભાષાની ચર્ચા કરવી અનિવાર્ય બની રહે. ગુજરાતી વિવેચકો વાર્તાની સ્વરૂપચર્ચા અંતર્ગત સંવાદને જરૂર સાંકળી લે છે. પરંતુ તેઓ ભાષાના મુદ્દાને સ્પર્શવાનું હંમેશા ટાળતા રહ્યા છે. નાટકમાં સંવાદ દ્વારા જ પાત્રનું ચરિત્ર ઊઘડતું આવે છે અને વસ્તુનો વિકાસ સધાય છે. એટલે એ અર્થમાં 'સંવાદ' નાટકનો અનિવાર્ય ઘટક છે. મુખપાટીની વાર્તાઓમાં કથકની પોતાની લઢણ અને કાકુ મહત્ત્વના બની રહે છે. પરિણામે એ વાર્તાઓમાં થોડુંઘણું પણ સંવાદનું મહત્ત્વ હતું એમ કહી શકાય. પણ આજની ટૂંકી વાર્તામાં સંવાદની તુલનાએ ભાષાનું મહત્ત્વ વિશેષ છે. આજની આપણી વાર્તામાં સર્જકને અભિપ્રેત એવું સર્વ કંઈ ભાવક સુધી પહોંચાડવા માટે એકમાત્ર માધ્યમ ભાષા જ છે. ટૂંકી વાર્તાના સર્જકને નવલકથા જેવી ભાષાની વરણાગી કે ઉડાઉગીરી ન પોસાય. સર્જક જ્યારે પાત્રોચિત ભાષા પ્રયોજી નથી શકતો ત્યારે વાર્તા અપ્રતીતિકર બની રહેવાની પૂરી શક્યતા છે.

ભાષાના પ્રશ્નને જરાક ઐતિહાસિક ક્રમમાં તપાસવા માગતા હોઈએ તો ગદ્યના આરંભ સુધી દૃષ્ટિ લંબાવવી પડે. નવલકથાને આપણે અશુદ્ધ સાહિત્યપ્રકાર તરીકે સ્વીકારી લીધી હોવાને કારણે તેના

સર્જક ભાષા પ્રત્યે સેવેલી ઉપેક્ષાને આપણે ચલાવી લેતા. રોમાન્સ પ્રકારની નવલકથાઓમાં સર્જક ઇતિહાસકારની જેમ ઘટનાઓને આનુપૂર્વીમાં આલેખતો હોવાને કારણે તેની કોઈ વ્યક્તિતા તેમાં પ્રવેશતી ન હતી. પરિણામે ભાષાના આગવાપણાનો મુદ્દો અવગણાયો.

ગુજરાતી ગદ્ય એના આરંભના તબક્કે સાવ સરળ અને સીધું સાદું હતું. નર્મદના નિબંધોમાં આપણને વક્તૃત્વની છટા વિશેષ જોવા મળે છે. ક્યારેક વળી આ ગદ્ય પદ્યની સ્પર્ધામાં ઊતર્યું હોય એવું કૃત્રિમ અલંકારોથી ઊભરાતું. 'કરણઘેલો'માં નંદશંકર મહેતાનું લક્ષ્ય 'વાર્તા કહેવી' એટલું જ રહ્યું છે, ભાષા પ્રત્યે તેઓ જરાય સભાન નથી. નંદશંકર મહેતાને રોમેન્ટિક ઢબે વાર્તા કહેવા સિવાય બીજો કશો રસ નથી. પરંતુ 'સરસ્વતીચંદ્ર' માટે આપણે એવું દોષારોપણ નહિ કરી શકીએ. ગુજરાતી ગદ્યનો વિકાસ ગોવર્ધનરામની પાત્રોચિત ભાષામાં જોઈ શકાય છે. ત્રીજા પુરુષ સર્વજ્ઞનું કથનકેન્દ્ર અને લેખકના વારંવારના વિક્ષેપ છતાં ગોવર્ધનરામ પાત્રો પર પોતાની ભાષાનું આરોપણ નથી કરતા. જમાલ કે મેરુલાને તેમણે તેમની પોતાની ભાષામાં જ બોલવા દીધા છે.

પદ્યમાં પણ દલપતરામથી કાન્ત સુધી આવતાં બદલાતી ભાષાના રંગઢંગ જોઈ શકાય છે. ભાષા પાસેથી કેટલાં કામ કઢાવી શકાય તે અહીં તપાસી શકાય.

પણ કમનસીબે ટૂંકી વાર્તામાં આવું બન્યું નથી. તેના સર્જકોએ ભાષાના ઓજારની તાકાત પિછાણવામાં ખાસ્સો વિલંબ કર્યો છે. 'સરસ્વતીચંદ્ર' પછી ૧૫–૨૦ વર્ષે લખાતી અંબાલાલ દેસાઈની 'શાંતિદાસ'ની સરખામણીએ મલયાનિલની વાર્તાઓ કલાત્મક છે. પણ ભાષાના પ્રશ્ને મલયાનિલ પણ કૃત્રિમ રોમેન્ટિક ભાષાશૈલીમાંથી બહાર આવી શક્યા નથી. એમની વાર્તાઓમાં કૃતક ગદ્યના નીચેના

જેવા ઘણા નમૂના મળશે: 'બાપડો બિલ્લમદાસ બોડી ચકલી' નામની વાર્તામાંથી એક ગદ્ય ખંડ જોઈએ તો: "સાંજના છ વાગ્યાનો સુમાર થયો હતો. શિયાળાનો દિવસ હોવાથી અત્યારે દિશાઓ વાનરસુખની શ્યામતા ધારણ કરતી હતી, પરંતુ સૂર્યદેવતા અસ્તને થોડો જ સમય વીત્યો હોવાથી આકાશમાં હજી મર્કટવદનની રક્તતા જણાતી હતી. બિલાડીનાં નયન સરખા તારા ધીમે ધીમે દેખાવા લાગ્યા હતા. અને મરેલી બકરીની શાંતિ જગતમાં છવાઈ ગઈ હતી."

ધૂમકેતુમાં ભાષા ઘણા સ્તરે પ્રયોજાતી દેખાશે. 'દોસ્તી', 'રજપૂતાણી' જેવી વાર્તાઓમાં લોકવાર્તાની લઢણ છે. શ્રુતિગોચર ટૂંકી વાર્તા અહીં મુખપાટીની 'વાર્તા' નજીક જઈ પહોંચે છે. 'પૃથ્વી અને સ્વર્ગ' જેવી વાર્તામાં સંસ્કૃતપ્રચુર તત્સમ ભાષા જોવા મળે છે. 'હૃદયપલટો' વાર્તામાં ગુજરાતી સાથે પહાડી ભાષાનું મિશ્રણ છે. 'સ્ત્રીહૃદય'માં ધૂમકેતુ ભાષાના બે સ્તર પ્રયોજી પાત્રોચિત ભાષાની પ્રતીતિકરતાનું ઉદાહરણ પૂરું પાડે છે. 'બિંદુ'માં બંગાળી સૃષ્ટિમાં જઈ ચડયાં હોઈએ એવી ભાષા લઈને આવતા આ લેખકમાં 'સ્ત્રીહૃદય' જેવા સુખદ અપવાદને બાદ કરતાં ભાષાપ્રયોજનની કેળવાયેલી સભાનતા જોવા મળતી નથી. ત્રીજા પુરુષના કથનકેન્દ્રથી લખતા લેખકે પણ વાર્તાનો દોરીસંચાર પ્રચ્છન્ન રહીને જ કરવાનો હોય છે. પણ ધૂમકેતુ એમની કેટલી બધી વાર્તાઓમાં ઉપદેશ, ફિલસૂફી, કટાક્ષ જેવા બહાને પ્રત્યક્ષ હાજર થાય જ છે. ભાષાના અલગ પડી જતા સ્તર સર્જકની આવી હાજરીની ચાડી ખાય છે. દા.ત. 'લખમી' વાર્તામાં સસરા–જમાઈની વાતમાં લેખક વચ્ચે ટપકી પડે છે. "સસરાને જમાઈએ કરેલી આ તુલના જરાક ખૂંચી. એને જમાઈ 'કલચર'માં સંસ્કારિતામાં જરાક પાછળ લાગ્યો, માહિતીની દૃષ્ટિએ." લેખકનો આવો સીધો પ્રવેશ ભાષાનો પ્રશ્ન તો ઊભો કરે જ છે, સાથે સાથે રસક્ષતિના પ્રશ્નને પણ આગળ ધરે

છે. ધૂમકેતુની વાર્તાઓ સળંગ રીતે વાંચનારને એમની ભાષાની બીજી એક મર્યાદા પણ નજરે પડશે. એ છે એમની કવિતાની નજીક જઈ પહોંચતી ભાષા. આપણે ત્યાં ઉમાશંકર જોશી, સુન્દરમ્ જેવા સમર્થ કવિઓએ વાર્તા લખી છે છતાં એમની વાર્તાઓમાં ક્યાંય કવિતા નથી પ્રવેશી. પણ ધૂમકેતુની ભાષામાં એનો અતિરેક થયો દેખાશે. જોકે માત્ર કાવ્યત્વને કારણે ધૂમકેતુની વાર્તાઓને નકારી ન શકાય. કારણ એમની પછીની પેઢીના ઘણા વાર્તાકારો પણ કવિતાના પ્રદેશમાં જઈ ચડયા છે. જિતુભાઈ પ્ર. મહેતા, રાવજી પટેલ, નલિન રાવળ જેવાની વાર્તાઓનું કાવ્યત્વ તો સાચુકલા-પણાની પ્રતીતિ કરાવવામાં પણ નિષ્ફળ રહે છે. આ બાબતે સુરેશ જોષીની વાર્તાઓનું ગદ્ય અપવાદરૂપ છે.

દ્વિરેફ જેટલા સજાગ પરિપકવ વાર્તાકાર છે તેટલા જ સભાન સમર્થ વિવેચક પણ હોવાને કારણે એમની વાર્તાઓમાં ભાષાના પ્રશ્નો પ્રમાણમાં ઓછા નડે છે. દ્વિરેફ પછીના ગાળામાં વાસ્તવવાદી ઢાંચાના આગ્રહને કારણે ભાષા પ્રત્યેની સભાનતા પણ પ્રવેશે છે. આ ઢાંચાને કારણે એક અપેક્ષાએ જાણ્યે-અજાણ્યે જન્મ લીધો કે વાર્તા તળપદીમાં જ લખાવી જોઈએ, વાર્તાનું વાતાવરણ ભાષા દ્વારા જ ઊભું થવું જોઈએ. ઉમાશંકર જોશીની વાર્તાઓની ભાષાનો સ્તર સ્વતંત્ર અભ્યાસ માગી લે તેટલો વિવિધતાભર્યો અને બળકટ છે. કવિ ઉમાશંકર કરતાં વધારે નહિ તો એટલા જ પ્રમાણમાં વાર્તાકાર ઉમાશંકર જોશી પણ મહત્ત્વના છે એવી પ્રતીતિ તેમની વાર્તાઓની ભાષા વડે થાય છે. સુન્દરમ્‌ની ‘ખોલકી’, ‘નાગરિકા’ અને ‘માને ખોળે’ ત્રણે વાર્તાના કેન્દ્રમાં સ્ત્રી છે. પ્રથમ બે વાર્તા પાત્ર કહે છે જ્યારે ત્રીજી વાર્તા લેખક તટસ્થ રહીને આલેખે છે. અભણ, અબુધ ચંદન ‘નાગરિકા’ની ભણેલી નાયિકા કરતાં પોતાની વાત ઓછા શબ્દોમાં વધુ વેધકતાથી કહી શકી છે. ‘માને ખોળે’, ‘ખોલકી’ જેવા એકાદ-બે સુખદ અપવાદ સિવાય સુન્દરમ્ ભાષાને

ચુસ્ત રીતે પ્રયોજી શકતા નથી, પરિણામે એમની વાર્તાઓ બિન-જરૂરી પ્રસ્તારનો ભોગ બની છે.

ચંદ્રકાંત બક્ષીએ તો ગુજરાતી સાથે ઉર્દૂ, અંગ્રેજી અને આવડે તેટલી બીજી ભાષાઓના શબ્દ ભેળવી પોતાની આગવી ગદ્ય-છટા ઉપજાવી અને પછી પોતે જ એનો ભોગ બન્યા. વારંવારના પુનરાવર્તનને કારણે બહુ જલદી એ ભાષા પોતાની તાજગી ગુમાવી બેઠી.

સુરેશ જોષીની વાર્તાઓમાં ભાષાનો પ્રશ્ન સાવ જુદી રીતે ઊભો થાય છે. કવિતાની લગોલગ જઈ પહોંચતી કલ્પનપ્રચુર ભાષા પ્રયોજતા આ સર્જકે પ્રતીતિકરતાના પ્રશ્નનો સામનો કરવા એક પ્રયુક્તિનો આશરો લીધો. તેમની આ કલ્પનપ્રચુર ભાષાને નિર્વાહ્ય બનાવવા તેમણે વાર્તાના કથક વિદગ્ધ, સંવેદનશીલ સર્જક પસંદ કર્યા. પણ આ પાત્રોચિત ભાષાનું સાતત્ય એમની વાર્તાઓમાં જળવાતું નથી. તેમનાં પુરુષ પાત્રો જે વિદગ્ધ ભાષા બોલે છે તેવી જ ભાષા 'આંધળી માછલીઓ' કે 'રાક્ષસ'ની નાયિકા પણ બોલે છે. વળી 'જનાન્તિકે'ના ગદ્યથી આપણે પરિચિત હોવાને કારણે તેમની આ રચનાપ્રયુક્તિ ઉઘાડી પડી જાય છે. 'રાક્ષસ' વાર્તાની તેર-ચૌદ વર્ષની નાયિકા જ્યારે ચિન્તનગર્ભ શૈલીમાં બોલે કે "જાણે છે એ શેનો અવાજ છે? અંધકારના તંતુ સાથે તંતુને ગૂંથવાનો એ અવાજ છે. પ્રલય વખતે સૃષ્ટિને ઢાંકી દેવાનું વસ્ત્ર રોજ રાત્રે તેઓ વણ્યે જ જાય છે." ત્યારે આ પ્રગલ્ભ ભાષા મુગ્ધ નાયિકાની નહિ પણ લેખકની પોતાની જ વધુ લાગે છે. કાં તો સુરેશ જોષી ભાષા પ્રયોજનને પ્રશ્ને નિષ્ફળ રહ્યા છે અથવા તો તેઓ પોતે જ ઉપજાવેલ શૈલીનો, પ્રયુક્તિનો ભોગ બની બેઠા છે. લેખક-કથક-નાયકની એકાકારતા એમની વાર્તાઓનો આગવો પ્રશ્ન છે, જેના પાયામાં પાત્રોચિત ભાષાસ્તર ઉપજાવવામાં મળેલી નિષ્ફળતા જવાબદાર છે.

ગુજરાતી વાર્તા એક વર્તુળ પૂરું કરીને જ્યારે 'પરિષ્કૃત' વાર્તાઓ પાસે આવે છે ત્યારે ભાષાનો પ્રશ્નો જ સૌથી વધુ ઊભા થાય છે. તળની વાત કરવી તે આ વાર્તાકારોનું ગૃહીત છે. પણ માત્ર ભાષાને તળપદ બનાવી દેવાથી આ પ્રશ્ન ઊકલી જાય કે, વાર્તા ઉત્તમ બની જાય એવું શક્ય નથી. વિલિયમ ફૉકનરની 'ધેટ ઇવનિંગ સન' જેવી વાર્તામાં પણ બોલીનો ઉપયોગ છે. અંગ્રેજી આપણી માતૃભાષા નથી છતાં આ બોલી ઉકેલી શકાય છે, પામી શકાય છે. એની સામે આપણી 'પરિષ્કૃત' વાર્તાઓમાં ઘણી વાર બોલી જ વાર્તા સુધી પહોંચવામાં અવરોધ કેમ ઊભો કરે છે? – એવો પ્રશ્ન થાય. કથનકેન્દ્રની પસંદગી કરતો સર્જક આપોઆપ જ ભાષાનો પ્રશ્ન ઉકેલતો હોય છે. પરંતુ એમાં જ્યારે તે નિષ્ફળ રહે છે ત્યારે વાર્તા પ્રતીતિકરતા સંદર્ભે નિષ્ફળ ઠરે છે. પરિષ્કૃત વાર્તાના પ્રતિનિધિ વાર્તાકારોએ પણ ભાષા અને કથનકેન્દ્રના પ્રશ્ને સભાનતા દાખવી નથી. કિરીટ દુધાતની બહુ વખણાયેલી વાર્તા 'આયું'નો કિશોર કથક અનેક પ્રશ્નોને જન્મ આપે છે. અજિત ઠાકોરની 'ગૂસકું' વાર્તામાં ભાષાના જુદા જુદા સ્તરની સેળભેળ જોતા આ લેખક ભાષાના પ્રશ્નને કથક સાથે સીધો સંબંધ છે એ વાતથી અજાણ લાગે. આવાં એકાદ બે નહિ પણ જોઈએ તેટલાં ઉદાહરણો આપણા છેલ્લા દાયકાની વાર્તા અને નવલકથામાંથી મળી રહે છે.

*

## ટૂંકી વાર્તાનાં ઘટક તત્ત્વો

આપણે ઘટના, વસ્તુસંકલના, પાત્ર અને ભાષાની વિગતે ચર્ચા કરી. અંતર અને ટોનની ચર્ચા કથનકેન્દ્રના સંદર્ભે કરવી વધુ સરળ રહેશે એટલે અહીં પ્રમાણમાં ઓછા ચર્ચાતા એકાદ-બે ઘટકોની વાત કરવાનો ઉપક્રમ છે.

અનુભૂતિ ક્ષણ : key moment

ટૂંકી વાર્તા ક્ષણની કળા છે. તેમાં સમય-સ્થળનો પથરાટ સંભવી શકે નહિ. દરેક વાર્તામાં એક ચાવીરૂપ ક્ષણ હોય છે. જો લેખક તેની આ ચાવીરૂપ ક્ષણ શોધી ન શકે અથવા તો તેણે શોધેલી ક્ષણ ખરેખર ચાવીરૂપ ન હોય તો આવી વાર્તાની સંરચના એકદમ જ ફિસ્સી અને અસંગત લાગશે, વાર્તા વેરવિખેર લાગશે. ગૂંચવાયેલ સર્જક પોતાની સાથે ભાવકને પણ ગૂંચવે છે ચેખોવની 'ધ લેમેન્ટ' વાર્તામાં વૃદ્ધ ઘોડાગાડીવાળો તબેલામાં જઈ ઘોડાને વાર્તા કહેવા બેસી જાય છે તે વાર્તાની મહત્ત્વની ક્ષણ છે. જયંત ખત્રીની 'ખીચડી' વાર્તામાં લખડી, શેઠની મેડીએ ચડવા પગ મૂકે છે તે ક્ષણ, 'ધાડ' વાર્તામાં ઘેલાને પક્ષઘાતનો હુમલો આવ્યો તે ક્ષણ વાર્તાની અગત્યની ક્ષણ છે. પણ 'લોહીનું ટીપું'માં જયંત ખત્રીએ ચાવીરૂપ ક્ષણને વેડફી નાખી છે. વાર્તાના પૂર્વાર્ધમાં બેચરની વાસના જાગવી અને શમી જવી એ ક્ષણ વાર્તાની ભારેખમ ઘટનાને પણ નિર્વાહ્ય બનાવે છે. એની સામે ઉત્તરાર્ધની બળાત્કારની ઘટના વાર્તાને વેરવિખેર કરી નાખી સસ્તી ચમત્કૃતિ તરફ ઘસડી જાય છે. ધૂમકેતુ 'પોસ્ટઑફિસ' વાર્તામાં અલી ડોસાની વેદનાની આવી કોઈ ક્ષણ શોધી નથી શકયા પણ તેમના અનુગામી ચુનીલાલ મડિયા 'શરણાઈના સૂર' વાર્તામાં રમઝુ મીરની વેદનાની ચરમક્ષણ શોધી શકયા છે જ્યાં એમને માટે સકીના અને ગોરી એકાકાર ગઈ જાય છે.

હરીશ નાગ્રેચા 'નલ્લી' વાર્તામાં અનુભૂતિક્ષણ શોધી નહિ શકવાને કારણે વાર્તાના પ્રસ્તારમાં ફસાય છે. 'ઝીથલો' વાર્તામાં લેખક ચાવીરૂપ ક્ષણ મળ્યા પછી વેડફી નાખે છે, પરિણામે વાર્તા સંઘર્ષની તીવ્રતા જમાવવાને બદલે શિથિલ બની ગઈ છે. વાર્તાની આવી ચાવીરૂપ ક્ષણ આગળની બધી જ ક્ષણોને ઝળકારામાં પ્રકાશમાં લાવી મૂકે છે અને તેનો અર્થ પણ સ્પષ્ટ કરી જાય છે. આખી વાર્તાને

પ્રકાશિત કરી દેતી આ ક્ષણ વાર્તાનું બીજ છે અને વાર્તાની અર્થગર્ભ ક્ષણ પણ આ જ છે. ઉમાશંકર જોશી 'અનુભૂતિકણ'નું માહાત્મ્ય કરે છે પણ હકીકતે જોવા જઈએ તો 'કણ' કરતાં આ 'ક્ષણ' વધુ મહત્ત્વની છે.

**સંઘર્ષ**

વસ્તુસંકલનાની વાત કરતી વખતે જોયું કે ઍરિસ્ટૉટલથી ચાલી આવતી વિભાવનાને અનુસરી આરંભ, મધ્ય અને અંતના સુનિશ્ચિત માળખાનો કથાસાહિત્યે સ્વીકાર કરેલો છે. વાર્તાનો મધ્યભાગ હંમેશા સંઘર્ષથી ભરેલ હોય છે. જો કોઈ પાત્ર સાવ સરળતાથી જીત કે હાર મેળવી લે તો તેમાં વાર્તા ક્યાં? વાર્તાનો સર્જક તેની ચાવીરૂપ ક્ષણ સુધી કઈ રીતે પહોંચે? કોઈ પણ જાતના અવરોધ વગર સીધી લીટીએ ચાલીને તે આવી ક્ષણ સુધી પહોંચે તો વાર્તા શાની બનશે? અનેક પ્રશ્નો અને તેના ઉકેલ, સંઘર્ષ અને સમાધાન, તનાવ અને એમાંથી મુક્તિ, રહસ્ય અને પછી સ્ફોટ, પ્રશ્ન અને જવાબ એ જ વાર્તાની ગતિ હોઈ શકે. આવી જ ગતિ વાર્તાને સમતોલન તરફ લઈ જશે. વાર્તા એટલે સંકુલતાથી એકતા તરફ, મુશ્કેલીથી સરળતા તરફ, ગૂંચવણથી સમજણ સુધીની ગતિ. આ સમતોલનની ક્ષણે વાર્તાના ઘટકો વચ્ચેનો સંબંધ એકદમ સ્પષ્ટ થઈ જાય છે. વાર્તાની સંરચના સ્પષ્ટ થતી દેખાય છે. વાર્તા તેનું સ્વરૂપ પ્રાપ્ત કરતી દેખાય છે. પણ આ સંવાદિતા, સ્વરૂપ, સંરચના, અર્થ સઘળાંની પ્રાપ્તિ તો સંકુલતા, પ્રશ્નો, ગૂંચવણ, અર્થહીનતાના સંઘર્ષમાંથી પસાર થયા પછી જ થાય છે. એટલે જ ક્લીન્થ બ્રૂકસ ટૂંકમાં પતાવતાં કહી દે છે, 'વાર્તા એટલે સંઘર્ષ.'[1]

આ સંઘર્ષના પણ અનેક પ્રકાર છે. માણસ માણસ વચ્ચેનો સંઘર્ષ, માણસ અને સમાજ વચ્ચેનો સંઘર્ષ, બે આદર્શો વચ્ચે,

1. 'Understanding Fiction' by Cleanth Brooks and Robert Penn Warren, 1959, p. 652.

એ વિચાર વચ્ચેનો સંઘર્ષ, બહારની દુનિયા સાથે કે પોતાના આંતરમન સાથેનો સંઘર્ષ. જો આવો સંઘર્ષ માત્ર શારીરિક સ્તરે જ રહેતો હોય અને એમાં બીજું કંઈ જ ન હોય તો કલીન્થ બ્રૂકસ તેને વાર્તા તો ઠીક પણ કથાસાહિત્યમાં સમાવવા પણ તૈયાર નથી.

**અર્થ**

કથાસાહિત્યમાં અર્થ એટલે બે વિશ્વ વચ્ચેનો સંબંધ. લેખક દ્વારા સર્જાયેલું કલ્પનોત્થ અને આપણું વાસ્તવિક વિશ્વ. એટલે જ્યારે પણ આપણે એવું કહીએ કે 'આ વાર્તામાં સમજ પડી' ત્યારે એ સમજનો અર્થ થાય છે પેલા બે વિશ્વ વચ્ચે તમને સંતોષકારક સંબંધ મળી ગયો. મુખપાટીના સાહિત્યમાં આ પ્રશ્ન ઊભો ન થતો કારણ ત્યાં કહેનાર અને સાંભળનારનું વિશ્વ એક જ હતું. બંને આ વિશ્વને એક જ દૃષ્ટિથી જોતા હતા.

લેખકના આ કલ્પનોત્થ સર્જનાત્મક વિશ્વ અને વાસ્તવિક વિશ્વ વચ્ચેના સંબંધની પ્રકૃતિ સંકુલ છે એટલે આ સંબંધને સમજવો અઘરો પડે છે. લેખક માટે તે સર્જનાત્મક પ્રશ્ન છે તો વાચક માટે તે વિવેચનાત્મક પ્રશ્ન બની રહે છે. અર્થઘટન પણ આખરે તો રૂપરચનાનું જ અંગ છે. અર્થ એટલે પરાણે ખેંચીને કાઢેલ તારણ નહિ પણ વાર્તામાંથી સમગ્રપણે પ્રગટતો અર્થ. એને વાર્તાના સત્ય તરીકે પણ ઓળખી શકાય.

વાર્તાનાં ઘટકતત્ત્વોની ચર્ચા પરથી એક તારણ નીકળે છે કે કોઈ એક ઘટક વધુ મહત્ત્વનો અને કોઈ ઓછા મહત્ત્વનો એવું હોઈ શકે નહિ. દરેક ઘટક એકબીજા સાથે સંકળાયેલાં હોય છે. કૃતિની સજીવ એકતા આ ઘટકો વચ્ચેની સંવાદિતામાંથી તો જન્મે છે. વાર્તાએ સંવાદિતાના સત્યને પામવા માટે આ બધા ઘટકોને સુસંગત રીતે પ્રયોજવા પડે. વીસપચીસ વાર્તાઓ વાંચનાર પણ એટલું તો જાણી જ જાય છે કે વાર્તા લખવા માટે યુક્તિ-પ્રયુક્તિનો ખડકલો નહિ પણ ઘટકોની સંવાદિતા જરૂરી છે. વાર્તા લખવા માટે ૧+૧=૨

જેવું કોઈ સમીકરણ પ્રાપ્ય નથી. દરેક લેખકે પોતાની આગવી શૈલી નિપજાવવી પડે છે. દરેકનું અનુભવવિશ્વ, શૈલી, જીવનમૂલ્યો વગેરે આગવાં હોવાનાં. સારો વાર્તાકાર એ પણ જાણતો હોય છે કે ટૂંકી વાર્તાને કોઈ જડ આદર્શ સ્વરૂપ કે આકાર નથી હોતો. સર્જકે સામગ્રીના રૂપાંતરણ વડે અનિવાર્ય આકાર શોધવાનો છે. એ જ તેની વાર્તાનું સ્વરૂપ બનશે. ટૂંકી વાર્તાની એકમાત્ર શરત છે: ઘટકો વચ્ચેની જૈવિક એકતામાંથી નીપજતું સંવાદિતાનું સત્ય. □

### સાભાર સ્વીકાર

રન્નાદે પ્રકાશન, ૫૮/૨, ગાંધી રોડ, અમદાવાદ–૧ તરફથી નવાં પ્રકાશનો પ્રગટ થયાં છે.

**અમથાભરણ** : કાવ્યસંગ્રહ : મેઘનાદ ભટ્ટ, મૂલ્ય ૯૧ રૂપિયા. **એક વધારાની ક્ષણ** : કાવ્યસંગ્રહ : મનહર મોદી, મૂલ્ય ૫૦ રૂપિયા. **અચલ** : વાર્તાસંગ્રહ : રમેશ શાહ, મૂલ્ય ૨૭ રૂપિયા. **રત્નમંજરી** : નવલકથા : રમેશ શાહ : મૂલ્ય ૪૩ રૂપિયા. **ગુરુદેવ અમારે આંગણે** : સ્મૃતિકથા : મૈત્રેયીદેવી, અનુ. રમણીક મેઘાણી, મૂલ્ય પુસ્તકાલય આવૃત્તિ ૯૩ રૂપિયા સુલભ આવૃત્તિ ૭૩ રૂપિયા.



**મુખ્ય મંત્રીશ્રી છબીલદાસ મહેતા**
**અને રાજ્ય મંત્રીમંડળ ગુજરાતના**
**સૌ પ્રજાજનોને નવું વર્ષ સર્વ રીતે સુખદાયી**
**બની રહો એવી મંગલ કામના પાઠવે છે.**

વિતેલા વર્ષ દરમિયાન એક પછી એક કુદરતી આપત્તિઓનો આપણે હિંમતભેર સામનો કરીને ગુજરાતના વિકાસની ગતિમાં રુકાવટ આવવા દીધી નથી. કુદરતી આફતોનો ભોગ બનેલા ગુજરાતના અર્થતંત્ર અને અસરગ્રસ્ત વિસ્તારોના પુનઃસ્થાપન માટે ગુજરાતના પુનઃ નિર્માણમાં આપ સૌનો સહકાર અનિવાર્ય છે. આપણે સૌ નવા વર્ષે ગુજરાતને સમૃદ્ધ બનાવવાની નેમ પાર પાડવાનો સંકલ્પ કરીએ.

છબીલદાસ મહેતા
મુખ્ય મંત્રી
ગુજરાત રાજ્ય







ડિસેમ્બર
૧૯૯૪

ફ્લોરેન્દા આદણૂ
અંજુમ વાલોડી
પ્રાણજીવન મહેતા
રતિલાલ 'અનિલ'
પુ. લ. દેશપાંડે
બાલમુકુન્દ પ્ર. પરીખ
ભરત મહેતા
રતિલાલ 'અનિલ'

# કંકાવટી

ડીસેમ્બર ૧૯૯૪

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૪ : અંક ૪૧૮ : મૂલ્ય : ૪ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*

તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

માલિક : આર. આર. રૂપાવાળા

કંકાવટી, ૨૪, રીવર બેન્ક સોસાયટી,

ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી

સૂરત–૩૯૫ ૦૦૯. ફોન નં. ૬૮૫૬૪૧

*

પ્રકાશન સ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી, સૂરત–૩૯૫ ૦૦૯

મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ-૪

બાળકો / ફ્લોરેન્ટા આહ્ણુ

અનુ. અંજુમ વાલોડી

આધેડ વયનાં
થાક્યાં-પાક્યાં બાળકો
ગામમાં આવે છે
ચોરા પાસે ટોળે વળે છે.
 સાંજ ઢળે છે,
 રાત પડે છે;
 પણ ત્યાંથી તેઓ જતાં નથી.
ક્યારેક લાગે છે કે–
લાંબા, વીતી ગયેલા કાળનાં એ બાળકો
ખેતરોમાંથી પસાર થાય છે.
ફાનસમાંથી નીકળતો પ્રકાશ
તારલાઓના ચાળા પાડે તેમ
નાની–સાંકડી કેડીએ
એકમેકની પાછળ,
વાનરવેડા કરતાં
એકમેકને ચીડવતાં,
અને આપણા ચાળા પાડતાં,
તેઓ દોડતાં રહે છે.
 ઘેર જવા નથી માગતાં તેઓ.
 માતા એમની સંભાળ નથી રાખતી.
 પિતાને એમની પડી નથી.
આપણાં નામ લઈ
તેમને બોલાવીએ છીએ આપણે,
તો પણ
તેઓ કાંઈ જવાબ નથી દેતાં!



## ઊંટસવારી / પ્રાણજીવન મહેતા

ઊંટ ડોક નમાવી
નીચે રેતીમાં કશુંક શોધવા મથે.
ઊંચે આકાશ મેર હું તાકું
તખ્ત બની ફૂલી ફેલાયેલ અવકાશને.
ત્યાં મારી નજર
ઊંટની આંખો સોંસરી નીકળી જઈ
નકરા રેતીના ઢગ–ફૂબા ભાળે.
ફૂબે ફૂબે ઊંટની આંખેથી
સરી પડેલ આંસુ ચમકતાં દેખાય મને.
ઘડીક થાય : આ ચમકતાં મોતી હમણે જ
તખ્ત રેતમાં ફાટશે
ફાટી રેતઢગ ભેળાં ભળી જઈ રેતીમાં
રેત સમ પડ્યાં રહેશે રણ વચાળ.
મારો હાથ
અંદે રેતી ફૂબે જરીક લંબાય આપોઆપ.
લંબાતા હાથને ઊંટની ડોક પાછો ઠેલે.
હું સમજું ઊંટ મારા વિચાર કળી ગયું લાગે.
વિચારશૂન્ય બની જવા મથું પછી.
એવામાં ઊંટની ડોક મારી મેર ફેર લંબાય.
પાછું ઊંટ મારી આંખોમાં કશુંક તાકે.
ઊંટની આંખોમાં મોતી ચકરાવો લે.
હેઠ રેતમાં ટપકી પડે તે પહેલાં
હું ચકળવકળ
મોતીને મારી આંખોમાં પરોવવા મથું પાછો.

## ઊંટસવારી / પ્રાણજીવન મહેતા

સૂસવતા રેતીના કણ મારા હાડમાં અફળાય.
સુપ્ત અવસ્થામાંથી ઊંટ
એકાએક જાગી જઈ મને પૂછે: તારી આવરદા કેટલી ?
ઊંટનો પ્રશ્ન સાંભળી ઘડીક મને અંધારાં આવે.
સ્વસ્થ થવા યત્ન કરું.

ઉપર આભમાં ચમકતા તારા ગ્રહ નક્ષત્રો
જોઈ જવાબ ગોઠવવા મથું.
ત્યાં પણ ખરી પડતા તારાનો તેજલિસોટો
આંખો ફરતે વંટળાઈ વળે.

આછા અંધકારમાં
ઊંટના લબડતા હોઠનો અવાજ કાને પડે.

સમજું — ઊંટ મારી સ્થિતિને હસતું લાગે.
ઊંટની પીઠ પસવારતાં એની કૂખે હાથ ફેરવું.
કાને પડેલ રેતીકણોને ઢગ ભેળા ભેળવી
ઊંટકૂખે જરી કાન માંડું.
ઊંટ પગ લંબાવી આળસ મરડે.
પાંસળીઓના ઢગ વચાળ પડેલ મારો હાથ એકાએક ઊંચકાય-
કાનમાં કશું ઘૂઘવે ઊછળે વહે લહેરાય

ઊંટની કૂખ પર લબડતી ત્વચા સોંસરું
સંભળાય – સમજાય.
હું સફાળો ઊંટના લબડતા હોઠને પકડી લઉં.
એ મને ફેર પ્રશ્ન પૂછવા યત્ન કરે
તે પહેલાં કહું :
: તારી કૂખમાં જળ જેટલું તેટલું જીવતર મારું :
ઉત્તર સાંભળી
ઊંટ બન્ને હોઠ દાંત વચાળ દબાવી હસવા મથે.
ત્યાં ફેર ખરતા તારાનો તેજલિસોટો
મારી આંખ ફરતે વીંઝાય.

# ફાનસના અજવાળે દેખાતો ભૂતકાળ

રતિલાલ 'અનિલ'

**આકાશ મારે આંગણે ઢોળાય એવું ક્યાં?**
**એકાદ વાદળીયે વરસતી રહે તો બસ!**

સાંજનું એ દૃશ્ય અનાયાસ આંખ સામે તરે છે. ડોશી ફાનસ, ચીમનીઓ, ગ્યાસતેલનો શીશો અને કાતર લઈને દિવસનું વિદાય લેતું અજવાળું થોડી બરકત જેવું રહી ગયું છે એવા સ્થાને બેઠાં છે. હાથમાં મસોતું છે. ફાનસનો ગોળો કાઢીને એને વળગેલું કાજળ લૂછીલૂછીને સાફ કરે છે. કાચની ચીમનીને પણ કાજળથી કોરી કરે છે, કોઈ વાર કોરી રાખથીયે સાફ કરે. ફાનસ અને ચીમનીને લાગેલા ગ્યાસતેલના પાસને લૂછવા પહેલાં એમાં ગ્યાસતેલ પૂરે છે. બર્માશેલનું ભૂરી ઝાંયવાળું નીતર્યું ગ્યાસતેલ! એની ગંધ આજના ગ્યાસતેલની હોય છે એવી ઉગ્ર નહોતી. પછી ડોશીમા ફાનસ અને ચીમનીની બત્તીના મોગરા સાફ કરીને સરખી રીતે કાતરે છે. પછી એ ફાનસ, એ બત્તી અને ડબ્બા રસોડે અને બીજા ઓરડાઓમાં જાય છે. નિત્ય સાયંપ્રાર્થના જેવું આ કામ ડોશીમા કરતાં. બીજાને એ કામ ક્યારેક કરવું પડે તો એમાં પોણી વીસ હોય જ. ફાનસ કેમ અને ક્યારે ભડકે એ વિશે ડોશીમા સિવાય બીજું કોણ સારી રીતે જાણે? ડોશી જીવ્યાં ત્યાં સુધી ઘરમાં ઇલેક્ટ્રિક લાઇટ નહોતી આવી. બીજા વિશ્વયુદ્ધમાં ગ્યાસતેલની પણ અછત! જરૂરી હોય ત્યાં મોઘાં પુરવાર થતાં તાંબાનાં તેલિયાં કોડિયાં બળે, બીજે

અંધારું ! ઘરના ઓટલાની નજીક પાડોશીના આંગણે જ શેરીનો લૅમ્પપોસ્ટ એટલે ઓટલે બેસી વાંચવાનું ફાવે. આજે એ ફાનસ, લાઇટ ચાલી જાય છે ત્યારે યાદ આવે છે. પણ ફાનસને બદલે ગ્યાસતેલથી સળગતા બીજા જ દીવા પ્રગટે છે અને પેલું ફાનસ યાદ આવે છે.

આપણા જીવનમાં ફાનસનું અજવાળું હોય તો બસ, એવો સંતોષ ત્યારે હતો ! ફાનસના અજવાળે જિંદગીનાં વર્ષો ચાલ્યાં ગયાં ત્યારે કોણ જાણે કેમ ખાસ કશો અજંપો ન હતો. પથારીની પાછળ રાત્રે ધીમું બળતું ફાનસ રાખ્યું હોય. એના ધુમાડાની ગંધ હજી શ્વાસમાં સંઘરાયેલી છે. ફાનસના ધુમાડાની કાર્બોનિક ગંધનો પણ ઘ્રાણેન્દ્રિયને એક અજાણ્યો કેફ હતો એવું કહું તો વાંચનારાઓને હસવું આવશે. પણ એ વાત સાચી છે. ફાનસના આછા ધુમાડાની ગંધ વર્ષો સુધી સ્વજન જેવી થઈ ગઈ હતી. પથારીમાં પડચા હોઈએ. ઊંઘ હજી દૂર હોય ત્યારે રાત્રિની નીરવતામાં આવતી એની ગંધ એક સતત પ્રતીતિ બની રહેતી. એની સામે વળી કશો અણગમોયે નહોતો. રોજ ફાનસ હાથમાં લઈને વસ્તુ શોધતા ફરવું એ તો નિત્યનો ક્રમ હતો. જિંદગીનાં કેટલાંયે વર્ષો પર માત્ર ફાનસનું જ અજવાળું છવાયેલું હતું. ગરીબી, અછત એવા બધા શબ્દો તો આ રાજકારણનો ધંધો માંડી બેઠેલા લોકો લઈ આવ્યા ! સ્થિતિનો સ્વીકાર હતો. અંધારાનો અજંપો નહોતો. બેત્રણ વાર બૅટરી પણ વસાવી હતી પણ તેના કશા જ સંસ્કાર નથી. ક્યારેક કંઈ ખોવાયું હોય રાત્રે તો હાથમાં એ ફાનસ લઈને રસ્તે શોધતાં કશી ભોંઠપ થતી નહિ. ફાનસ અઢી ત્રણ રૂપિયાનું, પણ જાપાની ટમટમિયું પાંચ આનાનું ! એક વાર એ સાવ ઝાંખું કરેલું ગણુ ઓલવેલું નહિ. એકાએક જવાનું થયું તો પેન કાચની ચીમનીએ ક્લિપે ભેરવી. આવીને જોઉં તો સેલ્યુલોઇડ ઓગળી ગયેલું ! વાસ્તવમાં બત્તી ઠારી નહોતી. સાવ ઝીણી કરી હતી અને ઓલવવાનું વીસરી

જવાયું હતું... આવા અદ્દ્ભુત પ્રસંગો પણ ગ્યાસતેલિયા દીવા સાથે જોડાયેલા છે. પરંતુ ચીમની, ટમટમિયા કરતાં બાળપણ કિશોરકાળ યૌવનકાળના ફાનસના સંસ્કાર વધારે ગાઢ છે.

ચાતુર્માસમાં અધિક માસમાં સાંજ પછી બ્રાહ્મણ ઓટલે કથા માંડતા. સામે લાલ કટકામાં ચોખા, ફળ આદિ પડયાં હોય બાજોઠ પર, કિનારે ફાનસ હોય એના અજવાળે કથાવાર્તા ચાલે. ફાનસનું અજવાળું મહારાજના ચહેરે પડે એ તરફ ધ્યાન ગયા વિના રહેતું નહિ. કથા કર્યા પછી મહારાજ ફાનસના અજવાળે અનાજની પોટલી બાંધે, બેપાંચ તાંબિયા ગજવામાં મૂકે, બધી પોટલી ઝોળામાં મૂકે, પછી ફાનસ લઈને પાછા ફરે તેમને, તેઓ શેરીના નાકે પહોંચે ત્યાં સુધી જોઈ રહીએ.

ફાનસનું જીવનમાં કેવું અદકું સ્થાન હતું! એ સુખદુઃખનું સાથી હતું. ભજન રાખ્યું હોય, કોઈ ઉત્સવ હોય ત્યારે પેટ્રોમેકસ આવે! તે સસડયા કરે તેની સતત નોંધ લેવાય. પંપ મારવામાં આવે, 'ભપ્પ' કરતી ભડકે, પછી એને સ્થિર કરવામાં આવે એવી ઝીણી ઝીણી વાતોની પણ સતત માનસિક નોંધ લેવાતી. પણ એ બધા અવસરના દીવા! શ્વાસ જેવું સાથી તો ફાનસ! રાત્રે દસેક વાગ્યા સુધી ઓટલે બેઠા હોઈએ ત્યારે કોઈ ફાનસ લઈને જતું હોય. ઇલેક્ટ્રિક શેરી-દીવા નહોતા ત્યારે ઘરનું ફાનસ પણ ઘણી વાર રસ્તે ફરવા નીકળતું! સાંજ પડે એટલે સુધરાઈનો એક માણસ ખભે નાનકડી સીડી લઈને આવે, સાથે ગ્લાસતેલનું પાન હોય. ફાનસના થાભલે સીડી ગોઠવે. પોતે ગ્લાસતેલ લઈ ચડે. ફાનસ સાફ કરે. ગ્યાસતેલ પૂરે. બત્તી સળગાવે. નીચે ઊતરી ખભે નાની સીડી લઈને સો વારને આંતરે આવેલા બીજા ફાનસે પહોંચી જાય. જાહેર ફાનસનું ગ્યાસતેલ ચોરનારાયે ત્યારે હતા! તો, પેલો જેટલું ગ્યાસ-તેલ પૂરવાનું હોય એટલું પૂરે નહિ એવું યે ખરું! સવાર સુધી શેરીમાં બળતાં ફાનસ વિરલ. આજે જ્યારે રાત્રિના અંધારામાં

તાપીકાંઠે લાંગરેલા વહાણમાં ફાનસ સળગતું જોઉં છું, એના ધૂંધળા અજવાળે પડછાયાને બેઠેલા કે કશુંક કરતાં જોઉં છું ત્યારે હું પોતે જાણે એમનામાં પ્રવેશી જાઉં છું! એવી જ ક્રીડા અમે કિશોરવયમાં ઘરે કરી હતી ને! નદીકાંઠેની વીજળી બત્તી જોવા કરતાં લાંગરેલાં વહાણોમાંનાં કેટલાંકમાં દેખાતાં ફાનસનું આકર્ષણ મને વધારે છે. એ દૃશ્યમાં કશુંક પોતીકાપણું લાગે છે.

આ શહેરમાં ત્યારે વસ્તીમાં ખુલ્લી જગ્યાવાળી વાડીઓ હતી. શિયાળે ગામડેથી ઘાસ અને લાકડાનાં ગાડાં આવે તે ત્યાં ઊતરે. ગાડાં ટેકવી, બળદ છોડી, તેમને ઘાસ નીરીને ગાડાવાળા ફાનસના અજવાળે ત્રણ પથરાનો ચૂલો કરે. ફાનસના અજવાળા કરતાં ચૂલાનું અજવાળું વધારે તેજ હોય! માણસોના ચહેરા જ અજવાતા ઊઘડતા એ અજવાળે દેખાયા કરે! બળદો ડોક હલાવે તે સાથે ઘંટડીનો રણકાર આવે. એક ઉપદ્રવવિહોણા શાંત મેળા જેવું એ લાગે! સવારે એ ગાડાં લાકડાં અને ઘાસ વેચવા માટે હારબંધ શહેરની શેરીમાં નીકળી પડે! પરોઢિયે ઘરેથી નીકળ્યા હોય ત્યારે ગાડાહાંકેડુ પાસે ફાનસ હોય જ!

ફાનસ! એની સાથે કેટકેટલા આત્મીય સંદર્ભો જોડાયેલા છે! ઘરમાં કે શેરીમાં કોઈ માંદું પડયું હોય, સ્થિતિ ગંભીર થઈ હોય ત્યારે શેરીના લોકા જુવાન, પારકી શેરીનાં ભસતાં કૂતરાંને પહોંચી વળે એવા જુવાન, હાથમાં લાકડી લઈને રાતે–મધરાતે ડૉકટરને તેડવા માટે નીકળી પડે. ત્યારે વળી હોસ્પિટલને કોણ ઓળખતું હતું! ઘરે જ ખાટલો મંડાયો હોય અને વારાફરતી દરદી પાસે રાતરાત જાગનારા બેઠા હોય. માત્ર ફાનસને અજવાળે! માંદગી શું છે? – ખાટલો છે... એવું કહેવાતું. ખાટલો એટલે લાંબા સમયની માંદગી. દરદી પાસે ભાળ રાખનાર જાગે, બીજું જાગે ફાનસ!

અને ત્યારે સુવાવડ પણ ઘરે જ થતી. સુવાવડખાનાં હતાં જ કયાં! હશે તો બે ઉજળિયાત વરણ માટે. કોઈ બે જીવવાળીને

અધરાત-મધરાત વેણુ ઊપડે, ડૉક્ટર કે સુયાણીને તેડી લાવવાનું અનિવાર્ય બની જાય ત્યારે પણ એક બાઈમાણસ અને બે જવાનો હાથમાં લાઠી લઈને ડૉક્ટર કે સુયાણીને તેડી લાવવા માટે ફાનસ લઈને નીકળી પડે. વરસાદના દિવસમાં ફાનસને ગોદમાં રાખીને માથે છત્રી ધરીને વરસાદથી એને બચાવીને આગળ વધવાની ફાવટ પણ કંઈ બધાને નહિ હોય. ત્યારે મુદડાને છેલ્લું સ્નાન કરાવનારા અને ઠાઠડી બાંધનારા અનુભવીઓનો પણ એક વર્ગ સમાજમાં હતો. ત્યારે મુદડાગાડી, ઍમ્બુલન્સ પણ ક્યાં હતી! સાંજેકના નનામી લઈને ઊપડેલા અગ્નિસંસ્કાર કરીને રાત્રે ફાનસ લઈને પાછા ફરે. નાનકડું ફાનસ કેટકેટલા સારા પ્રસંગોનું અનિવાર્ય સાથી અને સંભારણું હતું! દૂર દૂરના ઊંડેના ગામડે હજી વીજળી નથી પહોંચી ત્યાં આજેય ગરીબના દીવા, ફાનસનું એટલું જ મહત્ત્વ છે.

જે ઘરે રાત્રે મરણ થયું હોય એ ઘરના ઓટલે ફાનસ મૂકેલું હોય. ખબર પડતી જાય તેમ તેમ સગાં-સંબંધી આવતા જાય. પેલા ફાનસની નિશાનીએ ઘર મળી જાય.

રમણલાલ વસંતલાલ દેસાઈ અને કનૈયાલાલ મુનશીએ ભલે એમની નવલકથાનાં પાનાં રાત્રે વીજળીની બત્તીના અજવાળે લખ્યાં હોય, પણ દિવસભર કામે જતા મારા જેવાએ રાત્રે જમ્યા પછી માથા પાછળ પાસેની ડાબી બાજુએ નજીક ફાનસ રાખી એના અજ-વાળે એમની નવલકથા વાંચી છે. ફાનસે સાહિત્ય વાંચવામાં ઘણો સાથ આપ્યો. વીજળીનો દીવો એટલો નથી આપતો. 'મૂઆ, તું કંઈ ઘી ખાતો નથી, રાતે ડોળા તાણે છે તે આંધળો થઈ જશે!' માનો એવો ઠપકો પણ સાંભળ્યો છે, પેલું ફાનસ મળી આવે તો આ વાતની સાક્ષી આપ્યા વિના રહે નહિ. ભૂતકાળના ચહેરે ફાનસનું અજવાળું છે છતાં તે સ્પષ્ટ દેખાય છે, વંચાય છે. □

## નંદા પ્રધાન / પુ. લ. દેશપાંડે

અનુ. બાલમુકુન્દ પ્ર. પરીખ

શનિવારે બપોરે ઓફિસ છૂટી. ફોર્ટમાંથી હું ચાલતો નીકળ્યો. એક ઘડિયાળની દુકાને પ્રદર્શનની બારી પાસે ઊભો રહીને કાચની પાછળ ગોઠવેલી ઘડિયાળો હું જોતો હતો. અંગ્રેજીમાં આને 'વિન્ડો શોપિંગ' કહે છે. મોટી મોટી દુકાનોમાં ખૂબ જ આકર્ષક રીતે વેચવાની વસ્તુઓ ગોઠવી હોય છે. મોટા ભાગે કિંમતની કાપલીઓ ઊંધી મૂકી હોય છે. તેમાંની ખૂબ જ ગમી જાય તેવી વસ્તુ વધારેમાં વધારે મોંઘી હોય છે!

પહેલાં એક વાર એક દુકાનના કાચની પાછળ મૂકેલી ટાઈ મેં જોઈ હતી. મને ખૂબ જ ગમી ગઈ હતી. કદાચ એ એટલી બધી સુંદર નહિ હોય, કારણ કે તે કાચની પાછળ ઘણા દિવસ સુધી એ પડી રહી હતી. એક દિવસ 'યા હોમ' કરીને હું દુકાનમાં પેઠો અને તે ટાઈની કિંમત સાંભળીને તરત જ બહાર નીકળ્યો. ટાઈની કિંમત તીસ રૂપિયા હોઈ શકે છે તે સાંભળીને મારું ગળું ભરાઈ આવ્યું હતું.

અત્યારે એ ઘડિયાળો જોતાં જોતાં મારા કાંડાને કયું ઘડિયાળ શોભશે તેનો વિચાર કરતો હતો. અમસ્તો જ! ખરું જોતાં તો કાંડાને શોભે તેના કરતાં ખિસ્સાને પરવડશે કે નહિ તે મુદ્દો વધારે મહત્ત્વનો હતો. પણ મનમાં ને મનમાં મેં મારા કાંડા ઉપર તે કાચની પાછળની બધી જ ઘડિયાળો પહેરી જોઈ.

તેવી રીતે મેં સૂટ પણ પહેરી જોયા છે. ફર્નિચરની દુકાનમાંના જુદા જુદા ફર્નિચર ઉપર બેઠો પણ છું. મનમાં ને મનમાં ત્યાંના સુંવાળા પલંગ પર સૂઈ પણ ગયો છું. એક બસો રૂપિયાનો રેડિયો લેવા માટે અમારે પંચવાર્ષિક યોજના તૈયાર કરવી પડે છે! ડોંબિવલીથી બોરીબંદરનો પ્રવાસ ફક્ત એક વાર ફર્સ્ટ કલાસમાં કરવાની ઇચ્છા પણ હું હજી સુધી પૂરી કરી શકયો નથી!

હું એમ જ કાચમાંથી ઘડિયાળો જોતો ઊભો હતો. કહું કે ન કહું, પણ મનમાં ખિન્ન થતો હતો. એટલામાં મારા ખભા ઉપર કોઈનો હાથ પડયો અને અવાજ આવ્યો, "હલો!"

મેં ચમકીને એકદમ પાછળ જોયું.

"નંદા? હાં, નંદા... નંદા તું જ..."

"ભૂલ્યો નથી!"

*

નંદાને એક વાર જતાં જતાં જોનારો માણસ પણ તેને ભૂલે નહિ. અહીં મેં તો કોલેજમાં ચાર વર્ષ તેની સાથે કાઢ્યાં હતાં. હું જ શું, અમારી કોલેજમાં તે વખતે ભણનારા અને ભણાવનારા કોઈ જ તેને ભૂલી શકવાના નથી. પણ આજે લગભગ વીસ વર્ષ પછી અમે મળ્યા.

છોકરીઓ તો તેના પર ખુશ હતી જ. પણ કોલેજના બધા જ છોકરાઓ પણ ખુશ! નંદા પ્રધાનનું નામ અમે ગેરી કૂપર, ફ્રેડરીક માર્ચ, ડિક પોવેલ, રામન નવ્હેરો એ બધાની નામાવલીમાં મૂકતા હતા. દિવાળી અને નાતાલની રજાઓમાં પણ હોસ્ટેલની પોતાની રૂમમાં રહેનારો નંદા પ્રધાન!

કોલેજનાં ઇંગ્લિશ નાટકોમાં પારસી અને ખ્રિસ્તી છોકરા-છોકરીઓની મંડળીમાં કામ કરનારો નંદા! હું બી.એ.માં હતો તે વર્ષે નંદાએ હેમ્લેટનો પાઠ ભજવ્યો હતો. તે પછી મેં બ્રિટિશ રંગભૂમિ ઉપરનું હેમ્લેટ પણ સિનેમામાં જોયું છે. પણ મનમાં

નંદાનો હેમ્લેટ બરાબર બેસી ગયો છે. એટલો સરસ હેમ્લેટ! ફ્રેની સફેદાતવાળા ઓફીલિયા થઈ હતી. નંદા ફ્રેની સાથે લગ્ન કરશે એવી અફવા પણ તે વખતે ઊડી હતી. એમ તો નંદા માટે આવી અફવાઓ મહિને બે મહિને ઊડતી જ રહેતી. મને લાગે છે કે કૉલેજની બધી જ સુંદર છોકરીઓ સાથે નંદાનાં લગ્ન થાય એવી મનોમન બધાની જ ઇચ્છા હશે. આ બાબતમાં કૉલેજના બીજા ઇચ્છુકોએ નંદાને ખૂબ જ ખેલાડુવૃત્તિથી વૉક ઓવર આપ્યો હતો!

લગભગ પોણા છ ફૂટ ઊંચો, પાતળો, માંજરી આંખોવાળો, નાના પાતળા ઓઠવાળો અને વાંકડિયા વાળવાળો નંદા પહેલી નજરે તો હિંદુ છોકરો હશે એમ લાગે જ નહિ. વળી તે કાયમ હરતોફરતો પણ ઇંગ્લિશ બોલનારી કૉસ્મોપોલિટન ટોળીમાં! ખરું જોતાં તો તેની સાથે કૉલેજમાં મારી મૈત્રી કેવી રીતે જામી તે પણ અત્યારની ઘડી સુધી મારા માટે એક કોયડો જ છે. ઇંગ્લિશ ઑનર્સના વર્ગમાં અમે સાત આઠ જ છોકરા-છોકરીઓ હતાં. તેમાં સંપૂર્ણ દેશી કહેવાય તેવાં બે. હું અને ઇન્દુ વેલણકર નામની એક છોકરી હતી તે.

ફક્ત ફૉર્મ ભરવામાં થયેલી ગફલતને લીધે જ આ છોકરીને અર્ધમાગધીને બદલે ઇંગ્લિશના વર્ગમાં આવીને બેસવું પડતું હશે એમ મને લાગતું હતું! નવવારી સાડી, અંબોડો, કાંડા ઉપર પુરુષો પહેરે તેવું મોટું ઘડિયાળ, હાથમાં ભારોએક પુસ્તકોનો ઢગલો અને મંગળાગૌરીના વ્રતનું જાગરણ કરીને આવી હોય તેવી દેખાતી આ દાધારંગી છોકરી જ્યારે ઇંગ્લિશની પરીક્ષામાં વિશ્વવિદ્યાલયમાં બધાં જ ઇનામો લઈ ગઈ ત્યારે અમે ભાન ભૂલીને તેના ઘેર તેને અભિનંદન આપવા ગયા હતા!

એમ જોતાં તો કોઈ છોકરીને ઘેર જઈને તેને અભિનંદન આપવાની હિંમત મારામાં તો નહોતી. પણ નંદા જ મારી રૂમ ઉપર આવ્યો હતો. તે દિવસોમાં હું ભિખારદાસ મારુતિની નજીક

એક ચાલીની ઓરડીમાં ભાડેથી રહેતો હતો. તે સમયના પૂનામાં ચાર રૂપિયા ભાડામાં જે સગવડો સાથે ઓરડી મળી શકે તેવી ઓરડીમાં હું અને અરગડે નામનો મારો એક પાર્ટનર, બંને રહેતા હતા. તે રાતદિવસ ફ્લૂટ વગાડતો. તેમાંથી મકાનમાલિક સાથે તેને ઝઘડો થતો. મારી એ ઓરડી પર નંદા આવ્યો એટલે મને ઓશિયાળાપણું લાગ્યું. તાર ઉપર મારાં ઘેર ધોયેલાં લેંઘો, ફાટેલું ગંજી, શર્ટ વગેરે સુકાતાં હતાં. અરગડે ક્યાંકથી એક જૂનું ચાનું ખોખું લઈ આવ્યો હતો અને તેની ઉપર તેણે પોતાની બેઠક જમાવી હતી. તેની ઉપર બેસીને તે ફ્લૂટની રિયાજ કરતો હતો. ફ્લૂટ સારી વગાડતો હતો પણ પછી તેને પ્લુરસી થઈ હતી.

મારી એ ખોલીમાં — એ ગરીબડી ભીંતોની વચ્ચે અને ગ્રહણ-વખતે દાનમાં આપવા જેવાં ટાંગેલાં કપડાંની નીચે — નંદા ઊભો હતો.

"આપણે જવાનું છે." નંદાએ કહ્યું.

"ક્યાં?"

"ઇન્દુ વેલણકરને ત્યાં. ચાલ."

એનું બોલવાનું કંઈક વિલક્ષણ રીતે તૂટક હતું. અવાજ પણ એમ જુઓ તો ખરજનો, પણ કઠોર નહિ, એવો કંઈક હતો. એને જે રીતે બધું જ શોભતું હતું તે રીતે તે અવાજ પણ શોભતો હતો. નંદા એક વાર મારી સાથે એક ગાયનના કાર્યક્રમમાં લેંઘો અને નેહરુ શર્ટ પહેરીને આવ્યો હતો. તે વેશમાં પણ તે એવો સુંદર દેખાતો હતો કે બુવાએ અકારણ જ ગાતાં ગાતાં તેને નમસ્કાર કર્યા હતા.

તે દિવસે એ રૂમ પર આવ્યો ત્યારે હું અક્ષરશઃ બેબાકળો થઈ ગયો હતો. કેટલાક માણસો-જન્મતાં જ એવું કંઈ તેજ લઈને આવે છે કે તેમની આગળ 'હું' 'હું' કરનારા માણસો પણ એમ ને એમ જ ઢીલા થઈ જાય છે. કેટલીક સ્ત્રીઓનું સૌંદર્ય પણ આવી

જ રીતે આપણને અભિભૂત કરી નાખે છે. તેમની આગળ આપણે ફોરેલા ગાભા જેવા હોઈએ એમ આપણને જ લાગે છે. નંદા પાસે એ જાદુ હતું. મને સાંભરે છે કે અમારા પ્રિન્સિપાલ સાહેબ પણ જિમખાના કમિટીની સભામાં નંદાની સૂચના ખૂબ જ ગંભીરતાથી સાંભળતા હતા. ત્યાં પણ નંદા આવાં તૂટક વાક્યો જ બોલતો હતો; પણ ઇંગ્લિશમાં! ત્રણ ચાર શબ્દોથી વધારે મોટું વાક્ય ન હોય. તે દિવસે પણ "આપણે જવાનું છે" એટલું જ બોલ્યો હતો. મેં "ક્યાં?" એમ પૂછ્યું એટલે "ઇન્દુ વેલણકરને ત્યાં" એમ કહ્યું.

"ઇન્દુ વેલણકર?"

"અભિનંદન આપવા."

"તેના ઘેર? અરે, પણ તેનો ડોસો મહા વિચિત્ર માણસ છે એવું કહેવાય છે!"

"હશે! હું પણ છું. ચાલ."

"સારું. તો તું જરા બહાર ગૅલેરીમાં ઊભો રહે. હું કપડાં બદલી લઉં." અમારા મહેલમાં અડચણો અનેક હતી.

"પણ એમાં મારે શા માટે બહાર જવાનું?"

એ આઠ-બાય-છના ખોખામાં શક્ય તેટલું ખૂણામાં મોઢું કરીને મેં મારું એકનું એક પૅન્ટ પહેર્યું, શર્ટ ખોસ્યું અને અમે બહાર નીકળ્યા. તેના ઇંગ્લિશ સિવાયનાં બીજા બધાંને છાજે તેવી જ ખડકીમાં ઇન્દુ વેલણકર રહેતી હતી. ખડકીના નાકે "કલાઈવાળા પેંડસે અંદર રહે છે" એમ લખાણ સાથે એક તર્જનીથી દિશા બતાવનારો હાથ ચીતરેલું બોર્ડ હતું. નીચે પૂનાના ગલીકૂંચી સંપ્રદાયમાં ઊછરેલા કોઈ તોફાની ટાબરિયાએ ચાકથી "પણ કલાઈ બહાર રસ્તા ઉપર બેસીને કરે છે." એવું લખ્યું હતું. કેટલાક માણસો ક્યાં રહે છે તે અમસ્તું જ આપણને ખબર હોય છે. ઇન્દુ વેલણકર એ એમાંનો જ નમૂનો. એક વાર કોઈએ મને કલાઈવાળા પેંડસેની

ખડકીમાં ઇન્દુ રહે છે એમ કહ્યું હતું. તે ખડકીમાં હું અને નંદા જતા હતા ત્યારે ત્યાં ઓસરીમાં અને બહાર પગથિયાં પર બેઠેલાં બૈરાં અને છોકરાં માથું ફેરવી ફેરવીને નંદા તરફ જોતાં હતાં. આવા દેખાવડા પુરુષનાં પગલાં આ ખડકીમાં પહેલાં કદી નહિ પડયાં હોય! પ્રભુ રામચંદ્ર જનસ્થાનમાંથી જતા હશે ત્યારે દંડકારણ્યની શબર સ્ત્રીઓએ તેમની તરફ આવી જ રીતે જોયું હશે.

ખડકીના ઉંવાડેના ખૂણે 'જ. ગો. વેલણુકર, રિ. એ. ઇન્સ્પેક્ટર' એવું પાટિયું દેખાયું. અમે ત્યાં ગયા. બારણા બહાર એક દોરી લટકતી હતી. તેની નીચે 'આ ખેંચો' એવી સૂચના હતી. તે પ્રમાણે 'તે' ખેંચી. એટલે અંદર કયાંક કંઈક ખણખણાટ થયો અને કડી ઊઘડી. એક ખૂબ જ કરડા ચહેરાવાળા પેન્શનર બહાર આવ્યા. સવારમાં મોં જોયું હોય તો આખો દિવસ ખરાબ જાય. કપાળ ઉપર ચશ્માં ચડાવીને આંટીઓ વધારતા તેમણે પૂછયું.

"શું કામ છે?"

"ઇન્દુતાઈ વેલણુકર અહીં જ રહે છે ને?" મેં એકદમ જ 'ઇન્દુ'ની સાથે 'તાઈ' જોડીને અમારો શુદ્ધ હેતુ જાહેર કર્યો.

"રહે છે. તમે?" આ ડોસો પણ નંદાની જેમ તૂટક વાકયો બોલતો હતો.

"અમે તેમના વર્ગબંધુ છીએ."

એટલામાં ઇન્દુ જાતે જ દેખાઈ. નંદાને જોઈને તે ખૂબ જ અચંબો પામી હતી અને તેને જોઈને હું આશ્ચર્યચકિત થયો હતો. કૉલેજમાં ડોસીમાની જેમ નવવારી સાડી પહેરનારી અને મસમોટો અંબોડો વાળનારી ઇન્દુએ ઘરમાં છવારી સાડી પહેરી હતી. તેનો ચોટલો ઢીંચણ સુધી આવતો હતો. વાળમાં ફૂલ હતાં.

"આવો, આવો...તાત્યા. આ પણ મારી સાથે ઑનર્સમાં હતા."

"છેવટે મળ્યું કે નહિ?"

"હા, અમને બંનેને મળ્યું." મેં એકદમ જ કહી નાખ્યું. નહિ તો આ બુઢ્ઢો "બહાર નીકળો" કહી નાખત.

"બેસો — બેસો ને તમે." ઇન્દુ નંદા તરફ જોઈને મને કહેતી હતી. એટલી ગભરાઈ ગઈ હતી, એટલી ગૂંચવાઈ ગઈ હતી અને તેને લીધે જ કે શું કોણ જાણે, પણ ક્ષણે ક્ષણે વધારે ને વધારે સુંદર દેખાતી હતી.

નંદા માત્ર શાંતપણે બેઠો.

"હાર્ટીએસ્ટ કોંગ્રેચ્યુલેશન્સ!" નંદા. આ માણસને દેવોએ શું શું આપ્યું હતું! તે ઘરડા ડોસાના દીવાનખાનામાં એક વિક્ટોરિયન જમાનાની ખુરશી ઉપર એવી એંટથી બેસીને નંદા બોલ્યો કે, મને લાગ્યું કે તે બુઢ્ઢો ત્યાં ન હોત તો તેટલા બોલવા ઉપર જ ઇન્દુ તેને ગળે બાઝીને આનંદથી રડી હોત.

"થેં...ક્યૂ..." સુકાયેલા થરથરતા હોઠથી તેણે કહ્યું.

"આજે રાતે જમવા આવશો ને?" નંદા પૂછતો હતો.

"કોણ, હું?" ઇન્દુનો અવાજ એટલો નાજુક હતો કે મને એમ ને એમ જ ગાલ પર પીંછું ફેરવ્યું હોય તેમ લાગ્યું.

"મેં ડિનર એરેન્જ કર્યું છે."

"ડિનર?" તેલ ન પૂર્યું હોય તો હીંચકાનાં કડાં જેમ કડકડે તેમ ડોસો કડકડ્યો.

"યસ સર! ટુ સેલિબ્રેટ યોર ડોટર્સ સકસેસ."

"ક્યાં એરેન્જ કર્યું છે ડિનર?"

"મોરેટોરમાં!"

"હોટેલમાં કેમ? ઘર નથી તમારે?" પોતાના માથા ઉપર એરંડીનાં પાન જોરથી થપથપાવતાં ડોસો આરડ્યો.

"નથી!"

નંદાના એ "નથી!"એ મારું હૈયું ચીરી નાખ્યું. નંદાને ઘર નથી એ કૉલેજમાં ખૂબ જ થોડા લોકોને ખબર હતી.

ઇન્દુના ચહેરા સામે મારાથી જોવાતું નહોતું.

રાતે હું અને નંદા મોરેટોરમાં જમવા ગયા હતા. દરવાજા આગળ જ નંદા મારી વાટ જોતો ઊભો હતો. નંદાના આગ્રહથી કોઈ કોઈ વાર મારાં ચરણકમળ મોરેટોરમાં પડતાં હતાં. મને સંકોચ થતો હતો. એક દરિદ્રી મરાઠી દૈનિકમાં તારનું ભાષાંતર કરવાની ઉપસંપાદકની નોકરી; સંપાદકને જો એકદમ જ આળસ આવી જાય તો કોઈ કોઈ વાર હિટલર – ચર્ચિલ વગેરે મંડળીને સમજાવટના ચાર શબ્દો કહેતો હોય એવો અગ્રલેખ લખવાનો; આ કામ બદલ મને મળતા અંકે પૂરા તીસ રૂપિયામાં તેને 'લકી'માં લઈ જવાની પણ મારી ત્રેવડ નહોતી.

પણ "આજે આઠ વાગ્યે મોરેટોરમાં" એમ લશ્કરી હુકમ કરતો હોય તેમ નંદા આમંત્રણ આપે એટલે હું હિપ્નોટાઇઝ્ડ માણસની જેમ ત્યાં જતો હતો. આજ તો નંદા સરસ સૂટ પહેરીને ભો હતો. આજુબાજુમાં આવતા જતા સાહેબ લોકોના મેળાવડામાં એ તેમનામાંનો જ એક હોય એવો દેખાતો હતો. તે પછી અંગ્રેજોએ આઠ દસ વર્ષે આપણો દેશ છોડ્યો; તે પહેલાં કેમ્પમાં જવાની અમસ્તી જ બીક લાગતી હતી.

"આવ્યો ? આવ !" પોતાના મંદ્ર સપ્તકના અવાજમાં તેણે સ્વાગત કર્યું "ચાલ !"

શરીર સંભાળતો હું ટેબલો વચ્ચેથી જતો હતો. એટલામાં એક પારસી છોકરીએ ટેબલ ઉપર કોણીઓ ટેકવીને પોતાની ગોરી ગોરી ચોળીની શિંગો જેવી નાજુક આંગળીઓથી નંદાને "વિશ" કરી. નંદાએ પણ હાથ ઊંચા કરીને તેનો સ્વીકાર કર્યો. એને એ બધું સહજ ફાવતું હતું. હું તો તે મોરેટોરમાં, સાહેબ લોકો દેશમાં તા ત્યાં સુધી પેટ ભરીને જમી શક્યો જ નહોતો. નંદા ત્યાંનો વાયેલો હતો.

તે હોટેલની પાછળની બાજુએ એક મોટો લતામંડપ હતો.

તેના ખૂણામાંનું એક નક્કી કરી રાખેલું ટેબલ તેને કાયમ મળતું હતું. અમે તે દિશામાં જવા માંડયા અને... બાજુમાંથી ટ્રેમાં વ્હિસ્કીના ચકચકિત પ્યાલા લઈને જતા વેઇટર સાથે અથડાવાથી અકસ્માત થતાં થતાં રહી ગયો, ફક્ત અર્ધા ઇંચથી. એ ટેબલ ઉપર ઇન્દુ વેલણકર બેઠી હતી. રંગબેરંગી ઝભ્ભા પહેરેલી પેલી ગૌરાંગનાઓ! કાળા સૂટ અને કડકડતા કોલરવાળા સફેદ શર્ટ પહેરેલા પેલા લાલભુંદ સાહેબો! ત્યાં ન શોભીએ એવાં અમે બે જ હતાં — એક હું અને બીજી લીંબુ રંગની સાડી પહેરેલી ઇન્દુ! પણ પેલાં વિલાયતી ફૂલો વચ્ચે તે કેતકી જેવી લાગી.

"આ ગભરાય છે." નંદાએ કહ્યું.

"શાનાથી?" ઇન્દુએ પૂછયું.

તે એટલી સહજતાથી બોલતી હતી કે બપોરે કસાઈવાળા પેંડસેની ખડકીમાં જે બન્યું હતું તે ખરું હતું કે સ્વપ્ન, તે જ મને સમજાતું ન હતું! કે પછી આ સ્વપ્ન?

"આ હોટેલથી ગભરાય છે."

"આ સાહેબી હોટેલમાં આપણને તો ખાવાનું જ ફાવતું નથી, જુવો."

મારા આ બોલવા ઉપર ઇન્દુ હસી. બે વર્ષ સુધી અમે સાથે એક જ વર્ગમાં બેસતાં હતાં. પણ ઇન્દુને ગાલે ખંજન પડે છે, તે મેં પહેલી જ વાર જોયું તે વખતે! પુસ્તકોનો ભારો અને પાલવ સાચવતી વર્ગમાં આવીને નીચું મોઢું કરીને પ્રાધ્યાપકોના મોઢામાંથી બહાર પડતી લીટીએ લીટી લખી લેનારી ઇન્દુ તે આ જ કે બીજી તે મને સમજાતું ન હતું.

"શું લઈશું?" નંદાએ ઇન્દુના હાથમાં મેનુ મૂકયું.

"એમને શું જોઈએ છે તે પૂછ —" ઇન્દુએ તે કાર્ડ મારા હાથમાં આપતાં કહ્યું.

હું તેના 'પૂછ' એ એકવચની ક્રિયાપદથી ચમકી ગયો અને

બાવરાની જેમ નંદા સામે જોતો રહ્યો. એટલામાં ઇન્દુએ તે કાર્ડ મારા હાથમાંથી લઈ લીધું અને ખૂબ જ સ્વાભાવિકતાથી વાનગી-ઓની યાદી કહી.

"સુંદર દેખાય છે આજે !"

નંદાએ કહ્યું અને મને અકારણ જ ગભરામણ થવા માંડી. મારી છાતી ધડક ધડક થતી હતી. મુસલમાનોને પાણીમાં પણ ધનાજી જાધવના ઘોડા દેખાતા હતા, એવું કહેવાય છે. મને સામેના ટમેટો સૂપમાં ઇન્દુનો ડોસો દેખાવા માંડચો. મને કંઈ સમજાતું ન હતું.

કોલેજની કઈ છોકરી સાથે નંદા કયાં અને કયારે ગયો એ બધી વિગતવાર અમને મિત્રોને ખબર હતી. વધારે શું કહેવું, તે વખતે ફર્સ્ટ યરની રેવતી અમલાડી નામની અતિશય દેખાવડી છોકરી સાથે અમે તેનું નક્કી પણ કરી નાખ્યું હતું. બીજા દિવસે જો મેં અમારા બીજા મિત્રોને નંદા અને ઇન્દુ વેલણુકર એ બે નામોની જોડી કહી બતાવી હોત તો એ લોકોએ તપાસ કર્યા વિના મને ચોક્કસ યરવડાની ગાંડાની હોસ્પિટલમાં ધકેલી દીધો હોત. પણ મેં તો પ્રત્યક્ષ જોયું હતું.

પાશ્ચાત્ય સંગીતના સૂર રેલાતા હતા. પેલી બાજુના ટેબલ ઉપરથી વ્હિસ્કીની વાસ આવતી હતી. ટેબલની બાજુમાંથી પસાર થતી આંગ્લ યુવતીઓની દિશામાંથી આવતી જીવે લાગનારી વિલાયતી સુગંધ, શરીર ઉપર ઓઢેલું રેશમી વસ્ત્ર સરકે તેમ ફેલાતી જતી હતી. મારી ડાબી બાજુએ સાક્ષાત્ મદન જેવો દેખાતો નંદા બેઠો હતો અને સામે ઇન્દુ વેલણુકર કોઈ જાદુથી પરી થઈને આગળ આવીને બેઠી હતી.

તે દૃશ્ય કોઈ તપસ્વી ચિત્રકારના ચિત્રની જેમ વિકસી આવ્યું. તે રાતે હું એ બંનેને કેમ્પમાં મૂકીને નીકળ્યો. મોટા ભાગે તેઓ બંડ ગાર્ડન તરફ ગયાં હશે. તે રાતે આ બંનેનાં શરીર ઉપર વરસતાં ચાંદનીને પણ પોતાનું જીવન ધન્ય લાગ્યું હશે. સિંડરેલાની

વાર્તામાં કોઈ યક્ષિણીએ તેને શણગારી હતી. અહીં ઇન્દુનો હાથ સાક્ષાત્ એક યક્ષના હાથમાં હતો.

પણ યક્ષને માથે શાપ હોય છે એમ કહેવાય છે. તે રાતે એ બંનેને કોઈની નજર લાગી કે શું તે તો દેવ જાણે! તે પછી મને તેમના કોઈ જ ખબરઅંતર મળ્યા નહિ. બી. એ. સુધીનું શિક્ષણ પૂરું કરીને નોકરીની શોધમાં હું મુંબઈ આવ્યો અને એક કચેરીમાં પુરાયો.

*

"શું જુએ છે?" નંદાના આ ઉદ્ગારથી હું ભાનમાં આવ્યો. મનનો વેગ કેટલો ભયંકર હોય છે! એક ક્ષણમાં હું કેટકેટલું ફરી આવ્યો! નંદા મારી આગળ ઊભો છે એના ઉપર મારો વિશ્વાસ જ બેસતો ન હતો. તે ઇંગ્લૅન્ડ ગયો અને ત્યાં જ રહી ગયો એટલી જ ખબર મને મળી હતી. ખોવાઈ ગયેલું રમકડું જડી જાય ત્યારે કોઈ નાના બાળકને જેવું થાય તેવું મને થતું હતું.

"નંદા!" ગાંડાની માફક મેં બૂમ પાડી. અક્ષરશઃ જીવ અધીરો અધીરો થઈ જાય ત્યારે શું થાય તે મને તે વખતે સમજાયું. નંદા ખાસ કંઈ બદલાયો ન હતો. માત્ર તેના વાંકડિયા વાળ વિરલ થયા હતા. ચહેરા ઉપર ચાલીસી પૂરી કર્યાની ખૂબ સૂક્ષ્મ નિશાનીઓ હતી. કાળાશ પડતું ટેરિલીનનું પૅન્ટ અને સફેદ બુશશર્ટ પહેરીને તે સામે ઊભો હતો. બુશશર્ટ ઉપર કોઈ જાતની ઝીણી ડિઝાઇન હતી. તેની એ માંજરી આંખો હજી તેવી જ હતી. ચહેરા ઉપર સાબુની નવી ગોટી જેવી તાજગી હતી.

"ક્યારે આવ્યો હિંદુસ્તાન?"

"ક્યારનોય! ચાલ."

કોઈ જાદુગરની પાછળ ખેંચાઈએ તેમ હું તેની પાછળ ગયો. 'વે સાઇડ ઇન'માં ગયા. છેલ્લાં કેટલાંય વર્ષોથી હું આ હોટેલમાં જઈને એક વાર ચા પીવાનો મનસૂબો સેવતો હતો.

"બોલ!" જાણે અમે રોજ મળતા હોઈએ એટલી સ્વાભાવિક-તાથી નંદાએ કહ્યું.

મારો હરખ એમ ને એમ જ ઊભરાઈ જતો હતો. અને આ સત્પુરુષ એકદમ શાંત હતો.

"હું શું બોલું? તું જ બોલ! કેટલાં વર્ષે મળ્યા! નંદા, મને હતું કે તું ઈંગ્લૅન્ડમાં જ સ્થાયી થયો." મને 'સ્થાયી' શબ્દ જેમ તેમનો જ લાગ્યો. આ શબ્દ પૂના જૂનામાં કાયમ રહેનારા માટે ઠીક છે. પણ ઈંગ્લૅન્ડમાં 'સ્થાયી' શું થવાનું? મારે 'સેટલ' કહેવું જોઈતું હતું.

"છટ્! ઈંગ્લૅન્ડમાં શું છે?" હજી તેનું તે ત્રણ ત્રણ શબ્દો બોલવાનું તેવું જ હતું. અવાજ પણ તે જ. જમણો હાથ માથાની પાછળ ફેરવવાની ટેવ પણ તે જ.

"મને શી ખબર? તું જ કહે. આટલાં વર્ષ શું કરતો હતો ઈંગ્લૅન્ડમાં? સત્તર-અઢાર વર્ષ થયાં. એક પ્રચંડ મહાયુદ્ધ ગઈ ગયું. સ્વાતંત્ર્ય મળ્યું."

"કોને?"

"ભારતને!"

"ઓ આઈ સી — હા, મળ્યું!— ટુ ટીઝ!" આ હુકમ વેઇટર માટે હતો.

હું તો ખરેખર જાણે મળ્યું છે કે મળશે એમ તેની સામે જોતો હતો.

"જાડો થયો છે," નંદાએ કહ્યું.

"તું તો હતો તેવો જ છે. એમ લાગે છે કે આપણે હજી ગઈ કાલે જ બી.એ. પાસ થયા. તને સાંભરે છે? બાકી તને એ ભટજી પૂના શાનું સાંભરે? આટલાં વર્ષો લંડનમાં રહેતો હતો — લંડનમાં જ હતો ને?"

"ના. ઘણાં ઠેકાણે હતો."

"પેરિસ જોયું હશે, નહિ કે?" આ પ્રશ્ન પૂછ્યા પછી મને મારી બેવકૂફીનો ખ્યાલ આવ્યો.

"જોયું." નંદાના ધ્યાનમાં મારું ભોટપણું નહિ આવ્યું હોય.

"બીજું શું શું જોયું?"

"ખૂબ જોયું."

"નસીબદાર છે ભાઈ!" મારા આ વાક્ય ઉપર કોઈ નાના છોકરાના બાલિશ બોલવા પર કોઈ હસે તેમ નંદા હસ્યો.

"કેમ હસ્યો? જો, હું તો છેલ્લાં અઢાર વર્ષથી આ મુંબઈમાં જ છું. ભાગાભાગી વખતે દાદરમાં સરસ જગા હતી તે છોડીને ડોંબિવલી ગયો. ત્યાંથી રોજ આવું છું."

"શાની ભાગાભાગી?"

"અરે, યુદ્ધ વખતે બૉમ્બ પડવાની બીકથી લોકો ભાગ્યા નહોતા કે?"

"ઓ આઈ સી! તો પછી બૉમ્બ પડ્યા કે?"

"છટ્! અરે! તને જાણે કે કશી જ ખબર નથી. બાકી તેં તો બૉમ્બના ઘણા હુમલા જોયા હશે, નહિ? બચી ગયો તું. ખરેખર ઈશ્વરની ઇચ્છા હશે આપણે ફરી મળીએ એવી —"

"કોની ઇચ્છા?"

"ઈશ્વરની! નહિ તો બીજા કોની?"

"ઓ આઈ સી!"

મને એ સમજાતું નહોતું કે આટલાં વર્ષો પછી મળેલો આ મિત્ર રેડિયો ઉપરના સમાચાર સાંભળતો હોય તેમ મારું બોલવાનું અડધુંપડધું જ સાંભળતો હતો.

"તે મરવા દે. તારું કેમ ચાલે છે તે કહે!"

"સારું ચાલે છે." નંદાએ કહ્યું.

ખરું જોતાં તો મારે તેને પૂછવું હતું કે લગનબગન કર્યું કે નહિ. પણ હિંમત નહોતી. મને ત્યાં ત્રીજી ખાલી ખુરશીમાં એકાએક

ઇન્દુ વેલણકર દેખાવા માંડી. સાચું કહું તો નંદા મળ્યો ત્યાં સુધી આટલાં વર્ષોમાં ઇન્દુ વેલણકર કદી સાંભરી નહોતી. ડોંબિવલી અને મુંબઈ વચ્ચેના પ્રવાસમાં આવી યાદ પણ ક્યાંથી આવે?

"ક્યાં રહે છે?" મેં નંદાને પૂછ્યું.

"તાજમાં."

"બાપ રે!" મારા મોંમાંથી એકદમ ઉદ્ગાર નીકળી ગયા. તાજમહાલ હોટેલની આસપાસ ફરકવાની પણ મારી ત્રેવડ ન હતી.

"કેમ રે?"

"અરે, કેવી ભયંકર મોંઘી છે એ હોટેલ! રોજના પંદર સોળ રૂપિયા થતા હશે ને?"

"પિસ્તાળીસ રૂપિયા — એકના."

એકના પિસ્તાળીસ, એ આંકડો સાંભળીને આની સાથે બીજું કોઈ છે કે શું એ શંકા મજબૂત થઈ. પણ પૂછવાની હિંમત નહોતી થતી.

"નંદા, બાકી આટલાં વર્ષો પછી પણ તું ઓળખાણ ભૂલ્યો નથી એ ખરેખર જ આશ્ચર્ય છે. તારી સામે અમે તો —"

"ક્યાં નોકરી કરે છે?"

એટલે મેં મારી ઑફિસનું સરનામું આપ્યું. એણે ટેલિફોન નંબર લખી લીધો. અને તે પછી મારા ઉપર તેના ફોન આવવા માંડ્યા. ટેલિફોન ઉપર પણ તે મને "સાંજે આવું છું. ગેટ પાસે ઊભો રહેજે" એટલું જ કહીને ગાડી લઈને આવતો અને પછી અમે ફરવા જતા. એને મારે ઘેર બોલાવવાનું મને ખૂબ મન થતું હતું. પણ કોણ જાણે, ડોંબિવલીના મારા એ ગંદાગોબરા ઘોલકામાં તેને બોલાવવાની મને એક વિચિત્ર જાતની શરમ આવતી હતી. મેં તને કદી બોલાવ્યો નહિ. પણ નંદાએ મારી ઓળખાણ રાખી તેનો મને એક વિલક્ષણ સંતોષ થતો હતો. અમે વારંવાર મળવા માંડ્યા અને ધીમે ધીમે જે નંદાને મેં કદી જ જોયો નહોતો તે નંદા

દેખાવા માંડ્યો.

તે પાંચ વર્ષનો હતો ત્યારે તેની બાએ છૂટાછેડા લઈને બીજા એક શ્રીમંત માણસ સાથે લગ્ન કર્યું હતું. તેના પિતા બૅરિસ્ટર હતા. નંદા સમજણો થયો ત્યારથી એણે તેમને કોઈ દિવસ ભાનમાં આવેલા જોયા નહોતા. પાંચમા વર્ષે તે એક પબ્લિક સ્કૂલના છાત્રાલયમાં દાખલ થયો અને ત્યારથી આજ સુધી ઘર એટલે શું એ એણે કદી જોયું નહોતું. તેના પિતાની બહુ વિશાળ એસ્ટેટ હતી. કેટલીયે ચાલીઓ હતી. બંગલા હતા. મિલોના શૅર્સ હતા.

અમે એક વાર વાંદ્રા પૉઇન્ટ પર બેઠા હતા. નંદાને આ જગા ખૂબ જ ગમતી હતી. મારા કંઈ પણ પૂછ્યા વિના નંદાએ કહેવા માંડ્યું. ઘણી વાર સુધી એ એક પારસીના પરાણે વહાલો લાગે એવા છોકરા તરફ જોતો હતો. તે ચાર પાંચ વર્ષનો છોકરો અને તેનો બાપ સમુદ્રમાં પથ્થર ફેંકતા હતા. ક્યાંય સુધી નંદા તે બાપ-દીકરાની રમત જોતો રહ્યો. અને પછી એકાએક એણે બોલવા માંડ્યું. એકદમ નાટકમાં સ્વગત બોલે છે ને તેમ જ. રેડિયો જેમ શ્રોતાઓની ચિંતા કર્યા વિના બોલ્યે રાખે છે તેમ. તેનું બોલવાનું કોઈને ઉદ્દેશીને નહોતું.

"હું પણ મારા બાપુજીની સાથે અહીં આવીને આમ જ પથ્થર ફેંકતો હતો. પેલો ઉપર બંગલો દેખાય છે ને? હિલ ઉપર? તે અમારું ઘર હતું."

મેં ઉપર જોયું. ઝાડીમાંથી એક મહેલનું શિખર દેખાતું હતું. પેલી બાજુ માઉન્ટ મેરીનું ચર્ચ હતું.

"ઉપર જઈશું?"

મૂગા મૂગા મેં તેની પાછળ ઉપર ચડવા માંડ્યું. તે રસ્તાની બંને બાજુ સુંદર બગીચા હતા. આલીશાન બંગલા હતા. મુંબઈમાં આટલાં વર્ષોથી હતો પણ તે વિસ્તાર કદી જ જોયો નહોતો. જે વિસ્તારમાં ફરવા માટે પણ કદાચ પૈસા પડે એની બીક, એની મને

માહિતી પણ શાની હોય ? પારસીનાં અને ખોજાનાં ગુલાબના ગોટા જેવાં છોકરાં દેખાતાં હતાં અને વચમાં વચમાં યૌવન ફરકાવતી જતી ફ્રૉક પહેરેલી છોકરીઓ દેખાતી હતી. છોકરાં તોફાન કરતાં કરતાં નીચે જતાં હતાં. અમે બંને ચર્ચની દિશામાં ઉપર ચડતા હતા. નંદા આજુબાજુ કોઈ જાણીતી નિશાની શોધતો હોય તેમ જોતો જોતો ચાલતો હતો.

"તને નાનપણનું કંઈ સાંભરે છે?"

"તે જ જોઉં છું —" એક ઘરના ફાટક ઉપરનું પાટિયું જોઈને તેણે કહ્યું, "યસ, ઇટ ઇઝ ધેર !"

"શું ?"

"હીંચકો ! અહીં હું હીંચકા ખાતો હતો. શિરીન નામની એક છોકરી હતી તે અમારા બંગલે આવતી હતી. યસ — હજી તે લોકો અહીં જ રહે છે !"

એટલામાં ચારપાંચ વર્ષની એક સુંદર છોકરી તે હીંચકા તરફ દોડતી ગઈ.

"તારી શિરીનની છોકરી હશે." હું લાંબા વખત સુધી કાવ્યમય વાતાવરણમાં રહી શકતો નથી.

"ના !"

"શા ઉપરથી ?"

"હું છેલ્લી વાર ઘેર આવ્યો ત્યારે આઠ વર્ષનો હતો. રજાઓમાં આવ્યો. શિરીનને ટાઇફૉઇડ થયો હતો અને તે મરી ગઈ."

"એટલું બધું તને સાંભરે છે?"

"ટાઇફૉઇડ એ શબ્દ ત્યારથી મારા મગજમાં ઘૂમે છે. તે પછી કેટલાંય વર્ષો સુધી માણસ મરી જાય ત્યારે તેને ટાઇફૉઇડ થયો હોય એમ જ મને લાગતું ! ફની !" આ બોલતી વખતે નંદા તો હીંચકા ઉપર બેઠેલી છોકરી સામે એકીટસે જોતો હતો. "પણ તેજ ફૅમિલીની હશે."

"શા ઉપરથી ?"

"એની આંખો અને વાળ !"

"શું ?"

"આ ફ્રઝલબોય ફેમિલીની ટ્રેટ છે."

"અંદર જવું છે કે? તારું ઓળખીતું કોઈ હશે."

"છે ને."

"કોણ ?"

"મારી બા !"

ચક્કર ખાઈને હું પડી કેમ ન ગયો તેનું જ મને આશ્ચર્ય થાય છે. નંદાની બાએ તેના બાપુજીથી છૂટાછેડા લઈને આ બંગલામાં બીજું ઘર માંડયું હતું.

"આગળ ચાલ." પછી થોડીવાર સુધી કંઈ બોલ્યા વગર અમે આગળ ગયા. "આ અમારું ઘર."

વરંડામાંથી એક આલ્સેશિયન કૂતરાએ ભસવા માંડયું. "હેય —ગોલ્ડી ગોલ્ડી !" એમ પોકારીને એક યુરોપિયન બાઈએ એ કૂતરાને રોકયો અને અમારી તરફ થોડી શંકાભરી નજરે જોયું.

"ખૂબ સરસ છે તમારો કૂતરો !"

નંદાનું સફાઈદાર અંગ્રેજી સાંભળીને કે પછી તેનું ચાલીસીમાં પણ ઓછું ન થયેલું દેખાવડાપણું જોઈને, કોણ જાણે, પણ તે બાઈ ખુશ થઈ અને પછી પાંચ મિનિટ સુધી એણે કૂતરાનાં વખાણ કર્યાં. તેટલામાં નંદા બાગ જોવા માંડયો. બંગલો જૂની ઢબનો હતો. વરંડાની ચારે બાજુ કઠેડો હતો અને તેના લોખંડી વેલબુટ્ટામાં અંગ્રેજી 'પી' 'પી' અક્ષરો કાઢેલા હતા. પ્રધાનનો તે 'પી' હતો.

"અત્યારે કોની માલિકીનો છે આ બંગલો ?"

"ખબર નથી, બાપુજીએ વેચી નાખ્યો લાગે છે."

"તારા બાપુજી કયાં છે રે ?" મને મજા પડી. વીસ વર્ષની દોસ્તીમાં આ પ્રશ્ન હું આજે સામેથી પહેલી જ વાર પૂછતો હતો...

"જોવું છે?"

હું હા કહું એ પહેલાં જ તે મને ચર્ચ પાસે લઈ ગયો. તે ચર્ચની પાછળની બાજુએ ખ્રિસ્તી કબરસ્તાન હતું. ત્યાં કબરો વચ્ચેથી રસ્તો કાઢતા અમે આગળ ગયા. એક કબર ઉપર તેના બાપુજીનું નામ હતું! મુક્તિદિનની રાહ જોતા તે સૂતા હતા! નંદા ધર્મે ખ્રિસ્તી છે તેની મને કલ્પના પણ ન હતી.

"તું ધર્મે ખ્રિસ્તી છે એ મને ખબર ન હતી."

"હું? છટ્, છટ્, બાપુજી!"

"પણ માબાપનો ધર્મ તે જ છોકરાનો ધર્મ ને?"

"મારી બાએ ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો. ડૅડીએ મરતા પહેલાં ક્રિશ્ચિયાનિટી સ્વીકારી. તેમણે એક અમેરિકન બાઈ સાથે લગ્ન કર્યું હતું."

મને આ બધું અસહ્ય થવા માંડયું હતું. મારી એક મોળાઈ બહેને પેટાજ્ઞાતિના યુવક સાથે લગ્ન કર્યું ત્યારે અમારા કુટુંબમાં કેવો ગજબ થઈ ગયો હતો! હજી પણ તે આવે ત્યારે કોઈ પરાક્રમી વીરકન્યા અથવા કોઈ નકામી કુલાંગાર આવી એમ જ તેની સામે જોવાય છે! અને અહીં નંદા મને શાંતિથી વીજળીના આંચકા આપતો હતો.

નંદાની બાએ ઘર છોડયું પછી તેના બાપુજીએ દારૂ પીવાની શરૂઆત કરી હતી. એસ્ટેટ 'કોર્ટ ઑફ વૉર્ડ્ઝ' પાસે હતી અને નંદા ઉંમરલાયક થાય ત્યાં સુધી તેની સંભાળ કોર્ટની તે રૂક્ષ મંડળી કરતી હતી. 'ઘર' નામની સંસ્થા સાથે તેનો સંબંધ આઠ વર્ષની ઉંમરે કાયમ માટે છૂટી ગયો હતો.

"ડૅડી મને ખભા ઉપર બેસાડીને નીચે લઈ જતા હતા!" તે કબર તરફ જોઈને નંદા મને કહેતો હતો. "અને અમે પણ સમુદ્રમાં પથ્થર ફેંકતા હતા. હી વૉઝ એ નાઇસ સોલ." નંદાએ આ વાક્ય બોલતાં એ કબર ઉપર એવી રીતે હાથ ફેરવ્યો કે મારા

શરીર ઉપર એકદમ જ રૂંવાડાં ખડાં થઈ ગયાં !

આ આવી પાર્શ્વભૂમિમાં ઊછરેલો નંદા મારી સાથે તે દિવસે કલાઈવાળા પેંડસેની ખડકીમાં આવ્યો હતો અને એરંડીનાં પાનથી માથું ઢંકું કરતા પેલા વેલણકર બૂઢિયાએ તેનું કેવું વિચિત્ર અપમાન કર્યું હતું !

દિવસો જતાં મને નંદા નામનો એક દેખાવડો પડછાયો ફરે છે એમ જ લાગવા માંડયું. મારો અને તેનો ગયા જનમનો કઈ જાતનો ઋણાનુબંધ હતો તે તો દેવ જાણે ! અઠવાડિયામાં એક વાર ખાસ કરીને શનિવારે મને ફોન કરીને તે બહાર લઈ જતો હતો. હું હજી સુધી તેની તાજમહાલમાં માત્ર કદી ગયો ન હતો. તે ઑફિસના દરવાજે ગાડી લઈને આવતો હતો. સાથેના કારકુનોને છોડીને તેની એ ગાડીમાં બેસતાં મને ખૂબ સંકોચ થતો હતો.

ઘણી વાર ઑફિસમાં "કોણ છે તમારો એ પારસી દોસ્ત ?" એવી પૃચ્છા પણ થઈ હતી. "કોલેજનો એક જૂનો મિત્ર છે—" એનાથી વધારે એક અક્ષર પણ મેં કહ્યો ન હતો. શ્રાવણી, શનિવાર, સાંઈબાબા, રાશિગોત્ર-પ્રવર વગેરેની સંભાળ રાખનારી અમારી એ સરકારી કચેરીની આભડછેટમાં, મોઢું બાંધેલી અથાણાની બરણી જેવી એ દુનિયામાં, જો મેં નંદાની કહાણી કહી હોત તો એ લોકોએ જરૂર નંદા જે જે ખુરશી ઉપર બેઠો હોય તે બધી ખુરશીને ગોમૂત્રથી ધોઈ હોત ! કોઈ કોઈ વાર હું બહાર ગેટ ઉપર ગયો ન હોઉં તો નંદા અંદર આવતો અને અમારા એ ફાઈલોના ઢગલાથી લથબથ સેકશનમાંથી ક્યારે તેને બહાર લઈ જાઉં તેમ જ મને થતું.

આટલા દિવસોમાં ખાસ સંભાળ રાખીને મેં ઇન્દુ વેલણકરની વાત કાઢી ન હતી. નંદાની બોલવાની, શરીર ઉપર રોમાંચ કરી દેતા જિંદગીના અનુભવો પણ અલિપ્તપણે કહેવાની રીત મને

"જોવું છે?"

હું હા કહું એ પહેલાં જ તે મને ચર્ચ પાસે લઈ ગયો. તે ચર્ચની પાછળની બાજુએ ખ્રિસ્તી કબ્રસ્તાન હતું. ત્યાં કબરો વચ્ચેથી રસ્તો કાઢતા અમે આગળ ગયા. એક કબર ઉપર તેના બાપુજીનું નામ હતું! મુક્તિદિનની રાહ જોતા તે સૂતા હતા! નંદા ધર્મે ખ્રિસ્તી છે તેની મને કલ્પના પણ ન હતી.

"તું ધર્મે ખ્રિસ્તી છે એ મને ખબર ન હતી."

"હું? છટ્, છટ્, બાપુજી!"

"પણ માબાપનો ધર્મ તે જ છોકરાનો ધર્મ ને?"

"મારી બાએ ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો. ડૅડીએ મરતા પહેલાં ક્રિશ્ચિયાનિટી સ્વીકારી. તેમણે એક અમેરિકન બાઈ સાથે લગ્ન કર્યું હતું."

મને આ બધું અસહ્ય થવા માંડયું હતું. મારી એક મોળાઈ બહેને પેટાજ્ઞાતિના યુવક સાથે લગ્ન કર્યું ત્યારે અમારા કુટુંબમાં કેવો ગજબ થઈ ગયો હતો! હજી પણ તે આવે ત્યારે કોઈ પરાક્રમી વીરકન્યા અથવા કોઈ નકામી કુલાંગાર આવી એમ જ તેની સામે જોવાય છે! અને અહીં નંદા મને શાંતિથી વીજળીના આંચકા આપતો હતો.

નંદાની બાએ ઘર છોડયું પછી તેના બાપુજીએ દારૂ પીવાની શરૂઆત કરી હતી. એસ્ટેટ 'કોર્ટ ઑફ વૉર્ડ્ઝ' પાસે હતી અને નંદા ઉંમરલાયક થાય ત્યાં સુધી તેની સંભાળ કોર્ટની તે રક્ષ મંડળી કરતી હતી. 'ઘર' નામની સંસ્થા સાથે તેનો સંબંધ આઠ વર્ષની ઉંમરે કાયમ માટે છૂટી ગયો હતો.

"ડૅડી મને ખભા ઉપર બેસાડીને નીચે લઈ જતા હતા!" તે કબર તરફ જોઈને નંદા મને કહેતો હતો. "અને અમે પણ સમુદ્રમાં પથ્થર ફેંકતા હતા. હી વૉઝ એ નાઇસ સોલ." નંદાએ આ વાક્ય બોલતાં એ કબર ઉપર એવી રીતે હાથ ફેરવ્યો કે મારા

શરીર ઉપર એકદમ જ રૂંવાડાં ખડાં થઈ ગયાં !

આ આવી પાર્શ્વભૂમિમાં ઊછરેલો નંદા મારી સાથે તે દિવસે કલાઈવાળા પેંડસેની ખડકીમાં આવ્યો હતો અને એરંડીનાં પાનથી માથું ઠંકું કરતા પેલા વેલણકર બૂઢિયાએ તેનું કેવું વિચિત્ર અપમાન કર્યું હતું !

દિવસો જતાં મને નંદા નામનો એક દેખાવડો પડછાયો ફરે છે એમ જ લાગવા માંડયું. મારો અને તેનો ગયા જનમનો કઈ જાતનો ઋણાનુબંધ હતો તે તો દૈવ જાણે ! અઠવાડિયામાં એક વાર ખાસ કરીને શનિવારે મને ફોન કરીને તે બહાર લઈ જતો હતો. હું હજી સુધી તેની તાજમહાલમાં માત્ર કદી ગયો ન હતો. તે ઑફિસના દરવાજે ગાડી લઈને આવતો હતો. સાથેના કારકુનોને છોડીને તેની એ ગાડીમાં બેસતાં મને ખૂબ સંકોચ થતો હતો.

ઘણી વાર ઑફિસમાં "કોણ છે તમારો એ પારસી દોસ્ત?" એવી પૃચ્છા પણ થઈ હતી. "કૉલેજનો એક જૂનો મિત્ર છે—" એનાથી વધારે એક અક્ષર પણ મેં કહ્યો ન હતો. શ્રાવણી, શનિવાર, સાંઈબાબા, રાશિગોત્ર-પ્રવર વગેરેની સંભાળ રાખનારી અમારી એ સરકારી કચેરીની આભડછેટમાં, મોઢું બાંધેલી અથાણાની બરણી જેવી એ દુનિયામાં, જો મેં નંદાની કહાણી કહી હોત તો એ લોકોએ જરૂર નંદા જે જે ખુરશી ઉપર બેઠો હોય તે બધી ખુરશીને ગોમૂત્રથી ધોઈ હોત ! કોઈ કોઈ વાર હું બહાર ગેટ ઉપર ગયો ન હોઉં તો નંદા અંદર આવતો અને અમારા એ ફાઈલોના ઢગલાથી લથબથ સેકશનમાંથી ક્યારે તેને બહાર લઈ જાઉં તેમ જ મને થતું.

આટલા દિવસોમાં ખાસ સંભાળ રાખીને મેં ઇન્દુ વેલણકરની વાત કાઢી ન હતી. નંદાની બોલવાની, શરીર ઉપર રોમાંચ કરી દેતા જિંદગીના અનુભવો પણ અલિપ્તપણે કહેવાની રીત મને

"જોવું છે?"

હું હા કહું એ પહેલાં જ તે મને ચર્ચ પાસે લઈ ગયો. તે ચર્ચની પાછળની બાજુએ ખ્રિસ્તી કબરસ્તાન હતું. ત્યાં કબરો વચ્ચેથી રસ્તો કાઢતા અમે આગળ ગયા. એક કબર ઉપર તેના બાપુજીનું નામ હતું! મુક્તિદિનની રાહ જોતા તે સૂતા હતા! નંદા ધર્મે ખ્રિસ્તી છે તેની મને કલ્પના પણ ન હતી.

"તું ધર્મે ખ્રિસ્તી છે એ મને ખબર ન હતી."

"હું? છટ્, છટ્, બાપુજી!"

"પણ માબાપનો ધર્મ તે જ છોકરાનો ધર્મ ને?"

"મારી બાએ ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો. ડૅડીએ મરતા પહેલાં ક્રિશ્ચિયાનિટી સ્વીકારી. તેમણે એક અમેરિકન બાઈ સાથે લગ્ન કર્યું હતું."

મને આ બધું અસહ્ય થવા માંડ્યું હતું. મારી એક મોળાઈ બહેને પેટાજ્ઞાતિના યુવક સાથે લગ્ન કર્યું ત્યારે અમારા કુટુંબમાં કેવો ગજબ થઈ ગયો હતો! હજી પણ તે આવે ત્યારે કોઈ પરાક્રમી વીરકન્યા અથવા કોઈ નકામી કુલાંગાર આવી એમ જ તેની સામે જોવાય છે! અને અહીં નંદા મને શાંતિથી વીજળીના આંચકા આપતો હતો.

નંદાની બાએ ઘર છોડ્યું પછી તેના બાપુજીએ દારૂ પીવાની શરૂઆત કરી હતી. એસ્ટેટ 'કોર્ટ ઑફ વૉર્ડ્ઝ' પાસે હતી અને નંદા ઉંમરલાયક થાય ત્યાં સુધી તેની સંભાળ કોર્ટની તે રક્ષક મંડળી કરતી હતી. 'ઘર' નામની સંસ્થા સાથે તેનો સંબંધ આઠ વર્ષની ઉંમરે કાયમ માટે છૂટી ગયો હતો.

"ડૅડી મને ખભા ઉપર બેસાડીને નીચે લઈ જતા હતા!" તે કબર તરફ જોઈને નંદા મને કહેતો હતો. "અને અમે પણ સમુદ્રમાં પથ્થર ફેંકતા હતા. હી વૉઝ એ નાઇસ સોલ." નંદાએ આ વાક્ય બોલતાં એ કબર ઉપર એવી રીતે હાથ ફેરવ્યો કે મારા

પાટિયું હોય છે ને? તેમ સમજ કે એ પાટિયું કાઢી નાખ્યું અને તું અધ્ધરપધ્ધર જ ચાલવા માંડયો, તો શું થાય? તેમ થાય છે! ખીચોખીચ શબોમાંથી પહેલું શબ કચડીને જતાં ભીતિ લાગે છે; પછી કંઈ જ લાગતું નથી. અરે, બાજુમાં કોઈનો ખાલી પગ પડયો છે, હાથ ઊડી ગયો છે, રસ્તાની બંને બાજુએ હતાં તે ઘરો જમીનદોસ્ત થયાં છે, અડધાંપડધાં ઊભાં છે. તેમાંથી એકાદ પલંગ લટકે છે, બરફ પડીને કાદવ થયો છે — આવા વાતાવરણમાં પણ એક વાર એક લંડન યુનિવર્સિટીના વૃદ્ધ પ્રોફેસરની, મારી અને બૉમ્બ પડવાથી ઉદ્દ્ધ્વસ્ત થયેલા સામેના ઘરમાં રહેતી એક તરુણ છોકરીની વચ્ચે વાદવિવાદ ચાલતો હતો."

"શાનો?"

"હસતો નહિ! 'દુનિયામાં પ્રેમ જેવું કંઈ છે કે પછી ખાલી આસક્તિ જ છે?' પ્રોફેસર કહેતા હતા, 'નહિ પ્રેમ છે.' તે છોકરી કહેતી હતી કે 'જગતમાં ફક્ત પ્રેમ જ છે.' એક તરુણ સૈનિક ઉપર તેને પ્રેમ હતો અને તે હિંદુસ્તાનમાં હતો એટલે તે ખુશ હતી. કારણ ત્યાં યુદ્ધ નથી તેવી તેને ખાતરી હતી. પણ તેને વાઘ ખાઈ જશે તેની બીક પણ લાગતી હતી! મને પૂછતી હતી કે, તમારા લોકો પાસે જાદુ હોય છે ને — વાઘ આવે તો તેને પાછો કાઢવા માટે? મેં તેને મંત્ર કહ્યો અને કહ્યું, આ લખીને તારા પ્રિયતમને મોકલજે!"

"શાનો મંત્ર?"

"'ઓહ્ સ્ટુપીડ! 'રઘુપતિ રાઘવ રાજારામ!' તેને મેં આ લખી આપ્યું અને કહ્યું કે મુંબઈમાં ક્યાંય વાઘ દેખાય તો આ અક્ષરો મોટેથી બોલવાના."

"મુંબઈમાં?"

"તે મુંબઈમાં હતો ને એટલે —"

"બિચારી!"

હવે કોઠે પડી ગઈ હતી. એકવાર મારા હાથમાં એક મરાઠી નવલ-કથા હતી.

"જોઉં! ઘણાં વર્ષોથી મેં મરાઠી પુસ્તક જોયું નથી." એણે એકડિયાનાં છોકરાં વાંચે તેમ એક એક અક્ષર છૂટો પાડીને નામ વાંચ્યું. "તી...મ...લા...ર...ણા...લી...ઓ આઈ સી. તેણે શું કહ્યું?"

"અરે બીજું શું કહેવાની હતી? 'મારો તારા ઉપર પ્રેમ છે' એમ કહ્યું."

"સારી છે આ નોવેલ?"

"સાધારણ! વાંચવા માટે કંઈ ને કંઈ જોઈએ." મેં અમસ્તા જ મારા બચાવ માટે ભાષણ કર્યું.

"પ્રેમ કર્યો છે? સિલી! કેટલી બાઈઓ આણે જોઈ છે?"

તે સાંજ હું આખો જન્મારો ભૂલીશ નહિ. નંદા બૉમ્બના ભર હુમલા વખતે લંડનમાં રહેતો હતો. તે વખતે માણસો જીવ બચાવવા માટે ભૂગર્ભ રેલવેના પ્લેટફોર્મ ઉપર કીડીમંકોડાની જેમ એકબીજાને ચોંટીને સૂઈ જતા હતા. ત્યારે પ્રત્યેક ક્ષણ એ છેલ્લી ક્ષણ હતી. તે વખતે ફક્ત ભયને વિસારે પાડવા માટે કોઈની પણ બાથમાં કોઈ પણ વિસામો લેતું, વિલીન થઈ જતું. ત્યાં વાસનાહીન ભોગ હતો. ભય સિવાય બીજી ભાવના ઊઠતી ન હતી. ધર્મ, નીતિ, સદાચાર, પાતિવ્રત્ય એ બધા શબ્દો ત્યારે રદ થયેલા ... કાગળના ટુકડાની જેમ ગટરમાં પડ્યા હતા. તે વખતે જેનું દુનિયામાં કોઈ જ નથી એવો આ નંદા તે મૃત્યુના તાંડવ સામે નાટક જોતો હોય તેમ જોતો જોતો ફરતો હતો.

"તું ગભરાતો નહોતો?"

"ગભરાવાની પેલે પાર પણ એક વિચિત્ર ભાવના હોય છે. ગભરાવા માટે પણ 'આપણે જીવીએ છીએ અને જીવવાના છીએ' એવા એક આધારની જરૂર પડે છે. લાકડાના પુલ ઉપર પગ નીચે

પાટિયું હોય છે ને? તેમ સમજ કે એ પાટિયું કાઢી નાખ્યું અને તું અધ્ધરપધ્ધર જ ચાલવા માંડ્યો, તો શું થાય? તેમ થાય છે! ખીચોખીચ શબોમાંથી પહેલું શબ કચડીને જતાં ભીતિ લાગે છે; પછી કંઈ જ લાગતું નથી. અરે, બાજુમાં કોઈનો ખાલી પગ પડ્યો છે, હાથ ઊડી ગયો છે, રસ્તાની બંને બાજુએ હતાં તે ઘરો જમીનદોસ્ત થયાં છે, અડધાંપડધાં ઊભાં છે. તેમાંથી એકાદ પલંગ લટકે છે, બરફ પડીને કાદવ થયો છે — આવા વાતાવરણમાં પણ એક વાર એક લંડન યુનિવર્સિટીના વૃદ્ધ પ્રોફેસરની, મારી અને બૉમ્બ પડવાથી ઉદ્ધ્વસ્ત થયેલા સામેના ઘરમાં રહેતી એક તરુણ છોકરીની વચ્ચે વાદવિવાદ ચાલતો હતો."

"શાનો?"

"હસતો નહિ! 'દુનિયામાં પ્રેમ જેવું કંઈ છે કે પછી ખાલી આસક્તિ જ છે?' પ્રોફેસર કહેતા હતા, 'નહિ પ્રેમ છે.' તે છોકરી કહેતી હતી કે 'જગતમાં ફક્ત પ્રેમ જ છે.' એક તરુણ સૈનિક ઉપર તેને પ્રેમ હતો અને તે હિંદુસ્તાનમાં હતો એટલે તે સુખી હતી. કારણ ત્યાં યુદ્ધ નથી તેવી તેને ખાતરી હતી. પણ તેને વાઘ ખાઈ જશે તેવી બીક પણ લાગતી હતી! મને પૂછતી હતી કે, તમારા લોકો પાસે જાદુ હોય છે ને — વાઘ આવે તો તેને પાછો કાઢવા માટે? મેં તેને મંત્ર કહ્યો અને કહ્યું, આ લખીને તારા પ્રિયતમને મોકલજે!"

"શાનો મંત્ર?"

"ઓહ સ્ટુપીડ! 'રઘુપતિ રાઘવ રાજારામ!' લખી આપ્યું અને કહ્યું કે મુંબઈમાં [illegible] ચાર અક્ષરો મોટેથી બોલવાના."

"મુંબઈમાં?"

"તે મુંબઈમાં હતો ને એટલે —"

"બિચારી!"

હવે કોઠે પડી ગઈ હતી. એકવાર મારા હાથમાં એક મરાઠી નવલ-કથા હતી.

"જોઉં! ઘણાં વર્ષોથી મેં મરાઠી પુસ્તક જોયું નથી." એણે એકડિયાનાં છોકરાં વાંચે તેમ એક એક અક્ષર છૂટો પાડીને નામ વાંચ્યું. "તી...મ...લા...સ્ફ...ણા...લી...ઓ આઈ સી. તેણે શું કહ્યું?"

"અરે બીજું શું કહેવાની હતી? 'મારો તારા ઉપર પ્રેમ છે' એમ કહ્યું."

"સારી છે આ નોવેલ?"

"સાધારણ! વાંચવા માટે કંઈ ને કંઈ જોઈએ." મેં અમસ્તા જ મારા બચાવ માટે ભાષણ કર્યું.

"પ્રેમ કર્યો છે? સિલી! કેટલી બાઈઓ આણે જોઈ છે?"

તે સાંજ હું આખો જન્મારો ભૂલીશ નહિ. નંદા બૉમ્બના ભર હુમલા વખતે લંડનમાં રહેતો હતો. તે વખતે માણસો જીવ બચાવવા માટે ભૂગર્ભ રેલવેના પ્લૅટફૉર્મ ઉપર કીડીમંકોડાની જેમ એકબીજાને ચોંટીને સૂઈ જતા હતા. ત્યારે પ્રત્યેક ક્ષણ એ છેલ્લી ક્ષણ હતી. તે વખતે ફક્ત ભયને વિસારે પાડવા માટે કોઈની પણ બાથમાં કોઈ પણ વિસામો લેતું, વિલીન થઈ જતું. ત્યાં વાસનાહીન ભોગ હતો. ભય સિવાય બીજી ભાવના ઊઠતી ન હતી. ધર્મ, નીતિ, સદાચાર, પાતિવ્રત્ય એ બધા શબ્દો ત્યારે રદ થયેલા ચલણના કાગળના ટુકડાની જેમ ગટરમાં પડ્યા હતા. તે વખતે જેનું દુનિયામાં કોઈ જ નથી એવો આ નંદા તે મૃત્યુના તાંડવ સામે નાટક જોતો હોય તેમ જોતો જોતો ફરતો હતો.

"તું ગભરાતો નહોતો?"

"ગભરાવાની પેલે પાર પણ એક વિચિત્ર ભાવના હોય છે. ગભરાવા માટે પણ 'આપણે જીવીએ છીએ અને જીવવાના છીએ' એવો એક આધારની જરૂર પડે છે. લાકડાના પુલ ઉપર પગ નીચે

આપણે બીજી કોઈ વાત કરીએ."

"અરે, ત્રાસ શાનો? હું બર્લિનમાં રહેતો હતો. એક જર્મન રંગની ફર્મમાં હતો. તે પણ ત્યાં જ હતી."

"ત્યાં તમારો પ્રેમ જામ્યો."

"તે તો કોણ જાણે! પણ અમે લગ્ન કર્યું. તે જ્યૂ હતી. પછી યુદ્ધ શરૂ થયું. આગળની વાત સાંભળવી છે?"

"ના! ના!"

યક્ષોને માથે શાપ હોય છે તેવું મેં વાંચ્યું છે. પણ આ યક્ષને માથે કેટકેટલા શાપ હતા!

"તો તે પછી તેં લગ્ન કર્યું નથી?"

"અરે! લગ્ન કરાવવા માટે પણ ભટજી, પાદરી, કાજી...કોઈ તો હાજર જોઈએ ને? કોઈ જ નહોતું. બાકી ઘણાં લગ્ન કર્યાં મેં, ખૂબ પ્રેમ કર્યો. તેમાં શું? એનાં એ જ વાક્યો — ઇંગ્લિશ, ફ્રેંચ, જર્મન ગમે તે ભાષામાં બોલવાનાં અને સાંભળવાનાં... તારી આ નોવેલમાં નથી એવું?"

મને એ મરાઠી નવલકથાકારની દયા આવી. પોતાની ધર્મપત્ની સાથે 'એક એકું એક' અને 'બે એકું બેય' કરતાં કરતાં હિંદુ કૉલોનીની એક ગલીમાં રહીને પોતાની બારીમાંથી બહાર જોઈને જીવનારો તે પાપભીરુ નવલકથાકાર સ્ત્રીજાતિ માટે લખતો હતો. અને અહીં બૉમ્બના હુમલા વખતે વંટોળિયામાં પાંદડાંની જેમ ઊડીને આવેલી અસંખ્ય સ્ત્રીઓને કલ્પનાતીત અવસ્થામાં જેણે જોઈ હતી એવો એક મહાભાગ મારી સામે બેઠો હતો!

તેને પાંચ વર્ષનો મૂકીને તેની બાએ વચમાં બે ઘર છોડીને ત્રીજા ઘેર સંસાર માંડ્યો હતો. તેનો બૅરિસ્ટર બાપ કબરમાં દારૂ અને બાઈઓ મળવાની સગવડ કેમ નથી એ માટે મુક્તિદિને દેવોના ઊલટ તપાસમાં કયા પ્રશ્નથી શરૂઆત કરવી એની ચિંતા કરતો પડ્યો હતો. નંદાએ હલાહલની ઝળથૂથીથી જ જીવનનું પહેલું

"તે છોકરીએ તેની પાસેની છેલ્લી બે ચોકલેટ મને આપવા માંડી."

"તેં લીધી?"

"ના. મેં તેને કહ્યું કે હિંદુ ધર્મમાં જાદુ કહેનારાથી આવી પ્રેઝન્ટો ન લેવાય."

"અને તારી આવી મજાક બૉમ્બ હુમલા વચ્ચે ચાલુ હતી?"

"તો શું કરવાનું? શરૂઆતમાં માણસો રડયા, બરાડયા, પણ પછી પંદર જ દિવસમાં કંટાળ્યા."

"નંદા, એક વાત પૂછું?"

"લગ્ન કેમ કર્યું નથી? રાઈટ?"

"હા!"

"લગ્ન કર્યું હતું મેં."

"કોની સાથે?"

"અત્યારે હવે તને શું કહું? — એક છોકરી સાથે."

"એમ કે? મને એમ હતું કે ઈંગ્લેન્ડમાં ફક્ત છોકરાઓનાં જ લગ્ન થાય છે!"

"તો છોકરીઓ સાથે લગ્ન થતાં નથી તો કોની સાથે?"

"અરે, પણ તેનું કંઈ નામ, ગામ?"

"તેનું નામ હતું — વિલ્મા. તેને ગામ નહોતું — હતો ફક્ત દેશ, જર્મની."

"જર્મન છોકરી? પણ તને જર્મન ભાષા આવડે છે?"

"એમાં શું અઘરું છે? પણ તેને ઇંગ્લિશ આવડતું હતું ને!"

"તો તો ઠીક."

"હં, ઠીક છે — બીજો કોઈ પ્રશ્ન?"

"ચિડાયો કે શું બાબા?"

"નહિ રે! તારો પછીનો પ્રશ્ન કહું? — અત્યારે તે કયાં છે?"

"ખરેખર, તને ત્રાસ થતો હોય તો ન કહેતો. જવા દે.

આપણે બીજી કોઈ વાત કરીએ."

"અરે, ત્રાસ શાનો? હું બર્લિનમાં રહેતો હતો. એક જર્મન રંગની ફર્મમાં હતો. તે પણ ત્યાં જ હતી."

"ત્યાં તમારો પ્રેમ જામ્યો."

"તે તો કોણ જાણે! પણ અમે લગ્ન કર્યું. તે જ્યૂ હતી. પછી યુદ્ધ શરૂ થયું. આગળની વાત સાંભળવી છે?"

"ના! ના!"

યક્ષોને માથે શાપ હોય છે તેવું મેં વાંચ્યું છે. પણ આ યક્ષને માથે કેટકેટલા શાપ હતા!

"તો તે પછી તેં લગ્ન કર્યું નથી?"

"અરે! લગ્ન કરાવવા માટે પણ ભટજી, પાદરી, કાજી...કોઈ તો હાજર જોઈએ ને? કોઈ જ નહોતું. બાકી ઘણાં લગ્ન કર્યાં મેં, ખૂબ પ્રેમ કર્યો. તેમાં શું! એનાં એ જ વાક્યો — ઈંગ્લિશ, ફ્રેંચ, જર્મન ગમે તે ભાષામાં બોલવાનાં અને સાંભળવાનાં... તારી આ નોવેલમાં નથી એવું?"

મને એ મરાઠી નવલકથાકારની દયા આવી. પોતાની ધર્મ-પત્ની સાથે 'એક એકું એક' અને 'બે એકું બેય' કરતાં કરતાં હિંદુ કોલોનીની એક ગલીમાં રહીને પોતાની બારીમાંથી બહાર જોઈને જીવનારો તે પાપભીરુ નવલકથાકાર સ્ત્રીજાતિ માટે લખતો હતો. અને અહીં બૉમ્બના હુમલા વખતે વંટોળિયામાં પાંદડાંની જેમ ઊડીને આવેલી અસંખ્ય સ્ત્રીઓને કલ્પનાતીત અવસ્થામાં જેણે જોઈ હતી એવો એક મહાભાગ મારી સામે બેઠો હતો!

તેને પાંચ વર્ષનો મૂકીને તેની બાએ વચમાં બે ઘર છોડીને ત્રીજા ઘેર સંસાર માંડ્યો હતો. તેનો બૅરિસ્ટર બાપ કબરમાં દારૂ અને બાઈઓ મળવાની સગવડ કેમ નથી એ માટે મુક્તિદિને દેવોના ઊલટ તપાસમાં કયા પ્રશ્નથી શરૂઆત કરવી એની ચિંતા કરતો પડ્યો હતો. નંદાએ હલાહલની ગળથૂથીથી જ જીવનનું પહેલું

આચમન કર્યું હતું. ગમે તેને પણ સદૈવ સંભાળવાનું એટલા જ હેતુ સાથે જીવનારો હું અને "સંભાળવા જેવું જગતમાં કંઈ છે ખરું ?" એવો પ્રશ્ન પૂછનારો નંદા ! ઈશ્વરની દુનિયામાં એક અજબ જોડી જામી હતી. નિયતિ પણ કેવાં લાકડાં જમાવે છે ! વાહ !

જીવવા માટે નંદા કયો ઉદ્યોગ કરતો હતો તેની મને કલ્પના પણ ન હતી. ખાસ્સી મોટી મોટરગાડી હતી. તાજમાં રહેતો હતો. કદાચ તેના બાપની વિશાળ એસ્ટેટ સાબૂત રહી હશે.

હવે અમે ખૂબ છૂટથી બોલતા હતા. પણ મારી સાથે નંદા કેમ આટલો બધો સમય ગાળે છે એ મારે મન એક કોયડો જ હતો. એક વાર તે મને તાજમહાલ હોટેલની પોતાની રૂમ ઉપર લઈ ગયો. તે વાતાવરણ જોઈને હું તો લગભગ બેબાકળો જ થઈ ગયો હતો. નંદા માત્ર તે વૈભવમાં અત્યંત અલિપ્તપણે સંચાર કરતો હતો.

"આજે આપણે સાથે જમવાનું છે."

"પણ, તમારી આ હોટેલમાં જમવા માટેનો પોશાક પહેરવો પડે છે ને ?"

"ડોન્ટ વરી ! ભારત સ્વતંત્ર થયું છે એમ તેં જ કહ્યું હતું ને ? તારો આ વેશ ચાલશે. અરે, ધોતિયું તો બધે ચાલે છે !"

અને તે દિવસે પહેલી જ વાર ઇન્દુ વેલણકરની વાત નીકળી. વીસ વર્ષ પહેલાં આ જ તારીખે અમે મોરેટોરમાં જમવા ગયા હતા. મને તારીખ યાદ ન હતી, પણ નંદાને હતી. આ યોગી પુરુષે ભૂતકાળ સાથે આવો કોઈ તાંતણો બાંધી રાખ્યો હશે તેની મને કલ્પના પણ ન હતી !

તેમને કેમ્પમાં હું મૂકીને ગયો પછીનો બધો ઇતિહાસ એણે મને કહ્યો. યુદ્ધની તે સળગતી ખાઈમાં તેનું સર્વસ્વ અસંખ્ય વાર નાશ પામ્યું હતું; ફક્ત એક વસ્તુ ટકી રહી હતી. તે એણે એક પાકીટમાંથી કાઢીને મારી સામે મૂકી ! એક ખૂબ ખૂબ જૂનો પત્ર હતો.

ઇન્દુનો તેના ઉપર આવેલો પત્ર! ઇન્દુએ તેમાં પોતાનું અંતઃકરણ ખુલ્લું કર્યું હતું. મેં જે કોઈ પ્રેમપત્રો વાંચ્યા હતા, તે તો પુસ્તકોમાંના જ હતા. આ ખરેખરો પ્રેમપત્ર હતો! વીસ વર્ષ પહેલાંની તારીખ હતી તેની ઉપર. તે પત્ર વાંચતાં વાંચતાં મારી આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં.

"એ ગાંડા, રડે છે શું?" નંદા મારું સાંત્વન કરતો હતો.

એકાએક મને નંદા વાંદ્રાના સમુદ્રમાં પથ્થર ફેંકતા છોકરા જેવડો નાનો દેખાવા લાગ્યો! મારાં નાનાં છોકરાંને હું પંપાળું છું, તેમની પીઠ થાબડું છું, તેમને બચી કરું છું, તેમ તેને પણ કરવાની ઇચ્છા થઈ આવી. પણ ગમે તે કરીને મન સ્વચ્છ કરવા માટે હું કંઈ નંદા ન હતો. કઈ કઈ સભ્યતાનાં, કયા કયા શિષ્ટાચારનાં અનેક બંધનો સાથે લઈને ફરનારો હું એક દુર્બળ કારકુન હતો. મારી આંખોએ ફક્ત આ બંધનો પાળ્યાં નહિ. છેવટે તે પત્ર તેના હાથમાં મૂકીને મેં કહ્યું, "નંદા, જગતમાં દેવ નથી રે!"

"અરે, જગતમાં કંઈ જ નથી! જે ક્ષણે આપણે શ્વાસ લઈએ છીએ ફક્ત તેટલી જ ક્ષણ હોય છે. પણ જો—" બારી બહારનો સમુદ્ર બતાવતાં તેણે મને કહ્યું, "પેલો સમુદ્ર છે ને? તેમાં આપણને શું દેખાય છે? મોજાં દેખાય છે. પેલી હોડીઓ દેખાય છે. પેલા કોળી, જો નાની નાની હોડીઓ લઈને નીકળ્યા છે. તેમને શું દેખાય છે? ફક્ત માછલીઓ દેખાય છે. તે અને માછલીઓ — બંને વચ્ચે આવતો અંતરાય તે સમુદ્ર! જીવન જીવન જેને કહે છે ને તે આપણા જન્મથી માંડીને મૃત્યુ સુધી બાલી આમ વચ્ચે આવે છે તે. બાકી કંઈ નથી હોતું! કદીક પ્રચંડ મોજાં થઈને આવે છે, કદીક વાદળ થઈને. કદીક અમસ્તું જ એદીની માફક આડું પડી રહે છે. પછી કંટાળો ન આવે એટલે આપણે તેને લેબલો લગાડીએ છીએ — પ્રેમ કહીએ, પત્ની કહીએ, બા કહીએ, ધર્મ કહીએ, દેવ કહીએ — જે ફાવે તે કહીએ છીએ. બાકી જીવન એટલે એક નિરર્થક

ફસાવનારી એવી વસ્તુ છે — આ સમુદ્રની જેમ !"

"આમ કેમ હસે છે? ઇન્દુ તને સાંભરે છે કે નહિ?"

"અરે કોળીઓ તેમની મોટી જાળ જ્યારે સમુદ્રમાંથી બહાર કાઢે છે ત્યારે તેં જોઈ છે? તે જાળમાં ફસાયેલી માછલીઓ પણ તેટલામાં નાની માછલીને મદદ કરીને ગળી જાય છે. પુઅર સોલ્સ !"

"ઇન્દુએ તને ના કેમ પાડી?"

"વિલ્માને હિટલરના સિપાઈ મારી નજર સામે જ ખેંચીને કેમ લઈ ગયા? ઉંદરથી પણ બીનારી વિલ્મા શું હિટલરને ખાઈ જવાની હતી? તેં એને જોઈ હોત તો—"

"ફોટો છે તેનો?"

"અરે, કોના કોના ફોટા સાચવી રાખું? અને શા માટે?"

"તો પછી ઇન્દુનો પત્ર કેમ સાચવી રાખ્યો છે?"

"તને ખરું કહું છું... ઊભો રહે..."

એક ક્ષણભર નંદા સ્વસ્થ બેઠો. ગાયન શરૂ કરતા પહેલાં ગવૈયો ફક્ત તંબૂરાના સૂર સાથે ગણગણતો બેસે છે તેમ તે બેઠો હતો. "તને સાંભરે છે? આપણા ઇંગ્લિશ ઓનર્સના કલાસના કોર્સની શરૂઆતમાં કાર્લા કેવ્ઝ ટ્રિપ ગઈ હતી તે?"

"બરાબર સાંભરે છે! તેં મધપૂડાને પથરો માર્યો હતો અને ભમરા ઊડચા હતા. બધાને કરડચા—મોઢાં સૂજીને આ...વાં થયાં હતાં! હું ફક્ત બચી ગયો હતો. કારણ હું હજી રસ્તામાં જ બેઠો હતો.

"એક ભૂલ! ઇન્દુને કરડચા નહોતા — મને તો ભમરાઓએ ચાલી નાખ્યો હતો. પૂના પાછો આવ્યો ત્યારે તો ફ્રેન્કન્સ્ટાઇન જેવું મારું મોં થયું હતું. સ્ટેશને ઇન્દુએ મને કહ્યું, 'અત્યારે તમે ક્યાં જશો?' મેં કહ્યું, 'મારી રૂમ ઉપર.' 'પણ તમારી સંભાળ રાખનાર કોણ?' મેં મજાકમાં કહ્યું, 'તમે જ.' અને તને ખબર છે? તે ગાંડી છોકરી — ઘેર ગઈ અને રાતે મારી રૂમ ઉપર

આવી. આખી રાત મારું માથું તેના ખોળામાં લઈને બેઠી હતી: અને ગાંડાની માફક રડતી હતી. કારણ તેને કોઈએ મારી બા મને મૂકીને ભાગી ગઈ વગેરે કંઈ કહ્યું હતું. જિંદગીમાં મને ફક્ત એક દિવસ મારે બાલપણ મળ્યું. આયા અને નેનીની દમદાટીમાં બાળપણ ગયું હતું. કોઈ વાર ડેડી ભાનમાં આવે તો સમુદ્રકિનારે લઈ જતા. બસ!"

"પણ કોલેજમાં આની કોઈને ખબર પડી નહોતી?"

"પરોઢિયે હું તેને તેના ઘેર મૂકી આવ્યો હતો."

"અને તેનો ડોસો?"

"તેણે એને શું કહ્યું હશે તે તો તે જ જાણે! આખી રાત આંખોનું મટકું પણ માર્યા વિના તે બેઠી હતી. ગાંડી! મારા મોઢા ઉપર સ્નો ચોપડયો. પલ્લવથી મને પંખો નાખતી હતી. તને શું શું કહું? ચમચે ચમચે મને ચા પાયો એણે. કેટલાંય વર્ષો પછી હું પહેલી વાર રડયો તે રાતે. અને તે રડતાં રડતાં કોઈને કદી ન કહેલો મારો ઇતિહાસ મેં તેને કહ્યો. નવેમ્બર મહિનો હતો. પરોઢિયે ઠંડીમાં થરથરતી તે મારી સાથે ચાલતી હતી. મેં મારો કોટ તેને પહેરવા આપવા માંડયો. તે માનતી નહોતી. પછી, ઓ માય ગોડ – ચાઇલ્ડિશ!"

"શું રે?"

"મેં તેને સોગંદ ઘાલ્યા!"

"કોના?"

"મારા જ વળી! અને તે ગાંડી બોલી, 'છૂટયા કહે', 'છૂટયા કહે.' આવું કંઈ કહે છે એવી તો મને કંઈ ખબર જ નહોતી. મેં કહ્યું, 'પહેલાં કોટ પહેર.' તેણે કહ્યું, 'પહેલાં છૂટયા કહે.'... પછી મેં 'છૂટયા' કહ્યું. મેં તેને પૂછ્યું કે 'છૂટયા ન બોલીએ તો શું થાય – માણસ મરી જાય?' તેણે તરત જ મારા મોઢા ઉપર હાથ મૂકયો અને કહ્યું, 'મારા પહેલાં હું તને મરવા નહિ દઉં.'

મેં કહ્યું, 'કેમ?' ત્યારે તે ગાંડીએ કહ્યું, 'માતાનું દુઃખ કેવું ભયંકર હોય છે તેની કલ્પના મને આવી કાલે રાતે!' આવી વિલક્ષણ કલ્પનાઓ હતી તેની..."

"પછી?",

"પછી તો અમારો પરિચય વધતો જ ગયો. સાથે હરતાં-ફરતાં. મોરેટોરમાં જમતાં. સ્વપ્નો સેવતાં. અમે લગ્ન કરવાનાં હતાં, રજિસ્ટર્ડ! તું અમારો એક સાક્ષી થવાનો હતો અને તેની એક બહેનપણી બીજી સાક્ષી થવાની હતી. અને લગ્ન કર્યા પછી પહેલાં તો તે મને...તને હસવું આવશે. મને પણ હસવું આવે છે. આપણે કેવાં ગાંડાં છોકરાં હતાં. તે મને તેલ ચોળીને નવડાવવાની હતી. ટપકી કરવાની હતી અને ઝારીથી દૂધ પાવાની હતી. આ ગાંડી..." તે પત્ર હાથમાં પકડીને નંદાએ કહ્યું, "પણ અહીંયે એક હિટલર આડો આવ્યો. કંઈ જ કારણ નહોતું."

"એટલે શું થયું?"

"તે દિવસે આપણે એને ઘેર ગયા. ઇન્દુએ જ કહ્યું હતું. મોરેગોરમાં જમ્યા પછી તું છૂટો પડચો. આખી રાત હું અને ઇન્દુ સાથે જ હતાં. સવારે ઘેર જઈને ઇન્દુ તેના ડોસાને બધું કહેવાની જ હતી. પણ તે બૂઢિયો આખી રાત લાકડી લઈને જાગતો બેઠો હતો.

હું તેને તેના બારણે મૂકીને પાછો ફરતો હતો એટલામાં તેની ચીસ સંભળાઈ. હું તરત જ તેના ઘરમાં ગયો. રિટાયર્ડ એજ્યુકેશનલ ઇન્સ્પેકટરનું બહાર બોર્ડ લટકાવનારા તે ડોસાએ તેને લાકડીએ લાકડીએ ફટકારવાની શરૂઆત કરી હતી. મેં તેના હાથમાંથી લાકડી ખેંચી લીધી અને તેના જ મોં પર ફટકારી! કળ ખાઈને ડોસો નીચે પડચો. અંદરથી એક બાઈ દોડતી આવી. ઇન્દુથી થોડી મોટી હશે. તે ડોસાની એ ત્રીજી બૈરી! આસપાસના બધા માણસો એકઠા થયા. અને મેં ઇન્દુને કહ્યું, 'ચાલ, આમ ને આમ જ મારી સાથે.'

ડોસો ફાળ ભરતો અંદર ગયો. બે ઊંઘતાં છોકરાંને ઢસડી લાવ્યો અને બારણાં આગળ પછાડયાં. ઘોડિયામાંથી એક છોકરું એંચી લાવીને તેના પગ આગળ ફેંકયું. અને ચીસ પાડીને બોલ્યો, 'જા, તારા શિક્ષણ માટે આ ઘડપણમાં આટલો ખર્ચ કર્યો. એમ હતું કે આ તારાં ભાંડુઓના પેટમાં બે કોળિયા નાખીશ. તેમના પર પગ મૂકીને જા બારણા બહાર!' એમ કહીને તે ડોસો ધ્રુસકે ધ્રુસકે રડવા માંડ્યો. ઇન્દુએ 'નંદાઽઽ' એમ બૂમ પાડી અને દાદર ચઢીને ઉપર દોડી ગઈ. ગઈ તે ગઈ. પછી તેનો આ પત્ર મળ્યો. મારા માટે મારી ઇન્દુ ભૂતકાળ બની ગઈ હતી."

"તેં જવાબ નહોતો આપ્યો?"

"ના. પછી પણ ઇન્દુ વેલણકરનો એક પત્ર આવ્યો હતો... ક્યાં ગયો હશે કોણ જાણે!"

"પણ અહીં આવ્યા પછી તું એને મળ્યો નથી?"

"હું? ના."

"મળવાનું મન થતું નથી?"

"મોટા ભાગે તો નથી થતું."

"મોટા ભાગે તો નથી થતું એટલે?"

"એટલે — તને ખરું કહું તો, મને કશાનું જ મન નથી થતું."

"તો પછી તું મને કેમ મળે છે?"

"મને કંઈ સમજાતું નથી; કદાચ હવે ન પણ મળું."

"ના રે બાબા! એવું ન કરતો. તું મળવા નહિ આવે તો હું આવીને ઊભો રહીશ તારે બારણે!"

પછી અમે નીચે તાજના મોટા હૉલમાં જમવા ગયા. એક ટેબલ ઉપર ત્રણ જણ માટે જમવાના છરીકાંટા ગોઠવ્યા હતા. હું એકદમ ચમક્યો. એટલામાં કોઈ રજવાડાની રાણી જેવી દેખાતી બાઈ શુભ્ર પોશાકમાં આવી. પચાસથી વધારે ઉંમર હતી. તેણે

નંદાના કપાળે ચુંબન કર્યું. મેં આડું જોયું. પણ તેટલામાં તે બાઈનો ચહેરો જોતાં તેની આંખો તરફ નજર ગઈ અને મારા ધ્યાનમાં કંઈક આવવા માંડયું. અને નંદાના શબ્દો મારા કાને પડયા.

"મારી બા."

ત્રીજી ખાલી ખુરશી ઉપર તે બેઠી.

*

હજી પણ શનિવારે બપોરે ટેલિફોનની ઘંટડી વાગે છે અને નંદા તેના તે જ અવાજમાં કહે છે: "દરવાજા આગળ ઊભો રહેજે."

હું તેની વાટ જોતો દરવાજા આગળ ઊભો રહું છું.

[આ કૃતિ જેમાં સમાવિષ્ટ છે તે શ્રી પુ. લ. દેશપાંડેના પુસ્તક 'વ્યક્તિ આણિ વલ્લી'ના પ્રકાશક શ્રી શ્રી. પુ. ભાગવતના સૌજન્યથી] □

---



---

# 'મુકુંદરાય' : દ્વિરેફનું ઝીણું નકશીકામ

/ભરત મહેતા

નવી વિવેચનાએ સાહિત્યના શબ્દમાત્રને અનેકસ્તરીય સંકેત આપ્યો છે. અનેકસ્તરીય સંકેતો ખોલવાનું કામ કેટલાક આધુનિક કૃતિઓ પૂરતું સીમિત રાખે છે. જે કાળમાં સાહિત્યિક સભાનતા નહોતી તે કાળની રચનાઓમાં પણ કલાત્મક સંકેતો પડેલા હોય છે. કદાચ એ ખોલવાનું કામ આજની વિવેચનાએ કરવાનું છે.

દ્વિરેફ આપણા ખૂબ મોટા વાર્તાકાર એમની સ્વરૂપવિષયક મથામણે કરીને છે. માત્ર 'દ્વિરેફની વાતો–૧' ને જ ધ્યાનમાં લઈએ તો કેટકેટલા પ્રકારની વાર્તાકૃતિઓ અહીં હાજર છે. 'એક પ્રશ્ન', 'પહેલું ઇનામ' કે 'સાચી વારતા' જેવી રહસ્યવાર્તાઓ, 'સાચો સંવાદ', 'જક્ષણી' કે 'સરકારી નોકરીની સફળતાનો ભેદ' જેવી ગુજરાતી સાહિત્યની સીમાચિહ્નરૂપ હાસ્યવાર્તાઓ, 'જમનાનું પૂર' જેવી ઘટનાલોપવાળી વાર્તા કે 'મુકુન્દરાય' જેવો ઝીણું નકશીકામ ધરાવતી સઘન કરુણ સામાજિક વાર્તા! શૈલી, પ્રયોગશીલતા વગેરે સંદર્ભે પણ આ સંગ્રહ ઘણું નાવીન્ય ધરાવે છે. અહીં માત્ર 'મુકુન્દરાય'ના કેટલાંક ઝીણા નકશીકામ વિશે વાત કરવી છે.

વાર્તાનું કથાવસ્તુ ખૂબ જ જાણીતું છે. જૂની-નવી પેઢીના સાંસ્કૃતિક મૂલ્યભેદને ઘણી રચનાઓએ આકાર્યું છે. અહીં લેખકનું પલ્લું જૂની પેઢી પરત્વે નમેલું છે તેટલા માત્રથી એને નબળી ન

ઠેરવી શકાય, લા. ઠા.? પક્ષિલ વાર્તાવસ્તુ કળાત્મક બનતું હોય તો તેને સ્વીકારવું જ રહ્યું.

વાર્તારંભે સવારના દસેક વાગ્યા છે. તારવાળો તાર લઈને આવે છે અને સંકેતોની સંતાકૂકડી શરૂ થઈ જાય છે. સર્વજ્ઞના કથનકેન્દ્રમાં વાર્તારંભનાં વિધાનો આ છે.

"...વડલા હેઠળ ગામનાં ઢોર ભેગાં થયેલાં છે. વડનો છાંયો ફરે અને તડકો પડે તેથી તપીને કોઈ ઢોર માંડ માંડ ઊઠી પાછું છાંયે જાય તે સિવાય ઢોર પણ નિસ્તબ્ધ થઈ ગોવાળની પ્રતીક્ષામાં બેઠાં છે. નજીક તળાવની પાળ ઉપર એક નાની પણ સુંદર પુરાતન દેરી છે... તે દેરી પાસે ધર્માદાની જાર વેરેલી પડી હતી. એ જાર ચણીને ધરાઈને કેટલાક પોપટ દેરી ઉપર અત્યારે મોટાં માથાં હલાવતા જાણે કોઈ કારભારાં ડહોળતા હોય એમ વાતો કરતા હતા."

વાર્તામાં જાણે કે ઝીણું નકશીકામ કરવાનું જ છે એની પ્રતીતિ આપવા જ આ વિગતપ્રચુર વર્ણન આવ્યું છે. 'તારવાળો રઘનાથના ઘેર પહોંચ્યો' એમ કહીને સર્વજ્ઞના કથનકેન્દ્રમાં પતવી/ખતવી શકાય પરંતુ તેમ નથી થયું તે સમુચિત છે. ઝીણી ઝીણી વિગતો રૂપકાશ્રિત જ જણાય છે.

અહીં વડની સાથે જ પ્રાચીન સંસ્કારોને લઈ શકાય. એનો આશરો ગમે તેટલો હોય તોય સમયનો તાપ કોઈનેય છોડવાનો નથી. છાંયા શોધતા જ રહેવાનું છે. ઢોરને ગોવાળની પ્રતીક્ષા છે તેમ ગંગા-રઘનાથને, બાપ-બેટીને મુકુન્દરાયની છે. પુરાતન દેરી વડના સંદર્ભને વળ આપે છે. એ જ ધર્માદા પર ચણીને, ભણીભણીને 'પોપટ' થતો મુકુન્દ પણ ભાળી શકાય! પશ્ચાત્ મુકુન્દનું પૂર્વદર્શન અહીં મને તો અભિપ્રેત લાગ્યું છે.

આવા રૂપકાશ્રિત સંકેતો સિવાય પણ વાસ્તવધર્મી સંકેતો

પણ પ્રારંભે જ પ્રચુર માત્રામાં છે. તારવાળાની ક્રિયાઓ કે 'રઘનાથ' એમ પૂછતાં જ રચાતું કુતૂહલનું વાતાવરણ, નાટ્યાત્મકતા ચપટીમાં ગામડું રચી આપે છે.

પિતાનું નામ સાંભળતાં ગંગા ખડકી ખોલે કે એનું ભાવકને થતું પ્રથમ દર્શન એનાં પાત્રોની આગામી રેખાઓ રચી દે છે. રઘનાથ તાર લેવા ઉદ્વેગથી બહાર આવે. ગામડાગામમાં તાર મોટે ભાગે શોકના સંદેશા જ લાવે. અહીં વક્રોક્તિથી એ જ સિદ્ધ થયું! તાર વંચાવવા બજારમાં જતા રઘનાથના 'અસ્થિર પગ' અને 'ધ્રૂજતા હાથ' સમાચાર કુશળ છે જાણી બદલાઈ જાય. 'ઉતાવળે પગે' પાછા વળે. કસળચંદના દીકરાએ '**તાર બેસાર્યો.**' 'તાર બેસાર્યો' એટલા પાંચ જ શબ્દોમાં વાર્તાકારે ભારતીય ગ્રામજીવન વિશે કંઈ કેટલુંય કહી દીધું ગણાય.

ભાઈ ભાઈબંધો સાથે આવે છે એટલું જાણતાં જ બાપબેટીના સ્વસ્થ જીવનમાં ગતિ જ ગતિ. 'ઘીનું વાસણ' લઈને ઘી લેવા ગયા. એ બંને ઘી નહિ ખાતાં હોયને? ભાઈના માટે જ શીરો. મગની દાળ દળતી ગંગા કે ભજિયાં માટે '**અતિ ચીવટથી**' '**પાતળાં પતીકાં**' કરતાં રઘનાથ રસપ્રદ છે. ક્રિયાવિશેષણ અને વિશેષણ સંવેદનાને તીવ્ર ધાર કાઢી આપે છે. બાપ-બેટીના હર્ષજન્ય વ્યવસાય પાસે વર્તમાન ક્ષણને થંભાવી વાર્તાકાર/સર્વજ્ઞ ફ્લૅશબૅકમાં રઘનાથના ભૂતકાળમાં સરે છે. વાર્તાનો બીજો ખંડ અહીંથી આરંભાય છે. અહીં પણ બે-ચાર સારા સંકેતો સર્જક અંકે કરી શક્યા છે. જામનગર/કાશી જાતબળે ભણેલા રઘનાથની પડછે મુકુન્દનું સન્નિધીકરણ રસપ્રદ હોવા છતાંય મારે એનાથી સૂક્ષ્મ સંકેતની વાત કરવી છે. રઘનાથ કથાવાર્તાકાર હતા. (દ્વિરેફના ઘણા નાયકો વાર્તાકાર છે.) સર્વજ્ઞે સૂચવેલી આ નાની સરખી વિગત વાર્તાન્તે કેટલી સ્ફોટક બને છે! કૃષ્ણ યમુનામાં પડતાં

યશોદાએ કરેલા વિલાપનું વર્ણન કરતા કે ગોપિકા ગીત રઘનાથ ગાતા ત્યારે અભણ માણસ પણ આંસુ પાડતા. એ જ રઘનાથે પૂર્વજીવનમાં ગોપિકા (હરકોર) ગુમાવવી પડી અને જીવનના ઉત્તરે કૃષ્ણ (મૂકમ્ કરોતિવાળો...મુકુન્દ) ગુમાવવો પડ્યો ! પાત્રના કાલ્પનિક દુઃખે દુઃખી રઘનાથના વાસ્તવિક જીવનમાં પોતાનાં પ્રિય પાત્રોથી અદકો વિરહ આવ્યો ! તેથી સંસ્કૃત પરંપરાના આ કથાવાર્તાકારે વક્રોક્તિશી વ્યથા કથાન્તે ઠાલવી.

હરકોર-રઘનાથનું દામ્પત્યજીવન એકમેકનું પૂરક હતું તે બાહ્ય વિગતોથી નિરૂપાયું જ છે પણ નીચેની એક જ વિગત કેટલો ધારદાર સંકેત બને છે.

"(હરકોર) તેના જેવી ઝીણી વાટ કોઇ ન કરી શકતું. અને એક જાડી વાટ કરતાં બે પાતળી વાટનો પ્રકાશ વધારે પડે છે એ તેની પોતાની શોધ હતી."

હરકોરનું અવસાન થતાં એક વાટ બુઝાઈ ગઈ ! અડધું અંધારું છવાયું રઘનાથના જીવનમાં. ગંગા/મુકુન્દની જિંદગી એનું અડધું અજવાળું. ગંગા વિધવા થતાં કારમો અંધકાર થવામાં કંઈક જ બાકી હતું તે મુકુન્દે પૂરું કર્યું !

વર્તમાન ક્ષણ થંભેલી જ છે. વાર્તાના ત્રીજા ખંડકમાં મુકુન્દનું વિદ્યાર્થીજીવન નિરૂપાવ છે. આ ખંડમાં સાંકેતિકતા નહિવત્ છે. ગંગાની સામે મુકુન્દને મળેલા પરિવેશપરક સંસ્કારો મુકુન્દના ભવિષ્યના વર્તનને તોલી આપવા પ્રતીતિ પૂરી પાડે છે. પિતાની હૂંફે સ્વતંત્રતાની હવા માણતો મુકુન્દ સ્વચ્છંદતાની સરહદમાં હળવેકથી સરી પડ્યો. મિસ ગુપ્તા સાથે 'રંગ' જામતાં જ એ કામ વેગીલું થયું.

રઘનાથ-મુકુન્દરાયના ભૂતકાળને જોયા બાદ ભાવક વાર્તાના ચોથા ખંડમાં પેલી થિજાવેલી ક્ષણ પાસે આવીને ઊભો રહે છે.

ભાઈને ભાવતાં ભોજન બનાવવામાં બાપ-બેટી રત છે ત્યાં જ 'કમ-ઑન, કમ ઑન'નો અમલદારી tone ગૃહપ્રવેશ કરે છે. વાર્તાનો આ ચોથો ખંડક અત્યંત ગતિશીલ છે. અપમાન સહેવા અને અપમાન કરવાની ક્ષમતાની હોડ રચાય છે. પોતે સાવ સામાન્ય ઘરનો છે એ છુપાવવાના મુકુન્દના એકાધિક પ્રયાસો ઠરતા નથી એથી એ અકળાતો જાય છે. અકળામણને અપમાન કરી રોફ જમાવી દૂર કરવા મથે છે. આ ખંડકમાં અપમાનોની રમઝટ કેવી ચાલે છે તે જુઓ.

[મુકુન્દરાય : અપમાનો કરવાં]

૧. પિતાની હાજરીની લેશમાત્ર નોંધ નહિ.
૨. 'ભાઈ આવ્યો'ના મીઠા આવકારને કાન ધરવો જ નહિ.
૩. ઘંટીના અવાજ પર ચિડાવું.
૪. બહેને પૂછેલા ખબરઅંતરનેય ટાળવું. લાગણીને હડસેલો.
૫. રસોઈની તૈયારી અંગે બાપ-બહેનને ધમકાવવાં.
૬. મેડીની સફાઈ અંગે દમામથી પૂછવું.
૭. તારની પૂછપરછથી તતડાવવા.
૮. તાર બાબતે પિતાને જૂઠા પાડવા.
૯. એકાવાળાને બિનજરૂરી વધારાના પૈસા આપવા.
૧૦. જમતી વખતે વારે વારે વાનગીનું અને ગંગાનું અપમાન.
૧૧. શિલાલેખમાં 'શું જોવું છે?' કહીને તોછડાઈ કરવી.
૧૨. ટપાલની અરજી માટે વૅકેશન નથી એમ જણાવવું.
(પિતાથી નહિ સામાજિક જવાબદારીથાય છેડો ફાડયો)

[ગંગા/રઘનાથ : અપમાનો સહેવાં]

૧. એકાનો અવાજ સાંભળતાં જ દોડી આવવું.
૨. 'ભાઈ આવ્યો' બોલતાં જ મોં ભરાઈ જવું. મીઠો, હૂંફાળો આવકાર.

૩. હસતા મોંએ જવાબ.
૪. 'મોઢું, કેમ સુકાઈ ગયું છે?' જેવી લાગણી.
૫. રસોઈની ધામધૂમ તૈયારી.
૬. રજાઓમાં રોજ રાહ જોવાતી હોવાથી હંમેશ મેડી પર થતી સફાઈનો ખુલાસો.
૭. તાર મોડો કેમ આવે તેના શકયતમ ખુલાસા આપવા.
૮. પિતા મૂંગે મોઢે સાંભળી લે. ગંગા વાત વાળી દે.
૯. ભાડાની સાચી વિગત જણાવવાનો પણ માર!
૧૦. અપમાન ગળી જવું.
૧૧. શિખાલેખ જેવી પ્રાચીન સામગ્રી મિત્રોને બતાવવા પુત્રને સૂચન.
૧૨. ટપાલની અરજી માટે અરજ કરે!

મુકુન્દરાયના આ ઉદ્ધતાઈસભર વર્તનને પૂરેપૂરી માંસલતા અર્પવા પાત્રના અનુભાવો પણ ઝીણવટથી નિરૂપ્યા છે. પિતાની સાગે વાત કરતાં માથાના બાબરી આંખ પર સરી આવતી હતી તેને જગાએ પાછી ફેંકવા મોઢું ત્રાંસું ઉછાળતો મુકુન્દ રસપ્રદ છે. શિલાલેખ બતાવવાના પિતાના સૂચનને ફંગોળાતું જ્યારે જોઈએ છીએ ત્યારે આ વાર્તાના આસ્વાદનું શીર્ષક જ મને: 'શિલાલેખ ઃર ધૂળ ચડી છે!' આપવાનું મન થાય છે. માત્ર મર્યાદાને/પરત્વે નહિ પણ સમગ્ર પરંપરાને ધિક્કારતી આધુનિકતા દિશાહીન છે.

ચોથા ખંડકમાં અપમાનોની રમઝટ જાહેરમાં થઈ હતી. હવે વાર્તાનો પાંચમો ખંડક આરંભાય છે: મિત્રો સૂઈ ગયા છે. પિતાએ એકાવાળાના ભાડા અંગે કરેલી રકઝકથી મુકુન્દરાય અકળાયેલો છે. એણે કરેલી સવામણ રકઝક કોઈ હિસાબમાં નથી! એ 'ડોસા' સાથે 'ચોખવટ' કરી લેવા ધારે છે. અપમાનોથી જ જેમનું પેટ ભરાઈ ગયું છે તેવા રઘનાથ 'રુચિ નથી' કહીને જમ્યા નથી.

એમની પાસે મુકુન્દ જાય છે. ચોખ્ખા પિતા પાસે શેની 'ચોખવટ' માગવી તે ઘડીભર તો સૂઝતું જ નથી. એની બધી જ વ્યાકુળતા એના ઢંગધડા વગરના વાર્તાલાપમં દીપી ઊઠે છે. હોસ્ટેલમાં મોકલાતા પૈસા ઓછા પડે છે તેની રજૂઆત કરી ખેતરો વેચી દેવાનું મુકુન્દ પિતાને સૂચવે છે।

| રઘનાથ | મુકુન્દરાય |
| --- | --- |
| 'એમ ન થાય' | 'ઠીક ત્યારે' |

પિતા-પુત્ર વચ્ચેનો આ સંવાદ સમતુલા સૂચવે છે. અત્યાર લગી અપમાનો કરવા/સહેવા ચાલતું હતું. હવે બરોબરિયો ઉત્તર રઘનાથ વાળે છે. મુકુન્દ પણ પડકાર ફેંકતો હોય એમ જ ગયો. હવે પિતા માત્ર અપમાન સહન નથી કરતા એટલું જ નહિ કટાક્ષ સુધ્ધાં કરે છે. ભાઈ અને ભાઈબંધોએ ખૂબ પાણી વાપર્યું હોવાથી બે હાંડા લઈને પાણી ભરવા જતી ગંગાને એ રોકે છે અને કહે છે એમાં હળવો ચાબખો છે મુકુન્દ તરફ.

'ગંગા, બે હાંડા શા માટે લે છે? બહુ પાણી જોઈએ તો પૈસા દઈ મગાવ.' ઊંચે સાદે કુટુંબની ખોદણી કરતો મુકુન્દ પિતાને સંભળાય તેમાં સ્ટવ જવાબદાર બને! કેટલી ઝીણી તકેદારી સર્જકે રાખી છે.

હવે વાર્તાનો છઠ્ઠો અને છેલ્લો ખંડક. 'હાથમાં લાકડી ફેરવતો' (આ અનુભાવ સૂચક છે.) મુકુન્દ રાહ નહિ જોવાનું કહીને મિત્રોને સ્ટેશને મૂકવા જાય છે. 'રઘનાથ એક જ બિંદુ તરફ નજર કરી બેસી રહે' એ અનુભાવ વ્યથા સહજ વ્યક્ત કરે છે. 'મુકુન્દ ગયો છે' એવી રચાતી (એકાવાળાના કારણે) પતાકાસ્થાન પ્રયુક્તિ કે રઘનાથે અંતે કહેલી વાર્તા, વાર્તા સાંભળતાં શિથિલ થતા જતા હોંકારા વિશે આપણા વિવેચને પર્યાપ્ત કહ્યું છે.

લેખકે દર્શનને, તો રઘનાથ સમા પાત્રે આડકથા દ્વારા

વ્યથાને સાંકેતિક રૂપ જ આપ્યું! સર્વજ્ઞના કથનકેન્દ્ર દ્વારા અહીં ઘણું બિનજરૂરી કહેવાયું છે જે કાળગ્રસ્ત છે. બાકી બદલાતા સામાજિક સંદર્ભોમાં તરડાતા સંબંધોને આલેખવાની નેમ રાખનાર સહુ તળપદ/નગરપદના સર્જકને 'મુકુન્દરાય' સમી ઘેર બેઠાં ગંગા જેવી બીજી કોઈ પ્રેરણા નથી. □

મુક્તક / રતિલાલ 'અનિલ'

અપેક્ષા, અપેક્ષા, નવી નિત્ અપેક્ષા,
કે માગણ થવાની મળી જાણે શિક્ષા!
હું પોતાને આપી શકું છું એ ભૂલ્યો.
હતું ચાલવાનું, કરી ત્યાં પ્રતીક્ષા!

મુક્તક / રતિલાલ 'અનિલ'

કે, અક્ષર ખોઈ બેસે છે, ને શબ્દો ખોઈ બેસે છે,
કહીં સંબોધતા બીજાને સાદો ખોઈ બેસે છે;
ઊઠે છે અંતરે એવો અરવ રવ, સાંભળી રહીએ:
પછી મન આ તરંગો ને વિવાદો ખોઈ બેસે છે.

41284

# સમાચાર

* ભારતીય સંસદની શિયાળુ બેઠક ૭મી ડિસેમ્બરથી શરૂ થઈ છે.
* નાગપુરમાં ૨૩મી નવેમ્બરે ગોવારી આદિવાસીઓની રેલી પર લાઠી ચાર્જ થતાં થયેલી નાસભાગમાં કચડાઈ મરેલા સવાસો સ્ત્રીઓ–બાળકો–પુરુષો માર્યા ગયા હતા તે દુર્ઘટનાની તપાસ માટે મહારાષ્ટ્ર સરકારે એક વ્યક્તિનું તપાસ પંચ નીમ્યું.
* ભારતીય અંતરિક્ષ અનુસંધાન ઇસરોમાં જાસૂસી થયાની અને કેટલાંક વૈજ્ઞાનિક રહસ્યો ફુટી ગયાની ઘટના બની છે. સી. બી આઈ. એ પ્રકરણની તપાસ હાથ ધરી છે.
* અમેરિકી રિપબ્લિકલ પાર્ટીની સંસદીય સમિતિના કાર્યકાર જૂથે તેના અહેવાલમાં જણાવ્યું છે કે પાકિસ્તાનની જાસૂસ સંસ્થા સી.આ.ઈ.એ.એ આખી દુનિયામાં ઇસ્લામી કટ્ટરવાદ ફેલાવવા માટે મરહમ-એ-દાવતી ઇસ્લામી નામની સંસ્થા રચી છે.
* પાકિસ્તાનના કરાચી શહેરમાં એકધારી ચાલુ રહેલી વંશીય અ‍ં સામ્પ્રદાયિક અથડામણોમાં ચાલુ વર્ષે ૬૦૦ માણસો માર્યા ગય છે તેમાં પોલિસોનો પણ સમાવેશ થાય છે.
* આંધ્ર પ્રદેશમા થયેલી ચૂંટણીનો બહિષ્કાર કરવાનું એલાન નકસલ વાદી ત્રાસવાદીઓએ આપ્યું છે તેમના ક્ષેત્ર વારંગલના ચા જિલ્લામાં ૬૦ થી ૭૦ ટકા મતદાન થયું હતું.
* મુંબઈ, મહાનગરપાલિકાએ કચરો બાળી તેમાંથી વીજળી ઉત્પન્ન કરવાની યોજના કરી છે. આખી દુનિયામાં આ પ્રકારની ત પહેલી યોજના છે.
* પાકિસ્તાન રશિયાના લડાયક વિમાનો એસ. યુ.–૨૭ ખરીદવાનો સોદો બેનઝીર ભુટ્ટો આવતા માસે મોસ્કો જાય ત્યારે કરે એથ આ ઉપખંડ વિસ્તારની લશ્કરી સમતુલા જોખમાશે એવી ચિંત રશિયા સમક્ષ વ્યક્ત કરી છે.
* થોડા સમય પર સુરતમાં થયેલા ચેપી રોગ પ્લેગના તપાસ માટેન નમૂના અમેરિકી વિજ્ઞાનીઓએ સૂરત આવી ભેગા કર્યા હતા તે ગુમ થયાના સમાચાર ખોટા હોવાનું સરકારે રાજ્યસભામાં

